શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ સ્મારક ગ્રંથ નં. ૩૦

# પ્રાચીન હિંદમાં સંઘજીવન

કર્તા

ભરતરામ ભાનુસુખરામ મહેતા

"અશોકના શિલાલેખો" "અશોકચરિત", "પ્રાચીન હિંદમાંની કેળવણી", "શ્રી હર્ષ", "સમુદ્રગુપ્ત" વગેરે વગેરેના કર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

રૂ. ૩ા—

:: કિમ્મત [illegible] ::

# શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત

ઇ. સ. ૧૮૬૪ માં મુંબાઈના મરહુમ શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ અમદાવાદ પધાર્યા હતા, ત્યારે તેમણે ગુજરાતના જુવાન માણસોમાં બુદ્ધિનાં કામ કરવાની હોંશ વધારવાને તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનાં ઉપયોગી કામને પુષ્ટિ આપવા સારૂ રૂ. ૨૫૦૦ સોસાઇટીને સોંપ્યા હતા; અને એવી ઇચ્છા જણાવી હતી કે, તેની પ્રોમીસરી નોટો લઈ તેના વ્યાજમાંથી ઇનામ આપી શુદ્ધ ગુજરાતીમાં સારા નિબંધ તથા પુસ્તક રચાવવાં.' તે પ્રમાણે આ ફંડમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તકો તૈયાર કરાવી સોસાઇટીએ છપાવેલાં છે:

(૧) ગુજરાતી ભાષાનો ઇતિહાસ (૩જી આવૃત્તિ)
(૨) દૈવજ્ઞદર્પણ
(૩) ગુજરાતના ભીખારીઓ
(૪) ભિક્ષુક વિષે નિબંધ
(૫) અર્થશાસ્ત્ર
(૬) સ્ત્રી નીતિધર્મ (૫મી આવૃત્તિ)
(૭) ગુજરાતના ઉત્કર્ષનાં સાધન વિષે નિબંધ
(૮) દુકાળ વિષે નિબંધ
(૯) સેવિંગ બેંકની અગત્ય વિષે
(૧૦) સ્થાનિક સ્વરાજ્ય
(૧૧) અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો (૩જી આવૃત્તિ)
(૧૨) જ્ઞાનવચન
(૧૩) પ્રાચીન ભરતખંડનો મહિમા
(૧૪) પ્રેસિડંટ લીંકનનું ચરિત્ર



(૧૫) મોહસિનીનાં નીતિવચનો
(૧૬) માર્કો પોલોનો પ્રવાસ
(૧૭) જીવતત્ત્વ
(૧૮) વનસ્પતિ તત્ત્વજ્ઞાન
(૧૯) નવરાશના વખતમાં ગમ્મત અને જ્ઞાન
(૨૦) ખેતર, વાડી અને બગીચાની ઉપજ વધારનારાં ખાતર વિષે નિબંધ
(૨૧) બ્રિટિશ હિન્દનો આર્થિક ઇતિહાસ, ભા. ૧
(૨૨) અગ્નિમાંદ્ય
(૨૩) નિરોગી રહેવાના ઉપાય
(૨૪) યજ્ઞરહસ્ય
(૨૫) સૌન્દર્ય અને લલિતકળા
(૨૬) વિચારસ્વાતંત્ર્યનો ઇતિહાસ
(૨૭) વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં-૧
(રેડિયો, વાયરલેસ, પિક્ચર્સ અને ટેલીવિઝન)
(૨૮) વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં-૨
(મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર)
(૨૯) પદાર્થવિજ્ઞાન ભા. ૧ લો
(૩૦) પ્રાચીન હિંદમાં સંઘજીવન.

ગુ. વ. સોસાઇટી
અમદાવાદ.
તા. ૧૦-૧૦-૧૯૩૪

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.

# પ્રસ્તાવના

ગુજરાતી સાહિત્યમાં સંઘજીવનને લગતાં પુસ્તકો ગણ્યાંગાંઠયા છે. તેમાં પણ આપણા દેશના પ્રાચીન લોકજીવનમાં સંઘશક્તિ કેટલો ભાવ ભજવતી હતી તેનો ઇતિહાસ સ્વતંત્ર રીતે તો કોઇએ લખેલો જાણ્યામાં નથી. "પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય" નામક ગુજરાતી ગ્રંથ શ્રીયુત રાધાકુમુદ મુકરજીના અંગ્રેજી ગ્રંથના ભાષાંતર રૂપે વડોદરા રાજ્ય તરફથી "શ્રી સયાજી સાહિત્યમાળા"-માં પ્રસિદ્ધિ પામેલો છે. તેના પૂરક ગ્રંથ રૂપે આ ગ્રંથ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારના અંગ્રેજી ગ્રંથના અનુવાદ તરીકે "પ્રાચીન હિંદમાં સંઘજીવન" નામથી 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' તર-ફથી પ્રસિદ્ધ થાય છે.

આપણા દેશની સંસ્કૃતિનો સાદ્યંત ઇતિહાસ લખવો, એ કાંઇ બાળકનો ખેલ નથી. એવો ઇતિહાસ લખવાની ઉત્સુકતા ધરાવનાર લેખકે નિષ્પક્ષપાત તથા પર રહીને પણ પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ પાડવો જોઇએ, કોઈ પણ જાતના રંગથી રંગાયા વગર અભ્યાસ-પૂર્ણ વિધાન કરવું જોઇએ, પોતાના મંતવ્યને ઠોકી બેસાડવાનો પ્રયત્ન ન કરવો જોઇએ, ઉપલબ્ધ તમામ સ્થૂળ સાહિત્યને સૂક્ષ્મ બુદ્ધિથી છણી કાઢીને વ્યવસ્થિત રીતે ગોઠવવું જોઇએ, અપરિપક્વ સિદ્ધાંતોને પરિપક્વ સ્વરૂપે સ્થાપિત કરતા પહેલાં પૂર્ણ વિચાર કરવો જોઇએ, કોઈ પણ વિષય પરત્વે દિવ્ય સિદ્ધાંતો કે એકતરફી મંત-વ્યો કે સંદિગ્ધ પ્રશ્નો અથવા તકરારી બાબતો આગળ કરવાં ન જોઇએ. લેખક પોતે આપણા જીવનના આદર્શો આપખુદીથી ન ઠરાવે; તે જે વર્ણન કરે તે ઉતાવળે અગર મનમાં આવે તેવી રીતે ન કરે; તે ઉક્ત આદર્શોની જે કિંમત આંકે તે અસત્ય કે સંકુચિત ન હોય; અને તે એ આદર્શોનો જે ભાવાર્થ કાઢે તે સંદિગ્ધ ન હોય; એ ખાસ જરૂરનું છે. આવા પ્રકારની ભૂલથાપ-

માંથી બચી જવું હોય તો તેવા લેખકે સામાજિક તત્ત્વવેત્તા બનવું જોઇએ, નીરક્ષીરન્યાયે સંબંધકર્તા તમામ હકીકત ભેગી કરવાની બાબતમાં અને તે પૈકીની સરખેસરખી માહિતીનું એકીકરણ કરીને તેનું અદ્દભુત રૂપાંતર કરવાની બાબતમાં તીક્ષ્ણ બુદ્ધિ અને ઊંડી દૃષ્ટિ રાખવી જોઇએ, તેમ જ એ તમામ એકત્રિત માહિતીનું અવલોકન તથા વર્ણન ખાસ શાસ્ત્રીય પદ્ધતિએ કરવું જોઇએ અને તેમાંથી બુદ્ધિપૂર્વક તથા પાકા પાયે તારતમ્ય મેળવવું જોઇએ, એટલું જ નહિ પણ એવી માહિતીના સંબંધમાં જે ટીકા કરવામાં આવે તેની બાબતમાં બહુ સાવધાન રહેવું જોઇએ. જે લેખક આ બધી બાબતો ધ્યાનમાં રાખીને વિધાનો કરે તે આપણા લોકજીવનના આદર્શો ઉત્તમોત્તમ રૂપે રજુ કરી શકે અને માનવજાતિની સંસ્કૃતિ ઉત્પન્ન તથા પ્રગત થવામાં જીવનસંબંધી તેમ જ અધ્યાત્મસંબંધી જે ગહન ક્રિયાઓ પરસ્પર થઇ રહી હોય છે તેમના ઇતિહાસનો તુલનાત્મક અભ્યાસ તે પોતે કરી શકે તેમ જ વાચકને કરાવી શકે.

આ ગ્રંથના મૂળ લેખકે આમાંની ઘણીખરી બાબતો ધ્યાનમાં રાખી છે, એ ખુશીની વાત છે. તેમણે પોતાના ગ્રંથને પાંચ ભાગમાં વહેંચી નાખ્યો છે.

પહેલા પ્રકરણમાં શ્રેણીઓની આર્થિક પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. મધ્યયુગના યુરોપમાં વેપારીઓના જે સંઘ પ્રચલિત હતા તેમને મળતી કારીગરોની શ્રેણીઓ આપણા દેશમાં પ્રાચીનકાળમાં કેવી રીતે સ્થાપિત થઈ તેમ જ વિકસિત થઈ, તથા તેમને ધીમેધીમે કેવી રીતે ને કેવા કેવા અધિકારો પ્રાપ્ત થતા ગયા, છેવટે તેમણે પોતાનું વિશિષ્ટ બંધારણ કેવી રીતે વિકસાવ્યું, તેમ જ ધારાધોરણ ઘડવાના તથા તેમનો અમલ કરવાના હક્ક તેમને કેમ પ્રાપ્ત થયા, તેનું સુંદર વર્ણન તેમાં આપેલું છે. તદુપરાંત હાલના

સમયની સુધરાઇઓ, પેઢીઓ, વેપારીસંઘો, સંયુક્તભંડોળવાળી અને નિયમિત જવાબદારીવાળી મંડળીઓ વગેરે સંસ્થાઓનાં કર્તવ્યોને મળતાં કર્તવ્યો તે સમયે પણ ઉક્ત પ્રકારની શ્રેણીરૂપ સંસ્થાઓ કેમ કરતી હતી, તેનો ટૂંકો ઇતિહાસ પણ તેમાં અપાયેલો છે.

બીજા તથા ત્રીજા પ્રકરણમાં શ્રેણીઓની રાજકીય જીવનમાંની પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રાચીન કાળમાં આપણા દેશમાં રાજસત્તાક રાજ્યો હતાં તેમ બિનરાજસત્તાક રાજ્યો પણ હતાં. તે પૈકીનાં રાજસત્તાક રાજ્યોની હકીકત બીજા પ્રકરણમાં આપેલી છે. રાજાઓની ચૂંટણી કેવી રીતે કરવામાં આવતી, રાજાઓ ઉપર અંકુશ રાખનારી પ્રજાપ્રતિનિધિસભાઓ કેવાં કેવાં કામો કરતી અને કેટલું બધું મહત્ત્વ ધરાવતી, સ્વારાજ્ય ભોગવતી ગ્રામસમિતિ તથા ગ્રામસભા કયાં કયાં કામો કરતી તથા કેવા કેવા અધિકારો ભોગવતી, મહાસભા તથા મહાજનો કયાં કયાં કામો કરતાં, મહાસભાઓ કેવા કેવા પ્રકારની સમિતિઓ નીમતી તથા તેઓ કેવાં કેવાં કામો કરતી અને કેવા કેવા હક્ક ભોગવતી—એકંદરે નાના મોટા વિસ્તારમાં સ્થાનિક શ્રેણીઓ કેવી કેવી પ્રવૃત્તિઓ કરતી, તેનું અતિરસિક વર્ણન બીજા પ્રકરણમાં આપવામાં આવ્યું છે. ત્રીજા પ્રકરણમાં બિનરાજસત્તાક રાજ્યોનું વર્ણન આપવામાં આવેલું છે. કૌટિલ્યે જેમને ‘ વૈરાજ્ય ’ કહ્યાં છે તે બિનરાજસત્તાક રાજ્યો ઇસ્વી સન પૂર્વે ચોથી સદીમાં મહાન્ સિકંદર રાજાના સમયમાં આપણા દેશમાં પંજાબ પ્રાંતમાં પ્રચલિત હતાં, અને છેક ઈસ્વી સનની પાંચમી સદી સુધી આપણા દેશના વિવિધ ભાગોમાં તેઓ હયાતી ધરાવતાં હતાં. હાલના ગુરખાઓ વગેરેની મૂળ મૉંગોલિયન જાતિના હિમાલયવાસી અનાર્ય લોકોમાં આવી જાતનું પ્રજાસત્તાક રાજ્યતંત્ર પ્રચલિત હતું. મૉંગોલિયન લોકો આપણા દેશમાં ક્રમશઃ ઓતપ્રોત થઇ ગયા તેથી કે પછી બળવત્તર વંશોનો ઉદય થયો તેથી અથવા તો પછી પરદેશી લોકોના હુમલાઓ થયા તેથી

માંથી બચી જવું હોય તો તેવા લેખકે સામાજિક તત્ત્વવેત્તા બનવું જોઇએ, નીરક્ષીરન્યાયે સંબંધકર્તા તમામ હકીકત ભેગી કરવાની બાબતમાં અને તે પૈકીની સરખેસરખી માહિતીનું એકીકરણ કરીને તેનું અદ્દભુત રૂપાંતર કરવાની બાબતમાં તીક્ષ્ણ બુદ્ધિ અને ઊંડી દૃષ્ટિ રાખવી જોઇએ, તેમ જ એ તમામ એકત્રિત માહિતીનું અવલોકન તથા વર્ણન ખાસ શાસ્ત્રીય પદ્ધતિએ કરવું જોઇએ અને તેમાંથી બુદ્ધિપૂર્વક તથા પાકા પાયે તારતમ્ય મેળવવું જોઇએ, એટલું જ નહિ પણ એવી માહિતીના સંબંધમાં જે ટીકા કરવામાં આવે તેની બાબતમાં બહુ સાવધાન રહેવું જોઇએ. જે લેખક આ બધી બાબતો ધ્યાનમાં રાખીને વિધાનો કરે તે આપણા લોકજીવનના આદર્શો ઉત્તમોત્તમ રૂપે રજુ કરી શકે અને માનવજાતિની સંસ્કૃતિ ઉત્પન્ન તથા પ્રગત થવામાં જીવનસંબંધી તેમ જ અધ્યાત્મસંબંધી જે ગહન ક્રિયાઓ પરસ્પર થઇ રહી હોય છે તેમના ઇતિહાસનો તુલનાત્મક અભ્યાસ તે પોતે કરી શકે તેમ જ વાચકને કરાવી શકે.

આ ગ્રંથના મૂળ લેખકે આમાંની ઘણીખરી બાબતો ધ્યાનમાં રાખી છે, એ ખુશીની વાત છે. તેમણે પોતાના ગ્રંથને પાંચ ભાગમાં વહેંચી નાખ્યો છે.

પહેલા પ્રકરણમાં શ્રેણીઓની આર્થિક પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. મધ્યયુગના યુરોપમાં વેપારીઓના જે સંઘ પ્રચલિત હતા તેમને મળતી કારીગરોની શ્રેણીઓ આપણા દેશમાં પ્રાચીનકાળમાં કેવી રીતે સ્થાપિત થઈ તેમ જ વિકસિત થઈ, તથા તેમને ધીમેધીમે કેવી રીતે ને કેવા કેવા અધિકારો પ્રાપ્ત થતા ગયા, છેવટે તેમણે પોતાનું વિશિષ્ટ બંધારણ કેવી રીતે વિકસાવ્યું, તેમ જ ધારાધોરણ ઘડવાના તથા તેમનો અમલ કરવાના હક્ક તેમને કેમ પ્રાપ્ત થયા, તેનું સુંદર વર્ણન તેમાં આપેલું છે. તદુપરાંત હાલના

સમયની સુધરાઇઓ, પેઢીઓ, વેપારીસંઘો, સંયુક્તભંડોળવાળી અને નિયમિત જવાબદારીવાળી મંડળીઓ વગેરે સંસ્થાઓનાં કર્તવ્યોને મળતાં કર્તવ્યો તે સમયે પણ ઉક્ત પ્રકારની શ્રેણીરૂપ સંસ્થાઓ કેમ કરતી હતી, તેનો ટૂંકો ઇતિહાસ પણ તેમાં અપાયેલો છે.

બીજા તથા ત્રીજા પ્રકરણમાં શ્રેણીઓની રાજકીય જીવનમાંની પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રાચીન કાળમાં આપણા દેશમાં રાજસત્તાક રાજ્યો હતાં તેમ બિનરાજસત્તાક રાજ્યો પણ હતાં. તે પૈકીનાં રાજસત્તાક રાજ્યોની હકીકત બીજા પ્રકરણમાં આપેલી છે. રાજાઓની ચૂંટણી કેવી રીતે કરવામાં આવતી, રાજાઓ ઉપર અંકુશ રાખનારી પ્રજાપ્રતિનિધિસભાઓ કેવાં કેવાં કામો કરતી અને કેટલું બધું મહત્ત્વ ધરાવતી, સ્વારાજ્ય ભોગવતી ગ્રામસમિતિ તથા ગ્રામસભા કયાં કયાં કામો કરતી તથા કેવા કેવા અધિકારો ભોગવતી, મહાસભા તથા મહાજનો કયાં કયાં કામો કરતાં, મહાસભાઓ કેવા કેવા પ્રકારની સમિતિઓ નીમતી તથા તેઓ કેવાં કેવાં કામો કરતી અને કેવા કેવા હક્ક ભોગવતી—એકંદરે નાના મોટા વિસ્તારમાં સ્થાનિક શ્રેણીઓ કેવી કેવી પ્રવૃત્તિઓ કરતી, તેનું અતિરસિક વર્ણન બીજા પ્રકરણમાં આપવામાં આવ્યું છે. ત્રીજા પ્રકરણમાં બિનરાજસત્તાક રાજ્યોનું વર્ણન આપવામાં આવેલું છે. કૌટિલ્યે જેમને 'વૈરાજ્ય' કહ્યાં છે તે બિનરાજસત્તાક રાજ્યો ઇસ્વી સન પૂર્વે ચોથી સદીમાં મહાન્ સિકંદર રાજાના સમયમાં આપણા દેશમાં પંજાબ પ્રાંતમાં પ્રચલિત હતાં, અને છેક ઇસ્વી સનની પાંચમી સદી સુધી આપણા દેશના વિવિધ ભાગોમાં તેઓ હયાતી ધરાવતાં હતાં. હાલના ગુરખાઓ વગેરેની મૂળ મૉંગોલિયન જાતિના હિમાલયવાસી અનાર્ય લોકોમાં આવી જાતનું પ્રજાસત્તાક રાજ્યતંત્ર પ્રચલિત હતું. મૉંગોલિયન લોકો આપણા દેશમાં ક્રમશઃ ઓતપ્રોત થઇ ગયા તેથી કે પછી બળવત્તર વંશોનો ઉદય થયો તેથી અથવા તો પછી પરદેશી લોકોના હુમલાઓ થયા તેથી

આવાં પ્રજાસત્તાક રાજ્યો નષ્ટ થવા પામ્યાં, એમ કહી શકાય તેમ છે. હવે, પ્રાચીન કાળમાં રાજકીય ક્ષેત્રમાં કોને 'ગણ' કહેવામાં આવતા, કયા કયા પ્રકારના ગણો પ્રચલિત હતા, તેમાંના લિચ્છવી ગણનાં તથા શાક્ય ગણનાં બંધારણ તથા કર્તવ્યો કેવાં કેવાં હતાં, પ્રજાસત્તાક રાજ્યોની સભામાં કયી પદ્ધતિએ કામ ચલાવવામાં આવતું, તેમ જ યૌધેયો, માલવો, અર્જુનાયનો, ઔદુંબરો, કુણિંદો, વૃષ્ણિઓ અને શિબિઓ જેવા બિનરાજસત્તાક ગણો કયા કયા પ્રકારના હતા તથા કેવી રીતે નાબૂદ થઈ ગયા, તેનું બહુ બોધક વર્ણન ત્રીજા પ્રકરણમાં આપેલું છે.

ચોથા પ્રકરણમાં શ્રેણીઓની ધાર્મિક જીવનમાંની પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવેલું છે. તેમાં ખાસ કરીને બૌદ્ધ ભિક્ષુઓના સંઘનું, બૌદ્ધ ભિક્ષુણીઓના સંઘનું, બૌદ્ધ સંઘની સાથેના ભિક્ષુભિક્ષુણીઓના સંબંધનું, બૌદ્ધ સંઘની વિશિષ્ટ સંસ્થાઓનું તથા ક્રિયાઓનું તેમ જ તેની સભાની કાર્યપદ્ધતિનું રસિક વર્ણન કરેલું છે.

પાંચમા પ્રકરણમાં શ્રેણીઓની સામાજિક જીવનમાંની પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. 'વર્ણ' નામક સામાજિક શ્રેણીની ઉત્પત્તિ અને પ્રગતિ વિષે બહુ આકર્ષક વર્ણન તેમાં આપેલું છે. શરૂઆતની સાદી સામાજિક શ્રેણી ધીમે ધીમે વિકસિત થઈને કેવી રીતે હાલના 'જ્ઞાતિ' ના રૂપમાં પરિણત થઈ, તેની ખાસ બોધક વિગતો તેમાં આપેલી છે. તદુપરાંત શિક્ષણ, સમાજ, સ્નેહસંમેલન અને સમાજસેવા જેવી બાબતોમાં પણ કેવા પ્રકારે સંઘજીવનની ભાવના તે કાળે પણ દૃગ્ગોચર થતી હતી, તેનું વર્ણન આ પ્રકરણમાં આપવામાં આવ્યું છે.

આપણા પ્રાચીન કાળના આર્થિક, ધાર્મિક અને સામાજિક જીવનમાંની શ્રેણીઓની પ્રવૃત્તિઓ પરત્વે સાધારણ વાચકને પ્રમાણમાં ઓછો રસ પડે; પરંતુ ખાસ કરીને આપણી પ્રાચીન શ્રેણીઓની રાજકીય જીવનમાંની પ્રવૃત્તિઓ વિષે વાચકને વિશેષ

પ્રમાણમાં રસ પડે, એ સંભવિત છે. આ વિષય પરત્વે જે તે વાચક આ ગ્રંથમાંથી ઘણી માહિતી મેળવી શકે તેમ છે. અમારી અલ્પબુદ્ધિ પ્રમાણે તે સમયના રાજકીય ઇતિહાસનું અમારું નમ્ર વિહંગાવલોકન અહીં અમે નોંધીએ છીએ.

દુનિયાનો પ્રાચીનમાં પ્રાચીન ઐતિહાસિક સમય આપણા દેશનો વેદકાળ છે. એ સમયે પણ પ્રચલિત સમાજમાં બંધારણની જરૂરિયાત ઊભી થઈ હોવી જોઇએ, અને તેથી બંધારણનો ઉદ્‌ભવ તે સમયે થયાનું વેદોના આધારે જણાઈ આવે છે. વખત જતાં સમાજની પ્રગતિની સાથે સાથે તેના બંધારણની પણ પ્રગતિ થતી ગઈ, અને મનુ, આપસ્તંબ, બૃહસ્પતિ, નારદ, વાજસનેય, યાજ્ઞવલ્ક્ય, શુક્રાચાર્ય, વસિષ્ઠ, ગૌતમ વગેરેના જેવા મહારથીઓએ જે તે વખતે પોતપોતાના ગ્રંથમાં બંધારણ પરત્વે એકીકરણ કરેલું, એમ જણાય છે. આવા વેદગ્રંથો, ધર્મશાસ્ત્રો, ધર્મસૂત્રો, 'રામાયણ,' 'મહાભારત,' બૌદ્ધ ગ્રંથો વગેરે આધારભૂત ગ્રંથોના આધારે જ આપણા જમાનાના લેખકો પ્રાચીન કાળના સમાજબંધારણ વિષે માહિતી મેળવી શકેલા છે, એ નિર્વિવાદ છે. પરંતુ તેવા લેખકોનાં મંતવ્યોનો ભાવાર્થ જૂદી દૃષ્ટિથી પ્રદર્શિત કરાવે એવો ગ્રંથ થોડા સમય ઉપર જ જડી આવ્યો છે. તેણે અત્યારસુધીમાં માન્ય થઈ પ્રચલિત થયેલા સિદ્ધાંતોના દૃષ્ટિકોણમાં મહત્ત્વનો ફેરફાર કરી નાખ્યો છે. તે ગ્રંથનું નામ "કૌટિલ્યકૃત અર્થશાસ્ત્ર" છે. ભૂતકાળની રાજકીય પ્રણાલિકાને સૂક્ષ્મ સ્વરૂપે એ ગ્રંથમાં કૌટિલ્યે રજુ કરેલી છે. અત્યારે તો આપણા દેશના અતિપ્રાચીન રાજનીતિશાસ્ત્ર સંબંધે સઘળું જ્ઞાન એ ગ્રંથના આધારે અનુમાનવામાં આવે છે.

પ્રાચીનમાં પ્રાચીન સમાજ જે સમયે નિર્દોષ જીવન ગુજારતો હશે તે સમયે સખ્તાઈનાં કાંઈ પગલાં ભરવાની જરૂર જ પડી નહિ હોય, એમ માની શકાય છે. પરંતુ પોતાની શરૂઆતની નિર્દોષતાને કલુષિત કરીને જે સમયે સમાજ દૂષિત થવા લાગ્યો અને

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર જેવા ષડ્રિપુનો ભોગ થતો ચાલ્યો તે સમયે સમાજમાં દંડનીતિ દાખલ કરવાની જરૂર પડી. એ દંડનીતિને કારોબારી સત્તાનું નીતિશાસ્ત્ર કહો કે ગુના સંબંધી દમનનીતિ કહો કે પછી સમાજશાસ્ત્રનું એકીકરણ કહો. પરંતુ સમાજના નિયમનને માટે જ એ દંડનીતિ ઉદ્દ્ભૂત થવા પામી હતી, એ ચોક્કસ છે. સમાજ એવી કલુષિત સ્થિતિમાં હતો તે સમયે જગન્નિયંતાએ સમાજનિયંતાઓને સામાજિક હિતના પરમ સિદ્ધાંતોની પ્રેરણા કરી. પ્રાચીન કાળથી મુખગત પરંપરાએ ઉતરતા આવેલા એ સિદ્ધાંતોને પાછળના સમયના તત્ત્વવેત્તાઓએ સંક્ષેપમાં એકત્ર કર્યા, અને ચિરંજીવી વ્યાસે 'મહાભારત' નાં અઢાર પર્વોમાં એ સિદ્ધાંતોનો સારોદ્ધાર કર્યો. દંડનીતિનો સિદ્ધાંત સિદ્ધ થયો.

આમ દંડનીતિનું પ્રતિષ્ઠાપન થયું એટલે પછી તેનો અમલ કરનાર અધિકારી સ્થાપવાની જરૂર તુર્ત જ જણાઈ. મનુના સમયના સુખવિલાસી અને શાંતિપ્રિય સમાજે એકંદર વિચાર કરીને 'રાજા' નામક અધિકારી ઉપસ્થિત કર્યો હશે, એટલે એ રીતે રાજસત્તા ઉદ્દ્ભવને પામી હોવી જોઇએ. 'મહાવંશ'માં કહ્યું છે તેમ, પ્રથમ રાજા "મહાસંમત" કહેવાયો હતો. અર્થાત્ સૌએ સંમત થઇને એક પ્રકારનો કરાર કરીને મનુને જ 'રાજા' તરીકે નીમ્યો હશે, એમ લાગે છે. તે સમયે ધર્મ જ ન્યાય હતો, એટલે મનુએ દંડનીતિના સિદ્ધાંતના આધારે ધર્મરાજ્ય સ્થાપિત કરવાની કોશીશ કરી, અને તેના બંધારણ તરીકે તેણે 'મનુસ્મૃતિ'ની રચના કરી, એમ કહી શકાય. ધર્મરાજ્યમાં ધર્મનું પાલન બરાબર રીતે થાય તેટલા માટે સમાજને વ્યવસ્થિત કરવાની જરૂર પડી એટલે 'ગુણના અને કર્મના વિભાગે' ચાતુર્વર્ણ્યની સંસ્થા ઊભી થવા પામી. સમાજરૂપી શરીરના માથા તરીકે બ્રાહ્મણો, તેના હાથ તરીકે ક્ષત્રિયો, તેની જાંગ તરીકે વૈશ્યો અને તેના પગ તરીકે શૂદ્રો ગણાય, એમ એક સ્થળે કહેલું છે તે ખરી વસ્તુસ્થિતિનો ખ્યાલ આપે છે. એમાં ઉચ્ચની-

ચનો ભાવ ન હતો પણ સહકારનો ભાવ હતો. જેમ શરીરનાં અંગોપાંગો વ્યવસ્થિત રીતે કામ કરે તો જ આખું શરીર વ્યવસ્થિત રહી શકે તેમ ઉક્ત ચાર વર્ણો વ્યવસ્થિત રીતે કર્તવ્યકર્મ કરે તો જ આખો સમાજ વ્યવસ્થિત રૂપે રહી શકે, એમ તે સમયે અવશ્ય મનાતું હતું. નીતિમય અને અધ્યાત્મપરાયણ જીવન જીવી શકાય અને યથાસ્થિત નિયમન જળવાઈ રહે તેટલા માટે જેમ સમષ્ટિના ઉક્ત ચાર ભાગ પડયા તેમ વ્યક્તિના પણ ચાર ક્રમ ઠર્યા અને તે ચાર 'આશ્રમ' કહેવાયા.

જે સમાજમાં નિરંતર ફેરફાર થતા રહેતા હોય અને જે સમાજ નવાનવા ફેરફાર કરવાને સદા તત્પર રહેતો હોય તે સમાજમાં સ્વાભાવિક રીતે અસંતોષનાં બીજ ઊંડાં મૂળ ઘાલે, અને તેના પરિણામમાં બેકારી, હડતાલ, વગેરે દૂષણો દૃઢ થઈ રહે. આપણા પ્રાચીન સમાજને આ સિદ્ધાંત લાગૂ પડતો ન હતો તેથી હાલની માફક તે સમયે સમાજ વિભક્ત ન હતો અને તેનું બંધારણ અવ્યવસ્થિત ન હતું. સંઘશક્તિના સિદ્ધાંતને અનુસરી પૂર્ણ ઐક્યને પામેલા આપણા પ્રાચીન રાષ્ટ્ર–સમાજનો સર્વોપરિ અધિકારી રાજા ગણાતો હતો. કૌટિલ્યે જેને 'પ્રકૃતિઓ' કહી છે તે 'સપ્તાંગો'–સ્વામી (રાજા), અમાત્ય (મંત્રી), સુહૃદ (મિત્રરાજ્ય), કોશ (ખજાનો), રાષ્ટ્ર (દેશ), દુર્ગ (કિલ્લો) અને બલ (લશ્કર)–આપણા પ્રાચીન રાષ્ટ્ર–સમાજના આધારભૂત સ્તંભરૂપ હતાં. "મનુસંહિતા" (૭, ૫૬)માં કહ્યું છે કે, રાજ્યનું ખુદ અસ્તિત્વ 'સ્થાન' ઉપર રહેલું છે. કુલ્લુકભટ્ટ એ શબ્દની સમજુતી આપતાં આમ કહે છે:–**दंडकोशपुरराष्ट्रात्मकं चतुर्विधं।** આથી એમ સમજાય છે કે, લશ્કર, ખજાનો, નગર અને દેશ—એ ચાર બાબતોના ઉપર તે સમયે રાજ્યનો મુખ્ય આધાર રહેતો હતો.

તે સમયે 'સામંત'(ખંડિયા રાજા)થી માંડીને 'સાર્વભૌમ' (ચક્રવર્તી રાજા) સુધીના વિવિધ પ્રકારના રાજાઓ અસ્તિત્વ ધરાવતા

હતા. રાજાની ચૂંટણી ઠરેલાં ધોરણોને અનુસરીને રીતસર થતી. રાજાનો અભિષેક થતો તે સમયે 'રાજસૂય' યજ્ઞ કરવામાં આવતો, અને તે પ્રસંગે થતી વિવિધ ક્રિયાઓ દરમ્યાન રાજકર્તાઓ રાજાને હાથનું બખ્તર બક્ષીસ રૂપે અર્પતા. તે સમયે રાજકીય તત્ત્વની સાથે આધ્યાત્મિક તત્ત્વ એટલું બધું ઓતપ્રોત રહેતું કે રાજા જેવો રાજા પણ 'પુરોહિત'ના તાબામાં રહેતો. પ્રધાન તરીકે પુરોહિત વ્યાવહારિક તેમ જ ધાર્મિક બાબતોમાં રાજાને સલાહ આપતો, એટલું જ નહિ પણ "ઐતરેય બ્રાહ્મણ"માં કહ્યું છે તેમ, મંત્રીમંડળમાં તેનું મહત્ત્વ ખાસ વધારે ગણાતું. રાજાના પ્રધાનો દુરાચારી જણાય, અથવા તો તેવાં મંત્રીઓ પોતપોતાના કર્તવ્યકર્મ પરત્વે ઉદાસીન રહેતા હોય, અથવા તો ન્યાયની બાબતમાં અંધેર ચાલતું હોય—એટલે કે, જેને શિક્ષા કરવી ઘટે તેને શિક્ષા કરવામાં ન આવે અને જેને શિક્ષા કરવી ન ઘટે તેને શિક્ષા કરવામાં આવે—અથવા તો લડાઇ કરવામાં આવે તેમાં ઘાતકીપણું પ્રધાન હોય, અથવા તો ચોરલૂટારાનો ભય ઉપસ્થિત થયો હોય, તેવા પ્રસંગે પુરોહિત રાજાને ખાસ કરીને કિંમતી સલાહ આપતો અને તેવી સર્વ અનિષ્ટ બાબતો રાજાના હાથે તે દૂર કરાવતો.

રાજાની સત્તા અનિયંત્રિત રહેતી નહિ. પુરોહિત તેને સલાહ આપતો તેના ઉપરાંત તેનું મંત્રીમંડળ તેમ જ તેની મંત્રીપરિષદ (પ્રિવી કાઉન્સિલ) પણ તેને સલાહ આપતાં. રાજવહીવટ સંબંધી જે કાંઈ પ્રશ્ન ઉપસ્થિત થતો તેના સંબંધમાં પ્રથમ તો રાજા નિદાન ત્રણ મંત્રીઓની સલાહ લેતો, અને તેઓ જે સલાહ આપતા તેના સંબંધમાં તે વિચાર કરી જોતો. તદુપરાંત, કૌટિલ્યના કથન પ્રમાણે ગેરહાજર સભ્યોની સાથે પત્રવ્યવહાર કરીને (**'अनासन्नैः सह पत्रसंप्रेषणेन'**) પણ રાજા સલાહ લેતો. આમ એકંદર સલાહનો વિચાર કરી જોઇને પછી તે પોતાના વિચારો મંત્રીમંડળ સમક્ષ રજુ કરતો. ત્યારબાદ છેવટે જે નિર્ણય થતો તે પુરોહિત સમક્ષ

રજુ કરવામાં આવતો, અને પુરોહિત એકમત થતો તો જ તે નિર્ણયનો અમલ કરી શકાતો. મંત્રીમંડળનો જે નિર્ણય થતો તેના સંબંધમાં 'સભા'નો કે 'રાષ્ટ્ર'નો કે 'જનપદ'નો અર્થાત્ જાહેર પ્રજાનો અભિપ્રાય સર્વાનુમતે લેવામાં આવતો નહિ ત્યાંસુધી કાંઇ પણ છેવટનો સિદ્ધાંત બાંધી શકાતો નહિ. આમ સિદ્ધાંતરૂપે રાજસત્તા સર્વોપરિ રહેતી તો પણ વ્યાવહારિક દૃષ્ટિએ લોકસત્તા જ પ્રાધાન્ય ભોગવતી. અર્થાત્ લોકમત વગર રાજમત લૂલો ગણાતો. "અથર્વવેદ"ના આધારે એમ કહી શકાય છે કે, પ્રજાપ્રતિનિધિસભા વિનાના રાજાની કલ્પના જ કરી શકાય નહિ.

તે સમયે પણ રાજ્યબંધારણના નાનામાં નાના રાજકીય એકમ તરીકે ગામડું ગણાતું હતું. દરેક ગામડામાં વિવિધ જાતિઓ વસવાટ કરતી. એવી દરેક જાતિ સ્વમર્યાદિત રહેતી અને સ્વારાજ્ય ભોગવતી, અને તેના તમામ પ્રશ્નોનો નિકાલ જ્ઞાતિપંચાયતના હાથે થતો હતો. ગામડાની વિવિધ જાતિઓના લોકોમાંથી ચાળીસ ઇસમોને પસંદ કરીને ગામપંચાયત સ્થાપવામાં આવતી, અને તેના હાથે આખા ગામડાને લગતા વિવિધ પ્રશ્નોનો નિકાલ થતો. ગામપંચાયતનું કારોબારી કામ ગામના 'ગામભોજક' અથવા 'ગ્રામિક' (મુખી) તરફથી તેમ જ 'દંડનાયક' (ન્યાયાધીશ)ના હાથે થતું. જ્ઞાતિપંચાયત તથા ગામપંચાયત તેમ જ ગામડાની 'પૂગ' નામક અન્ય શ્રેણીઓ મળીને આખા ગામડાનો વહીવટ કરતી. આમ દરેક ગામડું સ્થાનિક સ્વારાજ્ય ભોગવતું. એ પ્રકારનું રાજ્યયંત્ર સંઘશક્તિના ધોરણે એ વખતે એટલું બધું વ્યવસ્થિત હતું કે, બીજા બધા પ્રકારનાં રાજવહીવટી ખાતાં કામ કરતાં બંધ પડે તો પણ ગામડાની પોતાની શ્રેણીઓ ગામલોકોના સંરક્ષણ વગેરેનું કામ બરાબર રીતે બજાવી શકે. નાનાં ગામડાંની ગામપંચાયતોના જેવી મોટાં શહેરોની સુધરાઇઓ પણ રહેતી, અને તેમનો વહીવટ પણ એ જ ધોરણે ચાલતો. આખા દેશનાં કુલ ગામોના જથ્થાઓ

પાડવામાં આવતા. દસ ગામોના સમૂહનું પાટનગર 'સંગ્રામ' કહેવાતું; બસો ગામોના સમૂહનું પાટનગર 'ખરવટિક' કહેવાતું; ચારસો ગામોના સમૂહનું પાટનગર 'દ્રોણમુખ' કહેવાતું; અને આઠસો ગામોના સમૂહનું પાટનગર 'સ્થાનીય' કહેવાતું.

આખા દેશ ઉપર રાજાની મધ્યસ્થ સરકારનો અમલ ચાલતો. મધ્યસ્થ સરકાર અનેક ખાતાંઓની મારફતે બધો વહીવટ ચલાવતી. તે સમયે કયાં કયાં ખાતાંઓ કેવાં કેવાં કામો કરતાં, તેની રસિક વિગતો કૌટિલ્યે પોતાના " અર્થશાસ્ત્ર " માં આપેલી છે. એવાં ખાતાંઓ પૈકી નીચેનાં ખાતાં મુખ્ય હતાંઃ– લશ્કરીખાતું, નૌકાખાતું, સંરક્ષણખાતું, શિલેદારખાતું, વિદ્યાખાતું, ધર્મખાતું, ન્યાયખાતું, આરોગ્યરક્ષણખાતું, દવાખાતું, નહેરખાતું, જાહેર બાંધકામ ખાતું, વેપાર-ઉદ્યોગખાતું, વગેરે વગેરે. તે સમયે રાજ્યના કુલ વાર્ષિક ઉત્પન્નનો અરધો ભાગ કેવળ લશ્કરીખાતા પાછળ ખર્ચાતો, એમ "શુક્રનીતિ"-માં કહ્યું છે તેથી એમ સમજાય છે કે, તે સમયનું લશ્કરી મહેકમ બહુ મોટા પાયા ઉપર રચાયું હોવું જોઇએ. અત્યારે પણ આપણા દેશનો લશ્કરી ખર્ચ એનાથી કયાં ઓછો છે ?

તે સમયના ન્યાયખાતાનો વહીવટ જાણવા જેવો છે. સાધારણ રીતે ગુનેગારને અમુક અમુક કસોટીમાંથી પસાર કરીને તેના ગુનાનો પ્રકાર નક્કી કરવાનું ધોરણ તે સમયે પ્રચલિત હતું તો પણ ' ધર્મ ' ( કાયદો ), ' વ્યવહાર ' ( પૂરાવો ), 'ચરિત્ર' (પ્રણાલિકા ), ' રાજશાસન ' ( રાજાજ્ઞા ) અને ' ધર્મન્યાય ' (ન્યાયીપણું) ધ્યાનમાં લઈને દિવાની તથા ફોજદારી ન્યાય ચૂકવવાનું ધોરણ તે સમયના ન્યાયખાતેથી ઠરેલું હતું. તદુપરાંત એમ પણ જોવામાં આવે છે કે, તે સમયે કોઇ પ્રસંગે કાંઈ ગુનો થતો તો તે ગુનાથી જે પક્ષને નુકસાન થતું તે પક્ષની પોતાની જ્ઞાતિના આધારે તે ગુનાના ગંભીરપણા વગેરેનો નિર્ણય થતો. અર્થાત્ બ્રાહ્મણની હત્યા વધારે ગંભીર ગુના તરીકે ગણાતી, પણ બ્રાહ્મણેતરની હત્યા ઓછા ગંભીર ગુના

તરીકે ગણાતી. કોઈ બ્રાહ્મણ કોઇનું ખૂન કરતો તો તેને દેહાંતદંડ કરી શકતો નહિ, એમ " મનુસંહિતા " કહે છે તેથી એમ સાબીત થાય છે કે, ગુનાનું ગંભીરપણું ઠરાવવામાં તે સમયે જ્ઞાતિનો વિચાર અવશ્ય પ્રાધાન્ય ભોગવતો હતો. સાધારણ રીતે બ્રાહ્મણ જ 'પ્રાડ્વિવાક' (સરન્યાયાધીશ) તરીકે કામ કરતો. તેના ઉપરાંત વિવિધ 'ધર્માધિકારીઓ' (ન્યાયાધીશો) પણ નીમાતા, અને તેઓ 'અનુયોક્તા'-(ઍસેસર) ની મદદથી મુકદ્દમાની તપાસ કરી ફેંસલા આપતા. એકંદરે જોતા તે સમયના ન્યાયખાતાની વ્યવસ્થા બહુ વિચારપૂર્વક કરવામાં આવેલી હતી. જ્ઞાતિપંચાયત તેમ જ ગામપંચાયત દિવાની અને ફોજદારી અધિકારો ભોગવતી, અને તેમના ઉપરાંત ઉપલી અદાલતો અસ્તિત્વ ધરાવતી.

ઉપર્યુક્ત વિવિધ ખાતાંઓના મહેકમના નીભાવની પાછળ રાજ્યને બહુ ભારે ખર્ચ થતો હશે, એ સમજાય તેવું છે. આવા ભારે ખર્ચને પહોંચી વળવા માટે રાજ્યે ઉત્પન્નનાં સાધનો પણ ઠરાવ્યાં હતાં. આપણો દેશ પરાપૂર્વથી આજસુધી ખેતીપ્રધાન રહેતો આવેલો છે. પ્રાચીન કાળમાં પણ ખેતીનો ધંધો મુખ્ય હતો, અને ખેતીના ઉત્પન્નનો છઠ્ઠો ભાગ રાજભાગ તરીકે રાજ્ય તરફથી ઊઘરાવવામાં આવતો. આથી જ એક રાજાને એક સ્થળે 'षड्भागभाक्' ( છઠ્ઠો ભાગ ભોગવનાર ) કહેલો છે. ખેતીનું ઉત્પન્ન આમ લેવાતું તેના ઉપરાંત દંડ, મીઠાનો કર, જંગલના ઉત્પન્નનો કર, વેપારની લાગત, શુલ્કનું ઉત્પન્ન, રાહદારીનાં સાધનોનો કર, વહાણોની લાગત, ખાણોનું ઉત્પન્ન, કિલ્લાઓનું ઉત્પન્ન વગેરે વગેરે સાધનો વડે પણ રાજ્ય ઉત્પન્ન લેતું. તે સમયે દારૂ ગાળવાનો ઇજારો ખાનગી માણસોને આપવામાં ન આવતો, પણ રાજ્ય પોતે જ દારૂ ગાળીને વેચવાનું કામ કરતું, એટલે તેમાંથી પણ રાજ્યને પુષ્કળ ઉત્પન્ન મળતું.

રાજ્યના આવા ખર્ચનો હિસાબ રાખવા માટે રાજ્ય બહુ વિસ્તૃત

હિસાબીખાતું નીભાવતું હતું. 'સંનિધાતા' અને 'સંહર્તા' નામના બે મોટા અમલદારો એ ખાતાના ઉપરિ ગણાતા હતા. તે પૈકીનો 'સંનિધાતા' નાણાંમંત્રી તરીકે મહેસુલના કુલ કામનો સર્વોપરિ અમલદાર ગણાતો, અને 'સંહર્તા' વસુલાતી અધિકારી તરીકે કામ કરતો. એ બે અધિકારીઓના હાથે આખા હિસાબીખાતાનો કુલ વહીવટ ચાલતો હતો.

અમારું વિહંગાવલોકન અહીં પૂરું થાય છે. સંઘજીવનના ધોરણે એકંદર રાજકીય વહીવટ કેવી રીતે ચાલતો હતો, તેનો કાંઈક ખ્યાલ આથી વાચકને આવશે, એવી આશા અમે રાખીએ છીએ.

અત્ર એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે, ખાસ કરીને ધર્મના કામે મંદિરના નીભાવની બાબતમાં પ્રાચીન કાળથી કેટલો બધો શ્રેણીભાવ આપણા દેશમાં રહેતો આવ્યો છે, તે આ ગ્રંથમાં આપેલા દક્ષિણ હિંદુસ્તાનમાંના શિલાલેખોના ઉલ્લેખો સાબીત કરી આપે છે. કમનસીબે આપણા ગુજરાતમાં આવી જાતના શિલાલેખના પૂરાવા મળવા મુશ્કેલ થઈ પડે છે. તેમ છતાં પણ કોઈક પ્રસંગે આવી સાબીતી મળી શકે છે, એમ બતાવી આપવાના હેતુથી અને આ ગ્રંથમાંના પ્રસ્તુત વિષય પરત્વે કરેલાં વિધાનોને પુષ્ટિ આપવાના હેતુથી, આપણા ગુજરાતના સારંગદેવ રાજાના સમયનો સં. ૧૩૪૮ (ઇ. સ. ૧૨૯૨)-નો પાલણપુરનો અપ્રસિદ્ધ શિલાલેખ આ ગ્રંથના અંતભાગમાં પરિશિષ્ટ તરીકે દાખલ કર્યો છે, તે બહુ બોધક તથા ઉપકારક થઇ પડશે, એવી આશા રહે છે.

અંતમાં સદરહુ ગ્રંથ લખવાની તક અમને આપી તે માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંચાલકોનો અને ખાસ કરીને ભાઈશ્રી હીરાલાલ પારેખનો અત્ર આભાર માની અમે વિરમીએ છીએ.

આતરસુંબા,<br>
તા. ૨૫-૧૨-૧૯૩૦ } **ભરતરામ ભાનુસુખરામ મહેતા**

શ્રી

# અનુક્રમણિકા

## બીજું. રાજકીય જીવનમાં શ્રેણીઓની પ્રવૃત્તિઓ

નિયમનનો સમય ઉપજ્ઝાય સાથે દસ વર્ષનો નિવાસ (૨૬૪)-ચેલાની (સદ્ધિવિહારિકની) ફરજો (૨૬૫-)ઉપાધ્યાયની ફરજો (૨૬૫)-બૌદ્ધ સંપ્રદાયનું જીવન (૨૬૬)-બૌદ્ધ સંપ્રદાયની વ્યવસ્થા (૨૬૯)-એકલા ધારાશાસ્ત્રી તરીકે ગૌતમબુદ્ધ (૨૭૦)-સ્થાનિક સંઘો; મધ્યસ્થ તંત્રનો અભાવ (૨૭૦)-તંત્રની દેખીતી ખામીઓ (૨૭૧)-તંત્રની ખામીઓના ઉપાયો (૨૭૨)-એવા ઉપાયોમાંનું અધૂરાપણું (૨૭૪)-સ્થાનિક સંઘોનું અતિશય પ્રજાસત્તાક બંધારણ (૨૭૬)-સામાન્ય સભા, અને તેનું બંધારણ (૨૭૬)-સભાની બેઠકના કામકાજની પદ્ધતિ (૨૭૭) મઠનું વ્યાવહારિક કામકાજ (૨૭૯)-વ્યક્તિગત સભાસદ ઉપરની સંઘની સત્તા (૨૮૦)-ભિક્ખુણીઓનો સંઘ (૨૮૦) વ્યક્તિગત ભિક્ખુ અને બૌદ્ધ સંઘ વચ્ચેનો સંબંધ (૨૮૧) -બૌદ્ધ સંપ્રદાયની વિશિષ્ટ સંસ્થાઓ અને ક્રિયાઓ (૨૮૬)-(૧) નિયમિત મુદતબંધી સભાઓ (૨૮૬)-'**पातिमोक्ख**' નું પારાયણ (૨૮૭)-(૨) ચાતુર્માસમાં એકાંતવાસ (૨૮૯)-(૩) **पवारणा** (૨૯૦)-'કઠિન' ક્રિયા (૨૯૦)-બૌદ્ધ સંઘ ઉપરાંતની ધાર્મિક સંસ્થાઓ (૨૯૧)-હિંદુ યુગના હિંદુસ્તાનના છેલ્લામાં છેલ્લા સમય સુધીની તેમની હયાતી (૨૯૨).

**પાંચમું. સામાજિક જીવનમાંની શ્રેણીઓની પ્રવૃત્તિઓ ૨૯૩-૩૫૪**

સામાજિક જીવનમાંની સંઘાત્મક પ્રવૃત્તિના આબેહુબ આવિર્ભાવ તરીકે વર્ણવ્યવસ્થા (૨૯૩)-વર્ણવ્યવસ્થાની ઉત્પત્તિ અને પ્રાચીનતા (૨૯૩)-"ઋગ્વેદના સમયમાં વર્ણવ્યવસ્થા સંબંધી અજ્ઞાન (૨૯૪)-"ઋગ્વેદ" માંના વર્ગભેદ વર્ણભેદથી જૂદા છે (૨૯૫)-પાછળના વેદકાળમાં વર્ણ (૨૯૭)-બ્રાહ્મણના અધિકારો અને તેનાં કર્તવ્યો

# સંક્ષેપસૂચિ

અ. વે. = અથર્વવેદ.

આ. ધ. = આપસ્તંબ ધર્મસૂત્ર.

આ. લે. = આલ્ટિન્ડિશે લેબન ( ઝિમરકૃત, બર્લિન, ૧૮૭૯ ).

આ. સ. રી = આર્કિયૉલૉજિકલ સર્વે રીપોર્ટ.

આ. સ. વે. ઇ.= આર્કિયૉલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઈંડિયા.

ઇ. ઍં. = ઇંડિયન ઍંટિક્વેરી.

ઇં. કૉ. = ઇંડિયન કૉઇન્સ ( રૅપ્સનકૃત ).

ઇ. સ્ટુ. = ઇંડિશે સ્ટુડિયન.

ઋ. વે. = ઋગ્વેદ.

એ. ઇ. = એપિગ્રાફિકા ઇંડિકા.

એ. ક. = એપિગ્રાફિકા કર્ણાટિકા.

ઍ. રી. આ. સ. ઈ.'= ઍન્યુઅલ રીપોર્ટ ઑફ ધી આર્કિયૉલૉ-
જિકલ સર્વે ઑફ ઇંડિયા.

ઐ. બ્રા. = ઐતરેય બ્રાહ્મણ.

આં. કૉ. = આંધ્ર કૉઇન્સ ( રૅપ્સનકૃત )

કા. લે. = કાર્માઇકલ લેક્ચર્સ.

કૅ. કૉ. ઇ. મ્યુ. = કૅટલૉગ ઑફ કૉઇન્સ ઇન ધી ઇંડિયન
મ્યુઝિયમ ( વી. એ. સ્મિથકૃત. )

કૉ. ઈ. ઇ. = કૉર્પસ ઇન્સ્ક્રિપ્શનમ્ ઈંડિકૅરમ્.

કૉ. એ. ઈ. = કૉઇન્સ ઑફ એન્શ્યંટ ઇંડિયા ( કનિંગહામકૃત ).

કૌ. = કૌશિતકી.

ગ. એ. રી. = ગવર્નમેંટ એપિગ્રાફિસ્ટસ્ રીપોર્ટ.

ગુ. ઈ. = ગુપ્ત ઈન્સ્ક્રિપ્શન્સ્.

ગૌ. ધ. = ગૌતમ ધર્મસૂત્ર.

જ. એ. સો. બેં. = જર્નલ ઑફ ધી એશિયૅટિક સોસાયટી
ઑફ બેંગૉલ.

જ. બી. ઓ. રી. સો. = જર્નલ ઑફ ધી બીહાર ઍંડ ઓરિસ્સા રીસર્ચ સોસાયટી.

જ. રૉ. એ. સો. = જર્નલ ઑફ ધી રૉયલ એશિયૅટિક સોસાયટી.

તૈ. બ્રા. = તૈત્તિરીય બ્રાહ્મણ.

તૈ. સં. = તૈત્તિરીય સંહિતા.

પ્રો. એ. સો. બેં. = પ્રોસીડિંગ્ઝ ઑફ ધી એશિયૅટિક સોસાયટી ઑફ બેંગૉલ.

બિ. ઈ. = બિબ્લિઑથિકા ઇંડિકા.

બૃ. સૂ. = બૃહસ્પતિ સૂત્ર.

બૃહ. = બૃહસ્પતિ.

બૉં. ગૅ. = બૉંબે ગૅઝેટિયર.

મ. સં. = મનુ સંહિતા.

યા. સં. = યાજ્ઞવલ્કય સંહિતા.

રૅ. ઈ. કૉ. = રૅપ્સન કૃત ઇંડિયન કૉઇન્સ.

લ્યુડ. = લ્યુડર્સ બ્રાહ્મી શિલાલેખોની યાદી (એપિગ્રાફિકા ઇંડિકા, પુસ્તક ૧૦, પરિશિષ્ટ)

વ. ધ. = વસિષ્ઠ ધર્મસૂત્ર.

વા. સં. = વાજસનેય સંહિતા.

વિ. સં. = વિષ્ણુસંહિતા.

વીર. = વીરમિત્રોદય (જીવાનંદ વિદ્યાસાગર તરફથી સંપાદિત).

વે. ઈ. = વેદિક ઇંડેક્સ (મૅક્ડોનેલ અને કીથ કૃત)

વે. સ્ટુ. = વેદિશે સ્ટુડિયન.

વ્હિ. અ. વે. =વ્હિટની કૃત અથર્વવેદ.

શ. બ્રા. =શતપથ બ્રાહ્મણ.

સા. ઇ. ઈ. = સાઉથ ઇંડિયન ઇંસ્ક્રિપ્શન્સ.

સે. બુ. ઇ. = સેક્રેડ બુક્સ્ ઑફ ધી ઇસ્ટ.

સે. ટે. = સેક્રેડ ટેક્સ્ટ્સ્ (મૂર કૃત)

# પ્રાચીન હિંદમાં સંઘજીવન

## પહેલું પ્રકરણ

### આર્થિક જીવનમાં શ્રેણીઓની પ્રવૃત્તિઓ

[ ૧ ]

**સંઘજીવનની ભાવના મનુષ્યમાં કુદરતી છે.**

સંઘજીવનની ભાવના સામાજિક દૃષ્ટિએ માણસમાં કુદરતી રીતે ઊતરી આવેલી છે. જે જૂનામાં જૂના સમયની કાંઈ પણ નોંધ આપણી પાસે મોજુદ છે તે સમયથી માંડીને મનુષ્યના સમાજમાં એક કે બીજા રૂપે એ ભાવના જોવામાં આવે છે. તેમ છતાં પણ માણસના સ્વભાવને અનુસરીને તેમ જ જે સંયોગોમાં તે મૂકાયો હોય તે સંયોગો પ્રમાણે એ ભાવના સચેતનરૂપે આગળ પડી આવે છે અને કાંઈક સમજદાર વ્યવસ્થા ઉપસ્થિત કરવામાં મદદરૂપ નીવડે છે. જેવા સંયોગો હોય તેવી વ્યવસ્થા થાય; પણ તેની ઉન્નતિનો આધાર તો, જે સમાજમાં એ ભાવના પોષાઈ હોય તે સમાજની વિશિષ્ટ પ્રકારની બુદ્ધિ ઉપર ઘણા અંશે રહે છે. આથી જ લગભગ બધા યુગોમાં અને દેશોમાં મનુષ્યની સામાજિક, રાજકીય, ધાર્મિક અને આર્થિક પ્રવૃત્તિઓમાં પ્રાથમિક સ્વરૂપમાં પણ શ્રેણીની વ્યવસ્થા આપણા જોવામાં આવે છે. તેમ છતાં પણ દુનિયાના જૂદા જૂદા ભાગમાં આ વ્યવસ્થાની ઉન્નતિ વિવિધ રીતે થયેલી જોવામાં આવે છે

પ્રાચીન હિંદુસ્તાનમાં સૌથી પહેલાં તો આર્થિક જીવનમાં શ્રેણીની પ્રવૃત્તિ દેખા દઇ રહેતી હોવાનું જણાય છે. શંકરાચાર્યની ટીકાવાળું 'બૃહદારણ્યકોપનિષદ્'[1] આપણે વાંચીએ છીએ ત્યારે આ વાત સમજાઇ આવે છે. આપણને એમ કહેવામાં આવ્યું છે કે મનુષ્યસમાજમાં બ્રાહ્મણો, વૈશ્યો, ક્ષત્રિયો અને શૂદ્રો છે તેવી જ રીતે બ્રહ્માએ દેવોમાં પણ તેવા વર્ગો પેદા કર્યા હતા. પણ માત્ર પહેલા બે વર્ગોને હયાતીમાં આણીને જ બ્રહ્માજીએ સંતોષ માન્યો નહિ; કારણ કે તેઓ સંપત્તિ ઉત્પન્ન કરી શક્યા નહિ. આથી વૈશ્યોને ઉત્પન્ન કરવામાં આવ્યા. તેઓ **गणशः** કહેવાતા હતા, કારણ કે વ્યક્તિગત પ્રયત્નથી નહિ પણ સંઘશક્તિથી તેઓ સંપત્તિ ઉત્પન્ન કરી શકે તેમ હતું.

**હિંદુસ્તાનમાં પ્રથમ તેનો પ્રાદુર્ભાવ.**

વેદના પાછલા સમય જેટલા જૂના કાળમાં આર્થિક જીવનમાં સંઘોની પ્રવૃત્તિ સારી પ્રગતિમાન સ્થિતિમાં હયાતી ધરાવતી હતી એમ આ ફકરાથી સાબીત થાય છે. એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે માત્ર વૈશ્યોની બાબતમાં જ ગણ વિષે ઉક્ત ગ્રંથનો કર્તા ઉલ્લેખ કરે છે; અને તે પણ એવી રીતે કે ઉપલા બન્ને વર્ગોને એ વ્યવસ્થાનો લાભ મળતો ન હતો એવું સ્પષ્ટ રીતે જણાઇ આવે. આવા

---

૧. "**स नैव व्यभवत् स विशमसृजत् यान्येतानि देवजातानि गणश आख्यायन्ते । १ । ४ । १२ ।**

આ ફકરાની સમજુતી શંકરાચાર્યની ટીકા વાંચવાથી મળી રહે છે.

"**क्षात्र सृष्टोपि स नैव व्यभवत् कर्म्मसमे ब्रह्म तथा न व्यभवत् वित्तोपार्ज्जयितुरभावात् । स विशमसृजत कर्म्मसाधनवित्तोपार्ज्जनाय । कः पुनरसौ विट् ? यान्येतानि देवजातानि स्वार्थे निष्ठा य एते देवजातिभेदा इत्यर्थः गणशः गणं गणं आख्यायन्ते कथ्यन्ते गणप्राया हि विशः । प्रायेन संहता हि वित्तोपार्ज्जनसमर्थाः नैकैकशः ।**"

સંજોગોમાં આપણે બેલાશક અનુમાની શકીએ કે બ્રાહ્મણોની અને ક્ષત્રિયોની સંઘરૂપ વ્યવસ્થા—એટલે કે ધાર્મિક અને રાજકીય સ્વરૂપની ગણરચના—આર્થિક સ્વરૂપની ગણરચનાના જેટલું મહત્ત્વ મેળવી શકી ન હતી.

**વેપારીઓની સંઘવ્યવસ્થા.**

પ્રાચીન હિંદુસ્તાનમાં સંજોગો સુરક્ષિતપણાને તિલાંજલિ આપે તેવા હતા એટલે અમુક જાતના વેપારીઓને સંઘજીવનની અનિવાર્ય જરૂરિયાત થઇ પડી હતી. લાંબીલાંબી મુસાફરીઓ કરવી પડતી તેથી તેમ જ રસ્તાઓ છેહ દે તેવા પણ હોવાથી તેઓ એકલા હાથે લૂટારાઓને કે દુશ્મન જાતિઓને પૂરા પડી શકતા નહિ તે સંઘશક્તિથી જરૂર પૂરા પડી શકતા. આવી જાતના ભયનો ઉલ્લેખ પાછળના સમયના સાહિત્યમાં થયેલો ખાસ જોવામાં આવે છે. દાખલા તરીકે, 'જાતક'ની એક વાર્તામાં કહ્યું છે કે ૫૦૦ લૂટારાઓનું એક ગામ હતું, અને એક વયોવૃદ્ધ પુરુષ તેમનો ઉપરિ હતો. [૨] લૂટારાઓની આવી વ્યવસ્થાની સામે વેપારીઓએ પણ વ્યવસ્થા જમાવી હતી. 'જાતક'ની અનેક વાર્તાઓમાં આવી વ્યવસ્થા સંબંધી પણ ઉલ્લેખો જોવામાં આવે છે. [૩] આપણા દેશના ઇતિહાસના આથી પહેલાંના સમયમાં આવી જ રીતે વેપારી વર્ગોની વ્યવસ્થા હયાતી ધરાવતી હોય તો તે કેવળ સ્વાભાવિક છે. આ વાતના સમર્થનમાં દાખલા જોવા જઇએ તો ન મળી આવે એમ નથી.

'ઋગ્વેદ'માં '**पणि**' શબ્દ અનેક પ્રસંગે વપરાયો છે; પણ જૂદાજૂદા વિદ્વાનોએ તેનો જૂદોજૂદો અર્થ કરેલો છે. [૪] સેંટ પીટર્સબર્ગનો શબ્દકોશ એમ કહે છે કે એ શબ્દ '**पण्**' (=અદલો કરવો) ધાતુ ઉપરથી ઊતરી આવેલો છે, અને તેનો અર્થ 'વેપારી' થાય છે.

---

૨. સત્તિગુંબ જાતક; જાતક પુ. ૪, પૃ. ૪૩૦.

૩. જરુદપાણ જાતક; જાતક પુ. ૨, પૃ. ૨૯૪.

૪. જુઓ વે. ઇ., પૃ. ૪૭૧.

ઝિમર[૫] અને લ્યુડ્વિગ[૬] પણ તેનો અર્થ 'વેપારી' કરે છે.

પરંતુ એક ઋચામાં '**पणि**' લોકો ઉપર હલ્લો કરવાનું દેવોને કહેવામાં આવ્યું છે; અને તે સ્થળે ખૂનથી તેઓ હારી ગયા એમ તેમાં કહેલું છે.[૭] લ્યુડ્વિગ એમ માને છે કે "પણિઓ સાથેની લડાઇઓના ઉલ્લેખનો અર્થ એવો કરવાનો છે કે, આર્ય લોકો જેને સ્વાભાવિક રીતે યોગ્ય માને એવા હલ્લાઓથી પોતાના માલનું રક્ષણ કરવાને જરૂર પડે તો લડવાને પણ તૈયાર હોય એવા, અરબસ્તાનના અને ઉત્તર આફ્રિકાના લોકોની માફક કાફલારૂપે ફરતા, જંગલી દશા ભોગવતા વેપારીઓ તેઓ હતા." આ અર્થ આપણે સ્વીકારીએ તો આપણે અલબત્ત એમ માની લેવું પડે કે, પોતાના દુશ્મનોની સામે ટક્કર ઝીલી શકે એટલી મજબૂત અને તેમની વિરુદ્ધ લડાઈ ચલાવી શકે એવી વેપારીઓની સંઘરૂપ સંસ્થા હયાતી ધરાવતી હતી. એ રીતે, 'જાતકો'માં જે સંસ્થાનો ઉલ્લેખ થયો છે તે 'ઋગ્વેદ' ની ઋચાના સમય જેટલી જૂની નીવડે છે.[૮]

**કારીગરોની સંઘ-વ્યવસ્થા.**

કારીગરોની સંઘવ્યવસ્થા આ જ વર્ગની છે. અલબત્ત તેનું સ્વરૂપ અને મૂળ જૂદા પ્રકારના હોય એ બનવાજોગ છે. મધ્યયુગના યુરોપના 'ગિલ્ડ' (મહાજન)ને મળતી આવતી આ સંસ્થાઓ શરૂઆતના વૈદિક સમયમાં વિકસી હતી કે કેમ તે ચોક્કસ કહી શકાતું નથી. અત્યારે તો આ બાબતમાં જેવો કહો તેવો પૂરાવો એટલો જ

---

૫. આ. લે. પૃ. ૨૫૭.

૬. ડર ઋગ્વેદ, ૩, ૨૧૩–૨૧૫.

૭. વે. ઇ., પૃ. ૪૭૧.

૮. પરંતુ એ શબ્દનો જે અર્થ અહીં આપ્યો છે તેનો સ્વીકાર સર્વાનુમતે થયો નથી એમ આપણે પ્રથમ કહી ગયા છીએ.

છે કે વૈદિક સાહિત્યમાં 'શ્રેષ્ઠિ'[૯] અને 'ગણ'[૧૦] શબ્દનો ઉલ્લેખ થયો છે.

પાછળના સમયના સાહિત્યમાં 'શ્રેષ્ઠિન્' એટલે 'મહાજનનો મુખી' એમ મનાતું હતું, એ તો જાણીતી વાત છે. ડૉ. મૅકડોનેલ[૧૧] ટીકા કરે છે કે વૈદિક સાહિત્યમાં એ શબ્દનો એવો અર્થ કરવામાં આવતો હોય પણ ખરો.[૧૨]

વળી, 'ગણ' એટલે કોઈ પણ સંઘરૂપ સંસ્થા. અલબત્ત પાછળના સમયના સાહિત્યમાં તો કેવળ રાજકીય અને ધાર્મિક સંસ્થાઓના સંબંધમાં જ એ શબ્દ વપરાયેલો જોવામાં આવે છે. તેમ છતાં પણ, રૉથ કહે છે કે, વૈદિક સાહિત્યમાં 'મહાજન'ના અર્થમાં એ શબ્દ વપરાયો છે.[૧૩]

'બૃહદારણ્યકોપનિષદ્'માંથી જે ફકરો ઉપર ઉતારવામાં આવ્યો છે તે વાંચતાં તો રૉથનો અને મૅકડોનેલનો અભિપ્રાય તદ્દન ચોક્કસ નથી તો પણ ઘણા અંશે સ્વીકારવા જેવો છે. આથી આપણે કાંઈક ખાતરીથી એટલું તો કહી શકીએ કે કદાચ છેક વેદકાળથી અને

---

૯. ઐ. બ્રા. ૩,૩૦,૩; કૌશીતકી ૨૮,૬; તૈ. બ્રા. ૩,૧,૪,૧૦. જુઓ વે. ઇ., પૃ. ૪૦૩.

૧૦. પંચવિંશ બ્રાહ્મણ ૬, ૯, ૨૫; ૧૭, ૧, ૫, ૧૨; વા. સં. ૧૬, ૨૫; તૈ. સં. ૧, ૮, ૧૦, ૨.

૧૧. વે. ઇ. પૃ. ૪૦૩.

૧૨. ("પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વારાજ્ય, પૃ. ૪૧ અને આગળ ઉપર) ડૉ. રાધાકુમુદ મુકરજી એમ કહે છે કે વૈદિક સાહિત્યમાં 'શ્રેષ્ઠ' શબ્દ હંમેશાં મહાજનના મુખીનો હોદ્દો દર્શાવતો હતો. આ અર્થ સ્વીકારી શકાય તેમ નથી. ખાસ કરીને પૃ. ૪૨ ઉપર અથર્વવેદમાંથી અને શતપથ બ્રાહ્મણમાંથી જે ઉતારા આપ્યા છે તેમાં આ શબ્દનો આ અર્થ ભાગ્યે જ બંધ બેસે છે.

૧૩. સેંટ પીટર્સબર્ગનો શબ્દકોશ: 'ગણ' શબ્દ જુઓ.

અવશ્ય વેદકાળના પાછલા ભાગથી સંઘની પ્રવૃત્તિ હિંદુસ્તાનનાં સમાજના આર્થિક જીવનનો અંશ થઇ પડી હતી. એના વિકાસની શરૂઆત ઇ. સ. પૂર્વે ૮૦૦ પહેલાં થઈ હતી, એમ આપણે કહીએ તો આપણી ખાસ ભૂલ થતી ન ગણાય.

[ ૨ ]

**મહાજનનું સ્વરૂપ, તેની વ્યવસ્થા અને તેનું મહત્ત્વ.**

વેદકાળ પછીના સમયના હિંદુસ્તાનના આર્થિક જીવનની સામાન્ય વિશિષ્ટતા તરીકે આ સંઘની પ્રવૃત્તિ થઇ પડી હોય એમ લાગે છે. આ સમયના સાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યાથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે, ગુજરાન માટે એકસરખાં સાધનનો ઉપયોગ કરનારા લોકો ઘણુંખરૂં પોતાનો સંઘ સ્થાપતા, અને તેમને પોતાને માર્ગ-દર્શક થઈ પડે તેવા નિયમો પણ તેઓ ઘડતા. દાખલા તરીકે, 'ગૌતમ'માં[૧૪] કહ્યું છે કે વૈશ્યના વધારાના (ધંધા) ખેતી, વેપાર, ઢોર ચારવાં તે અને વ્યાજે નાણાં ધીરવાં તે છે. સામાન્ય પ્રજાના નિદાન તમામ ઉપયોગી ધંધાઓનો સમાવેશ લેખકે આ યાદીમાં કરી દીધો છે એમ માની શકાય. ત્યાર પછીના જ પ્રકરણમાં[૧૫] એ લેખકનું સૂચક કથન છે કે "ખેડુતોને, વેપારીઓને, રબારીઓને, ધીરધાર કરનારા લોકોને અને કારીગરોને પોતપોતાના વર્ગ માટે (નિયમો ઘડી કાઢવાનો અધિકાર છે). દરેક પ્રસંગે જેને (બોલવાનો) અધિકાર હોય તેની પાસેથી વસ્તુ(સ્થિતિ) જાણી લીધા પછી ન્યાયનો ફેંસલો (તે આપશે)."[૧૬] આનો અર્થ એવો થયો કે, ઉપર જણાવેલા ધંધાઓની લગભગ બધી શાખાઓનું કાંઇક ચોક્કસ બંધારણ હતું ખરૂં.

---

૧૪. ૧૦, ૪૯; સે. બુ. ઇ., ૨, પૃ. ૨૩૨.

૧૫. ૧૧, ૨૧.

૧૬. ૧૧, ૨૦-૨૧; સે. બુ. ઇ., ૨, પૃ. ૨૩૭.

આ વ્યવસ્થાને મહત્ત્વની સમજવી જોઈએ, કારણ કે કાયદાની નજરે તેવા બંધારણના નિયમો ચાલુ રખાતા હતા, અને જે તે સંઘના સંબંધકર્તા કામમાં તેના પ્રતિનિધિની સલાહ રાજા લે એટલો હક્ક તેવો પ્રતિનિધિ ધરાવતો હતો.

વેપારીઓની અથવા યંત્રકામના જાણકાર લોકોની સંઘરૂપ સંસ્થા 'શ્રેણી' તરીકે ઓળખાય છે. 'એક જ કે જૂદીજૂદી જ્ઞાતિના–પરંતુ એક જ ધંધો અને ઉદ્યોગ કરનારા–લોકોનો સંઘ' એવી એની વ્યાખ્યા અપાય છે. આ વ્યવસ્થા યુરોપના મધ્યયુગના 'ગિલ્ડ'–(મહાજન)ને બહુ મળતી આવે છે. બૌદ્ધ સાહિત્યમાં અને બ્રાહ્મણ–સાહિત્યમાં તેમ જ પ્રાચીન શિલાલેખોમાં શ્રેણીઓનો ઉલ્લેખ વખતો–વખત થયેલો જોવામાં આવે છે; અને તેથી, ઉદ્યોગની લગભગ બધી શાખાઓએ પોતપોતાની શ્રેણીઓ સ્થાપી હતી, એવું જે અનુમાન ગૌતમના આધારે આપણે કર્યું છે તેને ટેકો મળે છે. જૂદાજૂદા સમયમાં જૂદાજૂદા પ્રદેશમાં આવી શ્રેણીઓની સંખ્યા જૂદીજૂદી રહી હશે એમ માની શકાય છે. 'મૂગ–પકખ જાતક'માં[૧૭] એમ કહ્યું છે કે, રાજા ભપકાબંધ સ્વારીરૂપે નીકળતો ત્યારે ચારે વર્ણોને, અઢારે શ્રેણીઓને અને પોતાના આખા લશ્કરને એકત્ર કરતો હતો. આથી એમ સમજાય છે કે રાજ્યમાં વિવિધ પ્રકારની શ્રેણીઓની સંખ્યા સાધારણ રીતે અઢારની ગણાતી.[૧૮] આવી આ ૧૮ શ્રેણીઓ કયી કયી હતી તે નક્કી કરવાનું બની શકે તેમ નથી; પણ સાહિત્યમાં અને શિલાલેખોમાં છૂટાછવાયા જે ઉલ્લેખો થયેલા છે તેમને આપણે એકત્ર કરીએ તો આથી પણ વધારે સંખ્યા થવા જાય છે. આ રીતે બનાવેલી નીચેની યાદી બહુ અર્થસૂચક છે:—

૧. લાકડા ઉપર કામ કરનારા કારીગરો. (સૂથારો, લાકડી સામાન બનાવનારા સૂથારો, પૈડાંનાં વાહન બનાવનારા સૂથારો, ઘર બાંધનારા સૂથારો, વહાણ બાંધનારા સૂથારો અને તમામ પ્રકારનાં

૧૭. જાતક ૬, પૃ. ૧ ૧૮. વળી સરખાવો જાતક ૬, પૃ. ૪૨૭

વાહન બનાવનારા સુથારો.)[૧૯]

૨. ધાતુઓ ઉપર કામ કરનારા કારીગરો—સોની સુદ્ધાં.[૨૦]

૩. પત્થર ઉપર કામ કરનારા કારીગરો.

૪. ચામડાનું કામ કરનારા કારીગરો.[૨૧]

૫. હાથીદાંતનું કામ કરનારા કારીગરો.

૬. ઓદયંત્રિક બાંધનારા કારીગરો.[૨૨]

૭. વાંસફોડા. (વંશકાર.)[૨૩]

૮. કંસારા. (કાંસ્યકાર.)[૨૪]

૯. મણિયાર.

૧૦. વણકર.[૨૫]

૧૧. કુંભારો.[૨૬]

૧૨. ઘાંચી. (તિલપિશક)[૨૭]

૧૩. સરખટનું કામ કરનારા અને ટોપલાટોપલી બનાવનારા કારીગર.

૧૪. રંગરેજ.

૧૫. ચીતારા.[૨૮]

૧૬. કણિયા. (ધંન્નિક)[૨૯]

૧૭. ખેડુતો.[૩૦]

૧૮. માછીમાર.

૧૯. ખાટકી.

---

૧૯. જાતક ૬, પૃ. ૪૨૭ ૨૦. સદર ૨૧. સદર

૨૨. નાશિકનો લેખ, લ્યુડ૦, ૧૧૩૭

૨૩. જુન્નરનો લેખ, લ્યુડ૦, ૧૧૬૫

૨૪. સદર ૨૫. નાશિકનો લેખ, લ્યુડ૦, ૧૧૩૩

૨૬. નાશિકનો લેખ, લ્યુડ૦ ૧૧૩૭. ૨૭. સદર.

૨૮. જાતક ૬, પૃ. ૪૨૭. ૨૯. જુન્નરનો લેખ, લ્યુડ૦ ૧૧૮૦.

૩૦. ગૌતમ ૧૧, ૨૧.

૨૦. હજામ અને પગચંપી કરનાર હસમ.

૨૧. હાર ગૂંથનારા અને ફૂલ વેચનારા માળીઓ.[31]

૨૨. ખારવા.[32]

૨૩. ગોવાળ.[33]

૨૪. વેપારીઓ—કાફલાના વેપારીઓ સુદ્ધાં.[34]

૨૫. લૂટારા અને ધાડપાડુ.[35]

૨૬. કાફલાનું રક્ષણ કરનારા જંગલના સિપાઈ.[36]

૨૭. ધીરધાર કરનારા લોકો.[37]

સાધનો એટલાં ઓછાં છે કે ઉપર જણાવેલી શ્રેણીઓનો વિગતવાર ઇતિહાસ આપવાનું કામ લગભગ અશક્ય થઇ પડ્યું છે. હિંદુસ્તાનના ઇતિહાસના પાછળના સમયમાં ઉત્તરોત્તર પ્રગતિ તેમણે કેવી રીતે સાધેલી તેનો સામાન્ય ખ્યાલ જ આપણે તો આપી શકીએ તેમ છીએ.

[ ૩ ]

**વહેલામાં વહેલો જાતકકથાઓનો સમય** આપણે લઇએ તો તેના સંબંધમાં ડૉ. રિચર્ડ ફિક સુંદર વર્ણન લખી ગયો છે. તે કહે છે કે, બંધારણની વાત કરીએ તો, એક બાજુએ વેપારીઓ હતા અને બીજી બાજુએ કારીગરો હતા, અને તેમની વચ્ચે ઘણો તફાવત રહેતો.

**જાતકોના સમયની શ્રેણીઓ.**

૩૧. જાતક ૩, પૃ. ૪૦૫.

૩૨. જાતક ૪, પૃ. ૧૩૭. ૩૩. ગૌતમ ૧૧, ૨૧.

૩૪. સદર; તેમ જ જાતક ૧, પૃ. ૩૬૮; જાતક ૨, પૃ. ૨૯૫.

૩૫. જાતક ૩, પૃ. ૩૮૮; જાતક ૪, પૃ. ૪૩૦.

૩૬. જાતક ૨, પૃ. ૩૩૫.

૩૭. ગૌતમ ૧૧, ૨૧. જે જે પ્રસંગે પાદલેખમાં ઉલ્લેખ નથી કર્યો તે તે પ્રસંગ હ્રાઇસ ડેવિડ્ઝકૃત 'બુદ્ધિસ્ટ ઈંડિયા'ના પૃ. ૯૦માંથી લીધેલો છે.

વેપારીઓનો વિચાર કરીએ તો અમુક જાતનો વેપાર કરનારાં વંશપરંપરાગત કુટુંબોએ, અલબત્ત, પોતાનો સંઘ સ્થાપ્યો હતો અને તેના સર્વોપરિ સત્તાધીશ તરીકે **जेट्ठक** ( જ્યેષ્ટક=ઘરડો માણસ ) તેમણે નીમ્યો હતો; પણ તેમનું બંધારણ સારી રીતે યોજાયેલું હતું એવું બતાવનારૂં કોઈ પણ સાધન 'જાતકો'માંથી મળી આવતું નથી. પરંતુ કારીગરોની તો વાત જ જૂદી હતી. વેપારીઓમાં ધંધાનું પરંપરાગત તત્ત્વ ઓછું હતું; પણ કારીગરોમાં તો એ તત્ત્વ વિશિષ્ટતા રૂપે હતું; પુત્રને નાનપણમાંથી બાપનો ધંધો શીખવાને લાગુ કરી દેવામાં આવતો અને તેથી કોઇ પણ ઉદ્યોગની બાબતમાં હસ્તકળા તો કુટુંબમાં એક પેઢીથી બીજી પેઢી સુધી ઉતરી આવતી હતી. કોઇ કારીગરે પોતાના બાપદાદાના ધંધા સિવાયનો કોઈ ધંધો સ્વીકાર્યો હોય એવું 'જાતકો'માંથી મળી આવતું નથી; પણ કારીગરનો દીકરો બાપનો ધંધો કરતો હોવાના અનેક ઉલ્લેખો 'જાતકો'માં થયેલા જોવામાં આવે છે. આ બાબતમાં બીજું મહત્ત્વનું તત્ત્વ એ હતું કે ઉદ્યોગ સ્થાનિક થઈ રહેતો હતો. શહેરની પોળો અને શહેરના અમુક મહોલ્લાઓ તેમ જ કેટલાંક આખેઆખાં ગામડાં એક જ જાતના કારીગરોથી વસેલાં જોવામાં આવતાં.[૩૮] કોઇક પ્રસંગે તો મોટાંમોટાં ગામડાં આવી રીતે વસતાં; દાખલા તરીકે, 'મહાવડ્ઢકિગામો'માં લાકડાના વેપારીઓનાં ૧૦૦૦ કુટુંબો રહેતાં હતાં, અને 'કમ્મારગામો'માં લુહારનાં ઝુંપડાં હતાં. છેવટે કારીગરોમાં 'જેટ્ઠક' પણ હતો.[૩૯] આ ત્રણ સંયોગો—અર્થાત્ ધંધો

---

૩૮. સરખાવો **दन्तकार-वीथि**, જાતક ૧, પૃ. ૩૨૦, ૨, પૃ. ૧૯૭; **रजक-वीथि**, જાતક ૪, પૃ. ૮૧; **ओदनिकघरवीथियम्**, જાતક ૩, પૃ. ૪૮; **महावड्ढकिगामो**, જાતક ૨, પૃ. ૧૮, ૪, પૃ. ૧૫૯, ૨૦૭; **कम्मारगामो**, જાતક ૩, પૃ. ૨૮૧.

૩૯. સરખાવો **कम्मकार-जेट्ठक**, જાતક ૩, પૃ. ૨૮૧, ૫, પૃ. ૨૮૨; **मालकार-जेट्ठक**, જાતક ૩, પૃ. ૪૦૫; **वड्ढकि-जेट्ठक**, જાતક

વંશપરંપરાગત વારસામાં ઊતરતો તે, ઉદ્યોગની વિવિધ શાખાઓ સ્થાનિક બનતી તે અને 'જેટ્ઠક'નું અસ્તિત્વ હતું તે, ડૉ. રિચર્ડ ફીકના મત પ્રમાણે—ખાતરીપૂર્વક એવી સાબીતી આપે છે કે, યુરોપના મધ્યયુગના મહાજનને લગભગ પૂર્ણાંશે મળતી આવતી વ્યવસ્થા તે કાળે હયાતી ધરાવતી હતી.

કેટલીક જાતકકથાઓથી શ્રેણીઓના બંધારણ સંબંધે વિશેષ રસિક પ્રકાશ પડે છે. 'સમુદ્દ-વાણિજ-જાતક'માં એમ કહ્યું છે કે, કાશી નગરીની પાસે એક શહેર હતું તેમાં સુથારોનાં એક હજાર કુટુંબો વસતાં હતાં.[૪૦] આ કુટુંબો વચ્ચે બે આગેવાન કારીગરો હતા, અને તે દરેકના તાબામાં પાંચસો કુટુંબો સોંપાયાં હતાં. એક પ્રસંગે તે બધાં એ ગામને છોડી ગયાં અને પોતાનાં કુટુંબો સાથે એક બેટમાં જઈ વસ્યાં. આ વાત ઉપરથી એમ સમજાય છે કે, તે કાળે શ્રેણીઓ જંગમ હતી. પાછળના સમયના શિલાલેખોથી આ વાતને ટેકો મળે છે. વળી, આ વાતથી એમ પણ સાબીત થાય છે કે, કોઇ પ્રસંગે તો કારીગરોના એ ને એ વર્ગના અનેક સંઘો પણ એ ને એ લત્તામાં વસતા હતા. કદાચ કોઈને એમ લાગે કે, કારીગરોની સંખ્યા મોટી હોવાથી આવી બેવડી વ્યવસ્થા રાખી હશે; પણ તેમ નથી. જાતકકથાઓમાં એમ પણ કહ્યું છે કે એક જ બંધારણ હેઠે એક હજાર કુટુંબો રહેતાં હતાં.[૪૧] 

એમ લાગે છે કે 'જેટ્ઠક' (પ્રમુખ)નો હોદ્દો પરંપરાગત હતો; કારણ કે એક સ્થળે એમ કહ્યું છે કે, મુખ્ય ખલાસી મરી ગયો ત્યારે તેનો દીકરો ખલાસીઓનો ઉપરિ બન્યો.[૪૨] આ શ્રેણીઓના બંધારણનું મહત્ત્વ બીજી એક રીતે સાબીત થાય છે; અને તે એ કે,

---

૪, પૃ. ૧૬૧. કેટલીક જગાએ 'જેટ્ઠક'ને બદલે 'પમુખ' શબ્દ વપરાયો છે. સરખાવો જાતક ૨, પૃ. ૧૨, ૫૨.

૪૦ જાતક ૪ પૃ. ૧૫૮. ૪૧ જાતક ૩, પૃ. ૨૮૧.

૪૨ જાતક ૪, પૃ. ૧૩૬.

શ્રેણીઓના પ્રમુખો કેટલાક પ્રસંગે રાજ્યમાં ઊંચી પદવી ભોગવતા, રાજાના માનીતા હતા, પૈસાદાર હતા અને પુષ્કળ માલમત્તા ધરાવતા હતા.[૪૩] આ પ્રમુખો વચ્ચે જે લડાઇઓ અને ચડસાચડસી થતી તેનો ઉલ્લેખ પણ થયેલો છે; અને એ જાતકોના[૪૪] પ્રાસ્તાવિક વિભાગમાં આપેલી રસિક વાર્તાઓ ઉપરથી સમજાય છે કે, મહાન્ બુદ્ધ ભગવાને પણ તેમની વચ્ચે સમાધાન કરાવવું પડતું હતું. આવા ટંટાઓ કદાચ વારંવાર થતા હશે તેથી તેમનો નિકાલ કરવા સારૂ ખાસ ન્યાયાધીશી[૪૫] સ્થાપવાની જરૂર જણાઇ હશે. એક જાતક-કથામાં 'ભાંડાગારક' (કોશાધ્યક્ષ) નો ઉલ્લેખ થયો છે. તે રાજ્યનો અમલદાર હતો, અને તેના હોદ્દાના અંગે તેણે તમામ વેપારીઓની શ્રેણીઓના ન્યાયાધીશનું કામ કરવાનું હતું.[૪૬] આપણને એમ ખાસ કહેવામાં આવ્યું છે કે, પ્રથમ આવો કોઈ હોદ્દો હયાતી ધરાવતો જ નહિ; પણ ત્યારપછીથી હંમેશાં એ હોદ્દો ચાલૂ રહ્યો હતો.

આપણે પ્રથમ કહી ગયા છીએ કે બે જાતકોમાં ૧૮ શ્રેણી-

---

૪૩ જાતક ૨, પૃ. ૧૨; જાતક ૩, પૃ. ૨૮૧.

૪૪ જાતક ૨, પૃ. ૧૨, ૫૨.

૪૫ મિસિસ હ્રાઇસ ડેવિડ્ઝ ટીકા કરે છે કે, "તમામ શ્રેણીઓના સર્વોપરિ પ્રમુખ તરીકેની પહેલી નીમણુકનું અને તેની સાથેસાથે કોશાધ્યક્ષનો હોદ્દો ભોગવાતો તેનું વર્ણન કાશીના દરબારમાં કાશીના જિલ્લાના સંબંધમાં અપાયું છે. કોસલમાંના સાવત્થીમાં શ્રેણીઓના પ્રમુખોની વચ્ચેના ઝગડાઓ વિષે એ પ્રસંગે ઉલ્લેખ થયો છે તે કદાચ કાશીમાં પણ થયા હોય અને તેથી ઉક્ત નીમણુક થઇ હોય." (જ. રૉ. એ. સો; ૧૯૦૧, પૃ. ૮૬૫.)

**૪૬. सब्ब सेणिनम् विचारणारहम् भंडागरिकट्ठानम् ।**
(જાતક ૪, પૃ. ૩૭)

ઓનો[47] ઉલ્લેખ થયેલો છે. આ સંખ્યા ચોક્કસ ન હોતાં સૂચક છે; તો પણ તેથી એમ સાબીત થાય છે કે, ઉક્ત સમયે આવી સંસ્થાનો પ્રચાર બહુ બહોળો હતો. ઉક્ત બન્ને જાતકોમાં કહ્યું છે કે, બે મહત્ત્વના પ્રસંગે રાજાની સવારીમાં અઢાર શ્રેણીઓનો સમાવેશ થયો હતો. પ્રાચીન હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં એ શ્રેણીઓ કેટલું મહત્ત્વનું સ્થાન ભોગવતી હતી તેનો આ વિશેષ પુરાવો છે.

[ ૪ ]

**શરૂઆતના ધર્મસૂત્રના સમયમાં શ્રેણીઓની સંસ્થાનો વિકાસ.**

ત્યારપછી આપણે **શરૂઆતનાં ધર્મસૂત્રોનો સમય** (અર્થાત્ ઇ. સ. પૂર્વે પાંચમી સદીથી ઇ. સ. પૂર્વે ત્રીજી સદી સુધીનો સમય) લઇએ. ગૌતમધર્મસૂત્રના ૧૧ મા અધ્યાયનો ૨૧ મો શ્લોક કહે છે કે, "ખેડુતો, વેપારીઓ, ગોવાળો, ધીરધાર કરનારા લોકો, અને કારીગરો" પોતપોતાના વર્ગ માટે નિયમો ઘડવાની સત્તા ધરાવે છે. વળી એમ પણ કહ્યું છે કે, "(દરેક વર્ગમાં) જેમને (બોલવાનો) અધિકાર છે તેમની કનેથી વસ્તુ(સ્થિતિ) જાણી લીધા" પછી રાજાએ ન્યાયનો ફેંસલો આપવો.[48]

આ હકીકત શ્રેણીના બંધારણના વિકાસનું આગળનું પગથિયું દર્શાવે છે. વેપારીઓના અને કારીગરોના સંઘોને બંધારણે હવે રાજ્યના મુખ્ય અંગ તરીકે સ્વીકારેલા છે, અને પોતાના કાયદા ઘડવા જેવી, અત્યંત મહત્ત્વની સત્તા તેમને સુપરત કરવામાં આવી છે. જાતકોએ જણાવેલા 'જેટ્ઠક' ને કદાચ મળતો આવતો તેમનો આગેવાન મહત્ત્વની વ્યક્તિ ગણાય છે, અને રાજદરબારમાં પોતાના વર્ગના પ્રતિનિધિ તરીકે બેસવાની સત્તા તે ધરાવે છે.

---

૪૭. જાતક ૬, પૃ. ૧, ૪૨૭.

૪૮. સે. બુ. ઈ., પુ. ૨, પૃ. ૨૩૪.

તે સમયે શ્રેણી પોતાના સભાસદો ઉપર કેટલા અંશે સત્તા ધરાવતી હતી તેની સાબીતી 'વિનય–પિટક'માંના બે શિષ્ટિના નિયમોથી મળી રહે છે. એક નિયમ[૪૯] એવો છે કે, અમુક પ્રસંગે શ્રેણીના સભાસદો અને તેમની પત્નીઓ વચ્ચે લવાદનું કામ કરવાની સત્તા શ્રેણીને ખરી; અને બીજો નિયમ[૫૦] એવો છે કે, શ્રેણીના કોઈ પણ સભાસદની પત્નીને દીક્ષા આપવા બદલ શ્રેણીની પરવાનગીની જરૂર ખરી.

એ જ સૂત્રગ્રંથમાંના એક ફકરા ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, ઉક્ત સમયે આ શ્રેણીઓને બંદોબસ્તી સત્તા પણ હતી. દાખલા તરીકે "**राजानं वा संघं वा गणं वा पूगं वा सेणिं वा अनपलोकेत्वा**"–યોગ્ય સત્તાધીશની પરવાનગી વગર ચોરી કરનારી સ્ત્રી (**चोरिं**) ને દીક્ષા આપવી નહિ એવું ફરમાન થયેલું છે. વૃદ્ધ ટીકાકાર આ સંબંધમાં એવી ટીકા કરે છે કે, "**राजा नाम, यत्थ राजा अनुसासति राजा अपलोकेतव्वो, सेणि नाम यत्थ सेणि अनुसासति सेणि अपलोकेतव्वो ॥**[૫૧] અલબત્ત અહીં શ્રેણીની બંદોબસ્તી અને ન્યાયની સત્તાનો ઉલ્લેખ થયેલો છે, અને રાજાનો તથા બીજા રાજકીય સંઘોનો જે દરજ્જો હતો તે જ દરજ્જો શ્રેણીઓનો પણ હતો એમ એથી પૂરવાર થાય છે.

કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"[૫૨] આ જ અરસામાં લખાયું હતું

---

૪૯. વિનયપિટક, ૪, ૨૨૬. સરખાવો જ. રૉ. એ. સો., ૧૯૦૧, પૃ. ૮૬૫.

૫૦. 'સુત્તવિભંગ'માંથી 'ઇકૉનૉમિક જર્નલ'માં આપેલો ઉતારો; ૧૯૦૧, પૃ. ૩૧૩.

૫૧. જ્યાં રાજાની સત્તા ચાલતી હોય ત્યાં તેની અનુમતિ લેવી જોઈએ; જ્યાં શ્રેણીની સત્તા ચાલતી હોય ત્યાં તેની અનુમતિ લેવી જોઈએ.

૫૨. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર", આર. શ્યામશાસ્ત્રી તરફથી સંપાદિત.

એમ હવે બધા વિદ્વાનો સ્વીકારે છે. આ સમયની શ્રેણીની વ્યવસ્થા ઉપર એ ગ્રંથ બહુ રસિક પ્રકાશ પાડે છે. દાખલા તરીકે, તેમાં એમ કહ્યું છે કે "હિસાબીખાતાના ઉપરિ"એ ઠરાવેલાં પત્રકોમાં સહકારી સંઘોનાં રીતરિવાજોનો, ધંધાઓનો અને લેવડદેવડનો ઇતિહાસ નિયમિત રીતે દાખલ કરવો પડતો,[૫૩] અને શ્રેણીઓને જેમનામાં વિશ્વાસ હોય એવા ત્રણ પ્રધાનો નીમવામાં આવતા તે તેમની થાપણો સ્વીકારતા, અને મુશ્કેલીના પ્રસંગે તે થાપણ પાછી લઇ જઈ શકાતી.[૫૪] વેપારી શ્રેણીઓ વચ્ચેના દાવાઓ માટે ખાસ છૂટછાટ મૂકવામાં આવતી હતી,[૫૫] અને વેપારી શ્રેણીનો સભાસદ હોય એવો વેપારી ખાસ હક્ક ભોગવતો હતો.[૫૬] તે સમયે શ્રેણીઓનું મહત્ત્વ કેટલું બધું હતું તેનો વધુ પૂરાવો એ છે કે, શહેરની આદર્શ યોજનામાં કારીગરોની શ્રેણીઓ (સંઘો)ના રહેઠાણ માટે સ્થળો અલગ પાડી આપવામાં આવતાં,[૫૭] અને તેઓ જે કર ભરતી તેનો સમાવેશ મહેસુલનાં સૌથી વધારે મહત્ત્વનાં સાધનોમાં થતો હતો.[૫૮] સ્થાનિક 'શ્રેણી'[૫૯] સિવાયની બીજી કોઇ પણ જાતની શ્રેણી ગામમાં દાખલ થઈ શકે નહિ, એ નિયમથી ગામની શ્રેણીને રક્ષણ મળતું હતું. શ્રેણીઓ પાસે કેટલું બધું ધન હતું અને અવિચારી રાજાઓ કોઈક પ્રસંગે તેમનો દુરુપયોગ કેવી રીતે કરતા તે પુ. ૫, અ. ૨ વાંચતાં સમજાઈ આવે છે. એમ જણાય છે કે કોઇ રાજા "પૈસાની જબરી તંગીમાં આવી પડે અને તેને નાણાંની જરૂર હોય" તો તે કોઈ જાસુસને નીમે તે સંઘો પાસેથી સોનાની લગડી ઉછીની લે અગર નગદ સોનું ઉછીનું

**કૌટિલ્યના સમયમાં શ્રેણીની સ્થિતિ.**

---

૫૩. સદર, પૃ. ૬૯. ૫૪. સદર, પૃ. ૨૫૩.
૫૫. સદર, પૃ. ૧૯૦. ૫૬. સદર, પૃ. ૨૨૮.
૫૭. સદર, પૃ. ૬૧. ૫૮. સદર, પૃ. ૬૬.
૫૯. सामुत्थायिकादन्यसमयानुबंधः ॥ (સદર, પૃ. ૫૪).

લે અને પછી એ જ રાત્રે પોતાનું ધન પોતે લૂંટાઈ જવા દે.[૬૦]

મજુરોના (દૈનિક મહેનતાણું લેનારા માણસોના) સંઘોના સંબંધમાં પણ કૌટિલ્યે કેટલાક ખાસ નિયમો[૬૧] ઘડેલા છે. તેમને કેટલાક ખાસ હક્ક આપવામાં આવતા; જેમ કે, કરાર પૂરો કરવા માટે જે મુદત ઠરી હોય તેના ઉપરાંત મહેરબાનીની રાહે સાત રાત્રિ તેમને મફત મળતી. સંઘના કુલ ઉત્પન્નનો ઉપયોગ બીજી રીતે કરવાનું ફરમાન ન હોય તો, તેવું ઉત્પન્ન તમામ સભાસદો વચ્ચે સરખા ભાગે વહેંચી આપવામાં આવતું. કામ શરૂ થતું ત્યારપછી જે કોઈ માણસ સંઘને છોડી દેતો તેને દંડની સજા થતી. પોતાના ભાગનું કામ કરવામાં જે માણસ બેદરકાર રહેતો તેને પહેલા પ્રસંગે તો માફી આપવામાં આવતી; પણ તે એમ ને એમ વર્ત્યા કરતો તો તેને સંઘમાંથી બરતરફ કરવામાં આવતો. વળી, કોઈ માણસ ભયંકર ગુનો કરતો તો તિરસ્કૃત ગુનેગાર તરીકે તેની સાથે વર્તન રાખવામાં આવતું. સામાન્ય રીતે બધી જાતની શ્રેણીઓમાં આવા નિયમો હશે એમ માનીએ તો કાંઇ ખોટું નહિ.

એ સમયે શ્રેણીઓની સત્તા અને લાગવગ કેટલી હતી તે બીજા એક ફકરા ઉપરથી સમજાઇ આવે છે. તેમાં એવો મુદ્દો ગંભીરતાથી ચર્ચવામાં આવ્યો છે કે શ્રેણીએ ઊભી કરેલી ગરબડ વધારે ગંભીર ગણાય કે તેના આગેવાનોએ ઊભી કરેલી ગરબડ વધારે ગંભીર ગણાય? પોતાના પૂર્વજોથી વિરુદ્ધ જઇને કૌટિલ્ય કહે છે કે શ્રેણીના આગેવાનોએ ઊભી કરેલી ગરબડ વધારે ગંભીર ગણાય; કારણ કે, આગેવાનને ટેકો મળતાં ઉત્તેજન મળવાથી તે બીજા લોકોની જિંદગીને અને મિલકતને નુકસાન કરીને જુલમ ગુજારે છે.[૬૨] વળી, બીજો એ પ્રશ્ન ચર્ચાયો છે કે, શ્રેણીઓ જેવી વ્યવસ્થિત સંસ્થાઓ જેમાં હોય તેવી પ્રજા ખરાબામાં વસાહત કરે કે એવી વ્યવસ્થિત

---

૬૦ સદર, પૃ. ૩૦૫ ૬૧ સદર, પૃ. ૨૩૪ અને આગળ

૬૨ સદર, પૃ. ૪૦૩.

સંસ્થાઓ જેમાં ન હોય તેવી પ્રજા તેમાં વસવાટ કરે ? આ બાબ-
તમાં વ્યવસ્થિત સંસ્થાઓ વિનાની પ્રજા ખરાબામાં વસાહત કરે તે
વધારે પસંદ કરવામાં આવ્યું છે; કારણ કે, શ્રેણીઓ અને બીજી
વ્યવસ્થિત સંસ્થાઓ દુઃખો સહી શકતી નથી અને ગુસ્સો વગેરે બીજા
દુર્ગુણોને અધીન રહે છે.[૬૩] અર્થશાસ્ત્રમાંના આ અને આવા બીજા
ફકરાઓ[૬૪] ઉપરથી એટલું તો ચોક્કસ સમજાઇ આવે છે કે, ઇ. સ.
પૂર્વે ચોથી સદીમાં શ્રેણીઓ રાજ્યવ્યવસ્થાનું મહત્ત્વનું અંગ મનાઇ
ચૂકી હતી.

**લશ્કરી સત્તા તરીકે શ્રેણીઓ**

કૌટિલ્યકૃત અર્થશાસ્ત્રમાં છૂટાછવાયા ઉલ્લેખો થયા છે તે ઉપ-
રથી એમ સ્પષ્ટ થાય છે કે એ સમયે શ્રેણીઓ
લશ્કરી સત્તા પણ હતી.[૬૫] દાખલા તરીકે, પુ.
૯, અ. ૨ જોતાં જણાય છે કે, કૌટિલ્યે રાજાની
માલકીનાં વિવિધ લશ્કરોમાં 'શ્રેણિવલ' નો
સમાવેશ કરેલો છે.[૬૬] કોઇક પ્રસંગે સ્વરક્ષણ માટે તેમ જ સામા
થવા માટે તે પૂરતું થઇ પડતું; અને દુશ્મનના લશ્કરમાં મોટા ભાગે
આ વર્ગના સિપાઇઓ જણાતા ત્યારે રાજાએ તેમને પોતાની નોક-
રીમાં દાખલ કરી લેવા પડતા.[૬૭] વળી, "સરકારી નોકરોના પગાર"
સંબંધી પુ. ૫, અ. ૩ માં 'શ્રેણીમુખ્યો' (શ્રેણીઓના આગે-
વાનો) નો પગાર હાથીઓના, ઘોડાઓના અને રથોના આગેવાનોના
પગાર જેટલો ગણાવ્યો છે; અને પછી આવી ટીકા કરેલી છેઃ—
"પોતાની જ્ઞાતિઓમાં સારી સંખ્યામાં અનુયાયીઓ થાય તે માટે

---

૬૩ સદર, પૃ. ૩૬૩. ૬૪ સદર, પૃ. ૩૮૦.

૬૫ પ્રો. દે. રા. ભાંડારકર સાથે વાતચીત કરતાં મી. રમેશ-
ચંદ્ર મુઝુમદારને આ વિચાર પ્રથમ સૂઝી આવ્યો હતો. મતભેદ
એટલો જ છે કે, પ્રો. ભાંડારકર કહે છે કે 'શ્રેણિવલ' એટલે 'શ્રેણી
તરફથી નીભાવાતા સિપાઇઓ.'

૬૬ અર્થશાસ્ત્ર, પૃ. ૩૪૦. ૬૭ સદર, પૃ. ૩૪૧.

કારણ વગર શસ્ત્રો વાપરવામાં આવશે અગર પરસ્પર હલ્લા કરવામાં આવશે[૭૫] તો રાજા તે સાંખી લઈ શકશે નહિ.

'શ્રેણિવલ' શબ્દથી લડાયક વર્ગનો ઉલ્લેખ થાય છે, એમાં કાંઈ શંકા હોઇ શકે નહિ; કારણ કે, આપણે પ્રથમ કહી ગયા છીએ તેમ, બચાવના તેમ જ હલ્લાના કામે તેઓ કેટલાક પ્રસંગે પૂરતા થઈ રહેતા હતા, એમ કૌટિલ્યે કહ્યું છે. આ વાત કબૂલ રાખીએ તો પણ અહીં મતભેદને સ્થાન મળે છે. શ્રીયુત આર. શ્યામ શાસ્ત્રીએ કહ્યું છે કે 'શ્રેણિવલ' એટલે 'સિપાઇઓનો સંઘ.' અહીં એમણે શ્રેણિના વિચારની અવગણના કરી છે. પ્રો. દે. રા. ભાંડારકર કહે છે કે 'શ્રેણિવલ' એટલે 'શ્રેણી તરફથી નીભાવાતા સિપાઇઓ'. શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે કે કૌટિલ્યે ઉલ્લેખેલા 'ક્ષત્રિયશ્રેણી' શબ્દ ઉપરથી ઉક્ત 'શ્રેણીવલ' શબ્દની સમજુતી મેળવવી જોઇએ. જે વર્ગની શ્રેણીઓ કોઈ ઔદ્યોગિક કળાનું કામ કરતી અને સાથેસાથે લડાયક ધંધો પણ કરતી તે વર્ગની શ્રેણીઓનો ઉલ્લેખ 'ક્ષત્રિયશ્રેણી' શબ્દથી કૌટિલ્યે કર્યો છે, એમ તેમને લાગે છે. આ વાત સંભવિત છે, એમ મંદસોરના શિલાલેખથી બેશક સાબીત થાય છે. એ શિલાલેખનો વિગતવાર ઉલ્લેખ પાછળથી કરવામાં આવશે. આ મહત્ત્વના શિલાલેખ ઉપરથી આપણને એમ સમજાય છે કે રેશમનું વણાટકામ કરનારા કારીગરોની શ્રેણીના કેટલાક માણસોએ હથિયાર હાથ ધરેલાં; અને લડાઇમાં શૌર્ય દાખવનારા આ લડવૈયાઓ "આજે પણ..... બળ વડે પોતાના દુશ્મનોનો નાશ કરે છે." સુરાષ્ટ્ર દેશની સીમા પાસે આવેલા લાટ પ્રદેશમાં રેશમનું વણાટકામ કરનારા કારી-

---

ભાષાંતર આમ કર્યું છે:—'મિશ્ર સંઘો.' સે. બુ. ઈ., ૩૩, પૃ. ૧૫૪.

૭૫. જૉલીએ તેનું ભાષાંતર આમ કર્યું છે:—" એ માણસો વચ્ચે પરસ્પર હલ્લા." પરંતુ પૂર્વાપર સંબંધ ઉપરથી સ્પષ્ટ રીતે એમ જણાઈ આવે છે કે અહીં વ્યક્તિઓને ઉલ્લેખી નથી પણ સંસ્થાઓને ઉલ્લેખી છે.

આ રકમ બસ થઇ રહે."[૬૮] વળી, પુ. ૭, અ. ૧૬ માં દુશ્મન-પક્ષને દાબી દેવા માટેની દુષ્ટ રીતિઓ ગણાવતાં કૌટિલ્ય કહે છે કે, જમીનના જે ટુકડાને દુશ્મન તરફથી હંમેશાં કનડગત થતી હોય તે ટુકડો 'શ્રેણિવલ'ને પૂરો પાડવો, એટલે દુશ્મન સાથે ટક્કર ઝીલવામાં મચ્યા રહેવાથી તેઓ રાજ્યકારભારમાં ડખલ કરવા પામે નહિ. પુ. ૭, અ. ૧ માં દુશ્મનના હલ્લાને હઠાવવાના સાધન તરીકે સિપાઇઓના વર્ગમાં 'શ્રેણી' ની ગણના કરવામાં આવી છે.

વેપાર અને લડાઈ ઉપર ગુજરો કરનારા ક્ષત્રિયોની શ્રેણીનો ઉલ્લેખ પણ કૌટિલ્યે કર્યો છે. **कांबोज-सुराष्ट्र-क्षत्रिय-श्रेण्यादयो वार्त्ता-शस्त्रोपजीविनः ।**[૬૯] દેખીતી રીતે આ શ્રેણીઓ વિશિષ્ટ પ્રકારની હતી, અને તે ઘણુંખરૂં કાંબોજમાં અને સુરાષ્ટ્રમાં જોવામાં આવતી હતી.

શ્રેણીઓ લશ્કરી ધંધો સ્વીકારે એ પ્રથમ દર્શને તો જરા વિચિત્ર લાગે છે; પણ નીચેની હકીકતથી આ વાતને ટેકો મળે છે એટલું જ નહિ, પણ પાછળના સમયમાં પણ એ જ સ્થિતિ ચાલૂ રહી હોવાનું સાબીત કરે છે.

"મહાભારત" માંના કેટલાક શ્લોકોમાં[૭૦] કહ્યું છે કે રાજાએ 'શ્રેણિબલ' નો ઉપયોગ કરવો જોઈએ. આ 'શ્રેણિવલ'નું મહત્ત્વ 'ભૃત' (ભાડુતી સૈનિકો)ના મહત્ત્વ જેટલું જ ગણાતું હતું. 'રામાયણ'માં પણ 'સયોધશ્રેણિ'નો ઉલ્લેખ થયેલો છે.[૭૧] વળી મંદસોરના શિલાલેખ ઉપરથી શ્રેણિઓના લડાયક સ્વરૂપ વિષે સ્પષ્ટ ખ્યાલ આવી શકે છે.[૭૨] શ્રેણિઓ અને બીજી સંસ્થાઓ વિષે નારદસ્મૃતિ-(૧૦, ૫)માં કહ્યું છે કે[૭૩] ગુપ્ત સંતલસ કરવામાં આવશે,[૭૪] યોગ્ય

૬૮. સદર, પૃ. ૨૪૫. ૬૯. સદર, પૃ. ૩૭૬. ૭૦. નિમ્નલિખિત.
૭૧. રામાયણ (ગોરેશિયો તરફથી સંપાદિત), ૧૧; ૧૨૩,૫.
૭૨. સંપૂર્ણ ચર્ચા માટે નીચે જુઓ. ૭૩. નિમ્નલિખિત.
૭૪. મૂળ શબ્દો આ છેઃ–'**मिथः संघातकरणम्**'. જૉલીએ તેનું

કારણ વગર શસ્ત્રો વાપરવામાં આવશે અગર પરસ્પર હલ્લા કરવામાં આવશે[૭૫] તો રાજા તે સાંખી લઈ શકશે નહિ.

'શ્રેણિવલ' શબ્દથી લડાયક વર્ગનો ઉલ્લેખ થાય છે, એમાં કોઈ શંકા હોઇ શકે નહિ; કારણ કે, આપણે પ્રથમ કહી ગયા છીએ તેમ, બચાવના તેમ જ હલ્લાના કામે તેઓ કેટલાક પ્રસંગે પૂરતા થઈ રહેતા હતા, એમ કૌટિલ્યે કહ્યું છે. આ વાત કબૂલ રાખીએ તો પણ અહીં મતભેદને સ્થાન મળે છે. શ્રીયુત આર. શ્યામ શાસ્ત્રીએ કહ્યું છે કે 'શ્રેણિવલ' એટલે 'સિપાઇઓનો સંઘ.' અહીં એમણે શ્રેણિના વિચારની અવગણના કરી છે. પ્રો. દે. રા. ભાંડારકર કહે છે કે 'શ્રેણિવલ' એટલે 'શ્રેણી તરફથી નીભાવાતા સિપાઇઓ'. શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે કે કૌટિલ્યે ઉલ્લેખેલા 'ક્ષત્રિયશ્રેણી' શબ્દ ઉપરથી ઉક્ત 'શ્રેણીવલ' શબ્દની સમજુતી મેળવવી જોઇએ. જે વર્ગની શ્રેણીઓ કોઈ ઔદ્યોગિક કળાનું કામ કરતી અને સાથેસાથે લડાયક ધંધો પણ કરતી તે વર્ગની શ્રેણીઓનો ઉલ્લેખ 'ક્ષત્રિયશ્રેણી' શબ્દથી કૌટિલ્યે કર્યો છે, એમ તેમને લાગે છે. આ વાત સંભવિત છે, એમ મંદસોરના શિલાલેખથી બેશક સાબીત થાય છે. એ શિલાલેખનો વિગતવાર ઉલ્લેખ પાછળથી કરવામાં આવશે. આ મહત્ત્વના શિલાલેખ ઉપરથી આપણને એમ સમજાય છે કે રેશમનું વણાટકામ કરનારા કારીગરોની શ્રેણીના કેટલાક માણસોએ હથિયાર હાથ ધરેલાં; અને લડાઇમાં શૌર્ય દાખવનારા આ લડવૈયાઓ "આજે પણ..... બળ વડે પોતાના દુશ્મનોનો નાશ કરે છે." સુરાષ્ટ્ર દેશની સીમા પાસે આવેલા લાટ પ્રદેશમાં રેશમનું વણાટકામ કરનારા કારી-

---

ભાષાંતર આમ કર્યું છે:—'મિશ્ર સંઘો.' સે. બુ. ઈ., ૩૩, પૃ. ૧૫૪.

૭૫. જૉલીએ તેનું ભાષાંતર આમ કર્યું છે:—" એ માણસો વચ્ચે પરસ્પર હલ્લા." પરંતુ પૂર્વાપર સંબંધ ઉપરથી સ્પષ્ટ રીતે એમ જણાઈ આવે છે કે અહીં વ્યક્તિઓને ઉલ્લેખી નથી પણ સંસ્થાઓને ઉલ્લેખી છે.

ગરોની ઉક્ત શ્રેણી મૂળે રહેતી હતી, એ જરાયે વિચિત્ર લાગતું નથી. કૌટિલ્ય કહે છે તેમ, એ સુરાષ્ટ્ર દેશમાં સંખ્યાબંધ ક્ષત્રિયશ્રેણીઓ વસતી હતી. ઉપર્યુક્ત મંતવ્યો પૈકીનું ગમે તે મંતવ્ય ખરૂં હોય; પરંતુ એટલી વાત તો સાચી છે કે કેટલીક પ્રાચીન શ્રેણીઓ પોતાની યોગ્ય પ્રવૃત્તિઓ ઉપરાંત કિંમતી લડાયક સાધનો ધરાવતી હતી, અને પ્રાચીન હિંદુસ્તાનની આંતરિક રાજ્યવ્યવસ્થામાં મહત્ત્વનો ભાગ લેતી હતી. મધ્યયુગની ઈટાલીની શ્રેણીઓ સ્વાભાવિક રીતે અહીં યાદ આવી જાય છે.

કૌટિલ્યે ઉલ્લેખેલી "ક્ષત્રિયશ્રેણીઓ" નિદાન દક્ષિણ હિંદુસ્તાનમાં દેખીતી રીતે લાંબા વખત સુધી ચાલૂ રહી હતી. ઇ. સ. ની દસમી અને અગિયારમી સદીના વેળાઇક્કારો આ બાબતમા સારો દાખલો પૂરો પાડે છે. આ જાતિમાં વલંગઇ, ઇદંગઈ વગેરેના જેવા અનેક કામદાર વર્ગોનો સમાવેશ થાય છે, અને પહેલો રાજરાજ તથા પહેલો રાજેંદ્ર ચોલ નામક ચોલ રાજાઓના તાંજોરના શિલાલેખોમાં ચોલ લશ્કરની જુદી જુદી ટુકડીઓના નામના એક ભાગ તરીકે ઘણુંખરૂં એ જાતિનો ઉલ્લેખ થયેલો છે. એ લોકો સિંહલદ્વીપમાં પણ ગયા હતા, અને ઉક્ત સમયે સિંહાલી રાજાઓએ ભાડુતી કામગારો તરીકે તેમને નોકરીમાં રાખ્યા હતા. પોલન્નરુવના શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે, રાજા વિજયબાહુના ફરમાનથી દેવસેન નામના મુખીએ જિનના પવિત્ર દાંતને માટે ચૈત્ય બંધાવ્યું હતું અને તેના રક્ષણ માટે વેળાઇક્કાર જાતિના લોકોને બોલાવ્યા હતા. પોતાના આગેવાનો સાથે તેઓ ભેગા થયા હતા, અને એ મંદિરનો નિભાવ કરવાની તથા તેની મિલ્કતનું રક્ષણ કરવાની જોખમદારી તેમણે માથે લીધી હતી. મહેનતાણા તરીકે દરેક વેળાઇક્કારને એક 'વેલિ' જમીન બક્ષવામાં આવી હતી, અને તમામ લોકોએ નીચે પ્રમાણે કબૂલ કર્યું હતું:—" અમે અમારી જાતનો ભોગ આપીએ છીએ અગર બીજી કોઈ રીતે દુઃખ ભોગવીએ છીએ તો પણ એ

મંદિરના અંગનાં ગામોનું તથા તેના નોકરોની મિલ્કતનું અને તેના પૂજારીઓનું રક્ષણ કરીએ છીએ. અમારી જાતિ હયાતી ધરાવે ત્યાં સુધી એ મંદિરની સઘળી જરૂરિયાતો અમે પૂરી પાડીએ છીએ, અને વખત જતાં મંદિરના જે ભાગ જીર્ણ થઈ જાય તેમને સમરાવીએ છીએ, અને અમારી સહી સાથેની આ કબૂલત પત્થર અને તાંબા ઉપર અમે કોતરાવીએ છીએ એટલે ચંદ્ર અને સૂર્ય જીવંત રહે ત્યાં સુધી તે પણ જીવંત રહે."[૭૬]

[ ૫ ]

**શરૂઆતનાં ધર્મશાસ્ત્રોના સમયમાં** (ઇ. સ. પૂર્વે બીજી સદીથી ઇ. સ. ની છઠ્ઠી સદી સુધીમાં) શ્રેણીઓની વ્યવસ્થામાં વધુ વિકાસ થયેલો જોવામાં આવે છે. 'મનુસંહિતા'એ ઉપર્યુક્ત ગૌતમના કથનને પુષ્ટિ આપી છે એટલું જ નહિ, પણ 'શ્રેણીધર્મ'નો ઉલ્લેખ કરીને કહ્યું છે કે કાયદાના મહત્ત્વ જેટલું તેનું મહત્ત્વ ગણાતું હતું.[૭૭] વધારામાં તે કહે છે કે,

" કોઈ ગામમાં કે પ્રાંતમાં વસતા સંઘ (ग्राम्–देश–संघ) નો કોઈ માણસ કોઇ કબૂલત બદલ સમ ખાય અને પછી લોભથી તેનો ભંગ કરે તો (રાજાએ) તેને પોતાના રાજ્યમાંથી કાઢી મૂકવો."[૭૮]

'યાજ્ઞવલ્કય–સંહિતા'માં પણ કહ્યું છે કે, કોઇ માણસ કોઇ

---

૭૬. ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૧૦૧.

૭૭. जातिजानपदान् धर्मान् श्रेणीधर्मांश्च धर्मवित् ।
समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥

૭૮. ૮; ૨૧૯. ત્યારપછીના શ્લોકમાં (૮; ૨૨૦ માં) વધારામાં કહ્યું છે કે આવા ગુનેગારનો દંડ કરવો અને તેને કેદમાં નાખવો. આ બે શ્લોકોને પરસ્પરવિરોધી ન ગણવામાં આવે તો, ગુનેગારને દેશનિકાલની સજા ફરમાવતા પહેલાં ઉક્ત દંડ કરવો અથવા કેદમાં પૂરવો, એમ દેખીતી રીતે સમજાય છે. મેધાતિથિ તેમ જ કુલ્લુકભટ્ટ 'દેશસંઘ'માં વ્યાપારીમંડળોનો સમાવેશ કરે છે.

શ્રેણીની અગર બીજા કોઇ સંઘની મિલ્કત ચોરે અથવા તેની સાથે થયેલી કબૂલતનો ભંગ કરે તો તેને દેશનિકાલ દેવો અને તેની બધી મિલ્કત જપ્ત કરવી.[૭૯]

'વિષ્ણુ–સંહિતા'માં પણ આવી જ જાતનું ફરમાન છે.[૮૦]

ક્રમાનુસાર સ્મૃતિઓમાંનાં આ ફરમાનોથી બેશક એમ સમજાઈ આવે છે કે ખ્રિસ્તી સન શરૂ થયો ત્યારપછી તુર્ત જ શ્રેણીની વ્યવસ્થામાં વિકાસ થયો અને તેઓ રાજનીતિનું મહત્ત્વનું અંગ બની રહી. રાજ્યવ્યવસ્થાના ચોક્કસ અંગ તરીકે તેનો સ્વીકાર થયો હતો એટલું જ નહિ, પણ રાજસત્તાએ તેની સત્તાનો પણ સ્વીકાર કર્યો હતો, અને તેની જરૂરિયાતો તથા તેને જોઈતી મદદ વખતસર પૂરી પાડીને તેનું અસ્તિત્વ સફળ કરવાની બાંહેધરી આપવાને રાજ્યે ચોક્કસ જાહેરનામું પણ કાઢ્યું હતું, અને એ રીતે તેની કીર્તિમાં અને તેના મોભામાં પુષ્કળ વધારો કરી દેવામાં આવ્યો હતો.

આવી સુખપ્રદ પરિસ્થિતિનું પરિણામ એ આવ્યું કે એક તરફથી આ સંસ્થાઓનો વધુ વિકાસ થયો અને બીજી તરફથી તેમની ઉપયોગિતામાં પ્રજાની શ્રદ્ધા વધતી ગઈ. અનેક શિલાલેખો ઉપરથી આ વાતની સાબીતી મળે છે. અહીં એ શિલાલેખોની વિગતમાં આપણે ઊતરીશું.

આ સમયના એકંદરે પાંચ શિલાલેખો છે, અને તેમાં શ્રેણીઓનો તથા તેમની પ્રવૃત્તિઓનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે.

એ શિલાલેખો પૈકીના દરેક શિલાલેખનો ટૂંકો સાર પ્રથમ તો આપણે અહીં આપીશું.

૧. ૪૨ મા વર્ષના (ઇ. સ. ૧૨૦ ની સાલના), નાશિકની ગુફાના લેખમાં[૮૧] કહ્યું છે કે શકરાજ નહપાનના જમાઇ ઉપવદાતે

---

૭૯. ૨: ૧૮૭–૧૯૨. ૮૦. गणद्रव्यापहर्ता विवास्यः ।

૮૧ લ્યુ., અંક ૧૧૩૩.

૩૦૦૦ કાર્ષાપણોનું દાન કર્યું હતું. ગુફામાં વસતા બૌદ્ધ સાધુઓના લાભને માટે આ દાન કરવામાં આવ્યું હતું, અને ગોવર્ધનમાં રહેતી શ્રેણીઓને એ આખી રકમ નીચેની રીતે સોંપવામાં આવી હતી:—

"વણકરોની શ્રેણીમાં ૨૦૦૦; વ્યાજનો દર દર મહિને એક ટકો."

"વણકરોની બીજી શ્રેણીમાં ૧૦૦૦; વ્યાજનો દર દર મહિને પોણો ટકો."

એટલું સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, ઉક્ત કાહાપણો પાછા ભરી દેવાના નથી; માત્ર તેના વ્યાજનો ઉપયોગ કરવાનો છે. ઉક્ત દાનનો હેતુ પણ નીચે પ્રમાણે જણાવવામાં આવ્યો છે:—

"દર મહિને એક ટકા લેખે મૂકેલા ૨૦૦૦ કાહાપણો કાપડની રકમ છે; જે વીસ સાધુઓ ગુફામાંના વાસનું રક્ષણ કરે છે તેમાંના દરેક સાધુને ૧૨ કાહાપણોની કાપડની રકમ આપવાની છે; બાકીના હજારમાંથી કુશન માટેની રકમ આપવાની છે. આ શબ્દનો ખરેખરો અર્થ શો છે તે અચોક્કસ છે."

અંતમાં આપણને એમ કહેવામાં આવ્યું છે કે આ બધું "રિવાજ પ્રમાણે જાહેર થયું છે અને ચોરામાં, દફતરખાનામાં નોંધાયું છે." ૮૨

૨. ઇ. સ. ત્રીજી સદીમાં થઈ ગયેલા રાજા ઇશ્વિરસેનના[૮૩] રાજકાળના નવમા વર્ષમાં લખાયેલા નાશિકના બીજા શિલાલેખમાં[૮૪] કહ્યું છે કે ગોવર્ધનમાં વસતી શ્રેણીઓને આવી જ જાતની કાયમની ભેટની રકમ નીચે મુજબ સોંપવામાં આવી હતી:—

"કુલરિકો (કદાચ કૂંભારો) ની શ્રેણીઓના હાથમાં એક હજાર કાર્ષાપણો; ઓદયંત્રિકો (કદાચ જળયંત્રો, જળઘટિકાઓ અગર ઇતર યંત્રો બનાવનારા કારીગરો) ની શ્રેણીના હાથમાં બે હજાર." ઉક્ત

---

૮૨ એ. ઇ., પુ. ૮, પૃ. ૮૨–૮૬

૮૩ રૅપસન—આંધ્ર સિક્કાઓ, પૃ. ૧૩૪

૮૪ એ. ઇ., પુ. ૮, પૃ. ૮૮.

શિલાલેખનો છેવટનો ભાગ લગભગ નષ્ટ થયો છે; તેમ છતાં પણ જેટલો ભાગ રહેવા પામ્યો છે તેટલા ભાગ ઉપરથી એમ જણાઈ આવે છે કે, ઘાંચીઓની શ્રેણીને પણ અમુક રકમ સોંપવામાં આવી હતી, અને બીજી કોઇ શ્રેણીને ૫૦૦ કાહાપણોની રકમ સોંપવામાં આવી હતી. ત્રિરશ્મિ પર્વત ઉપરના મઠમાં રહેતા સાધુના સંઘ પૈકીના જે લોકો માંદા પડે તેમને દવા આપવાના હેતુથી ઉક્ત રકમની ભેટ કરવામાં આવી હતી.

૩. જુન્નરમાંના એક શિલાલેખમાં કહ્યું છે કે, કરંજનાં ઝાડ તથા વડનાં ઝાડ રોપવા માટે કોણાચિક્તાની શ્રેણીને બે ખેતરોની આવક સોંપવામાં આવી હતી.[૮૫]

૪. જુન્નરમાંના બીજા એક શિલાલેખમાં[૮૬] કહ્યું છે કે, વાંસ-ફોડાની શ્રેણીને તથા રેણ દેનારા કારીગરોની શ્રેણીને અમુક રકમ સોંપવામાં આવી હતી.

૫. જુન્નરમાંના ત્રીજા એક શિલાલેખમાં[૮૭] કહ્યું છે કે, દાણાના વેપારીઓની શ્રેણીએ એક ગુફાની અને એક કુંડની ભેટ કરી હતી.

---

૮૫ આ શિલાલેખ નીચે પ્રમાણે છેઃ—

**"कोणाचिके सेणिय उवसको आडुथुम सको वडालिकायां।**
**करजमुल निवतननि विस कटपुतके वडमुले निवतननि (न)व"॥**

આ. સ. વે. ઈ., ૪ માં બ્યુહ્લર-બર્જેસે આનું ભાષાંતર આ પ્રમાણે કર્યું છેઃ-"કોણાચિકોની શ્રેણીના ઉપાસક, શક, આડુથુમે વડાલિકામાં કરંજના ઝાડ પાસે ૨૦ નિવર્તન અને કટપુતકમાં વડના ઝાડ પાસે ૯ નિવર્તન (બક્ષીસ કર્યા.)" પિશેલે એક સ્થળે એમ બતાવી આપ્યું છે કે 'વડમુલ' નો અને 'કરજમુલ' નો ખરો અર્થ 'આ ઝાડો રોપવાનો ખર્ચ' થાય છે. લ્યુડર્સ એમ માને છે કે શ્રેણીના સભાસદે રકમ રોકી ન હતી પણ શ્રેણીને રકમ ભાગે સોંપાઇ હતી. (એ. ઈ., ૧૦, પરિશિષ્ટ, પૃ. ૧૩૨.)

૮૬ લ્યુ., અંક ૧૧૬૫. ૮૭ સદર, અંક ૧૧૮૦.

આનાં ઉપરાંત ભાંગ્યાતૂટ્યા બીજા અનેક શિલાલેખો[૮૮] મોજુદ છે, અને તેમાં વિવિધ શ્રેણીઓને આવી જ રીતે રકમો સોંપ્યાની નોંધ કરેલી હોય એમ જણાય છે; પણ એ લેખોનો સારાંશ ચોક્કસ રૂપે સમજાયો નથી તેથી અહીં તેમનો ઉલ્લેખ કર્યો નથી.

ઉપર જણાવેલા પાંચ શિલાલેખો પ્રાચીન શ્રેણીઓનાં કર્તવ્યો અને તેમની વ્યવસ્થા વિષે પુષ્કળ માહિતી પૂરી પાડે છે. અંક ૧ થી ૪ સુધીના ઉક્ત શિલાલેખો ચોક્કસ રીતે સાબીત કરે છે કે, પ્રાચીન સમયમાં શ્રેણીઓને પ્રજાકીય રકમો સોંપાતી અને તેઓ તે બદલ વ્યાજ આપતી. આ શ્રેણીઓનો લાભ લઇ લેવા સંબંધી જે ખટપટી પદ્ધતિ કૌટિલ્યે જણાવી છે (જુઓ પૃ. ૧૬) તે એમ પણ સાબીત કરે છે કે એ શ્રેણીઓ નાણાં વ્યાજે ધીરતી પણ હતી.

**સ્થાનિક પેઢીઓ તરીકે શ્રેણીઓ**

આથી કરીને આપણે સાધારણ રીતે એમ કહી શકીએ કે હાલની પેઢીઓ (બૅંક) ના કામ જેવું કામ એ શ્રેણીઓ બજાવતી હોવી જોઇએ. પહેલો શિલાલેખ એમ બતાવી આપે છે કે તેઓ ૯ થી ૧૨ ટકા વ્યાજ આપતી હતી. આ પ્રમાણે દેશના એક છેડાથી બીજા છેડા સુધી પેઢીઓની જાળની માફક

---

૮૮ આ સમયના પાંચ શિલાલેખોમાં 'આવેસનિ'ની ભેટનો ઉલ્લેખ થયેલો છે. આ શબ્દ બીજા કોઇ સ્થળે જોવામાં આવ્યો નથી. કનિંગહામે તેનો અર્થ 'દરવાજાનો સહમોભ' (દરવાજાની ફરતી કિનારી) કર્યો છે ('ભીલ્સા ટોપ્સ', પૃ. ૨૬૪). મેઇસી કૃત "સાંચી"માં તેનો અર્થ 'શીખાઉ' કર્યો છે (પૃ. ૯૫). બ્યુહ્લરે 'કારીગરોનો મુકર્દમ' એવો અર્થ સૂચવ્યો છે (એ. ઇ., પુ. ૨, પૃ. ૮૮). સાંચીના શિલાલેખના સંબંધમાં લ્યુડર્સે આનો સ્વીકાર કર્યો છે. પણ અન્ય સ્થળે તેણે તેનો અર્થ માત્ર 'કારીગર' કર્યો છે. આથી આ શબ્દના ઉપયોગ ઉપરથી 'શ્રેણી' ની હયાતી નિશ્ચયાત્મક રીતે દર્શાવી શકાય કે કેમ, એ શંકાસ્પદ છે.

શિલાલેખનો છેવટનો ભાગ લગભગ નષ્ટ થયો છે; તેમ છતાં પણ જેટલો ભાગ રહેવા પામ્યો છે તેટલા ભાગ ઉપરથી એમ જણાઈ આવે છે કે, ઘાંચીઓની શ્રેણીને પણ અમુક રકમ સોંપવામાં આવી હતી, અને બીજી કોઈ શ્રેણીને ૫૦૦ કાહાપણોની રકમ સોંપવામાં આવી હતી. ત્રિરશ્મિ પર્વત ઉપરના મઠમાં રહેતા સાધુના સંઘ પૈકીના જે લોકો માંદા પડે તેમને દવા આપવાના હેતુથી ઉક્ત રકમની ભેટ કરવામાં આવી હતી.

૩. જુન્નરમાંના એક શિલાલેખમાં કહ્યું છે કે, કરંજનાં ઝાડ તથા વડનાં ઝાડ રોપવા માટે કોણાચિક્તાની શ્રેણીને બે ખેતરોની આવક સોંપવામાં આવી હતી.[૮૫]

૪. જુન્નરમાંના બીજા એક શિલાલેખમાં[૮૬] કહ્યું છે કે, વાંસ-ફોડાની શ્રેણીને તથા રેણુ દેનારા કારીગરોની શ્રેણીને અમુક રકમ સોંપવામાં આવી હતી.

૫. જુન્નરમાંના ત્રીજા એક શિલાલેખમાં[૮૭] કહ્યું છે કે, દાણાના વેપારીઓની શ્રેણીએ એક ગુફાની અને એક કુંડની ભેટ કરી હતી.

---

૮૫ આ શિલાલેખ નીચે પ્રમાણે છે:—

**"कोणाचिके सेणिय उवसको आडुथुम सको वडालिकायां। करजमुल निवतननि विस कटपुतके वडमुले निवतननि (न)व"॥**

આ. સ. વે. ઈ., ૪ માં બ્યુહ્‌લર–બર્જેસે આનું ભાષાંતર આ પ્રમાણે કર્યું છે:–"કોણાચિકોની શ્રેણીના ઉપાસક, શક, આડુથુમે વડાલિકામાં કરંજના ઝાડ પાસે ૨૦ નિવર્તન અને કટપુતકમાં વડના ઝાડ પાસે ૯ નિવર્તન (બક્ષીસ કર્યાં.)" પિશેલે એક સ્થળે એમ બતાવી આપ્યું છે કે 'વડમુલ' નો અને 'કરજમુલ' નો ખરો અર્થ 'આ ઝાડો રોપવાનો ખર્ચ' થાય છે. લ્યુડર્સ એમ માને છે કે શ્રેણીના સભાસદે રકમ રોકી ન હતી પણ શ્રેણીને રકમ ભાગે સોંપાઈ હતી. (એ. ઈ., ૧૦, પરિશિષ્ટ, પૃ. ૧૩૨.)

૮૬ લ્યુ., અંક ૧૧૬૫. ૮૭ સદર, અંક ૧૧૮૦.

આનાં ઉપરાંત ભાંગ્યાતૂટયા બીજા અનેક શિલાલેખો[૮૮] મોજુદ છે, અને તેમાં વિવિધ શ્રેણીઓને આવી જ રીતે રકમો સોંપ્યાની નોંધ કરેલી હોય એમ જણાય છે; પણ એ લેખોનો સારાંશ ચોક્કસ રૂપે સમજાયો નથી તેથી અહીં તેમનો ઉલ્લેખ કર્યો નથી.

ઉપર જણાવેલા પાંચ શિલાલેખો પ્રાચીન શ્રેણીઓનાં કર્તવ્યો અને તેમની વ્યવસ્થા વિષે પુષ્કળ માહિતી પૂરી પાડે છે. અંક ૧ થી ૪ સુધીના ઉક્ત શિલાલેખો ચોક્કસ રીતે સાબીત કરે છે કે, પ્રાચીન સમયમાં શ્રેણીઓને પ્રજાકીય રકમો સોંપાતી અને તેઓ તે બદલ વ્યાજ આપતી. આ શ્રેણીઓનો લાભ લઇ લેવા સંબંધી જે ખટપટી પદ્ધતિ કૌટિલ્યે જણાવી છે (જુઓ પૃ. ૧૬) તે એમ પણ સાબીત કરે છે કે એ શ્રેણીઓ નાણાં વ્યાજે ધીરતી પણ હતી.

**સ્થાનિક પેઢીઓ તરીકે શ્રેણીઓ**

આથી કરીને આપણે સાધારણ રીતે એમ કહી શકીએ કે હાલની પેઢીઓ (બૅંક) ના કામ જેવું કામ એ શ્રેણીઓ બજાવતી હોવી જોઇએ. પહેલો શિલાલેખ એમ બતાવી આપે છે કે તેઓ ૯ થી ૧૨ ટકા વ્યાજ આપતી હતી. આ પ્રમાણે દેશના એક છેડાથી બીજા છેડા સુધી પેઢીઓની જાળની માફક

---

૮૮ આ સમયના પાંચ શિલાલેખોમાં 'આવેસનિ'ની ભેટનો ઉલ્લેખ થયેલો છે. આ શબ્દ બીજા કોઇ સ્થળે જોવામાં આવ્યો નથી. કનિંગહામે તેનો અર્થ 'દરવાજાનો સહમોભ' (દરવાજાની ફરતી કિનારી) કર્યો છે ('ભીલ્સા ટોપ્સ', પૃ. ૨૬૪). મેઇસી કૃત "સાંચી"માં તેનો અર્થ 'શીખાઉ' કર્યો છે (પૃ. ૯૫). બ્યુહ્લરે 'કારીગરોનો મુકદ્દમ' એવો અર્થ સૂચવ્યો છે (એ. ઇ., પુ. ૨, પૃ. ૮૮). સાંચીના શિલાલેખના સંબંધમાં લ્યુડર્સે આનો સ્વીકાર કર્યો છે. પણ અન્ય સ્થળે તેણે તેનો અર્થ માત્ર 'કારીગર' કર્યો છે. આથી આ શબ્દના ઉપયોગ ઉપરથી 'શ્રેણી' ની હયાતી નિશ્ચયાત્મક રીતે દર્શાવી શકાય કે કેમ, એ શંકાસ્પદ છે.

પથરાઇ ગયેલી ઉક્ત શ્રેણીઓનું યોગ્ય બંધારણ પણ હોવું જોઇએ, અને તે પણ એવું અનુકૂળ હોવું જોઇએ કે તેમને મોટી મોટી રકમો સોંપવાને પ્રજા લલચાય. તેઓ લાંબા વખતથી હયાતી ધરાવતી હોવી જોઈએ, અને તેઓ પ્રામાણિકતાથી તેમ જ ન્યાયથી કામ કરતી હોવી જોઈએ; કારણ કે, તેમ ન હોય તો લોકો કાયમની રકમો તેમને ભાગ્યે જ સોંપી દે. પહેલા શિલાલેખનો છેવટનો ભાગ એમ પણ સાબીત કરે છે કે પ્રાચીન શહેરોની સુધરાઇના કારભારના મહત્ત્વના અંગ તરીકે તેમનો સ્વીકાર થયો હતો, અને પ્રજાનાં નાણાંના જુમ્મેદાર તરીકે પોતાની ફરજો યોગ્ય રીતે અદા કરવાની બાબતમાં તેઓ શહેરની સુધરાઇને જવાબદાર રહેતી હતી. તેમને માત્ર રોકડ રકમો જ સોંપાતી ન હતી; ત્રીજો શિલાલેખ બતાવે છે તેમ મિલ્કતની સોંપણી પણ તેમને થતી હતી.

આવી રકમો તથા મિલ્કતો વિવિધ હેતુઓથી સોંપાતી હતી. પોતાની ફરજો અદા કરવામાં શ્રેણીઓને અસાધારણ કુશળતા વાપરવાની જરૂર પડતી હોવી જોઇએ. દાખલા તરીકે, કેટલીક શ્રેણીઓએ અમુક ઝાડ રોપવાં પડતાં હતાં; અને દવાના કામથી બીલકુલ જાણકાર ન હોય એવી કેટલીક શ્રેણીઓએ ગુફાના માંદા સાધુઓને દવા પણ પૂરી પાડવી પડતી હતી. ઉક્ત શિલાલેખોથી વધારામાં એમ પણ સાબીત થાય છે કે એ ને એ સ્થળે અનેક કળા–શ્રેણીઓ વસતી હતી, અને કોઇક પ્રસંગે તો એક જ ધંધાને લગતી અનેક શ્રેણીઓ વસતી હતી; દાખલા તરીકે, પહેલા શિલાલેખ પ્રમાણે, ગોવર્ધનમાં વણકરોની બે શ્રેણીઓ રહેતી હતી. સામાન્ય રીતે એમ કહી શકાય કે, જે ધંધાને લગતી શ્રેણી હોય તે ધંધાના નામ ઉપરથી એ શ્રેણીનું નામ પડતું. એક સ્થળે ફક્ત 'કોણાચિકમાંની શ્રેણી' એટલું જ કહ્યું છે. એનો અર્થ એમ હોય કે, એ ગામમાં એક જ શ્રેણી હશે તેથી તેને માટે ખાસ નામ પાડવાની જરૂર જણાઈ નહિ હોય, અથવા તો એક જ પ્રકારના કારીગરો એ ગામમાં વસતા

હશે તેથી આખું ગામ શ્રેણી બની ગયું હશે. પાલી સાહિત્યમાં આવાં ગામોના ઉલ્લેખો થયેલા છે. પાંચમો શિલાલેખ ખાસ કરીને મહત્ત્વનો છે; કેમ કે, એથી એમ સાબીત થાય છે કે, શ્રેણીઓને બીજા લોકો તરફથી રકમોની બક્ષીસ મળતી એટલું જ નહિ, પણ સંસ્થાના નામે તેઓ પોતે પણ બક્ષીસો આપતી હતી.

**'યાજ્ઞવલ્કય-સંહિતા' પ્રમાણે શ્રેણીઓનાં કર્તવ્યો.**

શરૂઆતનાં ધર્મશાસ્ત્રોમાં આપેલી કેટલીક આજ્ઞાઓ ઉપરથી ઉક્ત શ્રેણીઓના કામકાજ વિષે આપણને રસિક માહિતી મળી શકે છે. દાખલા તરીકે, 'યાજ્ઞવલ્કય–સંહિતા' (અ. ૨.)માં નીચે પ્રમાણે કહ્યું છે:—

" निजधर्माविरोधेन यस्तु सामयिको भवेत् ।
सोऽपि यत्नेन संरक्ष्यो धर्मो राजकृतश्च यः ॥१८६॥
गणद्रव्यं हरेद् यस्तु संविदं लंघयेच्च यः ।
सर्वस्वहरणं कृत्वा तं राष्ट्राद्विप्रवासयेत् ॥ १८७ ॥
कर्तव्यं वचनं सर्वैः समूहहितवादिनाम् ।
यस्तत्र विपरीतः स्यात् स दाप्यः प्रथमं दमम् ॥१८८॥
समूहकार्य आयातान् कृतकार्यान् विसर्जयेत् ।
स दानमानसत्कारैः पूजयित्वा महीपतिः ॥१८९॥
समूहकार्यप्रहितो यल्लभेत तदर्पयेत् ।
एकादशगुणं दाप्यो यद्यसौ नार्पयेत् स्वयम् ॥१९०॥
धर्मज्ञाः शुचयोऽलुब्धाः भवेयुः कार्यचिंतकाः ।
कर्तव्यं वचनं तेषां समूहहितवादिनाम् ॥१९१॥
श्रेणि–नैगम–पाषण्डि–गणानामप्ययं विधिः ।
भेदं चैषां नृपो रक्षेत् पूर्ववृत्तिं च पालयेत् ॥१९२॥

ઉપરના શ્લોકો ઉપરથી એમ સમજાય છે કે પ્રજાકીય નાણાં શ્રેણીઓ પાસે રહી શકતાં હતાં, અને હાલના જમાનાની 'મંડળીની કલમબંદી' માફક તેઓ નિબંધનિયમ ઘડી શકતી હતી. એ સૌનો

ભંગ કરવો એ મહા દ્રોહ ગણાતો હતો. તેમના પ્રતિનિધિઓ ન્યાયાધીશોમાં તેમના નામે ઘણુંખરૂં કામકાજ પતાવતા, અને ત્યાં તેમને પુષ્કળ માન મળતું હતું. કેટલાક શુદ્ધ અને સદ્‌ગુણી માણસોને તેમના વહીવટી અમલદારો ( **कार्य-चिंतकाः** ) તરીકે નીમવામાં આવતા. કમનસીબે શ્રેણી સાથેનો તેમનો સંબંધ તદ્દન સ્પષ્ટ થયો નથી. રાજા તરફથી તેની નીમણુક થતી કે શ્રેણીના સભ્યો પોતે જ તેની નીમણુક કરતા, તે સ્પષ્ટ થયું નથી; તો પણ ઉપરના બધા શ્લોકોનો એકંદર ભાવાર્થ એવો છે કે તેઓની નીમણુક શ્રેણીના સભ્યોના હાથે જ થતી. વળી '**कर्तव्यं वचनं तेषां समूहहितवादिनाम्**' એ ચરણ ઉપરથી એમ પણ જણાય છે કે, ઉક્ત અમલદારો શ્રેણીના સભ્યો ઉપર વહીવટી સત્તા પણ ભોગવતા હતા, અને તેમના નિર્ણયનું ઉલ્લંઘન કરનાર વ્યક્તિને તેઓ દંડ પણ કરી શકતા હતા. તેમ છતાં પણ શ્રેણીના કાયદા તથા તેની રૂઢિ પાળવાને તેઓ બંધાયેલા હતા; અને પોતાની ફરજ બજાવતાં તેઓ તેમનો ભંગ કરતા, અથવા તો તેમની અને સામાન્ય સભ્યોની વચ્ચે મતભેદ પડતો, તો રાજાએ વચ્ચે પડવું પડતું અને પરંપરાગત રૂઢિને અનુસરવાની ફરજ બંને પક્ષને પાડવી પડતી. વહીવટી અમલદારો પુષ્કળ સત્તા ધરાવતા હતા તો પણ આ કારણે તેઓ કોઈ પણ રીતે સ્વચ્છંદી થઈ શકતા નહિ, અને શ્રેણીના સાધનને લીધે તેઓ કાયદાને અને રૂઢિને જવાબદાર રહે એવી ખાતરી રહેતી હતી.[૮૯]

શ્રેણીના પ્રમુખ વિષે અહીં કાંઈ પણ ઉલ્લેખ થયો નથી તો પણ તે સમયના અન્ય શિલાલેખોમાં વખતોવખત '**श्रेष्ठिन**'નો ઉલ્લેખ થયેલો છે તેથી એમ કહી શકાય કે, તેમનો પણ પ્રમુખ હોવો

૮૯. ટીકાકારોએ આ પ્રશ્નની સ્પષ્ટતા કરી છે. વહીવટી અમલદારોને શ્રેણી પોતે દંડ કરી શકતી, એ વાતના સમર્થનમાં મિત્રમિશ્ર 'યાજ્ઞવલ્ક્ય, ૨, ૧૮૭' નો ઊતારો આપે છે. (વીર., પૃ. ૪૮૮.) આ પ્રશ્નની વિગતવાર ચર્ચા આગળ ઉપર આવશે.

જોઈએ; પરંતુ ખરી સત્તા તો વહીવટી અમલદારોને જ સોંપાઈ હોવી જોઈએ. એ સમયની શ્રેણીનું બંધારણ હાલના બંધારણને ઘણા અંશે મળતું આવતું હતું. તેમનો એક આગેવાન રહેતો, અને તેમના થોડાક વહીવટી અમલદારો કામ કરતા. એ સૌ શ્રેણીને જોખમદાર રહેતા. ઉપર્યુક્ત ૧૯૦ મા શ્લોકમાં શ્રેણીની સહાયકારી ભાવનાં સ્પષ્ટ રીતે આલેખેલી છે. તેમાં એમ કહ્યું છે કે શ્રેણીનું કાર્ય કરતાં કરતાં મનુષ્યને જે કાંઈ મળે તે તમામ (દેખીતી રીતે રાજા કે બીજા માણસો તરફથી મળેલી ભેટો પણ) ખુદ શ્રેણીને સોંપી દેવાની તેની ફરજ ગણાતી, અને જે માણસ પોતાની મેળે જ એ પ્રમાણે કરવામાં ચૂકતો તે માણસે એ વસ્તુની કિંમતથી અગિયાર ગણી કિંમત દંડ રૂપે ભરવી પડતી.

એ સમયે શ્રેણીઓને અને ઈતર સંઘરૂપ સંસ્થાઓને જે મહત્ત્વ અપાતું હતું તેના દાખલા નીચેની બે બાબતોથી મળી રહે છે:—

૧. સંઘરૂપ સંસ્થાઓ સાથે થયેલા કરારનું ઉલ્લંઘન કરવું (**संविद्-व्यातिक्रम**), એ કાયદાના સ્વીકૃત ઇલાખા પૈકીનો એક ઇલાખો છે, એમ યાજ્ઞવલ્ક્યે (૨; ૧૫ માં) તેમ જ મનુએ (૮; ૫ માં) કહેલું છે.

૨. યાજ્ઞવલ્ક્ય એવો સામાન્ય સિદ્ધાંત બાંધે છે (જુઓ શ્લોક ૧૮૬ મો) કે, સંઘરૂપ સંસ્થા (**सामयिक**)[૯૦]નાં ધારાધોરણમાંથી ઉપજતી ફરજો ધર્મગ્રંથોમાંની આજ્ઞાઓને અનુકૂળ રહીને સંભાળપૂર્વક અદા કરવી જોઈએ તેમ જ રાજાએ ઠરાવેલા નિબંધનિયમ પણ સંભાળપૂર્વક પાળવા જોઈએ. એ રીતે શ્રેણી પ્રત્યેની ફરજને અને રાજ્ય પ્રત્યેની ફરજને સમાન ભૂમિકા ઉપર મૂકેલી હતી, એમ જણાઈ આવે છે.

---

૯૦. 'નારદસ્મૃતિ'માં 'સમય'ની વ્યાખ્યા આપતાં કહ્યું છે કે, તે સહકારી સંસ્થાઓએ ઘડેલા નિયમોનું એકીકરણ દર્શાવે છે. (નારદ., ૧૦, ૧.) આથી જ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે 'સામયિક'નો અર્થ ઉપર પ્રમાણે કર્યો છે.

માહિતી મળી શકે છે. અનેક મુદ્રાઓ ઉપર મુખ્યતઃ નીચેનાં લખાણો જોવામાં આવે છે[૯૭]:—

१. श्रेष्ठि–सार्थवाह–कुलिक–निगम.
२. श्रेष्ठि–कुलिक–निगम.
३. श्रेष्ठि–निगम.
४. कुलिक–निगम.

ઉપરનાં લખાણોમાં મુદ્રાનો શબ્દ 'નિગમ' છે. સાધારણ રીતે વિદ્વાનો તેનો અર્થ 'શ્રેણી' અથવા 'સંઘ' કરે છે. પરંતુ પ્રો. દે. રા. ભાંડારકર[૯૮] એવી દલીલ કરે છે કે, આવો અર્થ કરવાને કાંઈ આધાર નથી; અને તેથી તેઓ એવી સૂચના કરે છે કે, 'ગામ' એવો તેનો સાદો અર્થ કરવો જોઈએ. પ્રો. ભાંડારકરની દલીલ અલબત્ત ખરી છે; અને જ્યાં સુધી તેનો ખરો અર્થ બતાવનારી શોધ અચાનક થઈ ન આવે ત્યાં સુધી ઉક્ત સૂચનાનો સ્વીકાર કરવો, એ સહીસલામત જણાય છે.

એ રીતે ઉપરનાં લખાણોમાં શ્રેણીઓ તથા કુલિકો અને સાર્થવાહો એકત્ર રહીને કે છૂટાં રહીને જેમનો વહીવટ કરતાં એવાં શહેરોનો ઉલ્લેખ થયેલો ગણાય. આવી વસ્તુસ્થિતિ અસાધારણ ગણાય, પણ અપૂર્વ તો ન જ ગણાય. આ પ્રકરણના છેવટના ભાગમાં વિગતવાર જણાવવામાં આવશે તે પ્રમાણે દક્ષિણ હિંદુસ્તાનમાં આવી જાતની મહાન વ્યાપારી સંસ્થાઓ અસ્તિત્વ ધરાવતી હતી. વળી ઉત્તર હિંદુસ્તાનમાં પણ ગ્વાલિયરમાંના એક શિલાલેખમાં[૯૯]

---

૯૭. હિંદુસ્તાનની પુરાતત્ત્વવિષયક તપાસનું વાર્ષિક નિવેદન, ૧૯૦૩–૧૯૦૪, પૃ. ૧૦૭ અને આગળ; ૧૯૧૧–૧૯૧૨, પૃ. ૫૬; ૧૯૧૩–૧૯૧૪, પૃ. ૧૩૮ અને આગળ.

૯૮. કાર્માઇકલ લેક્ચર્સ, ૧૯૧૮, પૃ. ૧૭૦ અને આગળ.

૯૯. એ. ઇ., પુ. ૧, પૃ. ૧૫૯ અને આગળ.

કહ્યું છે કે ઇ. સ. ૮૭૭ માં એ શહેરનો વહીવટ શ્રેષ્ઠીઓની અને સાર્થવાહોની સમિતિના હાથે થતો હતો.

'શ્રેષ્ઠી', 'સાર્થવાહ' અને 'કુલિક'[100] શબ્દ સંસ્કૃત સાહિત્યમાં સાધારણ રીતે શ્રેણીના કે સંઘના આગેવાનને માટે વપરાય છે. આથી એમ સ્પષ્ટ થાય છે કે ઉપર જણાવેલી માટીની મુદ્રાઓ શહેરમાં રાજસત્તા ધરાવવા જેવી સત્તા ધરાવનારી શ્રેણીઓની જ હતી. આપણે જોઈ ગયા તેમ, જાતકકથાઓમાં કારીગરોનાં અને વેપારીઓનાં ગામોનો ઉલ્લેખ થયેલો છે; અને ઇ. સ. ની ચોથી અને પાંચમી સદીમાં કદાચ આવી વસ્તુસ્થિતિ હોય પણ ખરી. ગમે તેમ હો; પણ અત્યારની સ્થિતિએ તો આપણે બસાઢની મુદ્રાઓ ઉપરથી સ્વાભાવિક રીતે એવો નિર્ણય કરી શકીએ છીએ કે, ગુપ્તકાળમાં હિંદુસ્તાનનાં અનેક ગામોમાં રાજસત્તા ધરાવનારી અનેક બળવાન શ્રેણીઓ હયાતી ધરાવતી હતી.[101]

---

૧૦૦ આ શબ્દ 'કુલક' છે એમ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે.

૧૦૧ અહીં એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે જે વિદ્વાનોએ 'નિગમ' નો અર્થ 'શ્રેણી' કર્યો છે તેઓ બસાઢની મુદ્રાઓ ઉપરનાં લખાણોમાંથી વિવિધ પણ રસિક અનુમાનો બાંધે છે. દાખલા તરીકે ડૉ. બ્લૉશની નીચેની ટીકાઓ વાંચોઃ—

"મુદ્રા ઉપરનાં લખાણોમાં સૌથી વધારે ઉલ્લેખ પેઢીવાળા લોકો (શ્રેષ્ઠી)ની, વેપારીઓ (સાર્થવાહ)ની અને દુકાનદારો (કુલિક)ની શ્રેણીઓ (નિગમ) નો થયેલો છે. ખાનગી વ્યક્તિઓનાં નામ ધરાવનારી બીજી મુદ્રાઓ સાથે તે ઘણુંખરૂં જોડાયેલી હોય છે. માત્ર એક જ પ્રસંગે તે રાજકુમારના પ્રધાનોના આગેવાનની મુદ્રાની સાથે મળી આવેલી છે. ખાનગી નામોની યાદી ખાસ ધ્યાન ખેંચે તેવી છે. એમાંના ઘણાખરા માણસો દુકાનદારો (કુલિક) તરીકે ઓળખાવાયેલા છે; 'હરિ' નામનો એક માણસ પોતાને 'કુલિક'

[ ૬ ]

ત્યારપછી **પાછળનાં ધર્મશાસ્ત્રોનો સમય** (ઇ. સ. ની પાંચમી સદીથી સાતમી સદી સુધીનો સમય) આપણે તપાસવાનો છે. એમાં નારદનાં અને બૃહસ્પતિનાં ધર્મસૂત્રોના જેવાં ધર્મસૂત્રોનો સમાવેશ થાય છે. આ સમયમાં પણ શ્રેણીની સંસ્થાનો વિકાસ ઉત્તરોત્તર થતો રહેલો છે. કરારના ઉલ્લંઘન (**संविद्-व्यातिक्रम**) ઉપરથી ઉદ્‌ભવતા કાયદાના ઇલાખા સંબંધી નારદે તેમ જ બૃહસ્પતિએ અલાહીદાં પ્રકરણો લખેલાં છે. નારદ ચોખ્ખેચોખ્ખું કહે છે કે "રાજાએ શ્રેણીઓનાં અને બીજી સંઘરૂપ સંસ્થાઓનાં રીતરિવાજોને નીભાવવાં જોઈએ. તેમના જે કાંઈ ધારા હોય, (ધાર્મિક) કર્તવ્યો હોય, સેવા (સંબંધી નિયમો) હોય, અને તેમને માટે જીવનનિર્વાહ (સંબંધી ખાસ પદ્ધતિ) હોય તે રાજાએ માન્ય રાખવાં જોઇએ."[૧૦૨] વધારામાં એમ પણ કહેવામાં આવ્યું છે કે "જે કોઈ સંઘરૂપ સંસ્થાના સભાસદો વચ્ચે કંકાસ ઊભો કરે તેને ખાસ સખ્ત પ્રકારની શિક્ષા કરવી; કારણ કે તેને છોડી મૂકવામાં આવે તો (ચેપી) રોગની માફક તે અત્યંત ભયંકર થઈ પડે." [૧૦૩] ધર્મશાસ્ત્રોની

કહે છે તેમ 'પ્રથમ કુલિક' પણ કહે છે. બે માણસોને પેઢીવાળા (શ્રેષ્ઠી) કહ્યા છે; અને 'ડોદ' નામનો એક માણસ સાર્થવાહ (વેપારી) હતો. સાધારણ રીતે ખાનગી વ્યક્તિની બે કે વધારે મુદ્રાઓ એકબીજીની સાથે જોડાયેલી માલૂમ પડે છે અથવા તો પેઢીવાળા લોકોની શ્રેણીની મુદ્રાની સાથે જોડાયેલી જણાય છે. દેખીતી રીતે એવા સૌ લોકો ઉક્ત શ્રેણીના સભાસદો હતા. એમ જણાય છે કે, તે સમયે હિંદુસ્તાનના ઉપલા ભાગમાં પાટલિપુત્ર જેવા કોઈ વ્યાપારના મધ્યસ્થળે હાલના વ્યાપારીમંડળને મળતી સંસ્થા હયાતી ધરાવતી હતી." (હિંદુસ્તાનની પુરાતત્ત્વવિષયક તપાસનું વાર્ષિક નિવેદન, ૧૯૦૩–૧૯૦૪, પૃ. ૧૦૪.)

૧૦૨ ૧૦; ૨, ૩. ૧૦૩ ૧૦; ૬.

આ આજ્ઞાઓ સાધારણ રીતે એમ બતાવી આપે છે કે સમાજના મહત્ત્વના અંગ તરીકે ઉક્ત શ્રેણીઓ અત્યંત મહત્ત્વની ગણાતી હતી.

આ સમયના સાહિત્યમાં શ્રેણીઓની વ્યવસ્થા સંબંધી, તેમના
'બૃહસ્પતિ સંહિતા'-પ્રકારના સંબંધમાં તેમ જ તેમની ઉત્પત્તિના
**માં શ્રેણીની સંસ્થા** સંબંધમાં મહત્ત્વની માહિતી મળી આવે છે.
**ના કારણની સ્પષ્ટ** એવી સંસ્થાઓ સ્થાપવાના મુખ્ય કારણના
**સમજુતી** સંબંધમાં બૃહસ્પતિએ નીચેના શ્લોકો લખ્યા છે:—૧૦૪

**ग्रामश्रेणिगणानां च संकेतः समयक्रिया।**
**बाधाकाले तु सा कार्या धर्मकार्ये तथैव च॥**
**चारचौरभये बाधाः सर्वसाधारणाः स्मृताः।**
**तत्रोपशमनं कार्यं सर्वैर्नैकेन केनचित्॥**

જૉલીએ ઉપરના શ્લોકોનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે:—

"ગામડાના લોકો, (કારીગરોનાં) મંડળો અને સંઘરૂપ સંસ્થાઓ મળીને જે સંકેત કરે તે કરાર (કહેવાય) છે; આવો (કરાર) દુઃખના સમયે તેમ જ ધર્મનાં કામે કરવો જોઈએ.

"લૂટારાઓ કે ચોરો તરફથી કાંઈ ભય ઊભો થાય ત્યારે તે સર્વસાધારણ દુઃખ (ગણાય) છે; આવા પ્રસંગે ગમે તેવા પણ એક જ માણસે નહિ પણ સૌએ (એ ભયને) દૂર કરવો જોઇએ." ૧૦૫

શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર આ ભાષાંતર સ્વીકારતા નથી; કારણ કે, તેમના મતે, "આવો (કરાર) દુઃખના સમયે તેમ જ ધર્મનાં કામે કરવો જોઈએ" એમ જૉલી કહે છે તેનો ભાગ્યે જ સંતોષકારક અર્થ થાય છે. તેમના કહેવા પ્રમાણે તો તેનો ખરો અર્થ એવો છે કે, ભય સામે પગલાં ભરવા સારૂ તેમ જ પોતાની ફરજો અદા કરવાને માટે તેમણે ઉક્ત સંકેત કરવાના (**कार्याः**) છે.૧૦૬

---

૧૦૪ ૧૭; ૫–૬. ૧૦૫ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૪૭.

૧૦૬. '**बाधाकाले**' માં અને '**धर्मकार्ये**' માં જે સાતમી

[ ૬ ]

ત્યારપછી **પાછળનાં ધર્મશાસ્ત્રોનો સમય** (ઇ. સ. ની પાંચમી સદીથી સાતમી સદી સુધીનો સમય) આપણે તપાસવાનો છે. એમાં નારદનાં અને બૃહસ્પતિનાં ધર્મસૂત્રોના જેવાં ધર્મસૂત્રોનો સમાવેશ થાય છે. આ સમયમાં પણ શ્રેણીની સંસ્થાનો વિકાસ ઉત્તરોત્તર થતો રહેલો છે. કરારના ઉલ્લંઘન (**संविद्-व्यातिक्रम**) ઉપરથી ઉદ્ભવતા કાયદાના ઇલાખા સંબંધી નારદે તેમ જ બૃહસ્પતિએ અલાહીદાં પ્રકરણો લખેલાં છે. નારદ ચોખ્ખેચોખ્ખું કહે છે કે "રાજાએ શ્રેણીઓનાં અને બીજી સંઘરૂપ સંસ્થાઓનાં રીતરિવાજોને નીભાવવાં જોઈએ. તેમના જે કાંઈ ધારા હોય, (ધાર્મિક) કર્તવ્યો હોય, સેવા (સંબંધી નિયમો) હોય, અને તેમને માટે જીવનનિર્વાહ (સંબંધી ખાસ પદ્ધતિ) હોય તે રાજાએ માન્ય રાખવાં જોઈએ."[૧૦૨] વધારામાં એમ પણ કહેવામાં આવ્યું છે કે "જે કોઈ સંઘરૂપ સંસ્થાના સભાસદો વચ્ચે કંકાસ ઊભો કરે તેને ખાસ સખ્ત પ્રકારની શિક્ષા કરવી; કારણ કે તેને છોડી મૂકવામાં આવે તો (ચેપી) રોગની માફક તે અત્યંત ભયંકર થઈ પડે." [૧૦૩] ધર્મશાસ્ત્રોની

---

કહે છે તેમ 'પ્રથમ કુલિક' પણ કહે છે. એ માણસોને પેઢીવાળા (શ્રેષ્ઠી) કહ્યા છે; અને 'ડોદ' નામનો એક માણસ સાર્થવાહ (વેપારી) હતો. સાધારણ રીતે ખાનગી વ્યક્તિની બે કે વધારે મુદ્રાઓ એકબીજીની સાથે જોડાયેલી માલૂમ પડે છે અથવા તો પેઢીવાળા લોકોની શ્રેણીની મુદ્રાની સાથે જોડાયેલી જણાય છે. દેખીતી રીતે એવા સૌ લોકો ઉક્ત શ્રેણીના સભાસદો હતા. એમ જણાય છે કે, તે સમયે હિંદુસ્તાનના ઉપલા ભાગમાં પાટલિપુત્ર જેવા કોઈ વ્યાપારના મધ્યસ્થળે હાલના વ્યાપારીમંડળને મળતી સંસ્થા હયાતી ધરાવતી હતી." (હિંદુસ્તાનની પુરાતત્ત્વવિષયક તપાસનું વાર્ષિક નિવેદન, ૧૯૦૩–૧૯૦૪, પૃ. ૧૦૪.)

૧૦૨ ૧૦; ૨, ૩. ૧૦૩ ૧૦; ૬.

આ આજ્ઞાઓ સાધારણ રીતે એમ બતાવી આપે છે કે સમાજના મહત્ત્વના અંગ તરીકે ઉક્ત શ્રેણીઓ અત્યંત મહત્ત્વની ગણાતી હતી.

**'બૃહસ્પતિ સંહિતા'માં શ્રેણીની સંસ્થાના કારણની સ્પષ્ટ સમજુતી**

આ સમયના સાહિત્યમાં શ્રેણીઓની વ્યવસ્થા સંબંધી, તેમના પ્રકારના સંબંધમાં તેમ જ તેમની ઉત્પત્તિના સંબંધમાં મહત્ત્વની માહિતી મળી આવે છે. એવી સંસ્થાઓ સ્થાપવાના મુખ્ય કારણના સંબંધમાં બૃહસ્પતિએ નીચેના શ્લોકો લખ્યા છેઃ—[૧૦૪]

**ग्रामश्रेणिगणानां च संकेतः समयक्रिया।**
**बाधाकाले तु सा कार्या धर्मकार्ये तथैव च॥**
**चाटचौरभये बाधाः सर्वसाधारणाः स्मृताः।**
**तत्रोपशमनं कार्यं सर्वैर्नैकेन केनचित्॥**

જૉલીએ ઉપરના શ્લોકોનો અર્થ નીચે પ્રમાણે કર્યો છેઃ—

"ગામડાના લોકો, (કારીગરોનાં) મંડળો અને સંઘરૂપ સંસ્થાઓ મળીને જે સંકેત કરે તે કરાર (કહેવાય) છે; આવો (કરાર) દુઃખના સમયે તેમ જ ધર્મનાં કામે કરવો જોઈએ.

"લૂટારાઓ કે ચોરો તરફથી કાંઈ ભય ઊભો થાય ત્યારે તે સર્વસાધારણ દુઃખ (ગણાય) છે; આવા પ્રસંગે ગમે તેવા પણ એક જ માણસે નહિ પણ સૌએ (એ ભયને) દૂર કરવો જોઈએ." [૧૦૫]

શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર આ ભાષાંતર સ્વીકારતા નથી; કારણ કે, તેમના મતે, "આવો (કરાર) દુઃખના સમયે તેમ જ ધર્મનાં કામે કરવો જોઈએ" એમ જૉલી કહે છે તેનો ભાગ્યે જ સંતોષકારક અર્થ થાય છે. તેમના કહેવા પ્રમાણે તો તેનો ખરો અર્થ એવો છે કે, ભય સામે પગલાં ભરવા સારૂ તેમ જ પોતાની ફરજો અદા કરવાને માટે તેમણે ઉક્ત સંકેત કરવાના (कार्याः) છે.[૧૦૬]

---

૧૦૪ ૧૭; ૫-૬. ૧૦૫ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૪૭.

૧૦૬. 'बाधाकाले' માં અને 'धर्मकार्ये' માં જે સાતમી

ત્યારપછીના શ્લોકમાં 'चाटचौर' નો અર્થ જૉલીએ 'લૂટારાઓ અને ચોરો' કર્યો છે. સંસ્કૃત શબ્દ 'चौर'માં લૂટારાઓનો તેમ જ ચોરોનો અર્થ આવી જાય છે, પણ 'चाट' શબ્દનો અર્થ થયા વગરનો રહે છે.

ઉક્ત સમયના તામ્રપત્રોમાં "अ-चाट-भाट-प्रावेश्य" વગેરે વિશિષ્ટ લખાણો ઘણુંખરૂં જોવામાં આવે છે તેમાં આ શબ્દનો ઉલ્લેખ થયેલો છે, અને ડૉ. બ્યુહ્લરે તેમ જ ડૉ. ફ્લીટે તેનો અર્થ 'ગેરકાયદેસર લશ્કર' કર્યો છે.[૧૦૭] વળી છેવટના ભાગનું જૉલીનું ભાષાંતર પણ સંતોષકારક નથી. દેખીતી રીતે તો એનો અર્થ એવો થાય કે સર્વસાધારણ ભયને દૂર કરવાની કોઈ ખાસ વ્યક્તિને મનાઇ છે. પરંતુ તેમ નથી. ઉક્ત છેલ્લા શ્લોકના છેલ્લા ચરણનો ખરેખરો અર્થ એવો છે કે, "ગમે તે (એટલે કે, ગમે તેટલી મોટી) એક જ વ્યકિત ભયને દૂર કરી શકતી નથી પણ સૌનો સમૂહ એવા ભયને દૂર કરી શકે છે."

હવે ઉક્ત ચારે ચરણોનો એકંદર ભાવાર્થ આપણે સમજી શકીએ તેમ છે. શ્રેણીના અને બીજી સંઘરૂપ સંસ્થાઓના સભાસદોએ શા માટે સંકેત કરવો જોઇએ તે પહેલી બે લીટીમાં બૃહસ્પતિએ કહ્યું છે. આ કારણો બે છેઃ-(૧) ભયને દૂર કરવા માટે; અને (૨) પોતાની ફરજો (ધાર્મિક તેમ જ વ્યાવહારિક ફરજો) યોગ્ય રીતે અદા કરવા માટે.

---

વિભકિત છે તેની સમજુતી "निमित्तात् कर्मसमवाये" એ નિયમથીં આપવાની છે.

**भिद्यंते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥**

એ શ્લોકની જે સમજુતી વાચસ્પતિ મિશ્રે 'ભામતિ'માં આપી છે તે જુઓ.

૧૦૭. ઈ. ઍં., પુ. ૫, પૃ. ૧૧૫; ગુપ્તવંશના શિલાલેખો, પૃ. ૯૮.

છેલ્લી બે લીટીમાં ઉપર્યુક્ત ભય પૈકીના ખાસ ભય ગણાવ્યા છે—ચોરોનો ભય, લૂટારાઓનો ભય અને (લડાઇ બંધ થાય ત્યાર-પછી લશ્કરી નોકરીમાંથી છૂટા થતાં દેશને કદાચ પજવનાર) ગેર-કાયદેસર લશ્કરનો ભય ગણાવ્યો છે, અને કોઈ એક વ્યક્તિથી નહિ પણ સૌના સહકારથી આવા ભય દૂર થઈ શકે, એમ કહીને સંકેત-ની ભલામણને ટેકો આપ્યો છે.

આમ એટલું તો સૌ સારી રીતે સ્વીકારતા હતા કે સર્વ-સાધારણ ભય દૂર કરવાના અને સર્વસાધારણ હિત સાધવાના કામે સંઘજીવન જે સવડ કરી આપે છે તેમાં જ તેની ખરેખરી કિંમત રહેલી છે. પ્રજાના મગજમાં સંઘશક્તિની આ ઉપયોગિતાનાં મૂળ ઊંડાં ઘલાયાં હશે તેથી જ આવી શ્રેણીઓ વિકાસ અને વૃદ્ધિ પામી શકી હતી.

નવીન શ્રેણી સ્થાપવાના સમયે જે ઔપચારિક ક્રિયાઓ કરવી પડતી તેની માહિતી પણ એ જ ગ્રંથમાંથી આપણને મળે છે.

દાખલા તરીકે, બૃહસ્પતિ કહે છે કે,

**कोषेण लेखक्रियया मध्यस्थैर्वा परस्परम् ।**
**विश्वासं प्रथमं कृत्वा कुर्युः कार्याण्यनंतरम् ॥**[૧૦૮]

આથી એમ જણાય છે કે શ્રેણીની સ્થાપના કરતા પહેલાં સૌથી પહેલું કાર્ય તો એ કરવું પડતું કે ભાવિ સભાસદોએ પરસ્પર વિશ્વાસ કેળવવો પડતો. આ કામ નીચેની ત્રણ રીતો પૈકીની કોઈ પણ એક રીતે કરી લેવામાં આવતું:—

૧. કોપ—અલબત્ત નારદ, ૧, ૩૨૯–૩૩૧ માં તથા યાજ્ઞવલ્ક્ય, ૧૧, ૧૧૪–૧૧૫ માં જે કસોટીની વિગત આપેલી છે તેનો ઉલ્લેખ અહીં થયો છે. જે માણસની પરીક્ષા કરવાની હોય તેણે "જે દેવને

---

૧૦૮. "પવિત્ર તર્પણ (ની કસોટી)થી, લેખી કરારથી અથવા લવાદથી પ્રથમ પરસ્પર વિશ્વાસ સ્થપાયા પછી તેમણે પોતાના કામે લાગવું." (૧૭; ૭; સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૪૭).

તે પવિત્ર ગણતો હોય તે દેવ(ની મૂર્તિ) જે પાણીમાં ધોવાઇ અને પૂજાઈ હોય તે પાણીના ત્રણ ઘૂંટડા પીવા જોઇએ. (આ કસોટીએ ચઢયા પછી) એક અઠવાડિયામાં કે એક પખવાડિયામાં તેને કાંઇ પણ દુઃખ પ્રાપ્ત થાય તો તે તેના ગુનાની સાબીતી ગણાય,"[૧૦૯] અને તેમ ન થાય તો તે શુદ્ધ ગણાય અને અલબત્ત શ્રેણીનો સભાસદ થવાને લાયક ગણાય.

૨. લેખક્રિયા—શ્રેણીનાં ધારાધોરણો જેમાં દાખલ કર્યાં હોય –જેને સૌએ માન્ય રાખવાં જોઇએ તે ધારાધોરણ જેમાં આપેલાં હોય–તે કરારનામાનો ઉલ્લેખ કદાચ અહીં થયો હોય એ સંભવિત છે.

૩. મધ્યસ્થ—આનો ખરો અર્થ સમજવો મુશ્કેલ થઈ પડે છે. કોઇ માણસની સારી ચાલચલગત બદલ બીજો માણસ જામીન થાય, એ પદ્ધતિનો ઉલ્લેખ અહીં કદાચ થયો હોય.

આમાંના એક કે વધુ ઉપાયથી પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન કરીને પછી ભાવિ સભાસદો પોતાના કામે લાગી જતા. કરવાનાં કામની યાદીમાં શુદ્ધ ધંધાદારી કામોના[૧૧૦] ઉપરાંત બીજાં કામોનો પણ સમાવેશ થતો હતો, અને ઘણું કરીને આ સૌને એક ખતમાં દાખલ કરવામાં આવતાં અને ભાવિ સભાસદોએ તેના ઉપર સહી કરવી પડતી. નીચેની કડીઓમાં બૃહસ્પતિએ આવા કાર્યક્રમનો નમૂનો નોંધી રાખ્યો છેઃ—

---

૧૦૯. સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૧૧૬. આ સ્થળે આપણે 'ગુના'ના બદલામાં 'સભાસદ થવા માટેની નાલાયકી' સમજવાનું છે.

૧૧૦. જુદી જુદી શ્રેણીઓનાં ધંધાદારી કામોની યાદી અલબત્ત જુદી જુદી હોઇ શકે. કાત્યાયને સામાન્ય રીતે નીચે પ્રમાણે તે ગણાવી છેઃ—

" समूहानां तु यो धर्मस्तेन धर्मेण ते सदा।
प्रकुर्युः सर्वकार्याणि स्वधर्मेषु व्यवस्थिताः॥

सभाप्रपादेवगृहतडागारामसंस्कृतिः ।
तथानाथदरिद्राणां संस्कारो यजनक्रिया ॥
कुलायनं निरोधश्च कार्यमस्माभिरंशतः ।
यत्रैतल्लिखितं सम्यक् (पत्रे) धर्म्या सा समयक्रिया ॥[111]

**'બૃહસ્પતિ-સંહિતા' પ્રમાણે શ્રેણીઓનાં સુધરાઈ સંબંધી કર્તવ્યો.**

આ પ્રમાણે જાહેર પ્રજાના ઉપયોગમાં આવે એવાં અનેક કામો શ્રેણીઓ પોતે કરતી હતી; જેમ કે, સભા-મંડપ બંધાવવો; (મુસાફરોને આપવાના) પાણી માટેના હોજ બંધાવવા; મંદિર બંધાવવાં; તળાવ બંધાવવાં; બાગબગીચા કરાવવા. વળી 'સંસ્કારો'[112] કરવા માટે અથવા તો ધર્મ-ગ્રંથોએ જણાવેલાં યજ્ઞકાર્યો[113] કરવા માટે પણ તેઓ ગરીબ લોકોને મદદ કરતી.

---

૧૧૧. ૧૭; ૧૧-૧૨. આ શ્લોકોનું જે ભાષાંતર જૉલીએ કર્યું છે તેને માટે જુઓ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૪૭-૩૪૮.

૧૧૨. જૉલીએ આનું ભાષાંતર 'નિરાધાર કે ગરીબ લોકોને મદદ' એમ કર્યું છે. પણ 'યજનક્રિયા'ની સાથે 'સંસ્કાર' શબ્દ યોજ્યો છે તેથી સ્મૃતિઓમાં ગણાવેલા ૧૨ કે ૧૬ સંસ્કાર અહીં સમજવાના છે.

૧૧૩. '**कुलायनं निरोधश्च**'માં શું કર્તવ્ય ઉલ્લેખ્યું છે તે સમજાતું નથી. જૉલીએ તેનો અર્થ 'સર્વસાધારણ માર્ગ કે રક્ષણ' કર્યો છે. પરંતુ ચંડેશ્વર કે મિત્રમિશ્ર જેવા ટીકાકારોના મત સાથે આનો મેળ મળતો નથી. ચંડેશ્વર આનો ખુલાસો આમ કરે છેઃ— '**कुलायनं कुलीनस्य अयनं (आनयनं), निरोधो दुर्जन-प्रवेश-वारणं**' અર્થાત્ કુળવાન લોકોનો સ્વીકાર અને દુર્જનોનો બહિષ્કાર. ('વિવાદરત્નાકર', પૃ. ૧૮૨.)

મિત્રમિશ્ર આવો ખુલાસો કરે છેઃ—"**दुर्भिक्षाद्यपगमपर्यंतस्य धारणं**" અર્થાત્ દુષ્કાળ વગેરેનો અંત આવે ત્યાંસુધી પ્રજાનો નિભાવ. મિત્રમિશ્રે '**कुल्यायननिरोधः**' એવો પણ પાઠ લીધો છે ને

વિધિપુરઃસર લખેલા કરારનામામાં આ બધી બાબતો દાખલ કરવામાં આવતી, અને એ કરારનામું કાયદાની દૃષ્ટિએ કાયદેસર ગણાતું. શ્રેણીઓની પ્રવૃત્તિના આ પ્રકારને શિલાલેખોથી પુષ્ટિ પણ મળે છે. દાખલા તરીકે ઉપર્યુક્ત જુન્નરના શિલાલેખમાં[૧૧૪] કહ્યું છે કે, દાણાના વેપારીઓએ એક ગુફા કોતરાવી આપી હતી તેમ જ એક હોજ બંધાવી આપ્યો હતો. મંદસોરના શિલાલેખમાં[૧૧૫] કહ્યું છે કે રેશમનું વણાટકામ કરનારા કારીગરોની શ્રેણીએ ઇ. સ. ૪૩૭માં સુંદર સૂર્યમંદિર બંધાવ્યું હતું અને ઇ. સ. ૪૭૩–૪૭૪ માં તેને સમરાવ્યું હતું.

[ ૭ ]

**શ્રેણીઓનું બંધારણ.**

જે વહીવટી મહેકમની મદદથી શ્રેણીઓ પોતાનાં વિવિધ કાર્યો કરી શકતી તેની કાંઈક વિગત પણ બૃહસ્પતિએ આપેલી છે. એક પ્રમુખ રહેતો, અને બે, ત્રણ કે પાંચ વહીવટી અમલદારો તેને મદદ કરતા (૧૭; ૯, ૧૦).[૧૧૬] બૃહસ્પતિ કહે છે કે, જેઓ પ્રામા-

---

તેનો ખુલાસો આમ કર્યો છેઃ–'कुल्यायाः प्रवर्तन–प्रतिबंधौ' અર્થાત્ તળાવો, કૂવાઓ વગેરે બંધાવવાં અને પાણીના વહેણને બંધ બાંધવા. (વીર., પૃ. ૪૨૫.)

૧૧૪. જુઓ પૃ. ૨૪.

૧૧૫. ફ્લીટકૃત ગુપ્તવંશના શિલાલેખો, અંક ૧૮.

૧૧૬. ૧૭, ૧૦. ગ્વાલિયરમાંના વૈલ્લભટ્ટસ્વામીના મંદિરમાંના શિલાલેખો( એ. ઈ.,૧,પૃ. ૧૫૪ અને આગળ)માં વિવિધ શ્રેણીઓના વહીવટી અમલદારોનાં નામ આપેલાં છે. દાખલા તરીકે, ઘાંચીની શ્રેણીનો ઉલ્લેખ કરતાં તે પ્રથમ તો દરેક શ્રેણીના આગેવાનો-(तैलिकमहत्तक)નાં નામ જણાવે છે અને પછી વધારામાં કહે છે કે "ઘાંચીઓની આખી શ્રેણીના બીજા સભાસદો." ઘાંચીઓની ત્રણ શ્રેણીઓના આગેવાનોની સંખ્યા અનુક્રમે ૪, ૨ અને ૫ છે.

ણિક હોય, વેદોમાં પારંગત હોય, પોતાનાં કર્તવ્ય સમજતા હોય, હુશિયાર હોય, આત્મસંયમી હોય, ઉચ્ચ કુળમાં જન્મેલા હોય અને દરેક કામમાં કુશળ હોય તેમને જ વહીવટી અમલદારો તરીકે નીમવા જોઈએ.[૧૧૭]

આ અમલદારો વ્યક્તિગત સભાસદો ઉપર હોદ્દાની રૂઈએ પુષ્કળ સત્તા ભોગવતા હતા, એમ જણાય છે. બૃહસ્પતિ કહે છે તેમ,

**વહીવટી અમલદારો**

કરારનામાનું પોતાના ભાગનું કામ કરવાને શક્તિમાન હોવા છતાં કોઈ વ્યક્તિ નિષ્ફળ નીવડતી તો તેની તમામ મિલ્કત જપ્ત કરવામાં આવતી અને તેને ગામમાંથી કાઢી મૂકવામાં આવતી. જે માણસ પોતાના સાથીદારો સાથે ખસી જતો અગર પોતાના કામ બદ્દલ બેદરકાર રહેતો તેને, ચાર 'સુવર્ણ'નો એક 'નિષ્ક', એવા છ 'નિષ્ક'નો દંડ થતો. સંયુક્ત ભંડોળને હાનિ પહોંચાડનાર અગર પરસ્પર થયેલા કરારનો ભંગ કરનાર વ્યક્તિને પણ ગામનિકાલની સજા થતી.

હાનિકર્તા વ્યક્તિઓને વહીવટી અમલદારો મરજીમુનાસબ સજા કરી શકતા. શરૂઆતમાં તો તેઓ તેમને નમ્રભાવે તિરસ્કારતા અને ઠપકો આપતા, અને છેવટે તેમને કાઢી મૂકવા સુધીની શિક્ષા પણ તેઓ કરી શકતા.[૧૧૮] આવો વહીવટ કરવામાં તેઓ સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતા હતા; કારણ કે, બૃહસ્પતિ સ્પષ્ટ રીતે કહે છે

---

૧૧૭. ૧૭; ૯. આ જગ્યાઓ માટે લાયક ન હોય એવા માણસોનાં નામો પણ વિગતવાર આપેલાં છે.

**विद्वेषिणो व्यसनिनः शालीनालसभीरवः ।**
**लुब्धातिवृद्धबालाश्च न कार्याः कार्यचिंतकाः ॥**

(બૃહ., ૧૭; ૮.)

૧૧૮. ૧૭; ૧૭.

તેમ, "ઠરેલાં ધારાધોરણોને અનુસરીને[૧૧૯] એ (સંઘરૂપ સંસ્થાના ઉપરિ અધિકારીઓ) જે કાંઇ કરે તે પ્રજા પ્રત્યે સખ્ત હોય કે નમ્ર હોય તો પણ રાજાએ સુદ્ધાં તેને માન્ય રાખવું જોઇએ; કેમ કે, તેઓ (કામકાજના) નિયુક્ત વ્યવસ્થાપકો તરીકે જાહેર થયેલા છે."[૧૨૦]

તેમ છતાં પણ અમુકઅમુક સંજોગોમાં રાજા વચ્ચે પડી શકતો. દાખલા તરીકે, ત્યારપછીના શ્લોકમાં કહ્યું છે તેમ, "સંઘ-રૂપ સંસ્થાના કોઇ પણ એક સભાસદને નુકસાન કરવાના હેતુથી તેઓ (સંઘરૂપ સંસ્થાના ઉપરિ અધિકારીઓ) **અદાવતથી પ્રેરાઇને** એકમત થાય તો રાજાએ તેમને બંધન કરવું જોઇએ; અને તેઓ પોતાના વર્તનમાં દુરાગ્રહી રહે તો તેમને સજા પણ કરવી જોઇએ."[૧૨૧] એમ જણાય છે કે પ્રમુખના હાથે સજા પામેલો કોઈ પણ માણસ રાજા સમક્ષ વિવાદ કરી શકતો, અને પ્રમુખનું વર્તન ઠરેલાં ધારાધોરણોને અનુસરીને ન હતું પણ અંગત ભાવ-નાથી જ પ્રેરાયેલું હતું એવું જણાઈ આવતું તો રાજા એવા પ્રમુખના ઠરાવને રદ કરી શકતો. આ બે ફકરાઓ એમ બતાવી આપે છે કે સંઘરૂપ સંસ્થાની સ્વતંત્રતા રાજા માન્ય રાખતો હતો તો પણ કોઈ માણસ કોઇક પ્રસંગે પ્રજાસત્તાક સભાના કોપનો ભોગ ન થઇ પડે. તેને માટે વ્યવસ્થા રખાઇ હતી. વ્યક્તિના અને સંસ્થાના હક્ક પરત્વે

---

૧૧૯. સે. બુ. ઇ., ૩૩, પૃ. ૩૪૯ માં જોલીએ ઉક્ત ફકરાનું જે ભાષાંતર આપ્યું છે તેમાં આ વાક્ય ઉમેરવાનું છે. મૂળ શ્લોક નીચે પ્રમાણે છે:—

'तैः कृतं यत् स्वधर्मेण निग्रहानुग्रहं नृणाम् ।
तद्राज्ञामनुमंतव्यं निसृष्टार्था हि ते स्मृताः ॥

'**निसृष्टार्थाः**' એટલે '**अनुज्ञात कार्याः**' એમ મિત્રામિશ્ર કહે છે. (વીર., પૃ. ૪૩૦.)

૧૨૦. ૧૭; ૧૮; સે. બુ. ઈ., પુ. ૩૩.

૧૨૧. સે. બુ. ઇ., પુ. ૩૩, પૃ. ૩૪૯.

વાદવિવાદ ઊભો થતો તેવા પ્રસંગે કદાચ આ જ રીતે સમાધાન કરવાના પ્રયત્નો થતા.

વહીવટી અમલદારો આ પ્રમાણે અત્યંત અધિકાર ભોગવતા તો પણ આ સમયની શ્રેણીઓનું પ્રજાસત્તાક તત્ત્વ ખાસ ધ્યાન ખેંચે તેવું વિશિષ્ટ હતું. સભામંડપ[122] બંધા-

**પ્રજાસત્તાનું તત્ત્વ**

યેલો હતો તેમાં વખતોવખત ભેગા થઇને શ્રેણીના સભાસદો પ્રજાકીય કામકાજ કરતા. નારદ કહે છે તેમ, સભાસદોની હાજરી બદલ રીતસર નિયમો ઘડાયા હતા; અને એ નિયમો ગમે તેવા હોય તો પણ રાજાએ તેમને મંજુર કરવા જોઈએ, એવું ધોરણ હતું.[123] આના સંબંધમાં મિત્રમિશ્રે જે ટીકા કરી છે તેના ઉપરથી એમ જણાય છે કે ઢોલનો કે બીજા કોઈ વાદ્યનો અવાજ થાય એટલે શ્રેણીનાં કામકાજનો નિકાલ કરવા માટે સભામંડપમાં સભાસદોએ ભેગા થવું જોઇએ, એમ ઠરેલું હતું.[124] સભામાં રીતસર ભાષણો થતાં, એમ લાગે છે; અને 'વાણી-સ્વાતંત્ર્ય'નો વિચાર પણ કદાચ અજાણ્યો ન હતો. દાખલા તરીકે ચંડેશ્વરે પોતાના 'વિવાદરત્નાકર'માં કાત્યાયનનો નીચેનો શ્લોક ટાંક્યોછેઃ—

**युक्तियुक्तं च यो हन्यात् वक्तुर्यो नावकाशदः ।**
**अयुक्तं चैव यो ब्रूयात् प्राप्नुयात्पूर्वसाहसम् ॥**

વધારામાં તે '**यो ब्रूयात् कार्यचिंतकेषु**' એવી ટીકા ઉમેરે છે.[125]

આનો અર્થ એવો થાય છે કે, જે વહીવટી અમલદાર યોગ્ય વાણી ઉચ્ચાર્યા બદલ પણ બીજા માણસને હાનિ કરે, વક્તાની વચમાં પડે (એટલે કે વક્તાને ભાષણ ચાલુ રાખવાનો અવકાશ ન આપે), અથવા અયોગ્ય બોલે, તેને 'પૂર્વસાહસદંડ' કરવો.

---

૧૨૨ બૃહસ્પતિ, ૧૭, ૧૧.

૧૨૩ નારદ, ૧૦, ૩

૧૨૪ વીર., પૃ. ૪૩૦

૧૨૫ બિ. ઇ., પૃ. ૧૭૯

કેટલાક ગૌણ નિયમો ઉપરથી પણ આવી સંસ્થાઓની પ્રજાસત્તાક ભાવનાનો ખ્યાલ આવી શકે છે. દાખલા તરીકે, શ્રેણી તરફથી કોઇ કામની સુપરત વહીવટી અમલદારોને અગર બીજા માણસોને થઇ હોય તેના સંબંધમાં બૃહસ્પતિએ કહ્યું છે કે, તેમણે જે કાંઇ પ્રાપ્ત કર્યું હોય (અદાલતમાં સીમાડા સંબંધી ચાલતા મુકદ્દમા દરમ્યાન મેળવેલ ખેતર કે બાગ વગેરે), અથવા તેમણે (ચોરોથી) જે કાંઈ સંરક્ષ્યું હોય, અને (શ્રેણીના કામે) તેમણે જે કાંઇ દેવું કર્યું હોય અથવા રાજાની મહેરબાનીથી શ્રેણીને જે કાંઇ બક્ષવામાં આવ્યું હોય તે બધું તમામ સભાસદોને સરખા ભાગે વહેંચી આપવું જોઇએ.[૧૨૬] તેમ છતાં પણ વહીવટી અમલદારોએ શ્રેણીની લીધેલી રકમ પોતાના અંગત ઉપયોગ માટે વાપરી હોય તો તેમણે એ રકમ પાછી ભરી દેવી જોઈએ, એમ પણ ઠર્યું હતું.[૧૨૭]

મિત્રમિશ્રની કેટલીક ટીકાઓ[૧૨૮] ઉપરથી એમ પણ જણાય છે કે કયા કયા નવા સભાસદોને શ્રેણીમાં દાખલ કરવા, અને કયા કયા જૂના સભાસદોને તેમાંથી રૂખસદ આપવી, તેનો આધાર શ્રેણીની સાધારણ સભા ઉપર રહેતો હતો. કાત્યાયનનો એક ફકરો પણ ટાંકીને તેણે બતાવી આપ્યું છે કે, જે નવો સભાસદ થાય તેને શ્રેણીની ચાલુ

---

૧૨૬ यत्तैः प्राप्तं रक्षितं वा गणार्थं वा ऋणं कृतं ।
राजप्रसादलब्धं च सर्वेषामेव तत्समम् ॥
વીર., પૃ. ૪૩૨. ઉપર જે ભાષાંતર આપ્યું છે તેમાં જે મજકૂર કૌંસમાં મૂકયો છે તે ટીકામાંથી લીધેલો છે.

૧૨૭ गणमुद्दिश्य यत्किंचित् कृत्वर्णं भक्षितं भवेत् ।
आत्मार्थं विनियुक्तं वा देयं तैरेव तद् भवेत् ॥

૧૨૮ ये तु समुदायानुग्रहात्तदंतर्भावं प्राप्ताः ये च समुदायक्षोभादिना ततो बहिर्भूतास्तान् प्रत्याह स (कात्यायनः) एव ।

મિલ્કતનો તેમ જ તેના દેવાનો, બીજા સભાસદોના ભાગ જેટલો જ ભાગ તુર્ત મળતો થાય, અને શ્રેણીનાં લોકોપકારક તેમ જ ધાર્મિક કામોનાં ફળનો લાભ પણ મળતો થાય; અને જે માણસને શ્રેણીમાંથી રૂખસદ આપવામાં આવી હોય તેનો હિતસંબંધ ઉક્ત સર્વ બાબતો પરત્વે તુર્ત બંધ થઈ જાય. "વિવાદરત્નાકર"નો કર્તા ચંડેશ્વર પણ એ જ ફકરો [129]ટાંકીને કહે છે કે કોઇ શ્રેણીના સભાસદ થવું હોય તો સૌની અનુમતિ મળવી જોઇએ; પણ કોઇ પણ માણસ પોતે થઈને સભાસદ તરીકેની સ્થિતિમાંથી છૂટો થઈ શકે.

ઉપર્યુક્ત ફકરા ઉપરથી આડકતરી રીતે એમ પણ સાબીત થાય છે કે, શ્રેણીઓને પ્રજાસત્તાક સભાની સત્તા પૈકીની કેટલીક સત્તા હતી તેમ જ તેવી સભાનાં કેટલાંક કર્તવ્યો પણ તે કરી શકતી હતી. એટલું સ્પષ્ટ છે કે,

(૧) અદાલતે સંઘરૂપ સંસ્થા તરીકે શ્રેણીનો સ્વીકાર કર્યો હતો; અને કોઇ ખેતર, બાગ વગેરેના કબજા સંબંધી તકરાર ચલાવવાને તેના ચૂંટાયેલા સભાસદો પ્રતિનિધિ તરીકે અદાલતમાં બેસી શકતા હતા;

(૨) ખેતર, બાગ વગેરેના જેવી સામુદાયિક સ્થાવર મિલ્કત શ્રેણી પોતે ધરાવતી હતી;

(૩) વહીવટી અમલદાર શ્રેણી તરફથી ઊછીનું ભંડોળ ઊભું કરી શકતો હતો;

(૪) શ્રેણી તરફથી લોકોપકારક અને ધાર્મિક કામો કરવામાં આવતાં હતાં, અને શ્રેણીના દરેક સભાસદને તેનાં ફળનો લાભ મળતો એમ મનાતું હતું;

(૫) કોઈ પણ માણસ પોતે થઇને સભાસદ તરીકેની સ્થિતિમાંથી છૂટો થઇ શકતો હતો.

---

૧૨૯ गणानां श्रेणिवर्गाणां गताः स्युर्येऽपि मध्यताम् ।
(प्राक्तनस्य) प्राक्कृतस्य धनर्णस्य समांशाः सर्वमेव च ॥

પરંતુ આ આખા તંત્રમાં સૌથી વધારે વિશિષ્ટ પ્રજાસત્તાક તત્ત્વ તો એ છે કે, વહીવટી અમલદારો છેવટે સમગ્ર સભાને જોખમદાર રહેતા. મિત્રમિશ્રે આ પ્રશ્નની સંપૂર્ણ ચર્ચા કરી છે.[130] યાજ્ઞવલ્કયના બીજા અધ્યાયના ૧૮૭મા શ્લોકમાં 'મુખ્યો' નો ઉલ્લેખ થયો છે એમ તે કહે છે; અને **'मुख्यदंडने समूहस्यैवाधिकारः'** (પોતાના મુખ્યોને દંડ કરવાનો સમગ્ર સભાનો જ અધિકાર ), એ સિદ્ધાંતના દાખલા તરીકે કાત્યાયનનો નીચેનો શ્લોક તેણે ટાંકયો છેઃ–

**साहसी भेदकारी च गणद्रव्यविनाशकः ।**
**उच्छेद्यः सर्व एवैते विख्याप्यैव नृपे भृगुः ॥**

અર્થાત્ , જે કોઇ વહીવટી અમલદાર અતિગંભીર ગુનો કરતો, લડવાડ ઊભી કરાવતો અથવા શ્રેણીની મિલ્કતનો નાશ કરતો તેને બરતરફ કરી શકાતો. આવી બરતરફીની ફક્ત જાહેરાત રાજાને આપવી પડતી; પણ રાજાએ તેવી બરતરફી મંજુર કરવી જ જોઇએ, એમ કાંઈ ન હતું. ઉક્ત વહીવટી અમલદારો ભારે સત્તા ભોગવતા તેથી જે પ્રસંગે તેઓ ઉદ્ધત વર્તન રાખતા હશે તે પ્રસંગે તેમને બરતરફ

---

**तथैव भोज्यवैभव्यदानधर्मक्रियासु च ।**
**समूहस्थोऽशभागी स्यात् प्रागगतस्त्वंशभाङ् न तु ॥**
(વીર., પૃ. ૪૩૨)

"વિવાદરત્નાકર"માં બીજી લીટીમાં **'प्राकृतस्थ'**ના બદલામાં પાઠાંતર તરીકે **'प्राक्तनस्य'** શબ્દ છે, ત્રીજી લીટીમાં **'वैभव्य'** ના બદલામાં પાઠાંતર તરીકે **'वैभाज्य'** શબ્દ છે, અને ચોથી લીટીમાં **'प्रागगत'**ના બદલામાં પાઠાંતર તરીકે **'प्रगत'** શબ્દ છે. (પૃ. ૧૮૭)

**ये सर्वसंमत्या गणादिमध्यप्रविष्टास्तेऽपि सर्वे पूर्वधनस्य ऋणस्य च भागिनो भवंतीत्यर्थः ।**

**प्रगतस्त्वंशभाग् न तु, प्रगतः निजप्रयोजनमात्रेण गणादिभ्यो बहिर्भूतः नांशभागित्यर्थः ।** (વિવાદરત્નાકર, પૃ. ૧૮૮)

૧૩૦. વીર., પૃ. ૪૨૮.

કરવાનું કામ કાંઈ સહેલું નહિ હોય.[131] આવા પ્રસંગે આવી બાબત રાજાના ધ્યાન ઉપર લાવવી પડતી, એમ "બૃહસ્પતિ-સંહિતા"-માંના નીચેના શ્લોક ઉપરથી જણાય છેઃ-

**मुख्यैः सह समूहानां विसंवादो यदा भवेत् ।**
**तदा विचारयेत् राजा स्वधर्मे स्थापयेच्च तान् ॥** [132]

રાજા બન્ને પક્ષની હકીકત સાંભળતો, અને આપણે પ્રથમ જણાવી ગયા છીએ તેમ (પૃ. ૧૩) તે શ્રેણીઓના ખાસ નિયમને અનુસરીને આવી બાબતનો નિર્ણય કરતો.[133] પછી તે પોતાનો નિર્ણય જાહેર કરતો અને પોતાના ફરમાનનો અમલ કરાવતો.

આ બાબતમાં મિત્રમિશ્ર તદ્દન સ્પષ્ટ મત આપે છે. તે કહે છે કે, વહીવટી અમલદારોને બરતરફ કરવાનું કામ તો ખાસ કરીને સમગ્ર સભા (સમૂહ)નું ગણાતું, અને સમગ્ર સભા આ પ્રમાણે કરવાને અશક્ત નીવડતી ત્યારે જ આવા માણસોને દંડ કરવા સારૂ રાજા વચ્ચે પડતો. ("**समूहाशक्तौ तस्य दंडो राज्ञा विधेयः ॥**").[134]

---

૧૩૧. પૃ. ૧૬-૧૭ ઉપર આપેલા કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"-માંના ઉતારા જુઓ.

૧૩૨. ૧૭; ૨૦. "મુખ્યો અને શ્રેણીઓ વચ્ચે વિખવાદ ઊભો થાય ત્યારે રાજાએ તેનો નિર્ણય કરવો, અને તેમને પોતપોતાના ધર્મમાં ફરી નિયોજવા." (સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૪૯.)

૧૩૩. જુઓ નારદસ્મૃતિ ૧૦; ૩ અને જગન્નાથની ટીકા. નારદસ્મૃતિ, પૃ. ૧૮૪.

૧૩૪. આના દાખલા તરીકે તે પૃ. ૨૧ ઉપર મનુસંહિતા, ૮, ૨૧૯-૨૨૧ માંથી આપેલો ઉતારો બતાવે છે. તેમાં એમ કહ્યું છે કે, જે માણસ શ્રેણી સાથે કરેલા કરારનો ભંગ કરે તેને રાજાએ દેશનિકાલની સજા કરવી જોઇએ. અહીં મિત્રમિશ્ર એમ કહે છે કે એ આખો શ્લોક ફક્ત 'મુખ્યો'(વહીવટી અમલદારો)ને ઉદ્દેશીને

શ્રેણીઓના કામકાજમાં રાજા પોતે માથું મારી શકતો તેનો ઉત્તમોત્તમ દાખલો ઉપરની હકીકતથી પૂરો પડે છે. આપણે પ્રથમ જોઈ ગયા છીએ કે, કોઈ માણસ દ્વેષનો કે તિરસ્કારનો ભોગ થઈ પડે છે એમ રાજાને લાગતું તો રાજા તે માણસનો પક્ષ લેતો. કયા કયા પ્રસંગે રાજા પોતે શ્રેણીઓના કામકાજમાં માથું મારી શકતો તેનો કાંઈક ખ્યાલ "નારદસંહિતા" માંના નીચેના શ્લોકો ઉપરથી આવી શકે છેઃ—

---

લખાયેલો છે. તે જ પ્રમાણે ફક્ત 'મુખ્યો'ને ઉદ્દેશીને લખાયેલો નીચેનો શ્લોક પણ "બૃહસ્પતિ-સંહિતા"માંથી તે ટાંકે છેઃ—

अरुंतुदः सूचकश्च भेदकृत् साहसी तथा ।
श्रेणिपूगनृपद्विष्टः क्षिप्रं निर्वास्यते ततः ॥३३॥

[તીખા સ્વભાવના અથવા દ્વેષી માણસને, અને જે માણસ કજિયા કરાવતો હોય અગર સાહસિક કામો કરતો હોય, અથવા તો શ્રેણી, પૂગ (સમગ્ર સભા) કે રાજા પ્રત્યે દુશ્મનાવટ રાખતો હોય તે માણસને ગામમાંથી અથવા (શ્રેણીની) સભામાં તુર્ત બરતરફ કરવો જોઈએ.]

પછી તે નીચેની ટીકા ઉમેરે છેઃ—

"......समूह-स्थानान्निर्वास्यते समूहेनेतिशेषः न च समूहस्य दंडकरणेऽनधिकारात समूहेतिशेषकरणमयुक्तमिति वक्तव्यम् । पूर्वोक्तकात्यायनवचनेन समूहस्यैव मुख्यदंडनेऽधिकारस्य प्रतिपादितत्वात् ॥"

"..... સમગ્ર સભાના સ્થાનમાંથી એટલે સમગ્ર સભા તરફથી જ બરતરફ થાય. આ અર્થ ખોટો છે એવી દલીલ ન કરી શકાય; કારણ કે, કાત્યાયનના પૂર્વોક્ત વચનથી એમ ચોકખું સાબીત થાય છે કે વહીવટી અમલદારને દંડ કરવાનો અધિકાર સમગ્ર સભાને જ છે." વીર., પૃ. ૪૨૯.)

प्रतिकूलश्च यद्राज्ञः प्रकृत्यवमतं च यत्।
बाधकं च यदर्थानां तत्तेभ्यो विनिवर्तयेत् ॥४॥
मिथः संघातकरणं अहेतौ शस्त्रधारणम्।
परस्परोपघातं च तेषां राजा न मर्षयेत् ॥५॥
दोषवत्करणं यत्स्यादनाम्नाय प्रकल्पितम्।
प्रवृत्तमपि तद्राज्ञा श्रेयस्कामो निवर्तयेत् ॥७॥[૧૩૫]

અર્થાત્ (કદાચ પરસ્પરવિરોધી પ્રકારની) વિવિધ શ્રેણીઓનો સંયોગ થતો હોય તેને રાજા અટકાવી શકતો, તેમ જ યોગ્ય કારણ વગર એવી સંસ્થાઓ હથિયાર હાથ ધરતી તો તેમ થતું પણ તે અટકાવી શકતો, અને તેમની વચ્ચે વિખવાદ ઊભો થતો તે પણ તે અટકાવી શકતો. તદુપરાંત તેની પોતાની ઇચ્છાની કે તેના પોતાના હિતની વિરુદ્ધ જતાં હોય, અગર તો તિરસ્કારપાત્ર અને દુરાચારી પ્રકારનાં હોય તેવાં કામ તેવી સંસ્થાઓ કરતી હોય તો પણ રાજા તેમ થતું અટકાવી શકતો.

"નારદસ્મૃતિ"માંના આ શ્લોકો ઉપરની જે ટીકા અત્યારે મોજુદ છે[૧૩૬] તે બહુ પાછળના સમયની છે તો પણ તે જૂના સમયની પરંપરાગત હશે તેમ માની શકાય. શ્રેણીઓના જેવી સંસ્થાઓ અને રાજા પરસ્પર કેવો સંબંધ ધરાવતાં હતાં તેના સંબંધમાં તે સુંદર માહિતી પૂરી પાડે છે. એ ટીકા આ પ્રમાણે છેઃ—"अत्रेदं निर्वाच्यम्। पाषंडादिभिर्या या संवित् मिलित्वा कृता सा सा एव चेद्रक्षणीया तदतिक्रमे तु ते राज्ञा दंडयास्तदा वयं सर्वे राज्ञे प्रजानां करदानं वारयाम इति अस्माभिः सर्वदा नग्नैर्भाव्यमिति द्यूतं चरिष्याम इति वेश्यां रमयिष्याम इति राजपथे सवेगं धावाम इति शाखोटकस्थलं पूजयामेत्येवमादि

૧૩૫ ૧૦;૪,૫,૭. સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૧૫૪–૧૫૫ માં તેનું અંગ્રેજી ભાષાંતર આપેલું છે.

૧૩૬ નારદસ્મૃતિ. પૃ. ૧૬૪.

**प्रतिज्ञा अपि अवश्यं रक्ष्यंतामिति तन्निरासाय वचनमिद-मिति ॥"**

ટીકાકાર આમ કહેવા માગે છે. આગળનાં સૂત્રો (૧૦; ૨–૩)-માં કહ્યું છે કે, શ્રેણીઓએ અને બીજી સંઘરૂપ સંસ્થાઓએ ઠરાવેલાં ધારા–ધોરણો અને રીતરિવાજો ગમે તેવાં હોય તો પણ રાજાએ માન્ય રાખવાં જોઈએ. એવી સંસ્થાઓ એવા ધારા પણ બાંધે કે, "રાજાને કર ન ભરવો, એમ અમે પ્રજાને કહીશું," "અમે હંમેશાં નાગા ફરીશું," "અમે જુગટું રમીશું," "અમે વેશ્યાઓને ત્યાં જઇશું," "અમે રાજમાર્ગ ઉપર ખૂબ વેગથી વાહન ચલાવીશું," "જે સ્થળે શાખોટક ઊગે છે તે સ્થળે અમે પૂજા કરીશું" વગેરે. એવા પ્રસંગે આવા ધારાનો પણ સ્વીકાર કરવાની રાજાની ફરજ લેખાય. આવા આકસ્મિક પ્રસંગે બચાવ કરવાના હેતુથી ઉપરના અપવાદો દર્શાવવામાં આવ્યા છે. આ શ્રેણીઓને જે મહત્ત્વ અપાતું હતું તે આ હકીકત ઉપરથી સારામાં સારી રીતે સાબીત થઈ શકે છે. કોઈક ખાસ પ્રસંગે જ રાજા તેમના કામમાં માથું મારી શકતો; પરંતુ એકંદરે તો તેવી સંસ્થાઓ મરજીમુનાસબ વર્તન કરી શકતી, અને તેમના નિર્ણયનો સ્વીકાર કરવાને રાજા બંધાયેલો હતો.

[૮]

**સાધારણ ન્યાયાધીશી તરીકે શ્રેણીઓ**

અત્યારસુધીમાં આપણે જોઈ ગયા છીએ કે સમૂહ તરીકે શ્રેણીઓ પોતાના સભાસદો ઉપર પુષ્કળ વહીવટી અને ઈન્સાફી સત્તા ધરાવતી હતી. તેમ છતાં પણ આના દાખલા તરીકે જે શ્લોકો પૂર્વે ટાંકવામાં આવ્યા છે તેનો એવો અર્થ કરવાનો છે કે, સભાસદો શ્રેણી સાથે જે સંબંધ ધરાવતા તે સંબંધ પૂરતા જ ઉક્ત અધિકારો શ્રેણીને હતા. બીજી રીતે કહીએ તો, શ્રેણી પોતાનું કામકાજ કરે તેના ઉપર અસર થતી હોય અથવા થવાનો સંભવ હોય તેવા પ્રસંગે જ શ્રેણી માથું મારી શકતી.

તેમ છતાં પણ બૃહસ્પતિના નીચેના શ્લોકો એમ બતાવી આપે છે કે દેશની સાધારણ ન્યાયાધીશીઓના એક ભાગ તરીકે પણ શ્રેણીઓ કામ કરતી હતીઃ—

"ભારે ગુના (સાહસ) સંબંધી મુકદ્દમા સિવાયના માણસ-માણસ વચ્ચેના મુકદ્દમાઓનો ફેંસલો સગાંસંબંધીઓએ, શ્રેણીઓએ (સહવાસીઓની) મંડળીઓએ અને રાજા તરફથી અધિકૃત બીજા લોકોએ કરવો જોઈએ.

"સગાંસંબંધીઓ (ની સભાઓ) એ કોઈ મુકદ્દમાની (યોગ્ય) તપાસ ન કરી હોય ત્યારે શ્રેણીઓએ યોગ્ય તપાસ કરીને પછી તેનો ફેંસલો કરવો જોઈએ; શ્રેણીઓએ તેની તપાસ (યોગ્ય રીતે) ન કરી હોય ત્યારે (સહવાસીઓની) મંડળીઓએ તેનો ફેંસલો કરવો જોઈએ; અને આવી મંડળીઓએ (પૂરી રીતે) તેની તપાસ ન કરી હોય ત્યારે નીમાયેલા (ન્યાયાધીશો)એ (તે કામ ચલાવવું જોઈએ)." ૧૩૭

ઉપરની હકીકતથી એમ ચોક્કસ થાય છે કે, સાધારણ ચાર ન્યાયાધીશીમાં શ્રેણીને બીજું સ્થાન મળતું હતું. નીચલી ન્યાયાધીશીના નિર્ણય બદલ અનુક્રમસર ઉપલી ન્યાયાધીશીમાં વિવાદ દાખલ કરી શકાતો હતો. જે પ્રકરણમાં ઉપરના શ્લોકો આપેલા છે તે પ્રકરણમાં સાધારણ રીતે ન્યાયાધીશીના બંધારણ વિષે જ ચર્ચા કરેલી છે; અહીં દર્શાવેલાં તેનાં ઈન્સાફી કામો તેના સભાસદોના સંબંધમાં જ હતાં કે તેના પોતાના રીતસરના કામકાજના સંબંધમાં હતાં તેનો ખુલાસો તે પ્રકરણમાંથી થતો નથી. શ્રેણીનાં પોતાનાં રીતસર કામકાજ વિષે બૃહસ્પતિએ અલગ પ્રકરણ લખ્યું છે તે જ એમ સાબીત કરે છે કે ઉપર્યુક્ત શ્લોકમાં સાધારણ ન્યાયાધીશી તરીકે જ શ્રેણીઓનો ઉલ્લેખ થયેલો છે. ઉપર્યુક્ત પહેલા શ્લોકમાં ભારે ગુના (સાહસ)ના મુક-

---

૧૩૭ ૧; ૨૮, ૩૦; સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૨૮૧ સરખાવો, નારદસ્મૃતિ, ૧૦૭, પૃ. ૬.

દ્દમાને અપવાદ તરીકે ગણાવ્યા છે તે પણ એમ બતાવી આપે છે કે સાધારણ ન્યાયાધીશીઓએ માત્ર સાધારણ મુકદ્દમાઓ જ ચલાવવા જોઈએ, એમ લેખક કહેવા માગે છે.

થોડા વખત ઉપર દામોદરપુરના તામ્રપત્રો પ્રકટ થયા છે તેથી પણ ઉક્ત નિર્ણયને ટેકો મળે છે. ગુપ્તવંશના પહેલા કુમારગુપ્ત રાજાના સમયના ઇ. સ. ૪૩૩ માં તથા ઇ. સ. ૪૩૮ માં કોતરાયેલા એ તામ્રપત્રોમાં નીચેનાં વાક્યો છે :— [૧૩૮]

" **कुमारामात्य - वेत्रवर्मण्यधिष्ठानाधिकरणं च नगर-श्रेष्ठि-धृतिपाल-सार्थवाह-बंधुमित्र-प्रथमकुलिक-धृतिमित्र-प्रथमकायस्थ-सांबपाल-पुरोगे संव्यवहरति—** "

આ તામ્રપત્રો વિષે નોંધ લખનાર શ્રીયુત આર. જી. વસક આનું ભાષાંતર આમ કરે છે :—

" નગર-શ્રેષ્ઠી ધૃતિપાલની, સાર્થવાહ બંધુમિત્રની, પ્રથમકુલિક ધૃતિમિત્રની, પ્રથમકાયસ્થ સાંબપાલની સાથે રહીને કુમારામાત્ય વેત્રવર્મા સ્થાનિક રાજ્યવહીવટ ચલાવતો હતો તે વખતે. "

પરંતુ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે કે, અહીં સાધારણ રાજ્યવહીવટનો પ્રશ્ન નથી પણ ઈન્સાફનો જ પ્રશ્ન છે. 'અધિકરણ' ( ન્યાયાધીશી ) અને 'વ્યવહાર' ( ઈન્સાફ ) શબ્દના સામાન્ય અર્થ ઉપરથી જ આ પ્રમાણે સમજી શકાય છે એટલે સામાન્ય રાજ્યવહીવટ સંબંધી અર્થ તાણીતુસીને આમાંથી કાઢવાનું એમને યોગ્ય લાગતું નથી. તેમના મતે, વેપારીઓની અને કારીગરોની વિવિધ શ્રેણીઓના મુખ્યો (આગેવાનો)ના પ્રમુખપદે ચાલતી ન્યાયાધીશીઓનો સ્પષ્ટ ઉલ્લેખ ઉક્ત વાક્યોમાં થયેલો છે.

[૯]

આ સમયના શિલાલેખો પણ શ્રેણીની વ્યવસ્થા સંબંધી કેટલીક રસિક માહિતી પૂરી પાડે છે. દાખલા તરીકે, ગુપ્તવર્ષ ૧૪૬ (ઇ.

---

૧૩૮ એ. ઈ., પુ. ૧૫, પૃ. ૧૩૦

સ. ૪૬૫ ) ના સ્કંદગુપ્તના[139] ઈંદોરના તામ્રપત્રમાં કહ્યું છે કે, એક નીમણુક બાંધી આપવામાં આવી હતી તેના વ્યાજમાંથી સૂર્ય-મંદિરમાંના સૂર્યદેવતા સમક્ષ દીવો બાળવાનો હતો. વળી એમ પણ કહ્યું છે કે, " ઘાંચીઓની જે શ્રેણીનો આગેવાન જીવંત છે અને જે ઇંદ્રપુર શહેરમાં રહે છે તે પોતાના સ્થળેથી પ્રસ્થાન કરે છતાં પણ પોતાનું પૂર્ણ ઐક્ય કાયમ રાખે ત્યાં સુધી સૂર્યની (સૂર્યમંદિરની) આ બ્રાહ્મણની નીમણુક તે શ્રેણીની કાયમની મિલ્કત ગણાશે. "[140] શ્રેણી સંબંધી આ ટૂંકા ઉલ્લેખમાંથી મહત્ત્વની અનેક બાબતો મળી આવે છે. શ્રેણીનું નામ તેના આગેવાનના નામ ઉપરથી પાડવાનો રિવાજ હતો, એમ તે બતાવી આપે છે. વળી તે એમ પણ કહે છે કે શ્રેણી પ્રસ્થાન કરી શકતી હતી, તેમ જ શ્રેણી જે સ્થળે સ્થાયી થઈ હોય તેને જે મહત્ત્વ અપાતું હતું તેના કરતાં શ્રેણીના ઐક્યને વધારે મહત્ત્વ અપાતું હતું. શ્રેણીની વ્યવસ્થા કેટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચી હતી, તે આથી સાબીત થાય છે; કારણ કે, જે સંસ્થા પૂરેપૂરી વ્યવસ્થિત થઈ હોય તે જ એક સ્થળેથી બીજા સ્થળે પ્રસ્થાન કરી શકે ને તેમ છતાં પણ પોતાની ઉપયોગિતા અને પોતાનામાંનો વિશ્વાસ કાયમ રાખી શકે.

શ્રેણીનું સૌથી વધારે રસિક વર્ણન તો, કુમારગુપ્તના અને બંધુવર્માના મંદસોરના શિલાલેખથી પૂરૂં પડે છે.[141] તેમાં એમ કહ્યું છે કે, મૂળે લાટમાં વસવાટ કરી રહેલી, રેશમનું વણાટકામ કરનારા કારીગરોની શ્રેણીએ દશપુરના રાજાના સદ્ગુણોથી આકર્ષાઈને તે શહેરમાં પ્રસ્થાન કર્યું હતું. દશપુરમાં એમાંના અનેક કારીગરોએ વિવિધ ધંધા ચાલૂ કર્યા. કેટલાક લોકો ધનુર્વિદ્યા શીખ્યા અને સારા લડવૈયા નીવડ્યા. બીજા કેટલાક લોકોએ ધાર્મિક જીવન સ્વીકાર્યું અને

૧૩૯ ફ્લીટ–ગુપ્તવંશના શિલાલેખો, અંક ૧૬.

૧૪૦ સદર, પૃ. ૭૧.

૧૪૧ સદર, અંક ૧૮.

તેઓ ધાર્મિક વિષયો પરત્વે પ્રવચન કરવા લાગ્યા. તેમનામાંના ડાહ્યા લોકો જ્યોતિઃશાસ્ત્ર અને ખગોળવિદ્યા શીખ્યા, અને કેટલાક લોકોએ સંસારવ્યવહારનો ત્યાગ કરીને સંન્યસ્ત સ્વીકાર્યું. બીજા ઘણા લોકો બીજા ઘણા ધંધા કરવા લાગ્યા. અનેક લોકો રેશમનું વણાટકામ કરવાના પોતાના બાપદાદાના ધંધાને વળગી રહ્યા. એ રીતે એ શ્રેણી[૧૪૨] દશપુરમાં આબાદ થઈ, અને તેણે પોતે ભેગી

૧૪૨. આ શિલાલેખ સંબંધી પોતાની પ્રસ્તાવનામાં ફ્લીટ આ પ્રમાણે ટીકા કરે છેઃ—"પ્રથમ તો, રેશમનું વણાટકામ કરનારા અનેક કારીગરોએ લાટ વિષયમાંથી (મધ્ય અને દક્ષિણ ગુજરાતમાંથી) પ્રસ્થાન કર્યું. તેઓ દશપુર શહેરમાં જઈ વસ્યા, તેમાંના કેટલાક લોકોએ બીજા ધંધા સ્વીકાર્યા, અને જેઓ પોતાના મૂળ ધંધાને વળગી રહ્યા તેમણે પોતાની જુદી અને આબાદ શ્રેણી ઊપજાવી, તેનું વર્ણન એ (શિલાલેખ)માં કરેલું છે." (કૉ. ઇ. ઈ., ૩, પૃ. ૮૦.) પરંતુ ૧૯ મો શ્લોક એમ સ્પષ્ટ કરે છે કે, ૧૭મા શ્લોકથી ૧૯મા શ્લોક સુધીમાં જણાવેલા તમામ સભાસદોનો સમાવેશ એ શ્રેણીમાં થતો હતો. ઉપર્યુક્ત શ્લોકોમાં તેમના વિષે વિગતવાર ઉલ્લેખ કરીને પછી છેવટે લેખક કહે છે કે "**अधिकमभिविभाति श्रेणिरेवं प्रकारैः ॥** " (શ્લોક ૧૯ મો.) આ એમ જ બતાવે છે કે, આ બધા માણસોથી જ એ શ્રેણી આબાદ થઈ શકી હતી. ફ્લીટ પણ આ શ્લોકોનો અર્થ આવો જ કરે છેઃ—"(અને તેથી) જેઓ આ પ્રકારના છે તેમનાથી, તથા જેઓ..... તેમનાથી શ્રેણી સર્વત્ર ભવ્યતાથી ઝળકી રહે છે." એ રીતે ઉપર્યુક્ત વિવિધ ધંધા કરનારા લોકોનો સમાવેશ ફ્લીટે શ્રેણીમાં કર્યો છે. એ બધા લોકો લાટમાં હતા ત્યારે રેશમનું વણાટકામ જ કરતા હતા; પણ મંદસોરમાં તેમણે વિવિધ ધંધા સ્વીકાર્યા હતા. આવું હોવા છતાં પણ આ પચરંગી સંસ્થાને રેશમનું વણાટકામ કરનારા કારીગરોની શ્રેણી કહી શકાય તો પછી એનો અર્થ એવો થાય કે, તેઓ લાટમાં

કરેલી રકમમાંથી ઇ. સ. ૪૩૬ માં ભવ્ય સૂર્યમંદિર બંધાવ્યું. વખત જતાં એ મંદિર ખંડેરરૂપ બની ગયું એટલે ઇ. સ. ૪૭૨ માં એ જ શ્રેણીએ તેને સમરાવ્યું.

સંસ્કૃત ભાષાના કાવ્યસાહિત્યની સમૃદ્ધિના સમયને યાદ કરાવતા શ્લોકો વડે રચાયેલા આ અત્યંત રસિક શિલાલેખમાં પ્રાચીન હિંદી સમાજમાં વિશિષ્ટમાં વિશિષ્ટ ગણાતી પ્રાચીન શ્રેણીઓના ઉત્તમમાં ઉત્તમ નમૂનાનું સુંદર વર્ણન આપણે માટે જળવાઈ રહેલું છે. શ્રેણીઓ તો કારીગરોની એક જ ઢબની ચુસ્ત સ્વરૂપની મંડળીઓ હતી, માત્ર પોતાનો ધંધો સંભાળીને જ બેસી રહેનારી હતી અને સુધારા કે પ્રગતિ માટે વલણ ધરાવતી જ ન હતી, એવી જે સામાન્ય માન્યતા છે તે આથી ખોટી ઠરે છે. પોતાના ધંધા માટે મગરૂર હોય એવા, પોતાની સંસ્થાને સાચા દિલથી વળગી રહે એવા, અને આ મર્યાદામાં રહીને પણ અચંબો પમાડે એવી પ્રગતિ સર્વ દિશામાં કરવાને પ્રવૃત્તિ અને આતુરી દર્શાવનારા, રેશમનું વણાટકામ કામ કરનારા કારીગરોની શ્રેણીનું ચિત્ર એ શિલાલેખ આપણી સમક્ષ ખડું કરે છે.[૧૪૩] લડાયક જુસ્સો ધરાવનારા અને લડાઈમાં પરાક્રમ કરનારા કેટલાક લોકો પણ તેમાં હતા તેઓ 'આજે પણ... બળ

રહેતા હતા ત્યારે તેમની શ્રેણી બનેલી હતી, અને નવા સ્થળમાં વસવાટ કરીને તેના કેટલાક સભાસદોએ પોતાનો બાપદાદાનો ધંધો છોડી દીધો તો પણ તેમની શ્રેણી તો ચાલૂ રહી જ હતી. આખેઆખી શ્રેણી આ રીતે એક સ્થળેથી બીજા સ્થળે પ્રસ્થાન કરી શકતી હતી, એમ તો ઉપર્યુક્ત ઈંદોરના તામ્રપત્રથી સાબીત થયું છે.

૧૪૩ દાખલા તરીકે, સૂર્યમંદિર બંધાયું તે તેમ જ તેના ઉપર સમારકામ થયું તે પણ શ્રેણીના હુકમથી થયું હતું; અને વત્સભટ્ટીએ શિલાલેખ રચ્યો તે પણ શ્રેણીના હુકમથી રચ્યો હતો. સરખાવો, છેલ્લો શ્લોક.

વડે પોતાના દુશ્મનનો નાશ કરે છે; બીજા કેટલાક લોકો ડોળઘાલુ ન હતા પણ ખરેખર નમ્ર હતા અને ધાર્મિક પ્રવચન કરવા તરફ વલણ ધરાવતા હતા; કેટલાક માણસો સાંસારિક વિષયોની માયાથી પર થઈ ગયા હતા અને દયા તથા ભલમનસાઈ માટે જાણીતા હતા —જાણે આ ભૂમિ ઉપર વસવાને ખુદ દેવ જ અવતર્યા.' તેમણે જ્યોતિઃશાસ્ત્રને કેળવ્યું હતું તેમ જ કાવ્ય જેવી લલિત કળા પણ તેમણે વીસારી ન હતી. ઉક્ત શિલાલેખ આ વાતની સાક્ષી પૂરે છે; કેમ કે, જે લોકોને કાવ્યની કદર કરવાની બુદ્ધિ હોય તેઓમાં જ આવું સાહિત્ય પ્રગતિમાન થઈ શકે. આ રીતે જોતાં પ્રાચીન સમયની શ્રેણી માત્ર હસ્તકળાના વિકાસ માટેનું સાધન ન હતી; તે સમયના કાયદાઓથી તેને જે કુલમુખત્યારી તથા સ્વતંત્રતા મળી હતી તેને લઈને તે સત્તાનું કેંદ્ર તેમ જ ઉદાર સુધારાનું અને પ્રગતિનું સ્થાન બની રહી હતી, અને તેથી તે સત્તા તથા સમાજનું ભૂષણ બની ગઈ હતી.

[ ૧૦ ]

**પાછળના સમયમાં શ્રેણીની વ્યવસ્થા**

પાછળના સમયમાં પણ શ્રેણીઓની વ્યવસ્થા હયાતી ધરાવતી હતી, એમ અનેક નોંધો ઉપરથી જણાઈ આવે છે. તે પૈકી ગ્વાલિયરમાંના વૈલ્લભટ્ટસ્વામીના મંદિરનો શિલાલેખ સૌથી વધારે મહત્ત્વનો છે.[૧૪૪] ઈ. સ. ૮૭૭-માં ગ્વાલિયર શહેર ઉપર 'શ્રેષ્ટીઓ', 'સાર્થવાહો' વગેરે અમલ ચલાવતા હતા તેનો ઉલ્લેખ એમાં છે. આથી એમ સમજાય છે કે, આ જૂની સંસ્થાઓનું રાજકીય મહત્ત્વ એવું ને એવું ચાલૂ રહ્યું હતું. તદુપરાંત એ શિલાલેખમાં એમ પણ કહ્યું છે કે ઘાંચીઓની અને બાગવાનોની શ્રેણીઓને નીમણુકો બાંધી આપવામાં આવી હતી. જે રીતે એનું વર્ણન એમાં થયું છે તે રીત ઉપરથી તેમના બંધારણ વિષે કાંઈક

---

૧૪૪ એ. ઈ., પુ. ૧, પૃ. ૧૫૯ અને આગળ.

ખ્યાલ આવી શકે છે. શ્રી સર્વેશ્વરપુરના ઘાંચીઓના ચાર આગેવા-વાનોનાં, શ્રીવત્સસ્વામિપુરના ઘાંચીઓના બે આગેવાનોનાં અને બીજાં બે નગરોના ઘાંચીઓના ચાર આગેવાનોનાં નામ તેમાં આપેલાં છે, અને પછી કહ્યું છે કે ઘાંચીઓની આખી શ્રેણીના બીજા (સભાસદો) સાથે રહીને આ લોકોએ પણ દરેક ઘાણી દીઠ તેલની એક પળી દરેક મહિને આપવી જોઈએ. તે જ પ્રમાણે બીજી નીમણુક એવા પ્રકારની હતી કે, બાગવાનો પૈકી જેમનાં નામ જણાવ્યાં છે તે સાત આગેવાનોએ તેમ જ બાગવાનોની આખી શ્રેણીના બીજા (સભાસદો)એ દરરોજ પચાસ હાર આપવા જોઈએ.

ઉપરની હકીકતથી એમ જણાય છે કે એ સમયે પણ શ્રેણીની વ્યવસ્થા પૂર બહારમાં હતી અને પહેલાંની માફક જ તેમને નીમણુકો બાંધી આપવામાં આવતી હતી. "બૃહસ્પતિ–સ્મૃતિ"માં[૧૪૫] શ્રેણી-ઓનું જે બંધારણ આપેલું છે તેનો દાખલો પણ તે પૂરો પાડે છે. બૃહસ્પતિ કહે છે કે દરેક શ્રેણીમાં બે, ત્રણ કે પાંચ વહીવટી અમ-લદારો હોવા જોઇએ; અને આપણે હમણાં જોઈ ગયા તેમ, ઘાંચી-ઓની શ્રેણીના બે કે ચાર આગેવાનો હતા, અને બાગવાનોની શ્રેણીના સાત આગેવાનો હતા. તેવા દરેક આગેવાનનું નામ ગણાવ્યું છે તે જ એમ બતાવી આપે છે કે, આ અમલદારોને તે સમયે અતિ મહત્ત્વના લેખવામાં આવતા હતા. "બૃહસ્પતિ-સ્મૃતિ"માં જે લખ્યું છે તેની સાથે આનો બરાબર મેળ મળે છે.

લગભગ એ જ સમયનો બીજો એક શિલાલેખ[૧૪૬] ઘોડા વેચનારા લોકોની મહત્ત્વની શ્રેણીનો ઉલ્લેખ કરે છે. ઘોડા, ઘોડી અને બીજાં પ્રાણી વેચાતાં લેનારા તમામ લોકો ઉપર-રાજાઓ ઉપર તેમ જ તેમના પ્રાંતિક અમલદારો ઉપર પણ-દશાંશનો કર તેમણે નાંખ્યો હતો. એ શ્રેણીના સભાસદો વિવિધ દેશોના લોકો હતા, અને

---

૧૪૫ જુઓ પૃ. ૪૦ અને આગળ.

૧૪૬ પેહોઆનો શિલાલેખ; એ. ઈ., પુ. ૧, પૃ. ૧૮૪.

સદરહુ દશાંશના કરનું ઉત્પન્ન પેહોઆ અને કનોજ જેવાં દૂરદૂરનાં સ્થાનોમાંનાં વિવિધ મંદિરોને સ્વાભાવિક રીતે વહેંચી આપવામાં આવતું હતું. આ શિલાલેખમાં પણ શ્રેણીના આગેવાનોનાં તેમ જ તેમના મુખ્ય અમલદારનાં નામો આપેલાં છે એટલું જ નહિ, પણ દરેક વ્યક્તિના વતનનું નામ પણ વિગતે આપેલું છે. ઇ. સ. ૯૭૩–૯૭૪ ના હર્ષના શિલાલેખમાં[૧૪૭] પણ ઉત્તર હિંદુસ્તાનના, ઘોડા વેચનારા લોકોની શ્રેણીનો ઉલ્લેખ થયેલો છે. ઇસ્વી સનની દસમી સદીના છેવટના સમયના સિયદોનીના શિલાલેખોમાં[૧૪૮] પણ પાન વેચનારા, તેલ કાઢનારા અને પથરા ઘડનારા લોકોની શ્રેણીઓના દાનની નોંધ કરેલી છે અને કહ્યું છે કે દારૂ ગાળનારા લોકોને ૧,૩૫૦ દ્રમ્મની રકમ સોંપવામાં આવી હતી. ઇસ્વીસનની દસમી સદીના લગભગ મધ્ય ભાગમાં થઈ ગયેલા ચેદિ લક્ષ્મણરાજના કરિતલઇના શિલાલેખમાં[૧૪૯] ‘વાગુલિક’ (વાઘરી ?) લોકોની શ્રેણીનો ઉલ્લેખ થયેલો છે; અને વિજયસેનના દેવપાડાના શિલાલેખમાં[૧૫૦] ‘શિલ્પિ–ગોષ્ઠિ’નો ઉલ્લેખ થયો છે તે વરેંદ્ર (ઉત્તર બંગાળા)ના સલાટ લોકોની શ્રેણીને ઉદ્દેશીને હશે, એમ લાગે છે. આથી એમ સ્પષ્ટ થાય છે કે, હિંદુ રાજકાળના છેક છેવટના ભાગ સુધી શ્રેણીની વ્યવસ્થા ચાલૂ જ રહી હતી.

[ ૧૧ ]

**પ્રાચીન આર્થિક જીવનમાંની સંઘ-**

શ્રેણીઓની વ્યવસ્થા કાયમ રહી એ આપણા પ્રાચીન આર્થિક જીવનમાંની સંઘરૂપ પ્રવૃત્તિનો ઉત્તમોઉત્તમ નમૂનો પૂરો પાડે છે. તદુપરાંત બીજાં કેટલાંક રૂપમાં પણ સંઘજીવનની ભાવના દેખા દેતી

---

૧૪૭ એ. ઈ., પુ. ૨, પૃ. ૧૧૬ અને આગળ.

૧૪૮ એ. ઈ., પુ. ૧, પૃ. ૧૬૭ અને આગળ.

૧૪૯ એ. ઈ., પુ. ૨, પૃ. ૧૭૪ અને આગળ.

૧૫૦ એ. ઈ., પુ. ૧, પૃ. ૩૧૧ અને આગળ.

**રૂપ પ્રવૃત્તિનાં વિવિધ સ્વરૂપો.** હતી; અને આખા વિષયનો વિસ્તૃત ખ્યાલ મેળવવાના હેતુથી આવાં બીજાં સ્વરૂપોની હકીકત કાંઈક વિગતે તપાસવાની જરૂર છે. સહિયારા ભંડોળના સિદ્ધાંત ઉપર વેપાર ચાલતો, એ વાત સૌથી પહેલાં આપણે લઈશું. સંઘરૂપ પ્રવૃત્તિનું આ સ્વરૂપ ઘણું પ્રાચીન હતું, એમ લાગે છે; અને જાતક-કથાઓમાંથી તેના અનેક દાખલા પણ આપણને મળે છે. દાખલા તરીકે, "ચુલ્લકસેટ્ઠિ-જાતક"માં[૧૫૧] કહ્યું છે કે કોઇ એક બંદર આગળ કોઈ એક વહાણે લંગર નાખ્યું તે જ વખતે કોઈ એક જુવાન માણસે પોતાની વીંટી થાપણ તરીકે મૂકીને એ વહાણમાંનો માલ ખરીદી લીધો. થોડા વખત પછી વારાણસીના ૧૦૦ વેપારીઓ એ જ હેતુથી ત્યાં આવ્યા, અને સોદો થઈ ગયાના સમાચાર તેમને મળ્યા ત્યારે તેમાંના દરેક વેપારીએ પેલા જુવાન માણસને એક હજાર સિક્કા આપ્યા અને પેલા માલમાંથી ભાગે પડતો માલ પોતે લીધો. પાછળથી તેમનામાંના દરેક વેપારીએ પેલા જુવાન માણસને બીજા એક હજાર સિક્કા આપ્યા અને તેમણે બધો માલ કબજે લીધો. આ વ્યવહારમાં પેલા જુવાન માણસે એકંદરે ૨૦૦,૦૦૦ સિક્કાનો સોદો કર્યો.

વળી, "કૂટ-વાણિજ-જાતક"માં[૧૫૨] કહ્યું છે કે, એ વેપારીઓએ પંત્યાળું કર્યું અને તેઓ વારાણસીથી પાંચસો ગાડાં ભરીને માલ પરગામ લઈ ગયા. "સુહનુ-જાતક"માં[૧૫૩] 'ઉત્તરના ઘોડાના વેપારીઓ'નો ઉલ્લેખ થયો છે તેઓ સંયુક્ત રહીને વેપાર કરતા હતા એમ લાગે છે. "કૂટ-વાણિજ-જાતક, અંક ૨"ના[૧૫૪] ઉપોદ્‌ઘાતમાં કહ્યું છે કે, એ વેપારીઓએ શ્રાવસ્તી ગામમાં પંત્યાળું કર્યું, અને પાંચસો ગાડાં માલથી ભરીને તેમણે વેપારને માટે પૂર્વથી પશ્ચિમ

**પંત્યાળું.**

---

૧૫૧ જાતક, પુ. ૧, પૃ. ૧૧૪. ૧૫૨ જાતક, પુ. ૧, પૃ. ૪૦૪.
૧૫૩ જાતક, પુ. ૨, પૃ. ૩૦ ૧૫૪ જાતક, પુ. ૨, પૃ. ૧૮૧.

સદરહુ દશાંશના કરનું ઉત્પન્ન પેહોઆ અને કનોજ જેવાં દૂરદૂરનાં સ્થાનોમાંનાં વિવિધ મંદિરોને સ્વાભાવિક રીતે વહેંચી આપવામાં આવતું હતું. આ શિલાલેખમાં પણ શ્રેણીના આગેવાનોનાં તેમ જ તેમના મુખ્ય અમલદારનાં નામો આપેલાં છે એટલું જ નહિ, પણ દરેક વ્યક્તિના વતનનું નામ પણ વિગતે આપેલું છે. ઇ. સ. ૯૭૩–૯૭૪ ના હર્ષના શિલાલેખમાં[૧૪૭] પણ ઉત્તર હિંદુસ્તાનના, ઘોડા વેચનારા લોકોની શ્રેણીનો ઉલ્લેખ થયેલો છે. ઇસ્વી સનની દસમી સદીના છેવટના સમયના સિયદોનીના શિલાલેખોમાં[૧૪૮] પણ પાન વેચનારા, તેલ કાઢનારા અને પથરા ઘડનારા લોકોની શ્રેણીઓના દાનની નોંધ કરેલી છે અને કહ્યું છે કે દારૂ ગાળનારા લોકોને ૧,૩૫૦ દ્રમ્મની રકમ સોંપવામાં આવી હતી. ઇસ્વીસનની દસમી સદીના લગભગ મધ્ય ભાગમાં થઈ ગયેલા ચેદિ લક્ષ્મણરાજના કરિતલઇના શિલાલેખમાં[૧૪૯] 'વાગુલિક' (વાઘરી?) લોકોની શ્રેણીનો ઉલ્લેખ થયેલો છે; અને વિજયસેનના દેવપાડાના શિલાલેખમાં[૧૫૦] 'શિલ્પિ–ગોષ્ટિ'નો ઉલ્લેખ થયો છે તે વરેંદ્ર (ઉત્તર બંગાળા)ના સલાટ લોકોની શ્રેણીને ઉદ્દેશીને હશે, એમ લાગે છે. આથી એમ સ્પષ્ટ થાય છે કે, હિંદુ રાજકાળના છેક છેવટના ભાગ સુધી શ્રેણીની વ્યવસ્થા ચાલૂ જ રહી હતી.

[ ૧૧ ]

**પ્રાચીન આર્થિક જીવનમાંની સંઘ-** 

શ્રેણીઓની વ્યવસ્થા કાયમ રહી એ આપણા પ્રાચીન આર્થિક જીવનમાંની સંઘરૂપ પ્રવૃત્તિનો ઉત્તમોઉત્તમ નમૂનો પૂરો પાડે છે. તદુપરાંત બીજાં કેટલાંક રૂપમાં પણ સંઘજીવનની ભાવના દેખા દેતી

૧૪૭ એ. ઈ., પુ. ૨, પૃ. ૧૧૬ અને આગળ.

૧૪૮ એ. ઈ., પુ. ૧, પૃ. ૧૬૭ અને આગળ.

૧૪૯ એ. ઈ., પુ. ૨, પૃ. ૧૭૪ અને આગળ.

૧૫૦ એ. ઈ., પુ. ૧, પૃ. ૩૧૧ અને આગળ.

**૨૫ પ્રવૃત્તિનાં વિવિધ સ્વરૂપો.**

હતી; અને આખા વિષયનો વિસ્તૃત ખ્યાલ મેળવવાના હેતુથી આવાં બીજાં સ્વરૂપોની હકીકત કાંઈક વિગતે તપાસવાની જરૂર છે. સહિયારા ભંડોળના સિદ્ધાંત ઉપર વેપાર ચાલતો, એ વાત સૌથી પહેલાં આપણે લઈશું. સંઘરૂપ પ્રવૃત્તિનું આ સ્વરૂપ ઘણું પ્રાચીન હતું, એમ લાગે છે; અને જાતક-કથાઓમાંથી તેના અનેક દાખલા પણ આપણને મળે છે. દાખલા તરીકે, "ચુલ્લકસેટ્ઠિ-જાતક"માં[૧૫૧] કહ્યું છે કે કોઈ એક બંદર આગળ કોઈ એક વહાણે લંગર નાખ્યું તે જ વખતે કોઈ એક જુવાન માણસે પોતાની વીંટી થાપણ તરીકે મૂકીને એ વહાણમાંનો માલ ખરીદી લીધો. થોડા વખત પછી વારાણસીના ૧૦૦ વેપારીઓ એ જ હેતુથી ત્યાં આવ્યા, અને સોદો થઈ ગયાના સમાચાર તેમને મળ્યા ત્યારે તેમાંના દરેક વેપારીએ પેલા જુવાન માણસને એક હજાર સિક્કા આપ્યા અને પેલા માલમાંથી ભાગે પડતો માલ પોતે લીધો. પાછળથી તેમનામાંના દરેક વેપારીએ પેલા જુવાન માણસને બીજા એક હજાર સિક્કા આપ્યા અને તેમણે બધો માલ કબજે લીધો. આ વ્યવહારમાં પેલા જુવાન માણસે એકંદરે ૨૦૦,૦૦૦ સિક્કાનો સોદો કર્યો.

વળી, "કૂટ-વાણિજ-જાતક"માં[૧૫૨] કહ્યું છે કે, બે વેપારીઓએ પંત્યાળું કર્યું અને તેઓ વારાણસીથી પાંચસો ગાડાં ભરીને માલ પરગામ લઈ ગયા. "સુહનુ-જાતક"માં[૧૫૩]

**પંત્યાળું.**

'ઉત્તરના ઘોડાના વેપારીઓ'નો ઉલ્લેખ થયો છે તેઓ સંયુક્ત રહીને વેપાર કરતા હતા એમ લાગે છે. "કૂટ-વાણિજ-જાતક, અંક ૨"ના[૧૫૪] ઉપોદ્‌ઘાતમાં કહ્યું છે કે, બે વેપારીઓએ શ્રાવસ્તી ગામમાં પંત્યાળું કર્યું, અને પાંચસો ગાડાં માલથી ભરીને તેમણે વેપારને માટે પૂર્વથી પશ્ચિમ

---

૧૫૧ જાતક, પુ. ૧, પૃ. ૧૧૪. ૧૫૨ જાતક, પુ. ૧, પૃ. ૪૦૪.
૧૫૩ જાતક, પુ. ૨, પૃ. ૩૦ ૧૫૪ જાતક, પુ. ૨, પૃ. ૧૮૧.

તરફ મુસાફરી કરી. "બાવેરુ-જાતક"માં[155] કહ્યું છે કે વેપારીઓ સહિયારો ધંધો કરતા અને બાવેરુ રાજ્યમાં વિચિત્ર હિંદી પક્ષીઓ મનમાની કિંમતે વેચતા. "મહા-વાણિજ-જાતક"માં[156] કહ્યું છે કે, અનેક વેપારીઓએ થોડા વખતને માટે પણ પંત્યાળું કર્યું હતું. દાખલા તરીકે,

" ઘણાં રાજ્ય તણા વેપારી આવ્યા ને બેઠા સૌ સાથ,
આગેવાન નીમીને નીકળ્યા દોલત મેળવવાને કાજ."[157]

'જાતકો'માંના આ પ્રાસંગિક ઉલ્લેખો સંયુક્ત ભંડોળથી વેપાર કરવાની પદ્ધતિ દર્શાવી આપે છે અને પ્રાચીન હિંદુસ્તાનના વેપારીઓની સંઘરૂપ પ્રવૃત્તિ ઉપર નવીન પ્રકાશ પાડે છે.

કૌટિલ્યે પોતાના "અર્થશાસ્ત્ર"માં આ પદ્ધતિનો ઉલ્લેખ કરેલો છે.[158] પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં[159] પણ આના સંબંધમાં રીતસર નિયમો બાંધી આપેલા છે. આ પદ્ધતિને સંસ્કૃત ભાષામાં 'સંભૂય-સમુત્થાન' કહેવામાં આવે છે. આ પદ્ધતિના મુખ્ય સિદ્ધાંતો નીચેના શ્લોકોમાં નારદે આપેલા છે:—

" वणिक्प्रभृतयो यत्र कर्म संभूय कुर्वते ।
तत् संभूयसमुत्थानं व्यवहारपदं स्मृतम् ॥१॥
फलहेतोरुपायेन कर्म संभूय कुर्वताम् ।
आधारभूतः प्रक्षेपस्तेनोत्तिष्ठेयुरंशतः ॥२॥
समोऽतिरिक्तो हीनो वा तत्रांशो यस्य यादृशः ।
क्षयव्ययौ तथा वृद्धिस्तत्र तस्य तथाविधाः ॥३॥

---

૧૫૫ જાતક, પુ. ૩, પૃ. ૧૨૬  ૧૫૬ જાતક, પુ. ૪, પૃ. ૩૫૦.

૧૫૭ જાતકોનું અંગ્રેજી ભાષાંતર, પુ. ૪, પૃ. ૨૨૨.

૧૫૮ પૃ. ૧૮૫.

૧૫૯ નારદ, ૩; ૧–૯; બૃહસ્પતિ, ૧૪; ૧–૩૨; યાજ્ઞવલ્ક્ય, ૨; ૨૬૨ અને આગળ.

भांडपिंडव्ययोद्धारभारसारान्ववेक्षणम् ।
कुर्युस्तेऽव्यभिचारेण समये स्वे व्यवस्थिताः ॥४॥[१६०]

આ પદ્ધતિનો સારાંશ એ હતો કે, લાભ મેળવવાના હેતુથી અનેક માણસો ભેગા થઇને ધંધો કરતા, અને તેમાંનો દરેક માણસ સર્વસાધારણ ભંડોળમાં પોતાનો ફાળો આપતો. એ સંયુક્ત રકમ એ લોકોની મંડળીનું ભંડોળ બનતી. આ વ્યક્તિગત ફાળો આ આખા તંત્રના પાયારૂપ બની રહેતો તેથી નારદ કહે છે કે "દરેક ભાગીદાર સંયુક્ત ભંડોળવાળી મંડળીને જે ફાળો આપે તેના પ્રમાણમાં તેને તોટો, ખર્ચ અને નફો થાય." બૃહસ્પતિ પણ આ મતને સમર્થન

---

૧૬૦ નારદ, પૃ. ૧૩૩. સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૧૨૪ ઉપર આનું ભાષાંતર આમ આપ્યું છે:—

(૧) "જ્યાં વેપારીઓ અને બીજા લોકો સંયુક્ત રહીને વેપાર ચલાવે ત્યાં તે 'સંભૂયસમુત્થાન' કહેવાય છે, અને તે 'વ્યવહારપદ' ગણાય છે.

(૨) "જ્યાં અનેક ભાગીદારો લાભ મેળવવાના હેતુથી સંયુક્ત રહીને વેપાર ચલાવે છે ત્યાં સંસ્થાના સર્વસાધારણ ભંડોળમાં રકમનો ફાળો આપવો એ (તેમના ધંધાનો) પાયો છે. માટે દરેક જણ પોતાનો યોગ્ય ફાળો આપે.

(૩) "દરેક ભાગીદારનો ફાળો બીજા ભાગીદારના ફાળાના જેટલો હોય, તેથી વધારે હોય કે તેથી ઓછો હોય તેના પ્રમાણમાં દરેક ભાગીદારનો ફાળો, ખર્ચ અને નફો બીજા ભાગીદારના ફાળા, ખર્ચ અને નફા જેટલો અથવા તેનાથી વધારે કે તેનાથી ઓછો રહે.

(૪) "માલ, ખોરાક, ખર્ચ (વેરા વગેરે બદલનો ખર્ચ), તોટો, જકાત અને કિંમતી માલના રક્ષણનો ખર્ચ—એ બદલ વિવિધ ભાગીદારો પૈકીના દરેક ભાગીદારે કરારનામાની કલમોને અનુસરીને યોગ્ય ભરપાઈ કરવી જોઈએ."

તરફ મુસાફરી કરી. "બાવેરુ-જાતક"માં[155] કહ્યું છે કે વેપારીઓ સહિયારો ધંધો કરતા અને બાવેરુ રાજ્યમાં વિચિત્ર હિંદી પક્ષીઓ મનમાની કિંમતે વેચતા. "મહા-વાણિજ-જાતક"માં[156] કહ્યું છે કે, અનેક વેપારીઓએ થોડા વખતને માટે પણ પંત્યાળું કર્યું હતું. દાખલા તરીકે,

" ઘણાં રાજ્ય તણા વેપારી આવ્યા ને બેઠા સૌ સાથ,
આગેવાન નીમીને નીકળ્યા દોલત મેળવવાને કાજ."[157]

'જાતકો'માંના આ પ્રાસંગિક ઉલ્લેખો સંયુક્ત ભંડોળથી વેપાર કરવાની પદ્ધતિ દર્શાવી આપે છે અને પ્રાચીન હિંદુસ્તાનના વેપારીઓની સંઘરૂપ પ્રવૃત્તિ ઉપર નવીન પ્રકાશ પાડે છે.

કૌટિલ્યે પોતાના "અર્થશાસ્ત્ર"માં આ પદ્ધતિનો ઉલ્લેખ કરેલો છે.[158] પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં[159] પણ આના સંબંધમાં રીતસર નિયમો બાંધી આપેલા છે. આ પદ્ધતિને સંસ્કૃત ભાષામાં 'સંભૂય-સમુત્થાન' કહેવામાં આવે છે. આ પદ્ધતિના મુખ્ય સિદ્ધાંતો નીચેના શ્લોકોમાં નારદે આપેલા છેઃ—

" वणिक्प्रभृतयो यत्र कर्म संभूय कुर्वते ।
तत् संभूयसमुत्थानं व्यवहारपदं स्मृतम् ॥१॥
फलहेतोरुपायेन कर्म संभूय कुर्वताम् ।
आधारभूतः प्रक्षेपस्तेनोत्तिष्ठेयुरंशतः ॥२॥
समोऽतिरिक्तो हीनो वा तत्रांशो यस्य यादृशः ।
क्षयव्ययौ तथा वृद्धिस्तत्र तस्य तथाविधाः ॥३॥

---

૧૫૫ જાતક, પૃ. ૩, પૃ. ૧૨૬ ૧૫૬ જાતક, પુ. ૪, પૃ. ૩૫૦.
૧૫૭ જાતકોનું અંગ્રેજી ભાષાંતર, પુ. ૪, પૃ. ૨૨૨.
૧૫૮ પૃ. ૧૮૫.
૧૫૯ નારદ, ૩; ૧–૯; બૃહસ્પતિ, ૧૪; ૧–૩૨; યાજ્ઞવલ્ક્ય, ૨; ૨૬૨ અને આગળ.

भांडपिंडव्ययोद्धारभारसारान्ववेक्षणम् ।
कुर्युस्तेऽव्यभिचारेण समये स्वे व्यवस्थिताः ॥४॥[१६०]

આ પદ્ધતિનો સારાંશ એ હતો કે, લાભ મેળવવાના હેતુથી અનેક માણસો ભેગા થઇને ધંધો કરતા, અને તેમાંનો દરેક માણસ સર્વસાધારણ ભંડોળમાં પોતાનો ફાળો આપતો. એ સંયુક્ત રકમ એ લોકોની મંડળીનું ભંડોળ બનતી. આ વ્યક્તિગત ફાળો આ આખા તંત્રના પાયારૂપ બની રહેતો તેથી નારદ કહે છે કે "દરેક ભાગીદાર સંયુક્ત ભંડોળવાળી મંડળીને જે ફાળો આપે તેના પ્રમાણમાં તેને તોટો, ખર્ચ અને નફો થાય." બૃહસ્પતિ પણ આ મતને સમર્થન

---

૧૬૦ નારદ, પૃ. ૧૩૩. સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૧૨૪ ઉપર આનું ભાષાંતર આમ આપ્યું છેઃ—

(૧) "જ્યાં વેપારીઓ અને બીજા લોકો સંયુક્ત રહીને વેપાર ચલાવે ત્યાં તે 'સંભૂયસમુત્થાન' કહેવાય છે, અને તે 'વ્યવહારપદ' ગણાય છે.

(૨) "જ્યાં અનેક ભાગીદારો લાભ મેળવવાના હેતુથી સંયુક્ત રહીને વેપાર ચલાવે છે ત્યાં સંસ્થાના સર્વસાધારણ ભંડોળમાં રકમનો ફાળો આપવો એ (તેમના ધંધાનો) પાયો છે. માટે દરેક જણ પોતાનો યોગ્ય ફાળો આપે.

(૩) "દરેક ભાગીદારનો ફાળો બીજા ભાગીદારના ફાળાના જેટલો હોય, તેથી વધારે હોય કે તેથી ઓછો હોય તેના પ્રમાણમાં દરેક ભાગીદારનો ફાળો, ખર્ચ અને નફો બીજા ભાગીદારના ફાળા, ખર્ચ અને નફા જેટલો અથવા તેનાથી વધારે કે તેનાથી ઓછો રહે.

(૪) "માલ, ખોરાક, ખર્ચ (વેરા વગેરે બદલનો ખર્ચ), તોટો, જકાત અને કિંમતી માલના રક્ષણનો ખર્ચ—એ બદલ વિવિધ ભાગીદારો પૈકીના દરેક ભાગીદારે કરારનામાની કલમોને અનુસરીને યોગ્ય ભરપાઈ કરવી જોઈએ."

આપે છે; પણ કૌટિલ્ય અને યાજ્ઞવલ્કય કહે છે કે, દરેક ભાગીદારે આપેલા ફાળાના પ્રમાણમાં તેને નફો વગેરે મળી શકે તેમ જ તમામ ભાગીદારોએ પ્રથમથી અંદરઅંદર નક્કી કર્યું હોય તે પ્રમાણમાં પણ તે મળી શકે. આથી એમ સમજાય છે કે, સાથે રહીને ધંધો કરવાનો ઇરાદો રાખતા ભાગીદારો પ્રથમથી કરાર કરતા, અને એ ખતપત્રમાં જે સામાન્ય સિદ્ધાંતોને અનુસરીને વેપાર ચલાવવાનો હોય તે સિદ્ધાંતો દાખલ કરવામાં આવતા. આ કરારનામા અન્વયે, કેટલાક સભાસદોએ પોતે જે રકમનો ફાળો આપેલો હોય તેના પ્રમાણમાં તેમને જે નફો મળી શકે તેના કરતાં વધારે નફો પણ કદાચ તેમના વિશેષ કૌશલ્યને લીધે તેમ જ તેમના વિશેષ જ્ઞાનને લીધે તેમને મળી શકે.

પંત્યાળાના આ મુખ્ય સિદ્ધાંતો જાતકકથાઓના સમયમાં પણ પૂર્ણાંશે જાણીતા હતા, એ જોવા જેવું છે. દાખલા તરીકે, "કૂટ-વાણિજ-જાતક"માં કહ્યું છે કે, 'પ્રજ્ઞ' અને 'પ્રજ્ઞતમ' નામના બે વેપારીઓએ પંત્યાળું કર્યું, અને માલથી ભરેલાં પાંચસો ગાડાં સાથે લઈને તેઓ વારાણસીથી પરગામ ગયા. ત્યાં તેમણે પોતાનો માલ ખપાવી દીધો, અને જે ઉત્પન્ન મળ્યું તે લઈને તેઓ પોતાના ગામમાં પાછા ફર્યા. ભાગ પાડવાનો વખત આવ્યો ત્યારે પ્રજ્ઞતમ બોલ્યો કે, "મને બેવડો ભાગ મળવો જોઈએ." પ્રજ્ઞે તેને પૂછ્યું કે, "એમ કેમ ?" પ્રજ્ઞતમે તેને કહ્યું કે, "તું તો પ્રજ્ઞ જ છે, પણ હું તો પ્રજ્ઞતમ છું; અને પ્રજ્ઞતમના બે ભાગ દીઠ પ્રજ્ઞને માત્ર એક ભાગ મળી શકે." પ્રજ્ઞ બોલ્યો કે "વેપાર માટેના ભંડોળમાં, અને બળદોમાં તેમ જ ગાડાંમાં આપણા બેનો સરખો ભાગ હતો; તો પછી તમને બે ભાગ શા માટે મળે ?" પ્રજ્ઞતમ બોલ્યો કે, "હું પ્રજ્ઞતમ છું તેથી એમ થાય." એ રીતે વાત કરતાં કરતાં બેઓ લડી પડયા. પ્રજ્ઞતમે પોતાના વિચાર પ્રજ્ઞના મન ઉપર ઠસાવવાના બહુ પ્રયત્ન કર્યા; પણ તેમાં તે ફાવ્યો નહિ; અને આખરે બન્ને વેપારીઓએ નફો સરખા

ભાગે વહેંચી લીધો.[૧૬૧] આ વાતના બાકીના ભાગ ઉપરથી એમ જણાય છે કે, વેપાર માટેના ભંડોળમાં ભાગીદારે જે ફાળો આપ્યો હોય તે ફાળાના પ્રમાણમાં તેને નફો મળી શકે, એ સામાન્ય સિદ્ધાંતનો સ્વીકાર થયો હતો તો પણ, વેપાર કરવામાં વધારે કૌશલ્ય જેણે બતાવ્યું હોય તેને વિશેષ ભાગ આપવાની ભાવના છેક જ અજાણી ન હતી.

સંયુક્ત ભંડોળથી ચાલતા વેપારની ફતેહનો આધાર મંડળીના સભાસદો ઉપર રહેતો હોવાથી ભાગીદારોની પસંદગી સંબંધે સ્મૃતિઓએ સ્પષ્ટ આજ્ઞાઓ આપેલી છે. બૃહસ્પતિ કહે છે કે, [૧૬૨]

" અણઘડ અથવા આળસુ માણસો સાથે, અથવા માંદા, અભાગી કે કંગાલ માણસો સાથે રહીને ડાહ્યા માણસોએ વેપાર કરવો નહિ તેમ બીજો કાંઈ ધંધો પણ કરવો નહિ.

" ઉચ્ચ કુળના, હુશિયાર, ચંચળ, બુદ્ધિશાળી, સિક્કાથી જાણીતા, મહેસુલ તથા ખર્ચ સંબંધે કુશળ, પ્રામાણિક અને સાહસવૃત્તિવાળા માણસો સાથે રહીને માણસે વેપાર કરવો જોઈએ." [૧૬૩]

જે સંઘશક્તિની ભાવનાથી વેપાર ચલાવવામાં આવતો તેનો કાંઇક ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવી શકશેઃ—

" અનેક જણ તરફથી અધિકૃત થઈને એક ભાગીદાર જે કાંઈ મિલકત આપે (અથવા ધીરે), અથવા તે જે કાંઈ કરાર કરાવે, તે તમામ સર્વેએ મળીને કરેલ છે (એમ સમજવાનું છે)."[૧૬૪]

શ્રેણી અને વ્યક્તિ વચ્ચેનો સંબંધ પણ નીચે મુજબ દર્શાવવામાં આવ્યો છેઃ—

" (બીજા ભાગીદારોની) સંમતિ વગર અથવા તેમની ખાસ સૂચનાઓ વિરુદ્ધ જઇને (કોઈ ભાગીદાર) પોતાના અજાણપણાથી

---

૧૬૧ જાતક, પુ. ૧, પૃ. ૪૦૪.

૧૬૨ પ્રકરણ ૧૪. ૧૬૩ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૩૬

૧૬૪ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૩૭

(તેમની સહિયારી મિલ્કતને) નુકસાન કરે ત્યારે તેણે પોતાની તરફથી પોતાના તમામ ભાગીદારોને વળતર આપવું જોઈએ. [૧૬૫]

"તેમનામાંના કોઈએ ખરીદી કે વેચાણ કરવામાં છેતરપંડી કર્યાનું જણાઈ આવે તો તેણે સમ ખાઈને (અગર કસોટીમાંથી પસાર થઈને) શુદ્ધિ પ્રાપ્ત કરવી જોઈએ.

"શંકાસ્પદ પ્રસંગે તેઓ પોતે જ લવાદો અને સાક્ષીઓ તરીકે પરસ્પર કામ કરે એમ જાહેર થયેલું છે; અને છેતરપંડીનું કાર્ય જણાઇ આવ્યું હોય ત્યારે પણ તેમ જ; તેમની વચ્ચે (પ્રથમનો) કજિયો હયાતી ધરાવતો હોય તો જુદી વાત."[૧૬૬]

એ રીતે દરેક વ્યક્તિ પોતાનાં બેકાળજીભર્યાં કામ બદલ શ્રેણીને જવાબદાર રહેતી, અને તેના બીજા ભાગીદારો તેના સંબંધમાં ન્યાયનો ફેંસલો આપતા અગર તો તેના તરફથી જુબાની આપતા. કોઈ માણસ ઉપર છેતરપંડીનું તહોમત મૂકાતું તો કેટલીક કસોટીમાંથી[૧૬૭] પસાર થઈને તેણે પોતાની કીર્તિ શુદ્ધ કરવી પડતી; અને તેનો ગુનો સાબીત થતો તો તેને તેનો હિસ્સો આપી દેવામાં આવતો, તેને મંડળીમાંથી બરતરફ કરવામાં આવતો, અને તેનો નફો મંડળામાં જમે થતો.[૧૬૮] એકંદરે આ બાબતનો નિર્ણય શ્રેણી પોતે કરતી, અને એવા ગુનેગારનાં ખોટાં કામ બદલ ન્યાય આપવાને બહારની કોઈ સંસ્થાને અધિકાર પહોંચતો ન હતો. બીજી તરફથી જોતાં, શ્રેણી તરફથી લાયક સભાસદને ઇનામ પણ મળતું હતું. દાખલા તરીકે બૃહસ્પતિ કહે છે કે,

"બીજી તરફથી જોતાં, જે ભાગીદાર ભાવિના કે રાજાના

---

૧૬૫ સે. બુ. ઇ., પુ. ૩૩, પૃ. ૩૩૭–૩૩૮; સરખાવો, નારદ, ૩; ૫; યાજ્ઞવલ્ક્ય, ૨; ૨૬૩.

૧૬૬ સે. બુ. ઇ., પુ. ૩૩, પૃ. ૩૩૭.

૧૬૭ બૃહસ્પતિ, ૧૪; ૭. ૧૬૮ યાજ્ઞવલ્ક્ય, ૨; ૨૬૮.

ભયમાંથી (સંયુક્ત ભંડોળને) પોતાના પ્રયત્નથી સંરક્ષે તેને (ઈનામ તરીકે) તેનો દસમો ભાગ આપવો."[૧૬૯]

શ્રેણી પોતાના સભાસદના મરણ પછી પણ તેના હિત તરફ ધ્યાન આપતી હતી. બૃહસ્પતિ કહે છે તેમ,

"વેપારમાંનો આવો કોઇ ભાગીદાર યોગ્ય સંભાળના અભાવે મૃત્યુ પામે તો રાજાએ નીમેલા અમલદારોને તેની મિલ્કત બતાવવી (અને સોંપી દેવી) જોઇએ." [૧૭૦]

નારદના ઉપર્યુક્ત ચોથા શ્લોક વિષેની ચંડેશ્વરની ટીકા ઉપરથી એમ પણ સમજાય છે કે, સભાસદે પોતે જેટલો ફાળો આપ્યો હોય તેટલા ફાળાના પ્રમાણમાં તે સંયુક્ત ભંડોળમાંથી જરૂર પડયે ઉપાડ પણ કરી શકતો.[૧૭૧]

જમીન ખેડવામાં તેમ જ સોનાની, રૂપાની, સૂતરની, લાકડાની, પત્થરની અથવા ચામડાની ચીજો બનાવવાની કળા વગેરેમાં પણ આ જ પંત્યાળાના સિદ્ધાંતને અનુસરવામાં આવતો. પરંતુ વેપારના પંત્યાળાથી આ પંત્યાળું કાંઈક જૂદું પડતું. વેપારના પંત્યાળામાં દરેક સભાસદ સંયુક્ત ભંડોળમાં પોતાનો રોકડ ફાળો આપતો ત્યારે આવા હસ્તકળાના પંત્યાળામાં દરેક સભાસદ પોતાના કૌશલ્યનો અને વિશિષ્ટ પ્રકારના વિજ્ઞાનનો લાભ આપતો. સ્વાભાવિક રીતે વિવિધ લોકોમાં આવું જ્ઞાન વિવિધ હોય તેથી દરેક ઇસમને નફો પણ વિવિધ પ્રમાણમાં મળે, એવું ધોરણ હતું. બૃહસ્પતિ કહે છે તેમ,[૧૭૨]

---

૧૬૯ ૧૪; ૧૦; વળી સરખાવો નારદ, ૩; ૬; યાજ્ઞવલ્ક્ય, ૨; ૨૬૩.

૧૭૦ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૩૮; વળી સરખાવો નારદ, ૩; ૭; યાજ્ઞવલ્ક્ય, ૨; ૨૬૭.

૧૭૧ उद्धारस्तस्माद्देयद्रव्यात् प्रयोजनविशेषादाकर्षणं ॥ (વિવાદરત્નાકર, પૃ. ૧૧૨).

૧૭૨ પ્રકરણ ૧૪, શ્લોક ૨૮ અને આગળ.

"સોનીઓ અને બીજા (કળાકારો) [અર્થાત્ રૂપાનું, સૂતરનું, લાકડાનું, પત્થરનું અથવા ચામડાનું કામ કરનારા કારીગરો] પોતાની કળાનું કામ ભેગા થઈને કરે ત્યારે પોતાના કામના પ્રકારને અનુસરીને તેમણે યોગ્ય પ્રમાણમાં ભાગે પડતો નફો લેવો."[૧૭૩] એ જ સિદ્ધાંતને અનુસરીને, "સંખ્યાબંધ કારીગરો ભેગા મળીને ઘર કે મંદિર બાંધે, અથવા તળાવ ખોદે, અથવા ચામડાની ચીજો બનાવે ત્યારે તેમના મુખ્ય કારીગરને (મહેનતાણાનો) બેવડો ભાગ મેળવવાનો હક્ક રહે," [૧૭૪] અને સંગીતશાસ્ત્રીઓમાં "જેને તાલનું જ્ઞાન હોય તેને દોઢો ભાગ મળે, પણ ગાનારા માણસોને સરખેસરખા ભાગ મળે." [૧૭૫] ચોરો અને લૂટારાઓ પોતાની લૂટના ભાગ પાડવા બેસતા ત્યારે પણ આ જ સિદ્ધાંતને અનુસરતા. "તેમના આગેવાનને ચાર ભાગ મળે; જે (ખાસ) પરાક્રમી હોય તેને ત્રણ ભાગ મળે; જે (ખાસ) શક્તિમાન હોય તેને બે ભાગ મળે; અને બાકીના સાથીદારોને સરખેસરખા ભાગ મળે." [૧૭૬] તેની સાથે-સાથે તેમનામાંનો કોઇ માણસ પકડાઈ જાય તો તેને છોડવવા માટે જે ખર્ચ થાય તે સૌએ સરખા ભાગે ભોગવવો જોઈએ.[૧૭૭]

એટલું ખાસ નોંધવા જેવું છે કે, યજ્ઞ સંબંધી ક્રિયાઓ અને વિધિઓ કરાવવામાં ધર્મગુરુઓ પણ આ પંત્યાળાના સિદ્ધાંતનો ઉપયોગ કરતા. [૧૭૮] દાખલા તરીકે, એવું ઠર્યું હતું કે, યજ્ઞ કરાવવા માટે સોળ ધર્મગુરુઓ હાજર હોય તેમાંના પહેલા જે ચાર ધર્મગુરુઓ મુખ્ય કાર્યકર્તા હોય તેમને અર્ધો ભાગ મળે, અને બીજા તથા ત્રીજા તથા ચોથા ચચ્ચાર ધર્મગુરુઓને અનુક્રમે અર્ધો, ત્રીજો અને ચોથો

---

૧૭૩ સે. બુ. ઇ., પુ. ૩૩, પૃ. ૩૪૦.

૧૭૪ સદર, પૃ. ૩૪૧. ૧૭૫ સદર. ૧૭૬ સદર.

૧૭૭ કાત્યાયન ("વિવાદરત્નાકર"માંનો ઊતારો), પૃ. ૧૨૬

૧૭૮ યાજ્ઞવલ્કય, ૨; ૨૬૮; નારદ, ૩; ૮, ૯; બૃહસ્પતિ, ૧૪; ૧૫.

ભાગ મળે. ટીકાકાર આની સમજુતી આપતાં કહે છે કે, દાખલા તરીકે યજ્ઞ કરવાનું મહેનતાણું ૧૦૦ ગાય હોય તો પહેલા જથ્થાના ચાર ધર્મગુરુઓ પૈકીના દરેક ધર્મગુરુને ૧૨ ગાય મળે, અને બાકીના ત્રણ જથ્થામાંના દરેક ધર્મગુરુને અનુક્રમે ૬, ૪ અને ૩ ગાય મળે.[૧૭૯]

પ્રાચીન હિંદુસ્તાનના આર્થિક જીવનમાં બીજી એક જાતની[૧૮૦] શ્રેણી હયાતી ધરાવતી હતી તેને આપણે 'વેપારીસંઘ' તરીકે ઓળખાવીશું. આપણે પ્રથમ જોઈ ગયા છીએ કે,

**વેપારીસંઘ**

શરૂઆતના સમયના વેપારીઓમાં કોઈક જાતની સંઘશક્તિની ભાવના હતી ખરી; પણ પ્રાચીન હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ સંબંધે નિષ્ણાત ગણાતાં શ્રીમતી ર્‌હાઇસ ડેવિસે[૧૮૧] તેમ જ શ્રીયુત રીચર્ડ ફિક્કે[૧૮૨] કહ્યું છે કે, જેને 'સંઘ' શબ્દ લાગૂ પાડી શકાય એવી કોઈ પણ ચોક્કસ સંસ્થા હયાતી ધરાવતી ન હતી. પરંતુ ઉક્ત વ્યક્તિઓએ કેવળ જાતકકથાઓ ઉપર જ ધ્યાન આપ્યું છે, અથવા બહુબહુ તો બૌદ્ધ સાહિત્ય જ જોયું છે. આ સાહિત્યમાં પણ જે હકીકત આપેલી છે તેના સંબંધમાં બીજા પૂરાવાઓની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો આ બાબતમાં શંકાને સ્થાન રહે જ નહિ.

અનેક જાતકકથાઓમાં દરિયાઈ મુસાફરી કરનારા વેપારીઓનો ઉલ્લેખ થયેલો છે. દાખલા તરીકે "વલાહસ્સ–જાતક"[૧૮૩]માંની એક

---

૧૭૯ વીરમિત્રોદય, પૃ. ૩૮૭.

૧૮૦ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે (પૃ. ૯ માં) શ્રેણીઓની યાદીમાં 'વેપારીઓ'નો સમાવેશ કરેલો છે. સાધારણ કળાકારોની શ્રેણી અનેક રીતે જૂદી પડે છે તેથી જ નહિ, પણ શ્રીમતી ર્‌હાઇસ ડેવિસે તેની હયાતીનો સ્વીકાર નથી કર્યો તેથી ખાસ એ સંબંધે અહીં ખાસ જૂદી નોંધ કરી છે.

૧૮૧ જ. રૉ. એ. સો., ૧૯૦૧, પૃ. ૮૬૯. ૧૮૨ ફિક, પૃ. ૨૭૮.

૧૮૩ જાતક, ૨; પૃ. ૧૨૭.

અલાહેદી ગણેલી છે. કેટલાક ચોલવંશના શિલાલેખો[૩૩૯] ઉપરથી એમ જણાય છે કે, ગામના વિદ્વાન બ્રાહ્મણોની અને બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની બનેલી અનેક સમિતિ મળીને ગામડાની સભા બનતી હતી. આથી એમ સમજાય છે કે, કેટલાક પ્રસંગે અમુક ચુનંદા સભ્યો મળીને જ સભા બનતી હતી.

ઇસ્વી સનની આશરે નવમી સદીના મનુરના શિલાલેખમાં સભાના બંધારણ સંબંધી કેટલાક નિયમો આપેલા છે. " તેમાં એમ કહ્યું છે કે, (૧) ગામના ભાગદારોના પુત્રો પૈકીનો જે પુત્ર સદ્‌વર્તનવાળો હોય અને મંત્રબ્રાહ્મણનો અને એક ધર્મ ( ધારાસંગ્રહ )નો અભ્યાસી હોય તે એક જ પુત્ર, ગામમાં તે પોતે જે ભાગ ધરાવતો હોય તે બદલ, ગામની સભામાં બેસી શકે, અને જેણે ( પોતાની પત્ની તરફથી ) સ્ત્રીધન તરીકે ભાગ ખરીદ્યો, બક્ષીસરૂપે મેળવ્યો કે પ્રાપ્ત કર્યો હોય તથા જે ઉપર્યુક્ત લાયકી ધરાવતો હોય તે એક જ જણ સભામાં બેસી શકે; (૨) સ્ત્રીધન તરીકે ખરીદેલા. બક્ષીસરૂપ મળેલા કે પ્રાપ્ત કરેલા (ભાગો)ના આધારે માણસ બહુબહુ તો સભાના પૂર્ણ સભ્ય તરીકેનો અધિકાર પ્રાપ્ત કરી શકે; અને કોઇ પણ પ્રસંગે પા, અર્ધો કે પોણો સભ્ય કોઈ થઈ શકે નહિ; (૩) જેઓ ભાગો ખરીદે તેમણે પરિશિષ્ટો સાથે આખા વેદમાં પારંગત થયા હોય એવા જ માણસોને પોતાના ભાગો બદલના પ્રતિનિધિ તરીકે સભામાં બેસવા માટે ચૂંટી કાઢવા જોઈએ; (૪) બીજા નિયમમાં ઠરાવ્યા પ્રમાણે જેઓ પૂર્ણ સભ્ય ન હોય તેઓ ( ગામનાં કામોની વ્યવસ્થા માટેની ) કોઈ પણ સમિતિમાં બેસી શકે નહિ; (૫) જેઓ ઠરાવેલાં ધોરણોને અનુસરીને ચૂંટાયા હોય તેમણે સભા સમક્ષ રજુ કરવામાં આવેલી દરેક દરખાસ્ત બદલ 'નહિ ! નહિ !' કહીને (સભાના કામકાજમાં) દુરાગ્રહથી વિરોધ કરવો નહિ; અને (૬) જેઓ આમ કરશે તેઓ તેમ જ તેમને ટેકો આપનારા લોકો (જે બાબતમાં આમ

---

૩૩૯ ગ. એ. રી., ૧૯૦૫, પૃ. ૪૯, પરિચ્છેદ ૭.

વર્ત્યાં હશે તે ) દરેક બાબતને માટે પાંચ 'કાશુ'નો દંડ ભરશે, અને છતાં એ ને એ નિયમોનું પાલન તેમણે કરતા રહેવું પડશે."[૩૪૦]

પૂર્ણ સભ્ય થતા પહેલાં વેદોનું સંપૂર્ણ જ્ઞાન મેળવી લેવું જોઈએ, એવી જે શરત નાખવામાં આવેલી છે તે ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, લગભગ બ્રાહ્મણોથી જ વસેલા 'બ્રહ્મદેય' ગામને માટે ઉક્ત નિયમો ખાસ ઘડાયા હતા. તેમ છતાં પણ એટલું તો કહી શકાય કે, સાધારણતઃ અન્ય ગામોમાં પણ બાટીના ઉક્ત નિયમો અથવા તેમના જેવા બીજા નિયમો પ્રચલિત હતા.

ગામડાની સંસ્થાની કાર્યપદ્ધતિ વિષે ઉપર્યુક્ત છેલ્લા બે નિયમો ધ્યાનમાં લેવા જેવા છે. એ નિયમો અલબત્ત વિચિત્ર છે; પરંતુ દુરાગ્રહી સભ્યો ઉપર દાબ રાખવાના હેતુથી તે ઘડાયા હોવા જોઈએ, એ નિઃસંશય છે. બહુમતિના વિરોધને દાબી દેવાના હેતુથી ઉપલી પાયરીના થોડાક માણસોના હાથમાં એ નિયમોરૂપી શસ્ત્ર અપાયું હતું, એવો અર્થ કેટલાક વિદ્વાનો એમાંથી કાઢે છે; પણ આવી કલ્પનામાં બહુ વજુદ જણાતું નથી.

પ્રજા અને સભા વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો હતો, તેમ જ સભા ઉપર પ્રજા કેટલા અંશે દાબ રાખી શકતી, એ નક્કી કરવું મુશ્કેલ થઈ પડે છે. નીચે આપેલા મનલિક્કરાઇના શિલાલેખમાં[૩૪૧] કહ્યું છે તેમ, રાજાના અમલદારો, સભાના સભાસદો અને ગામના લોકો વચ્ચે રીતસર વાદવિવાદ થઇ રહ્યો ત્યારપછી રાજાનું મહત્ત્વનું શાસન પ્રસિદ્ધ થયું હતું. વળી, તિરુવિદવંદાઇ જેવાં અમુક ગામો સંબંધે આપણને એમ માલૂમ પડે છે કે, કેટલાક પ્રસંગે સભાને, અન્ય પ્રસંગે ગામલોકોને તથા અમુક પ્રસંગે સભાને તેમ જ ગામ-લોકોને ખાનગી થાપણો સોંપાતી હતી.

---

૩૪૦ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૯૮, પરિચ્છેદ ૨૩.

૩૪૧ ઇં. ઍં., પુ. ૨૪, પૃ. ૩ ૮ અને આગળ.

સભા કેટલા સભ્યોની બનતી તેનો સ્પષ્ટ ઉલ્લેખ ચાર પ્રસંગે થયેલો છે. તામિલ ભાષાના એક શિલાલેખ[૩૪૨] અન્વયે, તિરૈમુરની સભામાં ૩૦૦ માણસો અને ૪૦૦ના શહેરીઓ હતા. છઠ્ઠા વિક્રમાદિત્યના કાનડી ભાષાના એક શિલાલેખમાં [૩૪૩] કહ્યું છે કે, કુક્કુનુરના ૧૦૦૦ મહાજનો જમીનનું દાન કરવાને ભેગા થયા હતા. પહેલા સુંદર પાંડયના એક શિલાલેખ[૩૪૪] ઉપરથી એમ જણાય છે કે, ગામની સભામાં ૫૧૨ સભ્યો હતા. વળી, પશ્ચિમ ચાલુક્યવંશના રાજા ત્રિભુવનમલ્લના એક શિલાલેખમાં[૩૪૫] કહ્યું છે કે, ગામના બસો[૩૪૬] મહાજનોને તથા તેના મુખી કાલિદાસને અમુક દાન કરવામાં આવ્યું હતું. આ શિલાલેખ આડકતરી રીતે એમ પણ સાબીત કરે છે કે, ગામનો મુખી રહેતો. બીજા શિલાલેખો પણ આ પદવીની હયાતી પૂરવાર કરે છે.

જે ગામની સભા હોય તે ગામના મહત્ત્વ પ્રમાણે ગામની સભાનો દરજ્જો રહેતો હતો. કેટલાક પ્રસંગે એમ પણ કહ્યું છે કે, ગામની સભાની બેઠક ભરી શકાય તેટલા માટે રાજાઓ સભામંડપ બંધાવી આપતા.[૩૪૭] પરંતુ સાધારણ રીતે આવી સભા સ્થાનિક મંદિરોમાં ભેગી થતી; અને કેટલાક પ્રસંગે તો આવા કામે આમલીના ઝાડનો છાંયડો પણ અનુકૂળ ગણાતો.[૩૪૮]

---

૩૪૨ ગ. એ. રી., ૧૯૦૮, પૃ. ૨૩, અંક ૨૧૨.

૩૪૩ ગ. એ. રી., ૧૯૧૪, પૃ. ૫૫, અંક ૫૦૯.

૩૪૪ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૫૩, પરિચ્છેદ ૪૩.

૩૪૫ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૧૮, અંક ૨૧૩

૩૪૬ આ સંખ્યાથી સભાનો પોતાનો ઉલ્લેખ ન થતાં સભાની એક સમિતિનો ઉલ્લેખ થતો હોય એ સંભવિત છે.

૩૪૭ ગ. એ. રી., ૧૯૧૬, પૃ. ૧૧૬.

૩૪૮ ગ. એ. રી., ૧૯૧૦, પૃ. ૯૦, પરિચ્છેદ ૨૧; ગ. એ. રી., ૧૯૧૬, પૃ. ૨૩, અંક ૨૬૦.

'મહાજનો' નામની મંડળરૂપ સંસ્થાનો ઉલ્લેખ અનેક પ્રસંગે થયેલો જોવામાં આવે છે. સાધારણ રીતે આ શબ્દ બ્રાહ્મણ કબીલદાર માટે વપરાતો હતો; પરંતુ કેટલાક પ્રસંગે સ્થાનિક સત્તાધીશ સભા માટે પણ તે વપરાતો હોય, એ બનવા જોગ છે. ઇસ્વી સનની આઠમી સદીના શરૂઆતના ભાગના કુમાર વિક્રમાદિત્યના લક્ષ્મેશ્વરના સ્તંભલેખમાં સુધરાઇની હદમાંની શ્રેણીઓ વગેરેના જેવી અન્ય મંડળરૂપ સંસ્થાઓની સાથેસાથે અલાહેદા એકમ તરીકે મહાજનોનો ઉલ્લેખ થયેલો છે.[૩૪૯] રાષ્ટ્રકૂટવંશના બીજા કૃષ્ણ રાજાના કાનડી ભાષાના એક શિલાલેખમાં ત્રણસો મહાજનોના દાનનો ઉલ્લેખ થયેલો છે,[૩૫૦] અને ઇ. સ. ૯૦૨–૯૦૩ ની સાલના એ જ રાજાના બીજા એક શિલાલેખમા ૧૨૦ મહાજનોની સંમતિથી અમુક બ્રાહ્મણોએ કરેલાં દાનોના ઉલ્લેખ થયેલા છે.[૩૫૧] પશ્ચિમ ચાલુક્યવંશના ત્રૈલોક્યમલ્લ રાજાના ઇ. સ. ૧૦૫૩–૧૦૫૪ ની સાલના એક શિલાલેખમાં કહ્યું છે કે, રચ્ચુરુના ૧૨૦ મહાજનોએ જિનની પૂજાના કામે બગીચાની, પાણીવાળા ખેતરની, પાંચ ઘરોની અને એક ઘાણીની બક્ષીસ આપી હતી.[૩૫૨]

**મહાજનો**

ચાલુક્યવંશના ત્રિભુવનમલ્લ રાજાના ઇ. સ. ૧૧૧૨ના શિલાલેખમાંથી[૩૫૩] આ સંસ્થાના સ્વરૂપ અને બંધારણ વિષે આપણને કાંઇક માહિતી મળી શકે છે. 'અગ્રહાર' ઇટ્ટગેના મહાદેવને ધરાવવાનાં નૈવેદ્ય, અન્નકૂટ, દાન તથા ઓચ્છવના વાદ્ય માટેનાં સાધનો પૂરાં

---

૩૪૯ એ. ઈ., પુ. ૧૪, પૃ. ૧૮૯.

૩૫૦ ગ. એ. રી., ૧૯૦૪, પૃ. ૩૯, અંક ૫૩.

૩૫૧ એ. ઈ., પુ. ૧૩, પૃ. ૧૯૦.

૩૫૨ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૧૬, અંક ૨૦૧.

૩૫૩ એ. ઈ., પુ. ૧૩, પૃ. ૩૬.

પાડવા સારૂ રાજાએ આખું ગામ બક્ષીસ તરીકે આપ્યું હતું. "મહાન અગ્રહાર ઇટ્ટિગેના મુખીના તથા બાકીના ચાર સો મહાજનોના હાથમાં" ઉક્ત મિલ્કત સોંપવામાં આવી હતી. એ લોકો સર્વ પ્રકારના સદ્‌ગુણો ધરાવતા હતા તેમ જ વેદોમાં પારંગત હતા, એમ તેમાં કહ્યું છે. અહીં એટલું તો સ્પષ્ટ છે કે, ચાર સો મહાજનો અગ્રહારની સત્તાધીશ સંસ્થારૂપ હતા, અને ગામડાની સામાન્ય સભાના મુખીના જેવો તેમનો પણ મુખી હતો. તે જ પ્રમાણે ચાલુક્યવંશના બીજા જગદેકમલ્લ રાજાના ઇ. સ. ૧૧૬૧ ની સાલના મનગોળીના શિલાલેખમાં[૩૫૪] એમ કહ્યું છે કે, મહાપ્રભુ મદિરાજના મુખીપણા નીચેના મણિગવલ્લીના પાંચ સો મહાજનોની સંમતિથી રાજાએ દાન કર્યું હતું. આ સંસ્થાને 'પાંચ સો' તરીકે પણ ઉલ્લેખેલી છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

જે હકીકત ઉપર એકત્ર કરી છે તેથી એવી ખાતરી થાય છે કે, જે પ્રમાણે સાધારણ ગામડા ઉપર ગામડાની સંસ્થાનો અમલ ચાલતો તે જ પ્રમાણે અગ્રહારો ઉપર મહાજનોની સંસ્થાનો અમલ ચાલતો. '૩૦૦'ની, '૪૦૦'ની અને '૫૦૦'ની સંખ્યા એમ સ્પષ્ટ કરે છે કે, એ સંસ્થા બધા જ ઉમ્મરલાયક બ્રાહ્મણ પુરુષોની બનતી ન હતી, પણ તેમના પ્રતિનિધિઓની બનતી હતી. પરંતુ આ કામે કયા સિદ્ધાંતને અનુસરીને ચૂંટણી થતી, એ નક્કી કરવાનું અત્યારે મુશ્કેલ થઈ પડે છે. બ્રહ્મદેય ગામોના સંબંધમાં જે પદ્ધતિનો ઉલ્લેખ આપણે ઉપર કરી ગયા તેને મળતી જ પ્રતિનિધિત્વની પદ્ધતિ આ કામે પ્રચલિત હોય, એ સંભવિત છે.

[ ૮ ]

ગામડાની સંઘરૂપ સંસ્થાઓમાં સાધારણ સભા સર્વોપરિ સત્તા ધરાવતી હતી તો પણ, ઘણાખરા પ્રસંગે એક કે વધુ સમિતિના

---

૩૫૪ એ. ઇ., પુ. ૫, પૃ. ૯.

**ગામડાની સભાની સમિતિઓ.**

હાથે વિગતવાર વહીવટી કામ થતું હશે, એમ લાગે છે. આપણે પ્રથમ વાંચી ગયા તેમ, ઉક્કલના શિલાલેખમાં ચાર પાંચ સમિતિઓનાં નામ તો ગણાવેલાં છે :—

(૧) ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો. (૫, ૭, ૧૧, ૧૨, ૧૩, )

(૨) દાનો માટે ચૂંટાયેલા મહાજનો. (૬.)

(૩) સરોવર માટે ચૂંટાયેલા મહાજનો. (૬, ૧૧, ૧૨, ૧૩.)

(૪) બગીચા માટે ચૂંટાયેલા મહાજનો. (૧૨.)

(૫) દર વર્ષે ગામનાં કામકાજ સંભાળનારા મહાજનો. (૧૪)

ઉપર્યુક્ત સમિતિઓ પૈકીની બીજી, ત્રીજી અને ચોથી સમિતિના સ્વરૂપનો અને કામકાજનો ખ્યાલ તો તેના નામ ઉપરથી જ આવી શકે છે. પહેલી અને પાંચમી સમિતિ એ ને એ સંસ્થા માટે જૂદાજૂદા નામે ઓળખાતી હશે, અને બીજી સમિતિઓ સામાન્ય અને પરચુરણ કામકાજ નહિ કરતી હોય તે એ એ સમિતિઓ કરતી હશે. જૂદાંજૂદાં ગામોની આવી સમિતિઓના સભ્યોની સંખ્યા અને તેમનું બંધારણ જૂદાંજૂદાં હશે. દાખલા તરીકે, ઉત્તરમલ્લુરમાંના બે શિલાલેખોમાં વધારાની ચાર સમિતિઓનાં નામ આપેલાં છે તે આ પ્રમાણે :—“વાર્ષિક દેખરેખની સમિતિ”; “ન્યાયસંબંધી દેખરેખની સમિતિ”; “સુવર્ણની દેખરેખની સમિતિ”; અને “પંચવારવારિયમ્”. આમાંની પહેલી સમિતિ ઉપર્યુક્ત પહેલી અને પાંચમી સમિતિના જેવી જ હશે; ત્રીજી સમિતિ ચલણી નાણાંની વ્યવસ્થા કરતી હશે; અને બીજી સમિતિ ગામડાની પાંચ સમિતિઓના કામકાજ ઉપર કદાચ દેખરેખ રાખતી હશે.[૩૫૫]

ઉત્તર આર્કટ પ્રાંતમાંથી મળી આવેલા, ઇ. સ. ની દસમી

૩૫૫ ગ. એ. રી., ૧૮૯૯, પૃ. ૨૩; ૧૯૧૩, પૃ. ૧૦૫

સદીના ચોલ વંશના કેટલાક શિલાલેખોમાં[૩૫૬] ગામડાની વધારાની કેટલીક સમિતિઓનાં નામ ગણાવેલાં છે તે આ પ્રમાણે :—(૧) "સગીર (कुटुंब) ઉપર દેખરેખ રાખનારા મહાજનો"; (૨) "ખેતરો ઉપર દેખરેખ રાખનારા મહાજનો"; (૩) "બસો (સંખ્યાના) મહાજનો"; (૪) "ગામડા ઉપર દેખરેખ રાખનારા મહાજનો"; અને (૫) "ઉદાસીનો (સાધુઓ ?) ઉપર દેખરેખ રાખનાર મહાજનો." "મંદિરનાં કામકાજની વ્યવસ્થા કરનારી સમિતિ"નો ઉલ્લેખ પણ થયેલો છે; પરંતુ એ સમિતિ ઉપર્યુક્ત (૪) અને (૫) અંકવાળી સમિતિના જેવી જ હશે. પહેલા રાજરાજના ઇ. સ. ૯૯૬ ના શિલાલેખમાં[૩૫૭] પણ "સરોવર ઉપર દેખરેખ રાખનારી સમિતિ"નો અને "ગામડા ઉપર દેખરેખ રાખનારી સમિતિ"નો ઉલ્લેખ થયેલો છે. તદુપરાંત "જમીનમાપણીસંબંધી સમિતિ"નો[૩૫૮] અને "ન્યાયસંબંધી સમિતિ"નો[૩૫૯] ઉલ્લેખ પણ થયેલો છે. "ન્યાયસંબંધી સમિતિ"-માં તો એક સ્ત્રીસભાસદ પણ હતી.

ચાલુક્યવંશના બીજા ભીમ રાજાના (ઇ. સ. ૯૩૪–૯૪૫) મસુલીપત્તનના તામ્રપત્રોમાં[૩૬૦] "પાંચની સમિતિ"નો તથા "સમિતિની બેઠકો (वार-गोष्ठी)માંના વાક્‌-ચતુર યુવકો"નો ઉલ્લેખ થયેલો છે. આથી એમ જણાય છે કે, આ સમિતિઓમાં યુવકો પણ બેસતા અને ચર્ચામાં છૂટથી ભાગ લેતા. નત્તમ્ ગામના ત્રણ શિલાલેખોમાં બે સમિતિઓનો ઉલ્લેખ થયેલો છે. તે પૈકીની "संवत्सर-वारियम्" નામની સમિતિ ("વાર્ષિક દેખરેખની સમિતિ")માં

---

૩૫૬ ગ. એ. રી., ૧૯૦૫, પૃ. ૪૯, પરિચ્છેદ ૭; ૧૯૧૫, પૃ ૧૧૫–૧૧૬.

૩૫૭ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૪૩.

૩૫૮ ગ. એ. રી., ૧૯૧૪, પૃ. ૩૦

૩૫૯ ગ. એ. રી., ૧૯૧૦, પૃ. ૯૮–૯૯, પરિચ્છેદ ૩૫.

૩૬૦ એ. ઈ., ૫, પૃ. ૧૩૭–૧૩૮.

૧૨ સભાસદો રહેતા, અને તે ગામની મહાસભાનો એક ભાગ હતી. ગામના કોઈ અમલદારનું અગર અમલદારોની સમિતિનું નામ "उर-वारियम्" હતું, અને તેનું કામ દેખીતી રીતે ગામની જમીનો બરાબર રીતે ખેડાય તે જોવાનું તથા ઉત્પન્ન ભેગું કરવાનું હતું.

આ સમિતિઓના બંધારણનું બહુ રસિક તથા વિગતવાર વર્ણન ઉત્તરમલ્લુરમાંના બે શિલાલેખોમાંથી મળી આવે છે. તે પૈકીનો પાછલા સમયનો શિલાલેખ આગલા સમયના શિલાલેખનું સુધારાવધારા સાથેનું સ્વરૂપ હોવાથી અહીં આપણે પાછલા સમયના શિલાલેખનું ભાષાંતર ઉતારીશું એટલે આ સમિતિઓ જે પદ્ધતિ અન્વયે બંધાતી તેનો ખ્યાલ આપણને આવી શકશે.[૩૬૧]

**સમિતિઓનું બંધારણ.**

"દર વર્ષે એક વાર 'વાર્ષિક દેખરેખ', 'બગીચાની દેખરેખ', અને 'સરોવરની દેખરેખ' ( માટેની સમિતિ ) ચૂંટવા માટેના નિયમો આ રીતે (અમે, સભાના સભ્યોએ) ઘડયા.

(૧) "(ઉત્તરમલ્લુરમાં) ત્રીસ લત્તા (વિભાગ) રહેશે.

(૨) "આ ત્રીસ લત્તાઓ પૈકીના દરેક લત્તામાં જેઓ રહેતા હશે તેઓ ભેગા થશે અને 'ઊપાડવાની ચિઠ્ઠી' ( कुडवोलै ) માટે માણસો પસંદ કરશે.

"પોતાનું નામ ઊપાડવાની ચિઠ્ઠીમાં દાખલ થાય અને (તે ઊપાડવાની ચિઠ્ઠી માટેના પાત્રમાં) નંખાય, એમ જે ઇચ્છતો હોય તેની લાયકી નીચે પ્રમાણે હોવી જોઈએ : —

(ક) "સાંથની જમીનના ચોથા ભાગ ( वेलि )નો તે માલીક હોવો જોઈએ.

---

૩૬૧ ગ. એ. રી., ૧૮૯૯, પૃ. ૨૩; આ. સ. રી., ૧૯૦૪–૧૯૦૫, પૃ. ૧૪૦. બન્ને વચ્ચેનો ભેદ જાણવા જુઓ, ગ. એ. રી., ૧૮૯૯, પૃ. ૨૭–૩૦.

(ખ) "પોતાની જ જમીન ઉપર બાંધેલું તેનું પોતાનું ઘર હોવું જોઈએ.

(ગ) "તેની ઉમ્મર ૭૦ થી ઓછી અને ૩૫ થી વધારે વર્ષની હોવી જોઈએ.

(ઘ) "તેને મંત્રબ્રાહ્મણનું જ્ઞાન હોવું જોઇએ; (અર્થાત્) તેને પોતાને તે આવડતું હોવું જોઈએ તેમ જ (બીજા લોકોને) તે શીખવતાં તેને આવડતું હોવું જોઇએ.

(ઙ) "કોઈની પાસે જમીનનો અષ્ટમાંશ (वेलि) જ હોય તો પણ, તેણે એક વેદનો અભ્યાસ કર્યો હોય અને ચાર ભાષ્યો પૈકીના એક ભાષ્યનો અભ્યાસ કર્યો હોય અને (બીજા લોકોને) તે એ શીખવી શકે તેમ હોય તો ઉપાડવાની ચિઠ્ઠીમાં તેનું નામ દાખલ કરી શકાય અને (પાત્રમાં તે ચિઠ્ઠી) નાખી શકાય.

(ચ) ("ઉપર્યુક્ત લાયકી જેઓ ધરાવતા હોય) તે પૈકીના (૧) જેઓ કામકાજથી સારી રીતે જાણીતા હશે અને પવિત્ર નિયમો પ્રમાણે વર્તતા હશે તેમને જ પસંદ કરવામાં આવશે; અને (૨) જેમણે પ્રામાણિક રીતે કમાણી કરી હશે, જેમનાં મન શુદ્ધ હશે, અને જેઓ છેલ્લાં ત્રણ વર્ષથી આ સમિતિઓમાં(ની કોઈ સમિતિમાં) નહિ હોય તેમને પણ પસંદ કરવામાં આવશે.

(છ) (૧) "જેઓ આમાંની કોઈ સમિતિમાં હશે પણ જેમણે પોતાના હિસાબ રજુ કર્યાં નહિ હોય તેઓ(નાં નામ) તથા નીચે જણાવેલા તેમના સગાસંબંધી(નાં નામ) ઉપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ :

(૨) "તેમની માતાની નાની અને મોટી બહેનોના પુત્રો;

(૩) "તેમની કાકીઓના અને તેમના મામાના પુત્રો;

(૪) "તેમની માતાના ભાઇઓ;

(૫) "તેમના પિતાના ભાઈઓ;

(૬) "તેમના પોતાના ભાઈઓ;

(૭) "તેમના સસરા (?);

(૮) "તેમની પત્નીના ભાઈઓ;

(૯) "તેમની બહેનોના પતિઓ;

(૧૦) "તેમની બહેનોના પુત્રો;

(૧૧) "લાયકી ન ધરાવતા માણસોની પુત્રીઓને પરણેલા જમાઈઓ;

(૧૨) "તેમના પિતા;

(૧૩) "તેમના પુત્રો.

(જ) "(૧) જેમની સામે ગેરકાયદેસર સંભોગની અથવા તો (ક) બ્રહ્મહત્યા, (ખ) મદ્યપાન, (ગ) ચોરી, (ઘ) ગુરુપત્ની સાથે વ્યભિચાર અને (ઙ) એ ચાર પ્રકારના ગુના પૈકીના કોઈ ગુનામાં સામેલગીરી—એ પાંચ મહાપાપો પૈકીનાં પહેલાં ચાર પાપ (પૈકી એક કે વધુ પાપ) કર્યાની નોંધ થઇ હશે તેઓ(નાં નામ), તથા (૨) ઉપર્યુક્ત તેમના સગાસંબંધી(નાં નામ) ઊપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

(ઝ) "(હલકા લોકો સાથે) સંગતિ રાખ્યા બદલ જેમને નાત-બહાર મૂકવામાં આવ્યા હશે તેઓ પ્રાયશ્ચિત્તની ક્રિયા કરશે નહિ ત્યાં સુધી તેઓ(નાં નામ) ઊપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

(ઞ) "જેઓ અતિસાહસિક હશે તેઓ(નાં નામ) ઊપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ. [ મૂળ શિલાલેખનો આ ભાગ ખંડિત હોવાથી આ આખી કલમ મૂળ લખાણમાં સચવાઈ રહી નથી. ]

(ટ) "જેમણે બીજા લોકોની મિલ્કત ચોરી કે લૂંટી હશે તેઓ(નાં નામ) ઊપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

(ઢ) “જેમણે કોઇ જાતનો અવિહિત ખોરાક (?) ખાધો હશે અને પ્રાયશ્ચિત્તની ક્રિયા કર્યાના કારણે જેઓ શુદ્ધ થયા હશે તેઓ(નાં નામ) જિંદગીપર્યંત ઊપાડવાની ચિટ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને સમિતિમાં (કામ કરવાને પસંદ થવા સારૂ પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

(ડ) “(૧) જેમણે......પાપ કર્યાં હશે [ અહીં પણ મૂળ લખાણ ખંડિત થયેલું છે ] અને પ્રાયશ્ચિત્તની ક્રિયા કરીને જેઓ શુદ્ધ થયા હશે, (૨) જેઓ ગામના કંટકરૂપ હશે અને પ્રાયશ્ચિત્તની ક્રિયા કરીને શુદ્ધ થયા હશે, (૩) જેમણે ગેરકાયદેસર સંભોગનો ગુનો કર્યો હશે અને જેઓ પ્રાયશ્ચિત્તની ક્રિયા કરીને શુદ્ધ થયા હશે, તે તમામ લોકો(નાં નામ) જિંદગીપર્યંત (આમાંની કોઈ) સમિતિ માટે ઊપાડવાની ચિટ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

“આમ ગણાવેલા આ તમામ જણને બાતલ કરીને ત્રીસ લત્તામાં ઊપાડવાની ચિટ્ઠીને માટે નામો લખાશે, અને (ઉત્તરમલ્લુ-રનાં) બાર ગામડાંના ત્રીસ લત્તા પૈકીનો દરેક લત્તો અલાહેદું પરબીડિયું તૈયાર કરશે અને (તેમાં શું છે તે દર્શાવનારી) ચિટ્ઠી બહારથી તેના ઉપર બાંધશે. (એ પરબીડિયાં) એક વાસણમાં નાખવામાં આવશે. (આ કામને માટે) બોલાવેલી, જુવાન અને વૃદ્ધ (સભાસદો) સાથેની, ગામડાની સભાની, પૂરી હાજરીવાળી બેઠક વચ્ચે, ઊપાડવાની ચિટ્ઠીઓ ઊપાડવામાં આવશે. તે દિવસે મંદિરના જે પૂજારીઓ ગામમાં હાજર હશે તેઓ ગામના જે મંડપમાં (?) સભાની બેઠક ભરાશે તેમાં, એક પણ અપવાદ વગર બેસશે. મંદિરના પૂજારીઓના મધ્ય ભાગે વૃદ્ધમાં વૃદ્ધ પૂજારી ઊભો રહેશે અને હાજર રહેલા તમામ લોકો જોઈ શકે એવી રીતે એક (ખાલી) વાસણ ઊંચું કરશે. જે નાના બાળકને આ બાબતનું કાંઈ ભાન નહિ હોય તે ત્રીસ લત્તા(માંથી આવેલાં પરબીડિયાં પૈકીનું) એક (પરબીડિયું) ઊભેલા પૂજારીને આપશે. (એ પરબીડિયામાં) ભરેલી વસ્તુ પેલા (ખાલી) વાસણમાં

હાલવવામાં આવશે અને તેને (સારી પેઠે) હલાવવામાં આવશે. (એ નાના બાળકના હાથે) આ વાસણમાંથી એક ચિઠ્ઠી ઉપડાવવામાં આવશે, અને તે લવાદને સોંપવામાં આવશે. ચિઠ્ઠીનો હવાલો લેતાં લવાદ પાંચે આંગળીઓ પહોળી રાખીને પોતાની હાથેલીમાં તે લેશે. આ પ્રમાણે પોતાને મળેલી ચિઠ્ઠી (ઉપર લખેલું નામ) તે વાંચી બતાવશે. તેણે વાંચેલી ચિઠ્ઠી મંડપમાં તે વખતે હાજર રહેલા તમામ પૂજારીઓ વાંચી બતાવશે. આ પ્રમાણે વાંચી બતાવેલું નામ નોંધી લેવામાં આવશે (અને સ્વીકારવામાં આવશે). એ પ્રમાણે ત્રીસ લત્તા પૈકીના દરેક લત્તા માટે એક માણસ પસંદ કરવામાં આવશે.

"આ રીતે ચૂંટાયેલા ત્રીસ માણસો પૈકી જેઓ અગાઉ 'બગીચાની દેખરેખ (માટેની સમિતિ)' માં અને 'સરોવરની દેખરેખ (માટેની સમિતિ)' માં રહ્યા હશે અને જેઓ જ્ઞાનમાં આગળ વધેલા હશે તથા જેઓ ઉમ્મરમાં આગળ વધેલા હશે તે (બાર જણ) ને 'વાર્ષિક દેખરેખ (માટેની સમિતિ)' માટે પસંદ કરવામાં આવશે. બાકીના માણસો પૈકી બાર જણને 'બગીચાની દેખરેખ (માટેની સમિતિ)' માટે પસંદ કરવામાં આવશે, અને બાકીના છ જણની 'સરોવરની દેખરેખ (માટેની સમિતિ)' બનશે. છેલ્લી બે સમિતિ મોઢે અભિપ્રાય લઇને (?) પસંદ કરવામાં આવશે. જે મહાજનો આ ત્રણ સમિતિના સભ્યો હશે તેઓ પૂરા ત્રણસો ને સાઠ દિવસ સુધી અધિકારપદે રહેશે અને પછી નિવૃત્ત થશે. સમિતિમાં હોય એવો કોઈ માણસ કોઈ ગુના બદલ તકસીરવાન જણાશે તો તેને (એકદમ) દૂર કરવામાં આવશે. આ લોકો નિવૃત્ત થાય ત્યારપછી સમિતિઓ નીમવા માટે (ઉત્તરમલ્લુરનાં) બાર ગામોમાંની 'ન્યાય-સંબંધી દેખરેખ રાખનારી સમિતિ'ના સભ્યો લવાદની મદદથી બેઠક ભરશે. આ ફરમાનમાં (ચૂંટણીના) નિયમો આપ્યા છે તેને અનુસરીને ચિઠ્ઠીઓ ઉપડાવીને પસંદગી કરવામાં આવશે.

(૬) "જેમણે કોઇ જાતનો અવિહિત ખોરાક (?) ખાધો હશે અને પ્રાયશ્ચિત્તની ક્રિયા કર્યાના કારણે જેઓ શુદ્ધ થયા હશે તેઓ(નાં નામ) જિંદગીપર્યંત ઉપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને સમિતિમાં (કામ કરવાને પસંદ થવા સારૂ પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

(ડ) "(૧) જેમણે.....પાપ કર્યાં હશે [ અહીં પણ મૂળ લખાણ ખંડિત થયેલું છે ] અને પ્રાયશ્ચિત્તની ક્રિયા કરીને જેઓ શુદ્ધ થયા હશે, (૨) જેઓ ગામના કંટકરૂપ હશે અને પ્રાયશ્ચિત્તની ક્રિયા કરીને શુદ્ધ થયા હશે, (૩) જેમણે ગેરકાયદેસર સંભોગનો ગુનો કર્યો હશે અને જેઓ પ્રાયશ્ચિત્તની ક્રિયા કરીને શુદ્ધ થયા હશે, તે તમામ લોકો(નાં નામ) જિંદગીપર્યંત (આમાંની કોઈ) સમિતિ માટે ઉપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

"આમ ગણાવેલા આ તમામ જણને બાતલ કરીને ત્રીસ લત્તામાં ઉપાડવાની ચિઠ્ઠીને માટે નામો લખાશે, અને (ઉત્તરમલ્લુ-રનાં) બાર ગામડાંના ત્રીસ લત્તા પૈકીનો દરેક લત્તો અલાહેદું પરબી-ડિયું તૈયાર કરશે અને (તેમાં શું છે તે દર્શાવનારી) ચિઠ્ઠી બહારથી તેના ઉપર બાંધશે. (એ પરબીડિયાં) એક વાસણમાં નાખવામાં આવશે. (આ કામને માટે) બોલાવેલી, જુવાન અને વૃદ્ધ (સભાસદો) સાથેની, ગામડાની સભાની, પૂરી હાજરીવાળી બેઠક વચ્ચે, ઉપાડ-વાની ચિઠ્ઠીઓ ઉઘાડવામાં આવશે. તે દિવસે મંદિરના જે પૂજારીઓ ગામમાં હાજર હશે તેઓ ગામના જે મંડપમાં (?) સભાની બેઠક ભરાશે તેમાં, એક પણ અપવાદ વગર બેસશે. મંદિરના પૂજારીઓના મધ્ય ભાગે વૃદ્ધમાં વૃદ્ધ પૂજારી ઊભો રહેશે અને હાજર રહેલા તમામ લોકો જોઈ શકે એવી રીતે એક (ખાલી) વાસણ ઊંચું કરશે. જે નાના બાળકને આ બાબતનું કાંઈ ભાન નહિ હોય તે ત્રીસ લત્તા(માંથી આવેલાં પરબીડિયાં પૈકીનું) એક (પરબીડિયું) ઊભેલા પૂજારીને આપશે. (એ પરબીડિયામાં) ભરેલી વસ્તુ પેલા (ખાલી) વાસણમાં

દાખલ કરવામાં આવશે અને તેને (સારી પેઠે) હલાવવામાં આવશે. (એ નાના બાળકના હાથે) આ વાસણમાંથી એક ચિઠ્ઠી ઉપડાવવામાં આવશે, અને તે લવાદને સોંપવામાં આવશે. ચિઠ્ઠીનો હવાલો લેતાં લવાદ પાંચે આંગળીઓ પહોળી રાખીને પોતાની હથેલીમાં તે લેશે. આ પ્રમાણે પોતાને મળેલી ચિઠ્ઠી (ઉપર લખેલું નામ) તે વાંચી બતાવશે. તેણે વાંચેલી ચિઠ્ઠી મંડપમાં તે વખતે હાજર રહેલા તમામ પૂજારીઓ વાંચી બતાવશે. આ પ્રમાણે વાંચી બતાવેલું નામ નોંધી લેવામાં આવશે (અને સ્વીકારવામાં આવશે). એ પ્રમાણે ત્રીસ લત્તા પૈકીના દરેક લત્તા માટે એક માણસ પસંદ કરવામાં આવશે.

"આ રીતે ચૂંટાયેલા ત્રીસ માણસો પૈકી જેઓ અગાઉ 'બગીચાની દેખરેખ (માટેની સમિતિ)' માં અને 'સરોવરની દેખરેખ (માટેની સમિતિ)' માં રહ્યા હશે અને જેઓ જ્ઞાનમાં આગળ વધેલા હશે તથા જેઓ ઉમ્મરમાં આગળ વધેલા હશે તે (બાર જણ) ને 'વાર્ષિક દેખરેખ (માટેની સમિતિ)' માટે પસંદ કરવામાં આવશે. બાકીના માણસો પૈકી બાર જણને 'બગીચાની દેખરેખ (માટેની સમિતિ)' માટે પસંદ કરવામાં આવશે, અને બાકીના ૬ જણની 'સરોવરની દેખરેખ (માટેની સમિતિ)' બનશે. છેલ્લી બે સમિતિ ગોટે અભિપ્રાય લઇને (?) પસંદ કરવામાં આવશે. જે મહાજનો આ ત્રણ સમિતિના સભ્યો હશે તેઓ પૂરા ત્રણસો ને સાઠ દિવસ સુધી અધિકારપદે રહેશે અને પછી નિવૃત્ત થશે. સમિતિમાં હોય એવો કોઈ માણસ કોઈ ગુના બદલ તકસીરવાન જણાશે તો તેને (એકદમ) દૂર કરવામાં આવશે. આ લોકો નિવૃત્ત થાય ત્યારપછી સમિતિઓ નીમવા માટે (ઉત્તરમલ્લુરનાં) બાર ગામોમાંની 'ન્યાય-સંબંધી દેખરેખ રાખનારી સમિતિ'ના સભ્યો લવાદની મદદથી બેઠક ભરશે. આ ફરમાનમાં (ચૂંટણીના) નિયમો આપ્યા છે તેને અનુસરીને ચિઠ્ઠીઓ ઉપડાવીને પસંદગી કરવામાં આવશે.

" 'પંચ-વાર-વારિયમ્' અને 'સુવર્ણની દેખરેખ ( માટેની સમિતિ)' માટે ત્રીસ લત્તામાં ઊપાડવાની ચિઠ્ઠી માટે નામો લખવામાં આવશે; બહારથી બાંધેલી ચિઠ્ઠી(વાળાં) ત્રીસ (પરબીડિયાં) એક વાસણમાં મૂકવામાં આવશે અને (પ્રથમ વર્ણવ્યા પ્રમાણે) ત્રીસ ચિઠ્ઠી ઊપાડવામાં આવશે. આ ત્રીસ ચિઠ્ઠીમાંથી બાર માણસોને પસંદ કરવામાં આવશે. આ બાર માણસોમાંના ૭ માણસોની 'સુવર્ણની દેખરેખ (માટેની સમિતિ)' બનશે, અને બાકીના ૭ જણની 'પંચ-વાર-વારિયમ્' બનશે. બીજા વર્ષે આ (બે) સમિતિઓ (નીમવા) માટે ચિઠ્ઠીઓ ઊપડાવવાના સમયે (તે વર્ષે) આ સમિતિઓમાં જે લત્તાઓનું પ્રતિનિધિત્વ આવી ગયું હશે તે લત્તાઓને બાતલ રાખવામાં આવશે, અને બાકીના લત્તાઓમાંથી મોઢે અભિપ્રાય લઇને (?) નીમણુંકો કરવામાં આવશે. જેઓ ગધેડે બેઠા હશે અને જેમણે ખોટી સહી કરી હશે તેઓ(નાં નામ) ઊપાડવાની ચિઠ્ઠીમાં દાખલ કરી શકાશે નહિ અને (પાત્રમાં તે) નાખી શકાશે નહિ.

" લવાદો અને જેમણે પ્રામાણિક રીતે કમાણી કરી હશે તેઓ (ગામના) હિસાબ રાખશે. જેણે હિસાબ રાખ્યો હશે તે (જે મુદત દરમ્યાન અધિકારપદે હશે તે મુદત માટેનો) હિસાબ મોટી હિસાબી સમિતિના મહાજનોને રજુ કરશે નહિ અને તે પોતે પ્રામાણિક જાહેર થશે નહિ ત્યાં સુધી ફરીથી તે પદે તેની નીમણુક થઈ શકશે નહિ. જે માણસ હિસાબ લખતો હશે તે પોતે જ હિસાબ રજુ કરશે, અને તેનો હિસાબ બંધ કરવાને બીજા હિસાબી માણસને લાવવામાં આવશે નહિ.

" આમ આ વર્ષથી યાવચ્ચંદ્રદિવાકરૌ માત્ર ઊપાડવાની ચિઠ્ઠી વડે હંમેશાં સમિતિઓની નીમણુક થશે. આવી રાજાજ્ઞા થઇ હતી."

સમિતિઓની પસંદગી માટે ઉપર જે વિસ્તૃત નિયમો આપેલા છે તેથી ગામડાની સંસ્થાઓના પ્રજાસત્તાક સ્વરૂપનો ઉત્તમોત્તમ દાખલો મળી રહે છે. એથી એમ સ્પષ્ટ થાય છે કે, સંઘરૂપ સંસ્થાનાં

કર્તવ્યો મુખ્યત્વે કરીને ઉક્ત સમિતિઓ દ્વારા બજાવાતાં હતાં, અને તેથી જ નીતિભ્રષ્ટતા થતી અટકાવવા સારૂ આટલી બધી અગમચેતી રાખવી પડતી હતી. પ્રજાકીય તત્ત્વવાળું બંધારણ હોય તેમાં ભ્રષ્ટતા આવે, એ સ્વાભાવિક છે; તેમ છતાં પણ તેની ભાવનાને તથા શક્તિમત્તાને નુકસાન કર્યા વગર એ ભ્રષ્ટતા દૂર કરવાનો પ્રયત્ન આ રીતે કરવામાં આવતો હતો. આ કામે જે નિયમો ઘડાયા હતા તે ખરેખર ધ્યાન ખેંચે તેવા છે, અને તેમાં ચતુરાઈ તેમ જ અગમચેતી દેખા દઈ રહી છે. ઉપર્યુક્ત નિયમોમાંની કેટલીક શરતો માટે તો આપણને માન ઊપજ્યા વગર રહેતું નથી. સાંથની જમીનનો ચતુર્થાંશ (વેલ્લિ) પણ જેની પાસે પોતાની માલીકીનો ન હોય તે આમાંની કોઇ સમિતિ માટે ઉમેદવાર તરીકે સાધારણ રીતે ઊભો થઈ શકતો નહિ તો પણ અમુક જાતની કેળવણી પામેલા માણસો પરત્વે અપવાદ સ્વીકારવામાં આવતા હતા. જેઓ છેલ્લાં ત્રણ વર્ષ સુધીમાં કોઇ સમિતિમાં આવ્યા ન હોય તેમને જ પસંદ કરી શકાય, એવો જે '(ચ)' નિયમ આપેલો છે તે અલબત્ત દરેક ગ્રામવાસીને આ સમિતિઓમાં કામ કરવાની તક મળે તે હેતુથી તેમ જ તે પોતે જે સભામાં હોય તે સભાના જોખમદાર સભ્ય થવા માટેની લાયકી તેને મળે તે હેતુથી ઘડવામાં આવ્યો હતો.[૩૬૨] સભાસદોની પસંદગી કરવા માટેની પદ્ધતિ એવી કાળજીપૂર્વક યોજાઈ હતી કે લાંચરૂશવત કે અંગત લાગવગ થવાનો સંભવ જ ન રહે. પ્રાચીન અને અર્વાચીન દુનિયામાંનાં પ્રજાસત્તાક રાજ્યોમાં જે પદ્ધતિ પ્રચલિત હોવાનું આપણે જાણીએ છીએ તેની સાથે ઉક્ત પદ્ધતિ સારી રીતે સરખાવી શકાય તેમ છે.

---

૩૬૨ ચોલવંશના એક શિલાલેખમાં આ સિદ્ધાંતને આથી પણ વધારે વિસ્તૃત કરવામાં આવ્યો છે. તેમાં કહ્યું છે તેમ, જૂની પદ્ધતિ પ્રમાણે જેઓ વર્ષના અંતે પોતાની જગ્યા ખાલી કરવાનું કબૂલ કરે તેમના હાથે ગામડાનો વહીવટ કરાવવાની વ્યવસ્થા સભાએ કરી હતી. (ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૧૮, અંક ૯૨.)

ભોગવતી હતી, અને ગામડાની આંતરિક વ્યવસ્થાની બાબતમાં તેનાં કામમાં કોઈ માથું ઘાલતું નહિ. પરંતુ ગામડામાંથી જે કરનું ઉત્પન્ન આવવાનું હોય તેને માટે તેઓ જવાબદાર ગણાતી. આનો એક દાખલો મોજુદ છે. રાજાનું મહેસુલ ભરાયા વગર બાકી રહ્યું હતું તેથી એક ગ્રામસભાના સભાસદોને પકડીને કેદમાં નાખવામાં આવ્યા. ત્યારબાદ બાકીનું મહેસુલ ભરી દેવા સારૂ તે ગામડાની સભાના કેટલાક બ્રાહ્મણ સભાસદોએ ૨૦૦ 'કાશુ' લઇને ૮૦ 'વેલિ' જમીન વેચી દીધી ત્યારે મામલો શાંત પડ્યો.[૩૬૭]

**ગ્રામસભા અને મધ્યસ્થ સરકાર વચ્ચેનો સંબંધ.**

તિરુવલ્લમ્‌ના શિલાલેખ [૩૬૮] ઉપરથી એમ સમજાય છે કે, રાજાના અમલદારો ગ્રામસંસ્થાના હિસાબ વખતોવખત તપાસતા. ઉક્કલમાંનો બારમો શિલાલેખ તેમજ બીજા કેટલાક શિલાલેખો[૩૬૯] એમ બતાવી આપે છે કે, કર્તવ્યનો પરિત્યાગ કર્યા બદલ ગ્રામસભા દંડને પાત્ર નીવડતી. પહેલા રાજરાજનો ઈ. સ. ૯૯૬નો શિલાલેખ[૩૭૦] પણ આ વાત રસિક વિગત સાથે કહે છે. તેમાં એમ કહ્યું છે કે, ત્રિભુવન–મહાદેવી–ચતુર્વેદિ–મંગલમ્ ગામની સભા એક મંડપમાં ભેગી થઈ, અને કોઇ માણસે જે ગામ સભા પાસેથી ખરીદ્યું હતું અને સ્થાનિક મંદિરને લખી આપ્યું હતું તે ગામના સંબંધમાં તેણે આ પ્રમાણેનો કરાર કર્યો હતો:–"ઉક્ત સભા 'સિદ્દાય', 'દંડાય' અને 'પંચવાર' સિવાયનો કોઈ પણ કર ઊઘરાવશે નહિ. આની વિરુદ્ધ તે વર્તન કરે અગર 'શિલ્લિરઈ' જેવા જે કર પ્રથમ ઠરેલા

---

૩૬૭ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૧૦૯.

૩૬૮ સા. ઈં. ઈં., પુ. ૩, ભા. ૧, અંક ૫૭.

૩૬૯ ગ. એ. રી., ૧૯૦૩, અંક ૩૪૨ તથા ૩૪૩; ગ. એ. રી., ૧૯૧૧, અંક ૨૬૮.

૩૭૦ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૪૩.

કરની યાદીમાં દાખલ ન હોય તે કર તે નાખે તો તે કાયદેસર ગણાશે નહિ. આ ગામના સંબંધમાં જે તે વર્ષમાં કામ કરતી 'સરોવરની દેખરેખ માટેની સમિતિ'ના તથા 'ગામની દેખરેખ માટેની સમિતિ'-ના અને 'ઊરમૈશેશ્વાર'ના સભ્યો 'અમંજિ' તરીકે ચોખા કે ડાંગર રૂપે કોઈ પણ જાતનું મહેનતાણું લેશે નહિ. સમિતિના જે સભ્યો આવા કરનું ઉત્પન્ન ઓળવશે અને એવા કર નાખવા માટેના હુકમ ઉપર સહી કરશે તેમને સોનાના ૨૫ 'કલંજુ'નો દંડ કરી શકાશે, અને તે દંડ 'દેવકનમીઓ' (મંદિરના વ્યવસ્થાપકો) ઉઘરાવશે. આ દંડ ભર્યા પછી પણ, 'ધર્માસન' (વરિષ્ઠ ન્યાયાધીશી) જે સ્થળ ઠરાવે તે સ્થળે અને આ કરારમાં જે દર ઠર્યો છે તે દરે તેમણે ('વારિયમ્'ના સભાસદોએ) 'ધર્માસન'ને દંડ ભરવો પડશે. 'વારિયમ્'ના જે હિસાબી અમલદારે ગેરકાયદેસર ઉઘરાણું કરવા દીધું હશે તેણે 'વેત્તિ' ભરવું પડશે. જેઓ આ ફરમાન પરત્વે 'નન્નો' ભણશે તેમની પાસેથી તથા જેમણે આમ કરવા બદલ તેઓને ઉશ્કેર્યા હશે તેમની પાસેથી 'દેવકનમીઓ' પંદર 'કલંજુ'નો દંડ 'ધર્માસન'ને અપાવશે; અને ત્યારપછી પણ આ જ ફરમાનને અનુસરવાની ફરજ તેમને પાડવામાં આવશે.'' તિરુમલપુરમ્ના શિલાલેખમાં એવો દાખલો નોંધાયેલો છે કે, મંદિરને જે મહેસુલ લખી આપવામાં આવેલું તેનો થોડોક ભાગ ગ્રામસભા ઓળવતી હતી તે બદલની ફરિયાદ મંદિરના અધિકારીઓએ રાજા સમક્ષ કરી તે ઉપરથી રાજાએ એ સભાનો દંડ કર્યો હતો.[૩૭૧] બીજી તરફથી જોતાં, ગામની હદમાંના કોઈ મંદિરના નોકરો કાંઇ અયોગ્ય કામ કરતા તો તે હકીકત ગ્રામસભા રાજા સમક્ષ રજુ કરી શકતી.[૩૭૨]

ગ્રામસભા જે નિયમો ઘડતી તેમાંના કેટલાક નિયમો બદલ રાજાની મંજુરી મેળવવી પડતી. દાખલા તરીકે, ઉત્તરમલ્લુરના ઉપ-

૩૭૧ ગ. એ. રી., ૧૯૦૭, પૃ. ૭૧.

૩૭૨ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૮૩; પરિચ્છેદ ૨૮.

યુક્ત નિયમોના અંતમાં કહ્યું છે કે, " આવી રાજાજ્ઞા થઈ હતી. " તે જ પ્રમાણે ઉક્કલમાંના નવમા શિલાલેખ ઉપરથી જણાય છે કે, જેમણે કર ન ભર્યાં હોય તેમની જમીન વેચી નાખવાનો અધિકાર ગ્રામસભાને આપનારૂં રાજાનું ફરમાન થયું હતું. (ગ. એ. રી., ૧૯૧૦, પૃ. ૯૨ ઉપર આપેલા બીજા દાખલાઓ પણ સરખાવી જોવા જેવા છે.) બીજી તરફથી જોતાં, ગામડાના દરજ્જાને અસર કરે એવું કોઈ શાહી ફરમાન થતું તો તેને નોંધતા પહેલાં તથા દફતરખાનામાં દાખલ કરતા પહેલાં ગ્રામસભાની અનુમતિ માટે તેના તરફ મોકલવું પડતું. વીર રાજેંદ્રના એક શિલાલેખથી આ વાત સાબીત થાય છે.[૩૭૩]

ઇ. સ. ની બારમી સદીના ત્રાવણકોરના બે શિલાલેખો[૩૭૪] પણ ગ્રામસભાના આ અધિકાર બદલના સુંદર દાખલા પૂરા પાડે છે. તેમાંના પહેલા લેખમાં કહ્યું છે કે, મંદિરના દૈનિક નૈવેદ્યની વ્યવસ્થા કરવાના હેતુથી વેણાદના શાહી અમલદારોએ ડાગરની કેટલીક જમીનનું દાન કર્યું હતું. બીજો લેખ શાહી અમલદારોએ અને ગામલોકોએ એકત્ર થઈને કરેલો દસ્તાવેજ છે. તેમાં એમ કહ્યું છે કે, રાજાજ્ઞાને અનુસરીને તેમણે મંદિરના નોકરોને ડાંગરની જમીન લખી આપી હતી. અલબત્ત ગૌણ ખર્ચ તથા કપાત તેમાંથી કરી શકાય, એવી શરત રાખી હતી. એ લેખના અંતમાં આમ લખ્યું છેઃ— "આના સાક્ષી તરીકે તલક્કુડિ ગામના અમે લોકોએ અમારી સહી (આમાં કરી છે)." એમ અંતે સહીઓ કરેલી જોવામાં આવે છે. ઉક્ત બે શિલાલેખોના સંપાદકે આ પ્રમાણે નોંધ લખી છેઃ–"એટલું ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે, રાજાજ્ઞાનો અમલ કરવાનો અને એક રીતે તેને અનુમતિ આપવાનો અધિકાર તલક્કુડિના લોકોને હતો.

---

૩૭૩ એસ. કે. આયંગારકૃત " એન્શ્યંટ ઇંડિયા " ના પૃ. ૧૭૭–૧૭૮-માં આનો ઉલ્લેખ થયેલો છે.

૩૭૪ ઈ. ઍ., પુ. ૨૪, પૃ. ૨૫૭–૨૫૮.

ગૌણ ખર્ચ અને કપાત કરવા સંબંધી જે શરત આ (બીજા) શિલાલેખમાં દાખલ છે પણ પહેલા શિલાલેખમાં દાખલ નથી તે એમ બતાવી આપે છે કે, ગ્રામસંસ્થાની પોતાની હદમાં આવેલી જમીન ઉપર ગ્રામસંસ્થા પોતે અમુક લાગતો નાખતી હતી.” ત્રાવણકોરના બીજા એક શિલાલેખના (જેનો સારાંશ પાછળથી આપવામાં આવશે તેના) આમુખ ઉપરથી એમ સમજાય છે કે, તેમાં જે જાહેરાત કરેલી છે તે “રાજાના અમલદારો, ગ્રામસભાના સભાસદો અને ગામલોકો વચ્ચે વાટાઘાટ થઈ ત્યારપછી ” કરવામાં આવી હતી. પાંડયવંશના અનેક શિલાલેખો ઉપરથી એમ સાબીત થાય છે કે, જમીનના દાન સંબંધી અથવા જમીનને દાણમાંથી મુક્ત કર્યા બદલનાં તમામ રાજશાસનો તે જમીન જે ગામની હોય તે ગામની સભા તરફ રીતસર મોકલી આપવાં પડતાં. ગ્રામસભા ત્યારપછી મળતી, સરકારી હુકમનો સ્વીકાર કરતી, દાણમાંથી મુક્ત કરેલી જમીનની જાહેરાત વહીવટી હુકમ કાઢીને કરતી અને કોઈક પ્રસંગે સીમાઓ નક્કી કરતી.[૩૭૫]

હિંદુસ્તાનની પ્રાચીન રાજનીતિમાં ગ્રામસભા જે મહત્ત્વનું સ્થાન ભોગવતી તેની સાબીતી આપનારા બીજા કેટલાક શિલાલેખોનો ઉલ્લેખ અહીં કરી શકાય. ચોલવંશના ત્રીજા રાજરાજના એક શિલાલેખમાં મુમ્મદ સોળાપુરમ્ ગામના રહીશો મારફત પોતાના અમલદારને રાજકુમારે કરેલા હુકમની નોંધ કરેલી છે.[૩૭૬] પાંડયવંશના કુલશેખરદેવના શિલાલેખમાં સ્થાનિક મંદિરનો બીજો ‘પ્રાકાર’ બાંધવા માટે જરૂરનાં કેટલાંક ઘર વળતર આપીને ખરીદી લેવા વિષે (રાજાની) સૂચનાના આધારે ગ્રામસભાએ કરેલા હુકમની નોંધ કરેલી છે.[૩૭૭] પહેલા રાજાધિરાજના ઈ. સ. ૧૦૪૮ના શિલાલેખમાં કહ્યું છે કે, રાજરાજ–

---

૩૭૫ ગ. એ. રી., ૧૯૧૭, પૃ. ૧૧૦, પરિચ્છેદ ૮.

૩૭૬ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૧૦.

ચતુર્વેદિ–મંગલમ્ ગામની સભા ગામના ઉપરિ અમલદારની સાથે મંડપમાં મળી, અને અમુક મંદિરની માલીકીની જમીન ઉપર ઓછામાં ઓછા દરે કર નાખવા વિષે રાજમંત્રીની સહીથી નીકળેલી રાજાજ્ઞાનો અમલ તેણે કર્યો.[૩૭૮]

એમ જણાય છે કે, કેટલાક પ્રસંગે પ્રજાકીય કામકાજના અંગે ગ્રામસભાના સભ્યો રાજાની રૂબરૂ મુલાકાત પણ લેતા. કુલ–શેખરદેવના રાજકાળના પાંચમા વર્ષના એક શિલાલેખમાં[૩૭૯] એમ કહ્યું છે કે, તિરુપ્પુત્તુરની સભાના સભાસદો નામદાર મહારાજાને માનપૂર્વક વંદન કરવા ઇચ્છતા હતા, અને મુસાફરી બદલના ખર્ચ માટે નાણાં તેમને જોઈતાં હતાં. ઉક્ત મુલાકાત કદાચ પ્રજાહિતની હશે તેથી સભાએ મંદિરની કેટલીક જમીન દાણમાંથી મુક્ત કરી, અને ખાતાદારો તરફથી તેને ૧૨૦ 'કાશુ' મળ્યા.[૩૮૦]

**ગ્રામસભા અને રાજા વચ્ચેનો સુશીલ સંબંધ.**

ગ્રામસભા અને રાજા વચ્ચેનો સંબંધ ખરા અંતઃકરણનો રહેતો, એવું અનેક ઉલ્લેખોના આધારે જણાય છે. કોઇ કવિએ રાજાની સ્તુતિ કરનારી પ્રશસ્તિ યોજી હતી. રાજાએ એવું ફરમાન કર્યું હતું કે, ગ્રામસભાએ તે કાવ્ય સાંભળવું અને તેના ગુણ નક્કી કરવા. દેખીતી રીતે ગ્રામસભાને એ કાવ્યથી સંતોષ થયો હતો, અને તેથી તેણે જમીનનું દાન કર્યું હતું.[૩૮૧] રાજાના આરોગ્યના કારણે અગર તો રાજાના વિજયની ઉજવણીને માટે ગ્રામસભાએ જમીનનું દાન કરેલું અગર તો બીજાં ધર્મનાં અને સદાવ્રતનાં કામ કરેલાં તેની

---

૩૭૮ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૪૭.

૩૭૯ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૮૪, પરિચ્છેદ ૨૮.

૩૮૦ સરખાવો ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૧૭, અંક ૧૦૩, ૧૦૪.

૩૮૧ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૬૬, અંક ૧૯૮.

નોંધ અનેક શિલાલેખોમાં થયેલી છે.[૩૮૨] અલંગુદિના એક શિલાલેખ[૩૮૩] ઉપરથી એમ સમજાય છે કે, રાજકુટુંબની કોઈ વ્યક્તિ માંદી હતી તે સારી થાય તેટલા માટે ગ્રામસભાના ખર્ચે મંદિરમાં ખાસ પ્રાર્થનાઓ કરાવવામાં આવી હતી. બીજા એક શિલાલેખમાં[૩૮૪] એમ કહ્યું છે કે, રાજકુમારની સાથે રહીને ગ્રામસભાએ પીવાના પાણીની ટાંકી ખુલ્લી મૂકી હતી અને દેવની પ્રતિષ્ઠા કરવાની ક્રિયા કરી હતી.

[૧૦]

**ગ્રામસભાના અધિકાર અને તેનાં કર્તવ્ય.**

ગ્રામસભાના સાધારણ અધિકારનો તથા તેનાં કર્તવ્યનો ઘણો સારો ખ્યાલ ઉક્કલના શિલાલેખો ઉપરથી આવી શકે છે. તેઓ બેશક એમ સાબીત કરે છે કે, ગામડાની શ્રેણીઓ સંપૂર્ણતાની ટોચે પહોંચેલી હતી. તેઓ દેશના બંધારણનું મુખ્ય અંગ ગણાતી હતી, અને ગામની તમામ વ્યવસ્થા તેમને સોંપવામાં આવી હતી. ખેડવા લાયક તૈયાર કરેલી તેમ જ ઇતર તમામ જમીનના સ્વતંત્ર માલીક તરીકે તેવી ગ્રામસંસ્થા કામ કરતી, અને કુલ મહેસુલ બદલ તે સરકારને જવાબદાર રહેતી. કોઇ જમીનનો માલીક પોતાના ભાગનો કર ભરવામાં ચૂકતો તો તે જમીન ગ્રામસભાની સામાન્ય માલીકીની બની જતી અને બાકી ખેંચાતી રકમ વસુલ કરવા સારૂ તે જમીન વેચી દેવાનો અધિકાર ગ્રામસભાને હતો.[૩૮૫] (અંક ૯, ૭,

૩૮૨ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૨૬ અંક ૧૯૫, ૧૯૬; ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૯૬, પરિચ્છેદ ૧૮.

૩૮૩ ગ. એ. રી; ૧૮૯૯, પૃ. ૨૦, પરિચ્છેદ ૫૩.

૩૮૪ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૩૨, અંક ૩૪૭.

૩૮૫ પહેલા રાજેંદ્ર ચોલદેવના સમયના એક શિલાલેખથી

૧૦.)[૩૮૬] ન્યાય ચૂકવવાનો સ્વતંત્ર અધિકાર પણ ગ્રામસભા ભોગવતી હતી, એમ જણાય છે. (અંક ૧૨; વળી, જુઓ પૃ. ૧૩૨.)

ઉક્કલના પૂર્વોક્ત શિલાલેખોનું પૃથક્કરણ કાળજીપૂર્વક કરીશું તો એમ જણાઇ આવશે કે, પોતાના નાનકડા કર્તવ્યક્ષેત્રમાં રાજ્યના તમામ અધિકાર ગ્રામસભા પોતે ભોગવતી હતી. એ સંઘરૂપ સંસ્થાની પોતાની સહિયારી મિલ્કત રહેતી (૩,૭,૯,૧૦), અને મંદિરની જરૂરિયાતો પૂરી પાડવા (૬,૧૧,૧૨) જેવાં પ્રજાહિતનાં કામો માટે તે એ મિલ્કત વેચી શકતી (૩,૭,૯,૧૦). આ કામ તેનાં કર્તવ્યો પૈકીનું મહત્ત્વનું કર્તવ્ય ગણાતું. વળી તમામ પ્રકારનાં પ્રજાકીય દાનના જુમ્મેદાર તરીકે પણ તે કામ કરતી અને દાનકર્તાઓએ ઠરાવેલી આપેલાં કામો વ્યાજમાંથી કરવાની શરતે તેને નાણાંની (૧), જમીનની (૨,૩,૪,૧૦,૧૪) અને ડાંગરની (૫,૮) થાપણો મળતી. આવાં ઠરેલાં કામો આ પ્રમાણે હતાં:--બ્રાહ્મણોને જમાડવા (૧), મંદિરમાં સ્થાપિત કરેલા ભગવાનને ચોખા ધરાવવા (૨), અમુક અમુક માણસોને ડાંગર પૂરી પાડવી (૪,૫) ફૂલઝાડનો બગીચો નીભાવવો (૩), નૌકાઓ નીભાવવી (૧૦) અને બ્રાહ્મણોને પાણી તથા ઉનામણા પૂરાં પાડવાં (૧૪). ગ્રામસભા બજારનું નિયમન કરી શકતી અને અમુક માલના વેચાણ માટે અમુક સ્થળ

---

આનો બીજો દાખલો પૂરો પડે છે. રત્નાગિરિની જમીનના મૂળ માલીકો ચઢી ગયેલા બાકી કર ભરવાની વ્યવસ્થા કર્યા વગર બીજા કોઈ સ્થળે વસવા ચાલ્યા ગયા ત્યારે તેમના તરફથી ૧૫ વરસ સુધી એ જમીન ઉપર કર ભર્યા બાદ રત્નાગિરિની ગ્રામસભાએ એ જમીન જાહેર લીલાંઉથી વેચી નાખી હતી. (ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૯૮.) બીજા દાખલા માટે જુઓ ગ. એ. રી., ૧૯૧૦. પૃ. ૯૨.

૩૮૬ આ અને આની પછીના અંક પૂર્વોક્ત ઉક્કલના શિલાલેખોના અનુક્રમાંક દર્શાવે છે.

ઠરાવી આપી શકતી (૬). તે રીતસર કર નાખી શકતી (૧૨), અને જાહેર ઉપયેગની અમુક વસ્તુઓ પરત્વે વિશેષ લાગત પણ ઊઘરાવી શકતી. ગામના રહીશો પાસે વેઠ કરાવવાનો અધિકાર પણ તેને હતો (૧૨). કોઈક પ્રસંગે બીજાં ગામો ઉપર પણ તેની હકૂમત ચાલતી. આનો દાખલો ઉક્કલના બારમા શિલાલેખમાંથી મળી રહે છે. તેમાં કહ્યું છે તેમ, દોઢેક ગાઉ દૂર આવેલું બીજું ગામ ઉક્કલની ગ્રામસભાના તાબામાં હતું; અને તળ ઉક્કલમાંના મંદિરની જરૂરિયાતો પૂરી પાડવાના હેતુથી તમામ પ્રકારના કરમાંથી તથા ધારા મુજબની લાગતમાંથી મુક્ત કરેલું એ ગામ એ ગ્રામસભાને લખી આપવામાં આવેલું હતું.

[૧૧]

રાહદારીના રસ્તાઓની તથા પાણીની નહેરોની યોગ્ય સંભાળ રાખવાની બાબતમાં પણ ગ્રામસભા ખાસ કાળજી રાખતી હતી, એમ લાગે છે. ઉત્તરમલ્લુરમાંના એક શિલાલેખમાં[૩૮૭] એમ કહ્યું છે કે, એ ગામનો અમુક રસ્તો પાણી તળે ઝબોળાઇ ગયો હતો અને ઢોરોની અવરજવર માટે પણ નાલાયક થઇ પડયો હતો. આથી એ રસ્તો પહોળો કરવાનું ગ્રામસભાએ ઠરાવ્યું. આ કામે ગામ-લોકોને વળતર આપી કેટલીક જમીન ખરીદી લેવી પડે તેમ હતું. આવી રીતે વળતર આપીને જમીન ખરીદવાનું તથા પેલો રસ્તો પહોળો કરવાનું કામ 'બગીચાની દેખરેખ માટેની સમિતિ'ને સોંપવામાં આવ્યું હતું.

**રાહદારીના રસ્તાની અને પાણીની નહેરોની યોગ્ય સંભાળ.**

નહેરનું કામ ગ્રામસભા પોતાના માથે લેતી તેના દાખલા અનેક શિલાલેખોમાંથી મળી આવે છે. દાખલા તરીકે, ત્રિચિનોપલ્લી

૩૮૭ ગ. એ. રી., ૧૮૯૯, પૃ. ૨૩.

પ્રાંતના બે શિલાલેખોમાં[388] ગ્રામસભાએ પાણીમાંનો કચરોકાદવ દૂર કરવા માટે કરેલી વ્યવસ્થાનો ઉલ્લેખ છે. તળાવમાંથી દરરોજ ૧૪૦ ટોપલીઓ ભરીને કાદવ કાઢીને પાળ ઉપર નાખવો પડતો હતો. આ કામે રોકેલા મહેકમમાં છ મજુરો, એક તપાસણી કામદાર, એક સુતાર, એક લોહાર અને કેટલાક માછીઓ હતા. અનેક શિલાલેખો એમ સાબીત કરે છે કે, ખાનગી વ્યક્તિઓ ગ્રામસભાને રકમનું દાન કરતી તેના વ્યાજમાંથી ગ્રામસભાએ દર વર્ષે તળાવમાંનો કચરોકાદવ કઢાવવો પડતો અને પાળ ઉપર તે નંખાવવો પડતો. એક પ્રસંગે દાનવીર વ્યક્તિના પરોપકારના કામ બદલ ગ્રામસભાએ પોતાનો સંતોષ જાહેર કર્યો હતો, અને અમુક કરમાંથી તે વ્યક્તિને તેણે મુક્ત કરી હતી. કચરોકાદવ દૂર કરવાના કામે વાપરવાની 'બીજી નૌકા' ના નીભાવને માટે પણ બીજું એક દાન કોઇએ કર્યું હતું. બીજા એક શિલાલેખમાં એમ કહ્યું છે કે, ઉત્તરમલ્લુરની ગ્રામસભાએ અમુક દાનનો સ્વીકાર કર્યો હતો, અને સ્થાનિક તળાવમાંથી દર મહિને કચરોકાદવ દૂર કરવાની વ્યવસ્થા કરવાનું કામ તેણે પોતાના માથે લીધું હતું.[389]

'એરિપ્પત્તિ' જેવાં ખાનગી દાનોના ઉત્પન્નમાંથી તળાવોના સમારકામનો ખર્ચ કરવામાં આવતો. તદુપરાંત આ જ કામે 'એરિ–આયમ્' નામનો કર પણ રીતસર ઉઘરાવવામાં આવતો.[390] ઇસ્વી સનની દસમી સદીના ચોલવંશના એક શિલાલેખમાં[391] એમ કહ્યું છે કે,

---

૩૮૮ ગ. એ. રી., ૧૯૦૩, અંક ૩૪૨, ૩૪૩.

૩૮૯ ઍ. રી: આ. સ: ઇં., ૧૯૦૩–૧૯૦૪, પૃ. ૨૦૬ અને આગળ ઉપર પ્રસિદ્ધ થયેલા શ્રીયુત વેંકૈયાના લેખના આધારે આ પરિચ્છેદ લખેલો છે.

૩૯૦ ગ. એ. રી., ૧૯૧૯, અંક ૧૪૦; વળી સરખાવો :ગ. એ. રી., ૧૯૧૯, અંક ૬૬.

૩૯૧ ગ. એ. રી., ૧૯૦૨, અંક ૧૭૮.

તળાવનું સમારકામ કરાવવા પાછળ થનારા ખર્ચમાં પોતાનો ફાળો આપવાનું ગામલોકોએ કબૂલ કર્યું હતું. ગામની 'સરોવરની દેખરેખ માટેની સમિતિ' આ ફાળો ઊઘરાવતી, અને દર વર્ષે કચરોકાદવ દૂર કરવાની વ્યવસ્થા કરવાનું કામ તે પોતાના માથે લેતી.

આમ નહેરોના કામે ગ્રામસભાને ખાનગી દાનો મળતાં તેમ જ તે પોતે ઉપર્યુક્ત સર્વસાધારણ કર ઊઘરાવતી. તદુપરાંત નહેરોના કામે પૈસો ભેગો કરવા સારુ ગ્રામસભા બીજી તદબીર પણ કરતી. ચોલવંશના એક શિલાલેખમાં[૩૯૨] કહ્યું છે કે, કોઈ વ્યક્તિએ ગ્રામસભાને ૧૦૦ 'કાશુ'નું દાન કર્યું હતું તેમાંથી મંદિરમાં નૈવેદ્ય પૂરું પાડવાની તથા એ જ વ્યક્તિએ એ મંદિરમાં બંધાવેલ સભામંડપમાં શિવધર્મ સંબંધી વ્યાખ્યાન કરાવવાની વ્યવસ્થા ગ્રામસભાએ કરવી, એમ ઠર્યું હતું. પરંતુ સભાએ પાણીનાં પૂરથી નહેરોને થયેલા નુકસાનનું સમારકામ કરવામાં એ રકમ ખર્ચી હતી. બીજા એક શિલાલેખમાં[૩૯૩] એમ કહ્યું છે કે, કેટલાક ખાતાદારોએ પોતાની જમીન બદલનું દાણ ભર્યું ન હતું. ગ્રામસભાએ તેમના તરફથી દાણ ભરી દીધું અને તળાવના લાભાર્થે ત્રણ વર્ષને માટે એ જમીન લઈ લીધી. એ મુદતની અંદર એવા ખાતાદારો પોતાની બાકી રકમ ભરી દેવામાં ચૂકે તો તળાવના લાભાર્થે તેમની એ જમીન વેચી નાખવામાં આવે, એમ તેમાં ઠર્યું હતું.

નહેરોને માટે ખાનગી જમીનો વળતર આપીને ખરીદી લેવાની પૂર્ણ સત્તા ગ્રામસભાને હતી. ચોલવંશના એક શિલાલેખમાં[૩૯૪] એમ કહ્યું છે કે, નવીન બાંધેલા તળાવના ભાદામાં જે ખેતરો આવી ગયાં હતાં તેમના બદલામાં ગ્રામસભાએ નવીન જમીન તે ખેતરોના માલીકોને આપી હતી.

---

૩૯૨ ગ. એ. રી., ૧૯૧૨, પૃ. ૧૬, અંક ૨૧૪.

૩૯૩ ગ. એ. રી., ૧૮૯૮, અંક ૬૧.

૩૯૪ ગ. એ. રી., ૧૯૦૭, અંક ૮૪.

આ વિવિધ કામો અલબત્ત "સરોવરની દેખરેખ માટેની સમિતિ"ની સીધી દેખરેખ નીચે કરવામાં આવતાં હતાં.

[૧૨]

નહેરોની યોજના ગમે તેટલી સારી રીતે ઘડાઇ હોય તો પણ કોઇ પ્રસંગે તે નિષ્ફળ નીવડવાનો સંભવ રહે છે. આવું થતું હશે ત્યારે ગામડાંઓ દુષ્કાળના અને અછતના પંજામાં સપડાતાં હશે. આવા પ્રસંગે ગ્રામસભા ઉપર ભારે જોખમદારી આવી પડતી; અને જે સાબીતી મળી આવે છે તે એમ બતાવી આપે છે કે, ગ્રામસભા હિંમતથી એ પ્રસંગો સાચવી લેતી.

રાજરાજના રાજકાળના છઠ્ઠા વર્ષના અલંગુદિના શિલાલેખમાં[૩૯૫] કહ્યું છે કે, એ લત્તામાં ભયંકર દુષ્કાળ પડયો હતો.

**દુષ્કાળમાં રાહત.**

પોતાના પેટને માટે ડાંગર ખરીદવા સારૂ તેમ જ ખેતીને માટે બી તથા અન્ય જરૂરી ચીજો ખરીદવા સારૂ ગામલોકો પાસે કાંઈ ભંડોળ ન હતું. કેટલાંક કારણોને લીધે રાજાના ખજાનામાંથી દુષ્કાળપીડિત લોકોને દુઃખમાં કાંઇ મદદ મળવાની આશા ન હતી. આથી ગ્રામસભાએ સ્થાનિક મંદિરના ખજાનામાંથી મંદિરનાં ઘરેણાં અને વાસણો રૂપે અમુક જથ્થાનું સોનું તથા રૂપું ઊછીનું લીધું. એના બદલામાં ગ્રામસભાના સભાસદોએ દેવમંદિરને ૮$\frac{1}{2}$ 'વેલિ' જેટલી જમીન જૂદી કાઢી આપી. મંદિરમાંથી ઊછીના લીધેલા સોનારૂપાનું વ્યાજ એ જમીનના ઉત્પન્નમાંથી ભરવાનું ઠર્યું હતું.

ચોલવંશના એક શિલાલેખમાં પણ એમ કહ્યું છે કે, "ખોટા વખત"ને લીધે તથા "દાણની અછત"ને લીધે ગ્રામસભાએ મંદિરના ખજાનામાંથી અમુક રકમ ઊછીની લીધી હતી.[૩૯૬]

---

૩૯૫ ગ. એ. રી., ૧૮૯૯, પૃ. ૨૦, પરિચ્છેદ ૫૩.

૩૯૬ ગ. એ. રી., ૧૯૧૪, પૃ. ૪૫, અંક ૩૯૭

ગ્રામસભા ઉપર કેટલી ભારે જોખમદારી રહેતી તે તથા ગ્રામ-સભા પોતાની ફરજો કેટલી નિમકહલાલીથી બજાવતી તે સરકાર સારી રીતે સમજતી હતી. આથી કરીને ગામની સ્થાનિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈને સરકારી મહેસુલનું નિયમન કરવાની સત્તા કોઇક પ્રસંગે સરકાર ગ્રામસભાને આપતી. વીર રવિ કેરલવર્માના કોલ્લમ-શકના ૪૧૦ મા વર્ષના (શક ૧૧૫૬–૧૧૫૭ ના અથવા ઇ. સ. ૧૨૩૪–૧૨૩૫ ના) મનલિક્કરાઈના શિલાલેખમાં આનો ઘણો સુંદર દાખલો નોંધાયેલો છે તેથી તેનો સારાંશ નીચે આપ્યો છેઃ—

" વેણાદમાં અમલ ભોગવતા જે વફાદાર સરદારોને અને કોડૈન-લ્લુરની સભાના જે સભાસદોને તેમ જ તે ગામના જે લોકોને, તથા જે કોંદન તિરુવિક્રમનને સરકારી મહેસુલ ઉઘરાવવાની સત્તા આપ-વામાં આવી હતી તે સૌએ પરસ્પર વાટાઘાટ કરી ત્યારપછી ૪૧૦-મા વર્ષમાં નીચેનું ફરમાન પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ વાટા-ઘાટ દરમ્યાન થયેલી સમજુતને અનુસરીને અમે એવું ફરમાન કરીએ છીએ કે, સરકારી જમીન બદલ જે કર લેવાનો હોય તે ડાંગરરૂપે ( અમુક માપના ) હિસાબે ઉઘરાવવો. અનાવૃષ્ટિની અને પરિણામે પાક ન ઉગ્યો હોય તેવી ઋતુમાં સભાના સભાસદો અને ગામલોકો જમીનો તપાસી જોશે અને કઈ જમીનમાં પાક થયો નથી ને કઈ જમીનમાં પાક થયો છે તે નક્કી કરશે. જે જમીનમાં પાક નહિ ઉગ્યો હોય તેના ઉપર ધારા મુજબના કરના $\frac{3}{4}$ જેટલો કર નાખ-વામાં આવશે. તે જ પ્રમાણે કરને પાત્ર હોય એવી તમામ જમીનોમાં બીલકુલ પાક ઉગ્યો ન હોય તો સભાના સભાસદોએ અને ગામલો-કોએ આ કામના અમલદારોને નિવેદન કરવું, એટલે જાતે તપાસ કરતાં સદરહુ અમલદારની ખાતરી થશે તો, કુલ ઉઘરાણાનો માત્ર $\frac{3}{4}$ ઉઘરાવવામાં આવશે. સભાના સભાસદો અને ગામલોકો અંદર અંદર કબૂલ થશે, અને ભરણું તહકુબ રાખવું એ જ તેમનામાંના મોટા ભાગના લોકોને માટે એક ને એક માર્ગ છે, એવી અરજ

સૌ મળીને ગુજારશે તો સરકારને દાણ ભરતી તમામ જમીનો ઉપર ( પછીના પાકના વખતે ઉઘરાવાય એવી રીતે ) આ ઉઘરાણું (ધારા મુજબના દરનો ¾) ફાળવી નાખવામાં આવશે, પણ તેના ઉપર વ્યાજ લેવામાં આવશે નહિ.”[૩૯૭]

[ ૧૩ ]

ઉપરની કલમ [૯] માં આપણે કહી ગયા છીએ કે, ગામડાંની સંબંધકર્તા તમામ બાબતો ઉપર ગ્રામસભા સ્વતંત્ર અધિકાર ભોગવતી હતી, એવું શિલાલેખો ઉપરથી સાબીત થાય છે. ગ્રામસભા ગામડાની જમીનના માલીક જેવી હતી, અને જમીન વેચવાની[૩૯૮] તથા જમીનને દાણમાંથી મુક્ત કરવાની[૩૯૯] સત્તા ગ્રામસભાને હતી, એમ અનેક શિલાલેખો ઉપરથી સાબીત થયું છે. એક પ્રસંગે તો રાણીએ પણ ગ્રામસભા પાસેથી જમીન ખરીદી હતી.[૪૦૦] ગ્રામસભા કર નાખી શકતી તેમ જ વિવિધ પ્રકારની લાગતો પણ ઉઘરાવી શકતી અને લોકોપયોગી કામો માટે નાણાં ઉછીનાં લઈ શકતી.[૪૦૧] ગ્રામસભા જુલમી થઈ શકતી નહિ, તેમ જ બંધારણ મુજબના વહીવટનો અને બીજાં દબાણોનો દાબ તેના ઉપર રહેતો, એવું વિક્રમ ચોલના એક શિલાલેખથી સાબીત થાય છે.[૪૦૨] તિરુનરૈયૂરની ગ્રામસભાના

**ગામડાની જમીન અને ગામલોકો ઉપર ગ્રામસભાની સ્વતંત્ર સત્તા.**

૩૯૭ ઈં. ઍ., પુ. ૨૪, પૃ. ૩૦૮ અને આગળ

૩૯૮ ગ. એ. રી., ૧૯૦૪, પૃ. ૩૨, અંક ૩૮૬; ૧૯૦૭, પૃ. ૧૬, અંક ૭૧; પૃ. ૩૨, અંક ૨૮૭, ૨૯૧; પૃ. ૩૩, અંક ૨૯૭.

૩૯૯ એ. ઇ., પુ. ૩, પૃ. ૨૮૫; ગ. એ. રી., ૧૯૧૯, અંક ૧૫૩.

૪૦૦ ગ. એ. રી., ૧૯૦૫, પૃ. ૩૨, અંક ૬૬૯.

૪૦૧ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૬૭, અંક ૨૧૨; સરખાવો ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૪૩માંનો ઉપર્યુક્ત ઉતારો.

૪૦૨ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૯૬, પરિચ્છેદ ૪૬.

સભાસદોએ ગામના કામે મંજુર થયેલી રકમના કરતાં વધારે રકમ ખર્ચી હતી, અને લોકો ઉપર વધારાનો કર તેનાથી નાખી શકાય તેમ ન હતું, તેથી મંદિરના ખજાનામાંથી તેમને દેખીતી રીતે જે રકમ મળી હશે તેના બદલામાં તેમણે મંદિરને જમીનનો અમુક કકડો વેચી દીધો હતો.

કોઈક પ્રસંગે ખાનગી વ્યક્તિઓ ઉપર પણ ગ્રામસભા જે અધિકાર ભોગવતી તેનો સુંદર દાખલો નીચેનો નિયમ પૂરો પાડે છેઃ—

"હિસાબી કામ, સુતારી કામ વગેરે બદલની લાયકી જે લોકો ધરાવતા હોય તેમણે પોતાના ગામમાં જ એવી નોકરી લેવી જોઈએ. જેઓ ગામની હદ બહાર આવી નોકરી સ્વીકારશે તેઓએ કાયદાનું ઉલ્લંઘન કર્યું ગણાશે, ગ્રામસભા વિરુદ્ધ ગુનો કર્યો ગણાશે અને ગામનો નાશ કર્યો ગણાશે."[૪૦૩]

[ ૧૪ ]

દક્ષિણ હિંદુસ્તાનના અનેક શિલાલેખો એમ બતાવી આપે છે કે, ગ્રામસભા જાહેર જુમ્મામંડળ તરીકેનાં તથા સ્થાનિક પેઢી તરીકેનાં કામો કરતી હતી. ઉક્કલના શિલાલેખોના સંબંધમાં આપણે પ્રથમ કહી ગયા છીએ કે, ગ્રામસભાને નાણાંની થાપણો સોંપાતી તેના વ્યાજમાંથી દાનકર્તાએ ઠરાવેલી શરતો પ્રમાણે તે કામો કરતી. બીજા એક પ્રાંતમાંના, તેની પહેલાંના સમયના એક શિલાલેખમાં ગ્રામસભાના આ કામ વિષે વિગત આપવામાં આવેલી છે. પાંડયવંશના રાજા વરગુણ (ઇ. સ. ની નવમી સદી)ના અંબસમુદ્રમ્ ગામના શિલાલેખમાં[૪૦૪] એમ કહ્યું છે કે, ઈલિંગોકકુદિની ગ્રામસભાના

**જાહેર જુમ્મામંડળ તથા સ્થાનિક પેઢી તરીકે ગ્રામસભા.**

૪૦૩ ગ. એ. રી; ૧૯૧૯, પૃ. ૬૬, અંક ૨૦૫.

૪૦૪ એ. ઇ., પુ. ૯, પૃ. ૮૪ અને આગળ.

સભ્યોના હાથમાં એ રાજાએ બસો નેવું 'કાશુ' સોંપ્યા હતા, અને મૂળ રકમ અકબંધ રહેવા દઇને તેના વ્યાજમાંથી અમુક મંદિરમાં નૈવેદ્ય પૂરૂં પાડવાની શરત તેણે કરી હતી. આ (રકમ) માટે દર 'કાશુ'ના બે 'કલમ્' લેખે દર વર્ષે વ્યાજ (તરીકે) ડાંગરના પાંચસો સાઠ 'કલમ્' માપી આપવાની ફરજ ગ્રામસભાના સભાસદોને પડતી હતી. આ (ઉત્પન્ન)માંથી વિગતવાર ઠરાવેલા દર પ્રમાણે દહાડામાં ચાર વાર નૈવેદ્ય ધરાવવાની તજવીજ રાજાના નોકરોએ તથા ગ્રામસભાના સભ્યોએ ભેગા મળીને કરવી પડતી.

ગ્રામસભાનાં આવી જ જાતનાં કર્તવ્યના સત્તર દાખલા[૪૦૫] તાંજોરના મંદિરમાંના ચોલવંશના શિલાલેખોમાંથી મળી આવે છે. ગ્રામસભાને જે થાપણ સોંપવામાં આવતી તેના વ્યાજ તરીકે તેણે મંદિરને નાણાંની રકમ અથવા અમુક ઠરેલા વજનની ડાંગર આપવી પડતી.

તામિલભાષાના એક શિલાલેખમાં કહ્યું છે કે, સ્થાનિક મંદિર-માં દીવો બાળવાની શરતે ગ્રામસભાને અમુક જમીનનું દાન મળ્યું હતું.[૪૦૬] એ દાન ઉપર દેખરેખ રાખવાનું કામ 'સરોવરની દેખરેખ માટેની વાર્ષિક સમિતિ'ને સોંપવામાં આવ્યું હતું. બીજા એક શિલા-લેખમાં [૪૦૭] કહ્યું છે કે, દરરોજ પાંચ બ્રાહ્મણોને જમાડવા માટે સોનાના ૭૫ 'કલંજુ'નું દાન ગ્રામસભાને મળ્યું હતું. તિરુક્કોવાલુરનાં મંદિરોમાંના જે ચૌદ શિલાલેખો હુલ્શે પ્રસિદ્ધ કરેલા છે તે[૪૦૮] પૈકીના ૭ શિલાલેખોમાં એમ કહ્યું છે કે, ગ્રામસભા અમુક ઠરાવેલાં પરોપકારનાં કામ કરે એ શરતે તેને નાણાંની અને ડાંગરની થાપણ સોંપવામાં આવી હતી.

---

૪૦૫ સા. ઈ. ઈ., ૨, અંક ૯ થી ૧૯, ૨૫ થી ૨૮, ૩૫, ૫૪.

૪૦૬ ગ. એ. રી., ૧૯૦૫, પૃ. ૩૩, અંક ૬૮૫.

૪૦૭ ગ. એ. રી., ૧૯૧૯, અંક ૧૫૫.

૪૦૮ એ. ઇ., પુ. ૭, પૃ. ૧૩૮ અને આગળ.

કોઈક પ્રસંગે ગ્રામસભાને મુદતબંધી થાપણ મળતી, અને તેના વ્યાજ તરીકે અમુક જમીન-ખાસ કરીને મંદિરને લગતી જમીન-બદલના દાણની માફી તે આપતી. આવી જાતના એક પ્રસંગે એવી નોંધ થઈ છે[૪૦૯] કે, સ્થાનિક મંદિરના પૂજારીએ ફાળો ઉઘરાવીને ૧૬૦ 'કાશુ' ભેગા કર્યા હતા, અને મંદિરના આંગની જમીનને દાણમાંથી મુક્ત કરવા માટે ગ્રામસભાને તે રકમ થાપણ તરીકે તેણે સોંપી હતી. એવા જ બીજા એક પ્રસંગે [૪૧૦] બજારમાં ઊભી કરેલી દુકાનો ઉપરનો કર ભેગો કરવાનો અધિકાર ગ્રામસભાએ સ્થાનિક મંદિરને વેચી દીધો હતો.

તિરુનામનલ્લૂરમાંના બે શિલાલેખોમાં[૪૧૧] એમ કહ્યું છે કે, સ્થાનિક મંદિરમાં દીવા બાળવા માટે ઘીનો અમુક ઠરાવેલો જથ્થો પૂરો પાડવાની શરતે ગ્રામસભાને ૧૦૦ "અમર (અને) અજર મોટાં ઘેટાં"ની ભેટ મળી હતી. 'અજર' અને 'અમર' શબ્દનો અર્થ એવો લેવાનો છે કે, જે ઘેટાં મરી જાય અગર વસુકી જાય તેમના બદલામાં દરમ્યાનમાં ઊછરી આવેલાં બીજાં ઘેટાં સભાને સોંપવામાં આવે.

કોઈક પ્રસંગે ગ્રામસભાએ સ્વીકારેલી થાપણમાં ગામલોકો વધારાની મદદ આપતા. રાજરાજ ચોલના એક શિલાલેખમાં[૪૧૨] કહ્યું છે કે, કોઈ એક વેપારીએ અમુક રકમનું દાન કર્યું હતું તેના વ્યાજમાંથી તિરુવિદવંડઈની ગ્રામસભાએ તથા તેના રહીશોએ દીવો કાયમને માટે બળતો રાખવા સારુ તેલ પૂરું પાડવું, એવું ઠર્યું હતું. કોઈક પ્રસંગે આવાં દાનની બાબતમાં પેઢી તરીકે એવડો વ્યવહાર કરવો

૪૦૯ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૫૦.

૪૧૦ ગ. એ. રી., ૧૯૧૧, પૃ. ૩૨, અંક ૩૨૧.

૪૧૧ એ. ઈ., પુ. ૭, પૃ. ૧૩૭.

૪૧૨ ગ. એ. રી., ૧૯૧૧, પૃ. ૨૭, અંક ૨૬૧.

પડતો. ચોલવંશના એક શિલાલેખમા[૪૧૩] કહ્યું છે કે, મંદિરમાં દીવો બાળવા માટે તથા ૩૫ બ્રાહ્મણોને જમાડવા માટે તિરુવિદવં-ડઈની ગ્રામસભાને વ્યાજરૂપે તેલ તથા ડાંગર આપવાની શરતે તૈયૂ-રના રહીશોને અમુક રકમ કોઇ વેપારીએ લખી આપી હતી.

જગ્યાના અભાવે આવા બીજા દાખલા અહીં આપી શકાતા નથી. પરંતુ દક્ષિણ હિંદુસ્તાનમાંના એવા તમામ દાખલાઓ એમ પૂરવાર કરે છે કે, ગ્રામસભાઓ જાહેર જુમ્મામંડળ અથવા સ્થાનિક પેઢી તરીકે કામ કરતી.

[ ૧૫ ]

**ગ્રામસભા અને સ્થાનિક મંદિર વચ્ચેનો સંબંધ.**

ગ્રામસભા અને સ્થાનિક મંદિરના અધિકારીઓ વચ્ચે ઘણું-ખરું ઘાડો અને સુશીલ સંબંધ રહેતો હતો. જે ગામ 'બ્રહ્મદેય' હોય અને મંદિરને લખી અપાયું હોય તે ગામમાં ખાસ કરીને આવો સંબંધ રહેતો. રાજરાજના એક શિલાલેખમાં કહ્યું છે તેમ,[૪૧૪] (૧) જે બ્રાહ્મણો જમીન, વ્યવહાર કે થાપણ વડે માતબર હોય તેમને મંદિરના ખજાનચીઓ તરીકે, (૨) બ્રહ્મચારીઓને મંદિરના સેવકો તરીકે અને (૩) (મંદિરના) હિસાબ લખવા માટે હિસાબી જ્ઞાન ધરાવનારા માણસોને આવાં બ્રહ્મદેય ગામોના રહીશોએ તાંજોરના મંદિરને પૂરા પાડવા જોઇએ. ઉક્ત રાજાના તાંજોરના શિલાલેખોમાં ૧૪૪ ગ્રામ-સભાઓનાં નામો ગણાવેલાં છે તેમણે મંદિરના સેવકો તરીકે બ્રહ્મ-ચારીઓ પૂરા પાડવા પડતા[૪૧૫] અને બીજી ૧૦૫ ગ્રામસભાઓનાં નામ આપેલાં છે તેમણે મંદિરના ચોકીદારો પૂરા પાડવા પડતા.[૪૧૬]

---

૪૧૩ સદર, પૃ. ૨૮, અંક ૨૬૭.

૪૧૪ સા. ઇ. ઈ., ૨, અંક ૬૯. ૪૧૫ સદર.

૪૧૬ સદર, અંક ૫૭, ૭૦. [ ૫૭ મા અંકના શિલાલેખમાં કુલ

આપણે પ્રથમ વાંચી ગયા છીએ તેમ, ગ્રામસભા અને મંદિરના અધિકારીઓ પોતપોતાના હક્કનું રક્ષણ ખંતથી કરતા, અને એ બે પૈકી કોઈની પોતાની ફરજ બજાવવામાં બેદરકારી રહેતી તો એકબીજા વિરુદ્ધ ફરિયાદ રાજા સમક્ષ નોંધાતી. એક પ્રસંગે[૪૧૭] એમ કહ્યું છે કે, મંદિરના ભંડારનો હવાલો ગ્રામસભાના કેટલાક સભાસદોને સોંપવામાં આવ્યો હતો.

**ગ્રામસભા તરફથી થતો સ્થાનિક ધાર્મિક તથા ધર્માદાય સંસ્થાનો યોગ્ય નીભાવ.**

તેમ છતાં પણ એકંદરે જોતાં મંદિરોનો તથા અન્ય સ્થાનિક સંસ્થાઓનો નીભાવ કરવા સંબંધી પોતાની જોખમદારી ગ્રામસભા સારી પેઠે સમજતી હતી. એડયાર્પાક્કમ્ ગામના શિલાલેખમાંથી[૪૧૮] આનો સુંદર દાખલો મળી આવે છે. કોઈ બ્રાહ્મણીએ ગામલોકો પાસેથી અમુક જમીન ખરીદેલી અને કાયમનો દીવો બાળવા માટે મંદિરને બક્ષીસ તરીકે લખી આપેલી તે નહેર માટે નાલાયક નીવડી, અને તેને ખેડવા માટે કોઈ તૈયાર થયું નહિ. આથી દીવો બાળવાનું બંધ રાખવું પડયું, અને ગામલોકોએ બ્રાહ્મણીને પ્રથમ વેચેલી એ જમીન બદલ વ્યવસ્થા કરવાને પાછી લઈ લેવા બદલ તથા દીવો બળતો રાખવાને જરૂરપૂરતી ગાયો તેના બદલામાં આપવા બદલ મંદિરના જુમ્મેદારોએ ગામલોકોને વિનતિ કરી. ગામલોકોએ તે પ્રમાણે કર્યું એટલે મંદિરમાં દીવો બાળવાનું પાછું ચાલૂ કરવામાં આવ્યું.

ગ્રામસભા ઘણુંખરું મંદિરની માલીકીની જમીન બદલના દાણમાં

---

૧૦૫ દાખલાઓ પૈકીના ૧૩ દાખલાઓ આપેલા છે. તે રાજરાજના છે કે રાજેંદ્ર ચોલદેવના છે તે નક્કી નથી. ]

૪૧૭ એ. ઈ., પુ. ૭ પૃ. ૧૪૫.

૪૧૮ ગ. એ. રી., ૧૯૧૧, પૃ. ૭૩, પરિચ્છેદ ૨૮.

ઘટાડો કરતી; અને કોઇક પ્રસંગે તો મંદિર તરફથી ઉત્પન્ન થવાનું દાણ તે તદ્દન માફ કરતી.[૪૧૯] ચોલવંશના એક શિલાલેખમાં તો એવું પણ ફરમાન છે કે, મંદિરના અંગની કોઈ પણ બાબત પરત્વે કાંઇ લાગત ઊઘરાવવી નહિ.[૪૨૦]

કેટલાક પ્રસંગે મંદિરને ફૂલમાળાઓ[૪૨૧] તથા અન્ય ચીજો[૪૨૨] નિયમિત રીતે પૂરી પડે તેટલા માટે ગ્રામસભા જમીનનું દાન કરતી. વળી, સ્થાનિક મંદિરોમાં દીવા બાળવા માટે[૪૨૩] તથા કીર્તનો કરાવવા માટે[૪૨૪] પણ ગ્રામસભા વ્યવસ્થા કરતી. બીજા અનેક શિલાલેખો ઉપરથી એમ પણ જણાય છે કે, મંદિરમાં નૈવેદ્ય ધરાવવાના કામે ગ્રામસભા પોતે જમીનનું દાન કરતી અથવા તો ખાનગી વ્યક્તિઓને જમીન ખરીદવામાં સરળતા કરી આપતી.[૪૨૫]

વળી, વિદ્યાદાન સંબંધી તેમ જ ધર્માદાય સંસ્થાઓ માટે પણ ગ્રામસભા તજવીજ કરતી. ઘણુંખરૂં આવી સંસ્થાઓ સ્થાનિક મંદિરોના અંગે રહેતી હતી. રાજેંદ્ર ચોલના સમય (આશરે ઇ. સ. ૧૦૨૫) ના

---

૪૧૯ ગ. એ. રી., ૧૯૧૯, અંક ૪૨૯, ૫૩૮ (પૃ. ૩૭), ૪૩૦ (પૃ. ૩૭), ૫૦૮ (પૃ. ૪૨); ૧૯૦૫, પૃ. ૨૮, અંક ૫૫૩; ૧૯૦૯, પૃ. ૩૩, અંક ૨૯૨ થી ૨૯૪.

૪૨૦ ગ. એ. રી., ૧૯૧૫, અંક ૧૩૩, પૃ. ૨૧, ૯૭.

૪૨૧ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૫૦

૪૨૨ ગ. એ. રી., ૧૯૦૭, પૃ. ૧૩, અંક ૪૩; પૃ. ૪૦, અંક ૪૨૨; ૧૯૦૮, પૃ. ૪૪–૪૫, અંક ૪૮૯ થી ૪૯૨.

૪૨૩ ગ. એ. રી., ૧૯૦૮, પૃ. ૨૫, અંક ૨૪૬.

૪૨૪ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૪૭, અંક ૪૨૩; ૧૯૧૫, પૃ. ૨૧, અંક ૧૨૯.

૪૨૫ ગ. એ. રી., ૧૯૧૧, પૃ. ૩૨, અંક ૩૧૪, ૩૭૫, ૩૭૮ થી ૩૮૦; સરખાવો ૧૯૧૮ નો અંક ૪૦૫ અને ૧૯૧૯ નો અંક ૩૦.

એક શિલાલેખમાં[૪૨૬] આ જાતની પ્રવૃત્તિનો સુંદર દાખલો નોંધાયેલો છે. એમાં એમ કહ્યું છે કે, રાજાને વિજય મળે તે હેતુથી રાજરાજ–ચતુર્વેદિ–મંગલમ્ ગામની સભાએ રાજરાજ–વિણ્ણગરના મંદિરમાંના ભગવાનને માટે નીચે પ્રમાણે તજવીજ કરી આપી હતી. વેદાભ્યાસ માટે વિદ્યાર્થીગૃહ અને પાઠશાળા નીભાવવાના મુખ્ય હેતુથી નીચેની વિગતે આવું દાન કરવામાં આવ્યું હતું:—

**નમૂનેદાર સંસ્થાનો દાખલો**

(ક) મંદિરમાં 'તિરુવાય્મોળિ' ના મંત્રો ઉચ્ચારવા માટે ચાર પંડિતો નીમવામાં આવ્યા હતા, અને તેમાંના દરેક પંડિતને દરરોજ ત્રણ 'કુરુણિ' ડાંગર મળતી. આ ખર્ચને પહોંચી વળવા સારૂ અર્ધ 'વેલિ' અને બે 'મા' જેટલા વિસ્તારની જમીન આપવામાં આવી હતી.

(ખ) એ જ મંદિરના અંગના 'મઠ'માં પચીસ શ્રી–વૈષ્ણવોને જમાડવા માટે એક 'વેલિ' અને ચાર 'મા' જેટલા વિસ્તારની જમીન આપવામાં આવી હતી.

(ગ) આનિ–અનુળમનો સપ્તાહ–મહોત્સવ જોવા સારૂ આવતા એક હજાર વૈષ્ણવોને અને પૂજારીઓ(दास)ને ખોરાક પૂરો પાડવાના હેતુથી સાઠ 'કલમ્' ડાંગર અને ત્રણ 'કલંજુ' સોના માટે પણ તજવીજ કરવામાં આવી હતી.

(ઘ) દેવમૂર્તિને રથમાં પધરાવી સવારીરૂપે ગામમાં ફેરવવાના ખર્ચને માટે, તે પ્રસંગે ભીખારીઓને કપડાં વહેંચવાના ખર્ચને માટે, મૂર્તિને પહેરાવવાના વાઘા ખરીદવાના ખર્ચને માટે, નૈવેદ્ય અને સ્નાન તથા ફૂલમાળા બદલના ખર્ચને માટે, અમુક ક્રિયાઓ કરવા બદલના ખર્ચને માટે, અને એવા બીજા પરચુરણ ખર્ચને માટે અર્ધ 'વેલિ' અને બે 'મા' જેટલા વિસ્તારની જમીન તથા થોડું સોનું આપવામાં આવ્યાં હતાં.

નીચેના વિદ્યાર્થીઓને જમાડવામાં આવતા:—

(क) ઋગ્વેદ ભણનારા ૭૫ ;

---

૪૨૬ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૪૫ અને આગળ.

(ख) યજુર્વેદ ભણનારા ૭૫ ;

(ग) છાંદોગ–સામ ભણનારા ૨૦ ;

(घ) તલવકાર–સામ ભણનારા ૨૦ ;

(ङ) વાજસનેય ભણનારા ૨૦ ;

(च) અથર્વ ભણનારા ૧૦ ;

(छ) બૌદ્ધાયનીય ગૃહ્યકલ્પ અને ગણ ભણનારા ૧૦ .

એ રીતે ઉપર્યુક્ત ગ્રંથો ભણનારા ૨૩૦ બ્રહ્મચારીઓ હતા, અને તેમાં રૂપાવતારનો અભ્યાસ કરનારા ૪૦ વિદ્યાર્થીઓનો ઉમેરો કરતાં કુલ ૨૭૦ ની સંખ્યા થતી હતી. એ પૈકીના દરેક જણને દરરોજ ૭ 'નાળિ' ડાંગર મળતી.

તદુપરાંત નીચેના વિદ્યાર્થીઓ હતા:—

(ज) વ્યાકરણ ભણનારા ૨૫ ;

(झ) પ્રભાકર ભણનારા ૩૫ ; અને

(ञ) વેદાંત ભણનારા ૧૦.

આ ૭૦ વિદ્યાર્થીઓ પૈકીના દરેક જણને દરરોજ એક 'કુરુણુ' અને બે 'નાળિ' ડાંગર મળતી.

જે 'નંબિ' વ્યાકરણ શીખવતો તેને એક 'કલમ્' ડાંગર મળતી, અને પ્રભાકર શીખવનારને એક 'કલમ્' ડાંગર મળતી; અને વેદાંત શીખવનારને એક 'કલમ્' અને એક 'તૂણિ' ડાંગર મળતી.

વેદો શીખવવા માટે નીચેની વિગતે દસ અધ્યાયકો નીમવામાં આવ્યા હતા:—

(૧) ઋગ્વેદ શીખવવા માટે ૩;

(૨) યજુર્ શીખવવા માટે ૩;

(૩) છાંદોગ શીખવવા માટે ૧;

(૪) તલવકાર–સામ શીખવવા માટે ૧;

(૫) વાજસનેય શીખવવા માટે ૧;

(૬) બૌદ્ધાયનીય ગૃહ્ય અને કલ્પ તથા કાઠક શીખવવા માટે ૧.

ઉપર્યુક્ત અધ્યાયકોને અપાતા પારિતોષિકની વિગત પણ આપવામાં આવેલી છે. એમ જણાય છે કે, આખા મહેકમના નીભાવને માટે જે ૬૧⅚ 'કલંજુ' સોનું અને ડાંગર જરૂરનાં હતાં તેને માટે મંદિરને ૪૫ 'વેલિ' જમીન સોંપવામાં આવી હતી.

કેટલાક પ્રસંગે બીજા લોકોએ સ્થાપેલી ધર્માદાય સંસ્થાનો નીભાવ ગ્રામસભા પોતે કરતી. એક શિલાલેખમાં એમ કહ્યું છે કે, રાજેંદ્ર ચોલ રાજાના આરોગ્યના અર્થે તેના સેનાપતિએ મંદિરને જે દાન કરેલું તેના અંગની જરૂરિયાતોને પહોંચી વળવા સારૂ ત્રિભુવન-મહાદેવી–ચતુર્વેદિ–મંગલમ્ ગામની ગ્રામસભાએ જમીન ખરીદી હતી.

(ક) મોટા પાયા ઉપર નૈવેદ્ય, પૂજા વગેરે કરવાની,

(ખ) મહોત્સવો ઉજવવાની અને વૈષ્ણવોને જમાડવાની,

(ગ) વેદ શીખવનારા ૧૨ આચાર્યોને જમાડવાની,

(ઘ) બીજા વિષયો શીખવનારા ૭ આચાર્યોને જમાડવાની,

(ઙ) વેદ શીખનારા ૧૯૦ વિદ્યાર્થીઓને જમાડવાની, અને

(ચ) બીજા ૭૦ વિદ્યાર્થીઓને જમાડવાની

તજવીજ કરવાના હેતુથી વાર્ષિક ૧૨,૦૦૦ 'કલમ્' ડાંગરનું ઉત્પન્ન આપનારી ૭૨ 'વેલિ' જમીન ખરીદવામાં આવી હતી. ઠરાવેલા ત્રણ કર સિવાયના બીજા તમામ કરમાંથી એ જમીનને મુક્ત કરવામાં આવી હતી, અને અમુક રકમ ભરવાની તથા અમુક કર્તવ્યો બજાવવાની ફરજમાંથી વિદ્યાર્થીઓને તથા આચાર્યોને મુક્ત કરવામાં આવ્યા હતા.[૪૨૭]

શિલાલેખો ઉપરથી તો એમ પણ સાબીત થાય છે કે, સદાવ્રતનો નીભાવ કરવા માટે ગ્રામસભા જમીન વેચતી.[૪૨૮] આવી જાતના અનેક દાખલાઓ આપી શકાય તેમ છે; પરંતુ ગ્રામસભાની પરોપકારી પ્રવૃત્તિઓ દર્શાવી આપવા માટે ઉપર્યુક્ત દાખલાઓ બસ થઈ રહેશે.

---

૪૨૭ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૯૬, પરિચ્છેદ ૧૮.

૪૨૮ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૬૧, અંક ૧૫૧, ૧૫૨.

[૧૬]

ગામની સહીસલામતીને માટે ગ્રામસભા જોખમદાર ગણાતી, એમ સાબીત કરનારા બે શિલાલેખો તિરુપ્પુતૂર ગામમાંથી મળી આવેલા છે.[૪૨૯] દક્ષિણ હિંદુસ્તાનમાંના પોતાના કદાચ સૌથી પહેલા હુમલાના સમયે છાવણી નાખી પડેલા મુસલમાનોએ એ ગામમાંના મંદિરમાં મુકામ કર્યો. આથી કરીને એ ગામના રહીશો અસ્વસ્થ થઈ ગયા. એ અણીના પ્રસંગે વિશાલયદેવ નામના ઈસમે એ મંદિરની પુનઃ પ્રતિષ્ટા કરી અને નૈતિક તથા ધાર્મિક અધોગતિમાંથી લોકોને તેણે બચાવ્યા. દરેક જણ જે પાક લે તેમાંથી અનાજનો અમુક જથ્થો આપીને તથા મંદિરની બાબતમાં અમુક અધિકાર આપીને વિશાલયદેવ તરફનું પોતાનું ઋણ અદા કરવાનું ગામલોકોએ પોતે થઇને માંહોમાંહે ઠરાવ્યું. બીજા શિલાલેખમાં એમ કહ્યું છે કે, તિરુપ્પુતૂરની ગ્રામસભાએ બે વર્ષ પૂર્વે માધવ-ચક્રવર્તિન્ નામના માણસને 'પાદિક્કાવલ'નો અધિકાર આપ્યો હતો. '(બહારના હુમલાથી) ગામનું રક્ષણ,' એવો આ શબ્દનો અર્થ થતો હશે, એમ લાગે છે. મુસલમાન લોકોના હુમલાની બીકથી ગ્રામસભાએ આવું પગલું ભર્યું હોય, એ બનવા જોગ છે.

**ગામના રક્ષક તરીકે ગ્રામસભા**

ઇસ્વી સનની નવમી સદીથી માંડીને સત્તરમી સદી સુધીના મદકશિર તાલુકાના સંખ્યાબંધ શિલાલેખો એમ બતાવી આપે છે કે, પોતાના ગામના સ્વદેશાભિમાની વીર પુરુષો પ્રત્યે તેમ જ પોતાના ગામને માટે વીરતાથી તેમણે આપેલા ભોગો પ્રત્યે ગામલોકો હંમેશાં બહુ માનની દૃષ્ટિથી જોતા હતા. એમાંના કેટલાક શિલાલેખોની વિગતો તો બહુ રસિક માહિતી પૂરી પાડે છે. હરતિ ગામના કોઈ માણસે દુશ્મનોના ત્રણચાર વિનાશક હુમલાથી ગામનું રક્ષણ સફળતાથી કર્યું હતું તેથી તે ગામના મુખીએ તેને એક ખેતરની બક્ષીસ

---

૪૨૯ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૮૨-૮૩, પરિચ્છેદ ૨૭.

આપી હતી. આશરે ઇ. સ. ૯૬૬ માં અય્યપદેવના એરેગા નામના નોકરે ચોલ લોકો સાથે લડીને જીત મેળવી હતી તેથી પેંજેરુના તમામ લોકોએ તેનાં વખાણ કર્યાં હતાં. કદાચ કોઇ જાતિનું કે કોઇ ગામનું રક્ષણ કરવા જતાં લોહી રેડાયું હશે તે સંબંધી દાણથી મુક્ત થયેલાં દાનના બીજા પણ અનેક ઉલ્લેખો થયેલા જોવામાં આવે છે.[૪૩૦] વળી, પહેલા રાજરાજના રાજકાળના આઠમા વર્ષના મરુદાકુના શિલાલેખમાં એમ કહ્યું છે કે, કલિપ્પેરુમાણ નામના માણસે પોતાના ગામને વિનાશમાંથી બચાવતાં પોતાનો પ્રાણ ખોયો હતો. પોતાના દેશને માટે પ્રાણાર્પણ કરનાર એ વીરપુરુષના પુણ્યાર્થે એ મુલકના ભલા ગામલોકોએ સ્થાનિક મંદિરમાં કાયમનો દીવો બળતો રાખવા માટે વ્યવસ્થા કરી આપી હતી.[૪૩૧]

તિરુમેયાંનમ્ ગામના શિલાલેખમાંથી[૪૩૨] ગામલોકોની સંઘશક્તિની ભાવના વિષે રસિક માહિતી મળી આવે છે. નાલૂર ગામની ગ્રામસભા પોતાના ગામના આમલીના ઝાડ નીચે ભેગી થઈ, અને તેણે ઠરાવ્યું કે, ગામલોકોએ પોતાના ગામના હિતથી વિરુદ્ધ અગર તો તિરુમેયાંનમ્–ઉડૈયારના મંદિરની વિરુદ્ધ અને એવી બીજી સંસ્થાઓની વિરુદ્ધ કાંઈ પણ પગલું ભરવું નહિ; અને જે લોકો તેમ કરશે તેમણે 'ગ્રામદ્રોહિન્'ને થતી શિક્ષાના જેવી શિક્ષા ભોગવવી પડશે; તેમ જ જે લોકો આ નિર્ણયથી વિરુદ્ધ વર્તન કરશે તેમને શિવલિંગનો સ્પર્શ કરવા દેવામાં નહિ આવે, વગેરે, વગેરે.

વિરોધી રાજાઓ પણ ગામના સંઘાત્મક સ્વરૂપનો સ્વીકાર કરતા હતા. દાખલા તરીકે, કુંભકોણમ્ ગામના શિલાલેખમાં કહ્યું છે તેમ, પહેલા પરાંતક રાજાએ મદુરા ગામ જીતી લીધું ત્યારે કુંભકોણમ્ ગામની ગ્રામસભાના સભાસદો ઉપર ૩,૦૦૦ 'કલંજુ'

---

૪૩૦ ગ. એ. રી., ૧૯૧૭, પૃ. ૧૧૪, પરિચ્છેદ ૧૮.

૪૩૧ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૯૬, પરિચ્છેદ ૨૧.

૪૩૨ ગ. એ. રી., ૧૯૧૧, પૃ. ૭૫, પરિચ્છેદ ૩૦.

સોનાની ખંડણી નાખી, અને તે લોકોએ એ રકમ આપવાનું કબૂલ કર્યું.[૪૩૩] પહેલા કુલશેખરના રાજકાળના ૩૬મા વર્ષના તિરુપત્તુરના શિલાલેખમાં[૪૩૪] કહ્યું છે કે, વલ્લુવનાડાલ્વાન નામના કોઈ માણસે તિરુપત્તુર ગામ કબજે કર્યું. તેણે અમુક દરખાસ્તો કરી તેનો સ્વીકાર કરવાનું ગ્રામસભાના સભાસદોને અને બે ખાનગી વ્યક્તિઓને તેણે કહ્યું. એ લોકોએ તેમ કરવાની ના પાડી, અને ઘણા લોકો ગામ છોડીને ચાલ્યા ગયા. ગ્રામસભાના જે સભ્યોને હાથ કરી શકાયા તેમને તેમ જ પેલી બે ખાનગી વ્યક્તિઓને આ પદ્ધતિનો સ્વીકાર કરવાની ફરજ પાડવાના હેતુથી તેણે મંદિરમાં કેદ કરી દીધાં. પાછળથી રાજાએ બધી વાતનો નિવેડો આણ્યો. પરંતુ હુમલો કરનાર માણસને પોતાની યોજનાનો સ્વીકાર કરાવવા માટે ગ્રામસભા ઉપર જુલમ કરવાની જરૂર પડી, એ જ એમ બતાવી આપે છે કે, ગામનું સંઘાત્મક સ્વરૂપ બંધારણનું એવું મહત્ત્વનું અંગ હતું કે, કોઈ મિત્ર કે શત્રુ તેની અવગણના કરે, એ અશક્ય હતું.

[ ૧૭ ]

**પ્રાંતોના લોકોની સંઘરૂપ પ્રવૃત્તિ.**

દક્ષિણ હિંદુસ્તાનનાં નાનાં ગામોમાં ઉચ્ચ પ્રકારની વ્યવસ્થા ધરાવતી સંઘરૂપ સંસ્થાઓ હયાતી ધરાવતી તેના ઉપરાંત ત્યાંના પ્રાંતોના લોકોની સંયુક્ત પ્રવૃત્તિમાં પણ કેટલાક પ્રસંગે સંઘાત્મક ભાવના દેખા દેતી હતી. પલ્લવવંશના એક શિલાલેખમાં[૪૩૫] આવિનઈ નદીની ઉત્તર દિશાએ અને પેણ્ણઇની દક્ષિણ દિશાએ આવેલા દેશના રહીશો વચ્ચે થયેલા કરારની નોંધ થયેલી છે. વળી, રાજમહેલમાં મળેલી અને બીજા સભાસદોના ઉપરાંત 'આઠ પ્રાંતોના સોળ' જણની બનેલી મોટી પ્રાંતિક સભાનો ઉલ્લેખ પણ થયેલો

---

૪૩૩ ગ. એ. રી., ૧૯૧૨, પૃ. ૬૩, પરિચ્છેદ ૧૫.

૪૩૪ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૮૩, પરિચ્છેદ ૨૮.

૪૩૫ ગ. એ. રી., ૧૯૦૭, પૃ. ૧૮, અંક ૯૬.

છે.[૪૩૬] આવી સંઘરૂપ પ્રવૃત્તિઓના મૂળમાં ઘણુંખરું સર્વસાધારણ ધાર્મિક ભાવનાનું દર્શન થતું હતું. આનો સુંદર દાખલો પહેલા કુલો-ત્તુંગ રાજાના કુડુમિયામલૈના શિલાલેખમાંથી મળી આવે છે. ( ઇ. સ. ૧૦૦૫-૧૦૦૬ ).[૪૩૭] એમાં એમ કહ્યું છે કે, ( કદાચ પુદુક્કોટૈ રાજ્યના મોટા ભાગરૂપ ) રટ્ટપાદિકોંડ-ચોલ-વલનાડુ નામના પ્રાંતમાં રહેતા લોકોએ બે માણસો ( દેખીતી રીતે બ્રાહ્મણો ) સાથે એવો કરાર કર્યો હતો કે, એ પ્રાંતમાં જે પાનની આયાત થાય તે બદલ દલાલી ઊઘરાવવી, અને તેથી જે ઉત્પન્ન આવે તેમાંથી અમુક મંદિરને દર વર્ષે ૩,૦૦૦ સોપારી અને પાનના ૭૫૦ પડા પૂરાં પાડવાં. આ વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવા માટે એ પ્રાંતના લોકોને તથા 'લશ્કર (पड्डइ)ના નિષ્કલંક પાંચસો માણસો'ને નીમવામાં આવ્યા હતા.

આવા જ જાતના ઐક્યનો બીજો એક દાખલો જટાવર્મન્ વીર-પાંડયના રાજકાળના દસમા વર્ષના કામરસવલ્લિ ગામમાંના શિલા-લેખમાંથી મળી આવે છે.[૪૩૮] એમાં એમ કહ્યું છે કે, ૭૯ પ્રાંતોના ૧૮ મહાલોના રહીશો ભેગા થયા, અને વેપારની અમુક ચીજોમાંથી તેમને જે આવક થતી તે મંદિરના સમારકામ બદલના ખર્ચને પહોંચી વળવા સારૂ તેમણે જૂદી કાઢી આપી.

આવી જાતની પ્રવૃત્તિના થોડાક વધુ દાખલા દક્ષિણ હિંદુસ્તા-નના શિલાલેખોમાંથી મળી આવે છે. મનગોળિના શિલાલેખમાં[૪૩૯] કહ્યું છે કે, સ્થાનિક મંદિરના જરૂરી ખર્ચની તથા રિવાજ મુજબની ધાર્મિક ક્રિયાઓ કરવાના ખર્ચની વ્યવસ્થા કરવા સારૂ અય્યાવોલેના પાંચ સો 'સ્વામીઓ,' મણિગવળિના પાંચ સો 'મહાજનો,' સ્થાનિક

---

૪૩૬ એ. ઇ., પુ. ૫, પૃ. ૨૩.

૪૩૭ ગ. એ. રી., ૧૯૦૫, પૃ. ૩૨, પરિચ્છેદ ૧૭,

૪૩૮ ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૧૦૪, પરિચ્છેદ ૩૬.

૪૩૯ એ. ઈ., પુ. ૫, પૃ. ૨૩.

'શેટ્ટિયાઓ' ( सेट्टि ), 'નકર' લોકો, માલ ભરવાનું કામ કરનારા 'શેટ્ટિયાઓ' ( सेट्टि ), પાનના 'ગાત્રિગ' લોકો, ઘાંચીઓની શ્રેણી, તર્દવાડિ હજારનાં લોટ અને રવાઈ માટેનો મુદ્રાધિકારી, અનેક પ્રાંતોના 'ગવરે' લોકો, 'મુમ્મુરિદંડ' અને 'આઠ પ્રાંતોના ચોળ' જણ વગેરે ભેગા થયા હતા. હોયસલ વીર વલ્લાળના શિલાલેખમાં[૪૪૦] મંદિરની જરૂરિયાતો માટે એળુગરૈ-નાડુના લોકોએ જમીનનું દાન કરેલું તેની નોંધ થયેલી છે. રાજેંદ્ર ચોલના એક શિલાલેખ[૪૪૧] ઉપરથી આપણને એમ પણ સમજાય છે કે, ત્રણ પ્રાંતોના રહીશોએ મંદિરના નોકરને જમીન પટે લખી આપી હતી. વળી, પહેલા પરાંતકના એક શિલાલેખમાં[૪૪૨] એમ કહ્યું છે કે, અમુક મંદિરમાં પૂજા થતી રહે તેટલા માટે કોઈ પ્રાંતના રહીશોએ ઐચ્છિક લવાજમ ભર્યું હતું. લવાજમની વિગત આ પ્રમાણે આપી છે :– દરેક ખેડુત દીઠ $\frac{૧}{૨}$ 'પણમ્'; દરેક લગ્નના પ્રસંગે વરરાજા તરફથી $\frac{૧}{૩}$ 'પણમ્' અને વહુ તરફથી $\frac{૧}{૩}$ 'પણમ્', વગેરે. બીજા એક શિલાલેખમાં[૪૪૩] કહ્યું છે તેમ, અમુક પ્રાંતના રહીશોએ મંડપમાં ભેગા થઈને એવો કરાર કર્યો હતો કે, નદીની બાજુએ બંધ બાંધવાના હેતુથી અને મંદિરને પાણીના પૂરથી થતું નુકસાન અટકાવવાના હેતુથી દરેક ગામ પાસેથી એક 'માડઈ'નું ઊઘરાણું કરવું. પાંડયવંશના એક શિલાલેખમાં[૪૪૪] એવો ઉલ્લેખ થયેલો છે કે, ચાર પ્રાંતોના ખેડુતોએ સર્વાનુમતે અમુક મંદિરને ડાંગરના અમુક જથ્થાનું દાન કરવાનો ઠરાવ કર્યો હતો.

---

૪૪૦ ગ. એ. રી., ૧૯૦૭, પૃ. ૪૨, અંક ૪૪૪.

૪૪૧ ગ. એ. રી., ૧૯૦૯, પૃ. ૫૭, અંક ૫૯૧.

૪૪૨ ગ. એ. રી., ૧૯૧૧, પૃ. ૬૯.

૪૪૩ ગ. એ. રી., ૧૯૧૨, પૃ. ૩૫, અંક ૪૦૪.

૪૪૪ ગ. એ. રી., ૧૯૧૨, પૃ. ૪૭, અંક ૧૨.

પરંતુ ધર્મની સાથે સંબંધ ધરાવતા ન હોય એવા હેતુઓથી પણ આવી સહિયારી પ્રવૃત્તિઓ થતી હતી જટાવર્મન–સુંદર પાંડ્યના રાજકાળના બારમા વર્ષના શિલાલેખમાં[૪૪૫] કહ્યું છે કે, ઇરંકુમલે-નાડુના સરદારોએ કુણ્ણાંડર્કોયિલના મુખીને એવી ખાતરી આપી હતી કે, તેઓ પોતે હથિયાર હાથ ધરશે અને પરસ્પર લડાઈ કરશે ત્યારે તેમના રક્ષણ તળેનાં ગામોનો નાશ તેઓ પોતે નહિ કરે તેમ જ ગામમાં રહેતા કે બહારથી આવેલા ખેડુતોને કાંઈ પણ નુકસાન નહિ કરે. તેમ છતાં પણ કોઈ માણસને એ કારણે ઇજા થશે તો તેઓ ૧૦૦ ' પણમ્ 'નો દંડ ભરશે, અને કોઈ ગામનો નાશ થશે તો તેઓ ૫૦૦ ' પણમ્ 'નો દંડ ભરશે. આવું કર્યા છતાં પણ, (પોતાની જાતીય લડાઇમાં) કાપાકાપી, ભોકાભોકી અને મરણ થાય તથાપિ (ગામોનું અને ખેડુતોનું) રક્ષણ કરવાનું તેમણે કબૂલ કર્યું હતું. વળી, અહીં એક જ સંઘરૂપ સંસ્થાનો દાખલો આપણને મળી આવતો નથી, પણ ગામડાંઓના ઐક્યનો દાખલો મળી આવે છે.

આવી જ સહિયારી પ્રવૃત્તિઓ કેટલા મોટા વિસ્તારમાં થતી હતી તે બતાવવાના હેતુથી વિવિધ પરિસ્થિતિને લઈને થયેલી એવી પ્રવૃત્તિઓના વધારાના થોડાક દાખલા અહીં આપવામાં આવ્યા છે.

મંગળ રક્ષા( રાખ )નો સ્વીકાર કરવામાં, દેવનો રથ હાંકવા માટેનાં દોરડાં ખેંચવામાં અને વિનાયકની પૂજા કરવામાં તથા તેની સમક્ષ શ્રીફળ વધેરવામાં કયો ક્રમ જાળવવો, તે વિષે ચાર પ્રાંતો-( **नाडु** )ના રહીશો વચ્ચે થયેલા કરારની નોંધ તિરુક્કલાક્કુડિના શિલા-લેખમાં થયેલી છે.[૪૪૬]

વીર પાંડય દેવના તામિલ ભાષાના એક શિલાલેખમાં[૪૪૭] કહ્યું છે કે, ચાર કુટુંબોને અમુક ફરજોમાંથી મુક્ત કરવાની બાબતમાં બે

૪૪૫ ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૧૦૩, પરિચ્છેદ ૩૪.

૪૪૬ ગ. એ. રી., ૧૯૧૬, પૃ. ૧૨૫.

૪૪૭ ગ. એ. રી., ૧૯૧૦, પૃ. ૨૧, અંક ૧૮૪.

પ્રાંતોના રહીશોએ ઠરાવ કર્યો હતો. બીજા એક શિલાલેખમાં[448] એમ કહ્યું છે કે, અમુક જમીનના ક્ષેત્રફળમાં સુધારો કરવા માટે અઢાર મહાલોના રહીશો એકાંબરનાથરના પ્રમુખપણા નીચે એકઠા થયા હતા. બીજા એક શિલાલેખ[449] ઉપરથી વધારામાં એમ જણાય છે કે, કૃષ્ણા નદીની બન્ને બાજુઓના અઢાર પ્રાંતોના વિવિધ રહીશોએ દરેક નૌકા દીઠ મહેસુલ તરીકે એક મહાન્ 'ફણમ્' આપવાનો ઠરાવ કર્યો હતો. શિલાલેખમાં એવો દાખલો પણ નોંધાયો છે[450] કે, કરનું ભારણ વધુ હતું તે બદલ પોતાનો વિરોધ જાહેર કરવાના હેતુથી ૧૨ ગામોના ખેડુતો પોતાનાં ખેતરો છોડીને ચાલ્યા ગયા હતા, અને તેના પરિણામે કરનું ભારણ રીતસરનું કરવામાં આવ્યું હતું.

આ ગ્રંથના પૃ. ૧૩૨ ઉપર ગ્રામસભાના ન્યાયસંબંધી અધિકાર વિષે ચર્ચા કરેલી છે તેના અંગે આવી સહિયારી પ્રવૃત્તિઓના બીજા દાખલાઓ આપણે નોંધી ગયા છીએ.

[૧૮]

આવી ક્ષણિક સંઘાત્મક પ્રવૃત્તિઓનો વિકાસ થતાં પ્રાંતોની સંઘરૂપ સંસ્થાઓ બંધાતી, એવું શિલાલેખોના આધારે કહી શકાય તેમ છે. બે ગ્રામસભાઓના કાયમના ઐક્યનો

**પ્રાંતોની શ્રેણીઓ.**

સ્પષ્ટ દાખલો નંદિવર્માના ઉદયેંદિરમ્‌ના તામ્રપત્રોના અંતમાં તામિલભાષામાં કરેલી નોંધમાંથી મળી આવે છે.[451] એ નોંધ પહેલા પરાંતક રાજા (ઇ. સ. ની દસમી સદી)ના રાજકાળના ૨૬ મા વર્ષની છે, અને તેમાં આ પ્રમાણે લખ્યું છે:–" અમે કાંચિવયિલની ગ્રામસભા(ના સભાસદો)એ,

---

૪૪૮ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૭૨, અંક ૨૮.

૪૪૯ એ ઈ., પુ. ૩, પૃ. ૯૨.

૪૫૦ ગ. એ. રી., ૧૯૧૪, પૃ. ૭૪, અંક ૨૬.

૪૫૧ એ. ઈ., પુ. ૩, પૃ. ૧૪૪.

અને અમે ઉદય–ચંદ્ર–મંગલમ્‌ની ગ્રામસભા( ના સભાસદો )એ ( આ પ્રમાણે કબૂલ કર્યું છે ):—અમે આ બે ગામ( ના રહીશો ) એકત્ર થયાથી (અને) એક થયાથી ( આજ )ની ( તારીખ )થી એક ગામ તરીકે આબાદ થઇશું."

ત્રીજા કુલોત્તુંગના રાજકાળ દરમ્યાનના તિરુવરંગુલમ્‌ના શિલાલેખમાં આખા પ્રાંતની સંસ્થાનો ઉલ્લેખ થયેલો છે. દેશની અસ્વસ્થ સ્થિતિમાં વલ–નાડુ મહાલના રહીશોની સભાએ જાહેર કર્યું હતું કે, તે સમયથી તેઓ પવિત્ર તિરુવરંગુલમ્‌ ગામની તથા ( તેનાં ) 'દેવદાન' ગામડાંની ચતુઃસીમામાં વસતા ખેડુતોનું રક્ષણ કરશે. આવા સંરક્ષણ દરમ્યાન સભાનો કોઇ સભ્ય ખેડુતોને લૂટતો કે ખેડુતોની ગાયો ચોરતો કે ખેડુતોને બીજી કોઈ જાતની કનડગત કરતો માલૂમ પડશે તો થયેલા ગુના બદલ દંડ તરીકે મંદિરને બે 'મા' પીતની જમીન ગ્રામસભા લખી આપશે.[૪૫૨] 'હગ્ગદે' ( મુખી ? ) અને 'સામંત' લોકોની પ્રાંતિક સભાનો ઉલ્લેખ પણ એક શિલાલેખમાં થયેલો છે.[૪૫૩] "પ્રાંતના નિષ્કલંક પાંચ સો (માણસો)"નો અને "પ્રાંતના મુખી"નો ઉલ્લેખ પણ એક સ્થળે થયેલો છે.[૪૫૪] આ બધા દાખલાઓના આધારે આપણે સ્વાભાવિક રીતે એવો નિર્ણય કરી શકીએ છીએ કે, નિદાન અમુક અમુક પ્રસંગે તો આખા મહાલની કે પ્રાંતની અથવા એવા મોટા લોકસમૂહવાળા કોઇ વિસ્તારની કાયમની સંસ્થા હયાતી ધરાવતી હતી. બીજા પૃથિવીપતિના ઉદયેંદિરમ્‌ના તામ્રપત્રોમાં જમીનના દાન સંબંધે જેવાં કાયદાનાં સૂત્રો આપેલાં છે તેવાં સૂત્રોનો ખુલાસો આથી તુર્ત મળી રહે છે.[૪૫૫]

---

૪૫૨ ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૯૯, પરિચ્છેદ ૨૭, અને અંક ૨૭૧ તથા ૨૭૩, પૃ. ૩૧.

૪૫૩ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૧૭, અંક ૨૦૯.

૪૫૪ સા. ઇ. ઈ., પુ. ૨, ભાગ ૩, પૃ. ૩૬૦.

૪૫૫ સદર, પૃ. ૩૮૯.

"પ્રાંત( नाडु )( ના રહીશો )ને એ રીતે એકત્ર કરીને, ( દાનમાં આપેલી ) જમીન( ની સીમાઓ ) ઉપર ( તેમને ) ચલાવીને........ વગેરે વગેરે." દેખીતી રીતે આ લખાણમાંથી પ્રાંતના તમામ લોકોનો અર્થ કાઢી શકાય તેમ નથી, પણ તેમના પ્રતિનિધિઓનો જ અર્થ કાઢી શકાય તેમ છે. રાજરાજ ચોલના એક શિલાલેખમાં[૪૫૬] બાર 'નાડુ'ઓની મહાસભાનો ઉલ્લેખ થયેલો છે, અને પશ્ચિમ ચાલુક્યવંશના ત્રિભુવનમલ્લ રાજાના એક શિલાલેખમાં[૪૫૭] વિવિધ સ્થળોના ૩૨,૦૦૦ પ્રતિનિધિઓનો ઉલ્લેખ થયેલો છે. અલબત્ત આ હકીકતથી કોઇ પ્રકારની સંઘરૂપ સંસ્થાનો ઉલ્લેખ થાય છે; પરંતુ તેના ખરા સ્વરૂપ વિષે ચોક્કસ માહિતી મળી શકતી નથી.

[ ૧૯ ]

**દક્ષિણ હિંદુસ્તાનમાંની ગ્રામસંસ્થાઓની પ્રાચીનતા અને તેમનો વિસ્તાર.**

અંતમાં, દક્ષિણ હિંદુસ્તાનમાંની ઉક્ત સંઘરૂપ ગ્રામસંસ્થાઓની પ્રાચીનતા અને તેમના વિસ્તાર વિષે આપણે બે બોલ કહીશું. પલ્લવવંશના રાજા નંદિવર્માના કસકુડિના તામ્રપત્રોના આધારે[૪૫૮] આપણે બેશક એમ કહી શકીએ કે, તે ગામમાં લોકોની અમુક જાતની વ્યવસ્થિત ભાવના હોવી જોઇએ; તેમ ન હોત, તો જમીનના દાન વિષેના રાજાના ફરમાન વિષે ગામલોકોની અનુમતિ મંગાઈજ ન હોત, અને ગામલોકોએ જાહેર રીતે તે ફરમાનને અનુમોદન આપીને એક રીતે તેને બહાલ રાખ્યું જ ન હોત. નંદિવર્મા રાજા ઈ. સ. ની આઠમી સદીના પ્રથમાર્ધમાં થઈ ગયો હોવો જોઈએ;[૪૫૯] અને તેથી, શિલાલેખોના આધારે, વહેલામાં

૪૫૬ ગ. એ. રી., ૧૯ ૯, પૃ. ૫૯, અંક ૬૦૦.

૪૫૭ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૧૮, અંક ૨૧૪.

૪૫૮ સા. ઈ. ઈ., અંક ૭૪, પૃ. ૩૬૦.

૪૫૯ સા. ઈ. ઇ., ૧, પૃ. ૧૧.

વહેલા તે સમય જેટલી જૂની ઉક્ત ગ્રામસંસ્થાઓ હોવી જોઇએ, એમ હાલ તુરત તો આપણે કહી શકીએ. નવમી સદીમાં પણ તે ચાલૂ રહી હતી, એમ કંપવર્માના ઉક્કલના બે શિલાલેખો[460] [અંક (૫) અને (૮)] તથા વરગુણના અંબસમુદ્રમના શિલાલેખ[461] ઉપરથી કહી શકાય તેમ છે. ઇ. સ. ની દસમી સદીમાં અને ત્યારપછી ઉક્ત સંસ્થાઓનો વિકાસ થયો હતો, એમ ઉપર્યુક્ત ચોલવંશના અને પાંડયવંશના અનેક શિલાલેખો ઉપરથી તેમ જ ચાલુક્યવંશના બીજા ભીમ રાજાના મસુલિપત્તનના તામ્રપત્રો[462] ઉપરથી સારી પેઠે સાબીત થાય છે. મસુલિપત્તનના ઉક્ત તામ્રપત્રો ઉપરથી તો એમ પણ સાબીત થાય છે કે તેલુગુ પ્રદેશમાં તેમ જ તેની દક્ષિણે તામિલ દેશમાં એ સંસ્થાઓ અસ્તિત્વ ધરાવતી હતી. એમ જણાય છે કે આખા દક્ષિણ હિંદુસ્તાનમાં આવી સંસ્થાઓની, જાણે, જાળ જ પથરાઈ ગઈ હતી. ચોલવંશના રાજરાજદેવ રાજાએ તાંજોરમાં બંધાવેલા એક જ મંદિરના નીભાવના સંબંધમાં આવી સંસ્થાઓ ધરાવનારાં ૨૬૬ ગામોનો ઉલ્લેખ થયેલો છે,[463] એ હકીકત આપણે ધ્યાનમાં લઈશું તો આવી સંસ્થાઓ કેટલા મોટા વિસ્તારમાં ફેલાઈ ગઈ હતી તેનો ખ્યાલ આપણને આવી શકશે.

ગુજરાતમાં પ્રાચીનકાળમાં પણ મંદિરના નીભાવ માટે સમસ્ત નગર તથા ગ્રામના પંચ ઉપર કેવી ફરજ નાખવામાં આવતી, તેનો ખ્યાલ સારંગદેવના પાલણપુરના શિલાલેખ ઉપરથી આવી શકે છે.×

---

૪૬૦ સા. ઈ. ઇ., ૩, પૃ. ૮.

૪૬૧ એ. ઇ., પુ. ૯, પૃ. ૮૬.

૪૬૨ એ. ઇ., ૫, પૃ. ૧૩૪ અને આગળ.

૪૬૩ જુઓ પૃ. ૧૭૨ અને પૃ. ૧૭૪.

× જુઓ પરિશિષ્ટ.

# ત્રીજું પ્રકરણ.

## રાજકીય જીવનમાં શ્રેણીઓની પ્રવૃત્તિઓ

(ભાગ બીજો.)

[ ૧ ]

**બિન-રાજસત્તાક રાજ્યો.**

રાજસત્તાક રાજ્યોમાં વસતા લોકોની સંઘરૂપ પ્રવૃત્તિઓનું વર્ણન અત્યારસુધી આપણે કર્યું છે. રાજસત્તાને સહાયકારક થઇ પડતી તથા થોડાઘણા અંશે તેના તાબામાં રહીને કામ કરતી વિવિધ સભાઓ દ્વારા આવી પ્રવૃત્તિઓ થતી હતી. તદુપરાંત પ્રાચીન હિંદુસ્તાનમાં બિન-રાજસત્તાક રાજ્યો પણ હયાતી ધરાવતાં હતાં, અને તેમાં એવી સંસ્થાઓને કામ કરવાને વધુ અવકાશ મળે તેમ જ વધુ સ્વાતંત્ર્યનું વાતાવરણ મળે, એ સ્વાભાવિક હતું. કમનસીબે તેવી સંસ્થાઓ વિષે આપણને જોઈએ તેટલી માહિતી મળી શકતી નથી. તેમ છતાં પણ સંઘાત્મક સંસ્થા તરીકે પ્રજા સર્વોપરિ સત્તા ભોગવતી તેની બિનચુક સાબીતી તેમના અસ્તિત્વથી જ મળી રહે છે. આ વિષયના પહેલા ભાગમાં રાજસત્તાક રાજ્યમાંના લોકોની સહિયારી પ્રવૃત્તિઓનું વર્ણન આપણે કર્યું તેમાં આવી જાતની પ્રવૃત્તિઓના સ્વરૂપનો તેમ જ જે સંસ્થાઓ દ્વારા તે પ્રવૃત્તિઓ થતી તે સંસ્થાઓનો વિચાર આપણે કરવો પડયો હતો. આ બીજા ભાગમાં તો આપણે આવી પ્રવૃત્તિઓ કરનારી સંસ્થાઓનો જ વિચાર કરીશું; કારણ કે, રાજ્યવહીવટનાં તમામ ખાતાં સંબંધી બધી બાબતોમાં તેવી સંસ્થાઓનો હાથ હોવો જોઈએ.

વર્ષો પૂર્વે અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝે બૌદ્ધ સાહિત્યમાંના કેટલાક ઉલ્લેખોના આધારે આવાં 'પ્રજાસત્તાક' રાજ્યોનું અસ્તિત્વ

સ્વીકાર્યું હતું.[૪૬૪] તેમની પછી શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલે "મૉડર્ન રીવ્યુ"ના અંકોમાં[૪૬૫] અને અધ્યાપક દે. રા. ભાંડારકરે "કાર્માઇકલ લેક્ચર્સ" (પુ. ૧, પૃ. ૧૪૬ અને આગળ)માં આ વિષયને વધુ વિગતે ખેડ્યો છે. આ વિદ્વાનોની દલીલોને અન્ય વિદ્વાનોએ પૂર્ણાંશે ટેકો આપ્યો નથી તો પણ, પ્રાચીન હિંદુસ્તાનમાં બિન-રાજસત્તાક રાજ્યો હયાતી ધરાવતાં હતાં, એવી તેમની મુખ્ય દલીલનો સ્વીકાર અત્યારસુધીમાં સાધારણતઃ થયેલો છે. આ ગ્રંથમાં 'શ્રેણી'ઓના વર્ણન પરત્વે જે પદ્ધતિ આપણે સ્વીકારેલી છે તે જ પદ્ધતિને અનુસરીને આવાં રાજ્યોનું વર્ણન કરવાનો પ્રયત્ન હવે આપણે કરીશું.

**વેદકાળમાં બિન-રાજસત્તાક રાજ્યો.**

બિન-રાજસત્તાક તંત્રની પ્રાચીનતા વિષે એમ માનવાને કારણ મળે છે કે, વેદકાળમાં પણ બિન-રાજસત્તાક રાજ્યો અજાણ્યાં ન હતાં. "ઋગ્વેદ"માંની નીચેની ઋચામાં[૪૬૬] અલ્પજનસત્તાક રાજ્યવહીવટનું સ્પષ્ટ દર્શન ઝિમરને થાય છેઃ—

"રાજાઓ (**राजानः**) સમિતિમાં ભેગા થાય છે ત્યારે જે વૈદ્ય હોય છે, જે રોગનું નિવારણ કરે છે અને દૈત્યનો નાશ કરે છે તેનામાં ઔષધિઓ (**ओषधी**) એકત્ર થાય છે."

ઝિમર એમ માને છે કે, રાજ્યવહીવટની જે પદ્ધતિમાં રાજ્ય ઉપર એક જ પ્રતાપી રાજા રાજ્ય કરતો ન હોય પણ રાજકુટુંબની અનેક વ્યક્તિઓ એકત્ર થઈને રાજ્ય ભોગવતી હોય તે પદ્ધતિનો

---

૪૬૪ "બુદ્ધિસ્ટ ઈંડિયા", પૃ. ૧, ૨, તથા ૧૯ અને આગળ.

૪૬૫ "મૉડર્ન રીવ્યુ", ૧૯૧૩, પૃ. ૫૩૫ અને આગળ.

૪૬૬ ૧૦, ૯, ૧૬. મૅક્ડોનેલ આ ઋચાનો જૂદો અર્થ કરે છે. તેણે ઝિમરે કરેલા અર્થનો સ્વીકાર કર્યો નથી. તેમ છતાં પણ તે એમ માને છે કે, આવી વસ્તુસ્થિતિ શક્ય તો હતી જ. (વે. ઇ., ૨, ૨૧૬.)

ઉલ્લેખ આ ઋચામાં થયેલો છે. તે એમ પણ કહે છે કે, રાજાની ચૂંટણીને લગતા "અથર્વવેદ"માંના (ઉપર્યુક્ત) કેટલાક ફકરાઓમાં અલ્પજનસત્તાક રાજ્યના માણસે બીજા માણસો ઉપર આધિપત્ય મેળવવા માટે કરેલી હરીફાઈનો ઉલ્લેખ થયેલો છે. પોતાની દલીલના સમર્થનમાં દાખલા આપતાં તે કહે છે કે, "અથર્વવેદ, ૧, ૯, ૩"માં "પોતાની જાતના લોકો (**सजात**) ઉપર" ઉમેદવારને આધિપત્ય અપાવવાને અગ્નિને પ્રાર્થના કરવામાં આવી છે; "અથર્વવેદ, ૩, ૪, ૩"માં સફળ થયેલા ઉમેદવાર તરફથી એવી ઇચ્છા દર્શાવવામાં આવી છે કે, "તારી પોતાની જાતના લોકો તારા તાબામાં આવે"; અને "અથર્વવેદ, ૪, ૨૨, ૧-૨"માં "ક્ષત્રિયને પ્રજા-(**विश्**)નો સર્વસત્તાધીશ આગેવાન બનાવવાને" તથા "રાજકુટુંબના (**क्षत्रानाम्**) ઉપરિ રાજા તરીકે તેને સ્થાપવાને"[૪૬૭] ઈંદ્રને વિનતિ કરવામાં આવી છે. ઝિમર કહે છે કે, પ્રાચીન જર્મન જાતિઓમાં —દાખલા તરીકે, ચેરુશી પ્રજામાં— જે જાતનું અલ્પજનસત્તાક રાજ્યતંત્ર હયાતી ધરાવતું હતું તે જાતનું રાજ્યતંત્ર પ્રાચીન હિંદુસ્તાનમાં પ્રચલિત હતું. (જર્મનીના ઉક્ત દાખલામાં, પ્રથમ આર્મિનિયસ તથા તેના સગાસંબંધી રાજ્ય ચલાવતા હતા, અને તેઓ રાજાના ઇલકાબથી ઓળખાતા હતા. પરંતુ આર્મિનિયસ આખી પ્રજાનો એકાકી રાજા થવા માગતો હતો. છેવટે લડાઈ થઇ તેમાં આર્મિનિયસ હારી ગયો હતો.)

"અવેસ્તા"માં અલ્પજનસત્તાક રાજ્યપદ્ધતિના સ્પષ્ટ ઉલ્લેખો થયેલા છે તેથી ઝિમરના અભિપ્રાયને વધુ અનુમોદન મળે છે. સ્પીગલે[૪૬૮] "યશ્ન, ૧૯, ૧૮"માંથી[૪૬૯] આ વાત પૂરવાર કરી

---

૪૬૭ ઝિમર, પૃ. ૧૬૫.

૪૬૮ પૃ. ૬૮૩.

૪૬૯ ડૉ. આઇ. જે. એસ. તારાપોરવાળાએ આનું શબ્દશઃ ભાષાંતર આ પ્રમાણે આપ્યું છે:—

છે. એમાં બે પ્રાંતોની રાજસત્તાની સરખામણી કરેલી છે. એ પૈકીની એક રાજસત્તામાં ઝરથુસ્ત્રના ઉપરાંત ઘરના, શેરીના અને શહેરના આગેવાનોનો સમાવેશ થતો હતો; પરંતુ બીજા પ્રકારની રાજસત્તામાં "દેશનો રાજા" ઉલ્લેખેલો છે તેનો ઉલ્લેખ એમાં થયેલો નથી.

વેદકાળમાં બિન-રાજસત્તાક રાજ્યપદ્ધતિ હયાતી ધરાવતી હતી તેનો વધુ પૂરાવો શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલે આપેલો છે.[૪૭૦] તેઓ "ઐતરેય બ્રાહ્મણ"માંના એક ફકરાનો ઉલ્લેખ કરે છે (૭, ૩, ૧૪). એમાં એમ કહ્યું છે કે, ઉત્તરકુરુઓમાં અને ઉત્તરમદ્રોમાં આખી જાતિને રાજપદ અપાતું હતું, અને તેમનાં "વૈરાજ્ય" (રાજા વિનાનાં રાજ્યો) કહેવાતાં હતાં.

આ મતની વિરુદ્ધમાં બે મુદ્દા ઊઠે છે. પ્રથમ તો એ કે, "ઐતરેય બ્રાહ્મણ" ના એ જ ફકરામાં એમ કહ્યું છે કે, એ બે જાતિઓ હિમાલયની પેલી મેર (**परेण हिमवंतं**) વસતી હતી; અને તેથી હિંદુસ્તાનમાં પ્રચલિત હોય એવા પ્રકારનાં તરીકે તેમનાં રાજ્યનો સ્વીકાર થઈ શકે નહિ. પરંતુ ઝિમરે[૪૭૧] સબળ

---

"(એ પાંચ) નાયકો કોણ (છે)? ઘરનો (નાયક), શેરીનો (નાયક), શહેરનો (નાયક), દેશનો (નાયક), (અને) પાંચમો ઝરથુસ્ત્ર જે દેશો જરથોસ્તી કાયદા તળેના દેશોથી જૂદા (છે) તેનો (નાયક છે).

"ઝરથુસ્ત્રનું રઘ (શહેર) ચાર નાયકોના તાબામાં છે. (તેના) નાયકો કોણ (છે)?

"ઘરનો (નાયક), શેરીનો (નાયક), શહેરનો (નાયક) અને ચોથો ઝરથુસ્ત્ર (પોતે)."

૪૭૦ "મૉડર્ન રીવ્યુ", ૧૯૧૩, પૃ. ૫૩૮.

૪૭૧ આ. લે., પૃ. ૧૦૨.

કારણો આપી એમ જણાવ્યું છે કે, એ બન્ને જાતિઓ તળ હિંદુસ્તાનમાં– કાશ્મીરમાં અને તેની આસપાસના પ્રદેશમાં– વસતી હતી. તે એમ પણ કહે છે કે, મધ્યદેશમાં રહેનારા લોકોને કાશ્મીર **'परेण हिमवंतं'** લાગે એ સ્વાભાવિક છે.

બીજો મુદ્દો એ છે કે, જે "વૈરાજ્ય" શબ્દને શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલે "રાજા વગરનાં રાજ્યો"ના અર્થમાં લીધો છે તેને મૅક્ડોનેલે તથા કીથે[૪૭૨] કોઇ પ્રકારની રાજસત્તા દર્શાવનારા શબ્દ તરીકે ગણ્યો છે. ચાર દિશામાંના રાજ્યતંત્રના સ્વરૂપનો ઉલ્લેખ કરનારાં નીચેના ચાર વાક્યો આપણે સરખાવી જોઇશું તો એ બે વિદ્વાનોનો ઉક્ત અર્થ બંધ બેસતો નથીઃ—

**"ये के च प्राच्यानां राजानः साम्राज्यायैव तेऽभिषिच्यंते ॥"**
**"ये के च सत्त्वतां राजानः भोज्यायैव तेऽभिषिच्यंते ॥"**
**"ये के च नीच्यानां राजानः येऽपाच्यानां स्वराज्यायैव तेऽभिषिच्यंते ॥"**
**"ये के च परेण हिमवंतं जनपदा उत्तरकुरव उत्तरमद्रा इति वैराज्यायैव तेऽभिषिच्यंते ॥"**

છેલ્લા વાક્યમાં **"राजानः"**ના સ્થાને **"जनपदाः"** શબ્દ મૂક્યો છે તે કાંઇ અચાનક બની આવેલું ગણી શકાય નહિ. એમાં પ્રજાસત્તાક રાજ્યતંત્રનો ઉલ્લેખ થયો છે, એવા શ્રીયુત જયસ્વાલના મતને આથી અનુમોદન મળે છે.

"અથર્વવેદ" માંનો એમ શ્લોક (૫, ૧૮, ૧૦) એમ ચોક્કસ પૂરવાર કરે છે કે, વેદકાળમાં બિન–રાજસત્તાક રાજ્યતંત્રનું અસ્તિત્વ હતું. બ્રાહ્મણની ગાયનો વધ થતાં જે ગાળોનો વરસાદ વરસાવવામાં આવેલો તેના અંગે એ શ્લોક લખાયેલો છે. એ શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**"ये सहस्रम् अराजन्नासन् दशशता उत ।**
**ते ब्राह्मणस्य गां जग्धा वैतहव्या पराभवन् ॥"**

---

૪૭૨ વે. ઇ., ૨, પૃ. ૨૨૧.

વ્હિટનીએ એનો તરજુમો નીચે પ્રમાણે કર્યો છેઃ—

"જે એક હજાર ઉપર રાજ્ય ભોગવતા હતા, અને દસ હજાર હતા તે વૈતહવ્યો બ્રાહ્મણની ગાય મારી ખાવાથી નાશને પામ્યા." (વ્હિટનીકૃત "અથર્વવેદ," પૃ. ૨૫૧.)

ઝિમરે,[૪૭૩] મુરે અને બીજા વિદ્વાનોએ આનાથી જરા જુદું પડતું નીચેનું ભાષાંતર કર્યું છેઃ—

"વીતહવ્યના જે વંશજો એક હજાર માણસો ઉપર રાજ્ય ચલાવતા હતા, અને સંખ્યામાં દસ હજાર હતા, તેમણે બ્રાહ્મણની ગાય મારી ખાધી ત્યારપછી તેમનો પરાભવ થયો." (મુરકૃત "ઓરીજિનલ સંસ્કૃત ટેક્સ્ટસ," ૧, ૨૮૫.)

મતભેદ ગમે તેવો હોય તો પણ એટલી વાત તો ચોક્કસ છે કે, એક હજાર વૈતહવ્યો કોઈ પ્રદેશ ઉપર રાજ્ય ભોગવતા હતા; અને તેથી અહીં અલ્પજનસત્તાક કે પ્રજાસત્તાક રાજ્યતંત્ર અનુભવતી પ્રજાનો ઉલ્લેખ થયો છે એમ બેશક કહી શકાય તેમ છે.[૪૭૪] એટલું પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે, પાછળના સમયની બિન-રાજસત્તાક રાજ્યતંત્રવાળી પ્રજાની માફક એ પ્રજા પણ બ્રાહ્મણ-વિરોધી હતી.

[૨]

વેદકાળ પછીના સમયમાં પ્રજાસત્તાક રાજ્યતંત્ર અસ્તિત્વ ધરાવતું હતું, એમ અનેક પૂરાવાથી સાબીત કરી શકાય તેમ છે. કાલાનુક્રમે સૌથી પહેલું પાણિનિકૃત વ્યાકરણ વિચારવાનું આવે

૪૭૩ આ. લે., પૃ. ૨૦૦.

૪૭૪ 'એક હજાર ઉપર રાજ્ય ચલાવતા એક હજાર લોકો,' એવો જે અર્થ મુરે અને ઝિમરે કર્યો છે તે આપણે માન્ય રાખીએ તો રાજ્યતંત્ર પ્રજાસત્તાક હોવું જોઈએ. ૧,૦૦૦ની સંખ્યા અલબત્ત રૂઢિપ્રધાન સમજવી જોઈએ.

**પાણિનિકૃત વ્યાકરણમાં સંઘોના ઉલ્લેખ.**

છે. એમાં રાજકીય સંઘરૂપ સંસ્થાઓના અસ્તિત્વના સ્પષ્ટ ઉલ્લેખો થયેલા છે. દાખલા તરીકે, "**संघे चानौत्तराधर्ये**"[૪૭૫] સૂત્ર એમ બતાવી આપે છે કે, તે કાળમાં સંઘરૂપ સંસ્થાના સ્વરૂપનો પૂરેપૂરો ખ્યાલ લોકોને હતો ખરો; કારણ કે અહીં કેવળ સમૂહથી 'સંઘ'ને તદ્દન જૂદો ગણ્યો છે; અને તેથી એમ સ્પષ્ટ થાય છે કે, સંઘની સ્પષ્ટ વ્યવસ્થા રહેતી, અને તે સંસ્થા ધારાધોરણથી બંધાયેલી હતી.

વળી, અધ્યાપક દે. રા. ભાંડારકરે કહ્યું છે[૪૭૬] તેમ, બીજા એક સૂત્રના[૪૭૭] આધારે પણ આ જ નિર્ણય થઈ શકે છે. એ સૂત્રમાં પાણિનિ કહે છે કે, જેમ '**संघात**' શબ્દ કેવળ સમૂહ સૂચવે છે તેમ '**संघ**' શબ્દ કેવળ સમૂહ સૂચવતો નથી; તે તો 'ગણ' એટલે ખાસ પ્રકારનો સમૂહ અથવા 'સંઘરૂપ સમૂહ' સૂચવે છે. વળી, **संघांक–लक्षणेश्वन्यञिनामण्**–એવા પાણિનિના સૂત્ર" તરફ શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલે આપણું ધ્યાન ખેંચ્યું છે. તેનો અર્થ એવો છે કે, " સંઘના અંક અને લક્ષણ પરત્વે (અર્થાત્, દર્શાવવાને) જે નામોના અંતમાં **ञ्**, **यञ्** કે **इञ्** હોય તે નામને **अण्** પ્રત્યય લાગે છે."[૪૭૮] આથી સંઘોની હયાતી સાબીત થાય છે એટલું જ નહિ, પણ સંઘનાં અંક અને લક્ષણ પણ હતાં એમ જણાઈ આવે છે. એ 'લક્ષણ' પાછળના સમયના સંસ્કૃતસાહિત્યમાંનાં 'લાંછન' ગણી શકાય, એમ શ્રીયુત જયસ્વાલ કહે છે.[૪૭૯]

અનેક સૂત્રોમાં પાણિનિએ 'પૂગ'[૪૮૦] 'વ્રાત'[૪૮૧] અને 'આયુધજીવિસંઘ'[૪૮૨] નામક સંઘરૂપ સંસ્થાઓ ગણાવી છે. 'પૂગ'નો

---

૪૭૫ ૩, ૩, ૪૨. ૪૭૬ "કાર્માઈકલ લેક્ચર્સ, ફર્સ્ટ સીરીઝ," પૃ. ૧૪૧-૧૪૨. ૪૭૭ ૩, ૩, ૩૬. ૪૭૮ જ. બી. ઓ. રી. સો., પુ. ૫, પૃ. ૨૭. ૪૭૯ જ. બી. ઓ. રી. સો., પુ. ૫, પૃ. ૨૭. ૪૮૦ ૫, ૩, ૧૧૨. ૪૮૧ ૫, ૩, ૧૧૩. ૪૮૨ ૫, ૩, ૧૧૪.

અર્થ આપણે પ્રથમ ચર્ચી ગયા છીએ. 'વ્રાત'નો ખરો અર્થ કરાવવાનું કામ અઘરૂં થઇ પડે છે; અને એનો કોઈ ચોક્કસ અર્થ હજીસુધી અપાયેલો જાણ્યામાં નથી. "કાશિકાભાષ્ય"માં એની સમજુતી આ પ્રમાણે આપી છે:–"**नानाजातीया अनियतवृत्तय उत्सेधजीविनः संघा व्राताः॥**"[૪૮૩] આમાંના પહેલા વિશેષણથી તે સામાજિક સંસ્થાથી જૂદી પડે છે, અને બીજા વિશેષણથી તે ઔદ્યોગિક સંસ્થાથી જૂદી પડે છે. ત્રીજા વિશેષણનો અર્થ "વધ કરીને જીવતા" એમ થાય છે, એવું શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે. આ અર્થ પ્રમાણે, 'વ્રાત' એટલે પાછળના સમયના 'ઠગી'ના જેવી 'લૂટારાની ટોળી.' કાત્યાયનના[૪૮૪]"**नानायुधधरा व्राताः समवेतास्तु कीर्तिताः**"[૪૮૫] એ વાક્યથી આ મતને ટેકો મળે છે. '**आयुधजीविसंघ**' એટલે 'લડાયક લોકોનો સંઘ.' "પાણિનિ, ૫, ૩, ૧૧૭" ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, આ પંક્તિમાં યૌધેય લોકોનો સમાવેશ થતો હતો. યૌધેય લોકોનો ઇતિહાસ હવેપછી વિગતવાર આપવામાં આવશે; પરંતુ આવા દાખલાઓથી એમ બેશક સાબીત થાય છે કે, 'આયુધજીવિસંઘ' શબ્દથી સ્વતંત્ર રાજકીય સંસ્થાઓનો અથવા તો બિન-રાજસત્તાક રાજ્યોનો ઉલ્લેખ થતો હતો.

[૩]

ત્યારપછી બૌદ્ધ અને જૈન સાહિત્યમાંથી આપણને કેટલીક

---

૪૮૩ "જૂદી જૂદી જાતિના, ગુજરાનના ચોક્કસ સાધન વિનાના, અને વધ કરીને જીવતા (લોકોનો) સંઘ તે વ્રાત."

૪૮૪ "વીરમિત્રોદય," પૃ. ૪૨૬ ઉપર ઉદ્ધૃત.

૪૮૫ "પોતાના હાથમાં વિવિધ હથિયારો ધરાવનારા લોકોનો સંઘ 'વ્રાત' કહેવાય છે." 'ઉત્સેધ' એટલે પણ 'સંઘ' હોવાથી, '**उत्सेधजीविनः**' શબ્દથી વિવિધ પ્રકારના રોજિંદા મજુરોનો સંઘ દર્શાવાતો હોય, એ સંભવિત છે.

માહિતી મળી શકે છે. "અવદાન–શતક" માંના એક ફકરાથી[૪૮૬] એમ સિદ્ધ થાય છે કે, રાજસત્તાક રાજ્યોની સાથેસાથે પ્રજાસત્તાક રાજ્યો પણ હયાતી ધરાવતાં હતાં. ૮૮ મા અવદાનમાં કહ્યું છે કે, મધ્યદેશના કેટલાક વેપારીઓ દક્ષિણ હિંદુસ્તાનમાં ગયા ત્યારે તેમને એમ પૂછવામાં આવ્યું કે "તમારા દેશમાં કયા પ્રકારની રાજ્યપદ્ધતિ ચાલે છે ?" તેમણે જવાબ આપ્યો કે, "કેટલાક પ્રાંતો ઉપર રાજાઓ રાજ્ય કરે છે, અને બીજા પ્રાંતો ઉપર 'ગણો' રાજ્ય કરે છે."[૪૮૭] એની પહેલાંના જૈન "આયારંગ–સુત્ત"માં પણ "ગણ–રાય" નો (જે પ્રદેશ ઉપર ગણની સત્તા ચાલતી હોય તેનો) ઉલ્લેખ થયેલો છે.[૪૮૮]

**બૌદ્ધ સાહિત્યમાંથી પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિનો પૂરાવો.**

ગૌતમ બુદ્ધના સમયમાં અસ્તિત્વ ધરાવતા જે લોકોનો ઉલ્લેખ બૌદ્ધ લેખકોએ કરેલો છે તે લોકોની યાદી અધ્યાપક ર્‌હાઇસ ડેવિડ્ઝે તૈયાર કરી છે તે નીચે પ્રમાણે છે:—

**બૌદ્ધ સાહિત્યમાં બિન–રાજસત્તાક રાજ્યોનો ઉલ્લેખ.**

(૧) કપિલવસ્તુના શાકયો.
(૨) સુંસુમાર પર્વતના ભગ્ગો.
(૩) અલ્લકપ્પના બુલિઓ.
(૪) કેસપુત્તના કાલામો.

---

૪૮૬ શ્રીયુત રામપ્રસાદ ચંદાએ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારનું ધ્યાન ઉક્ત ફકરા તરફ ખેંચ્યું હતું.

૪૮૭ "**केचिद्देशा गणाधीनाः केचिद्राजाधीना इति ॥**"

૪૮૮ બિન–રાજસત્તાક રાજ્યતંત્રની હયાતીના પૂરાવા આપનારા બીજા ફકરાઓ માટે ર્‌હાઇસ ડેવિડ્ઝના, જયસ્વાલના અને દે. રા. ભાંડારકરના લખાણમાંના ઉપર્યુક્ત ઊતારાઓ સરખાવો.

(૫) રામગામના કોલિયો.
(૬) કુસિનારાના મલ્લો.
(૭) પાવાના મલ્લો.
(૮) પિપ્ફલિવનના મોરિયો.
(૯) મિથિલાના વિદેહો
(૧૦) વેસાલિના લિચ્છવીઓ } =વજ્જિયન લોકો.[૪૮૯]

આ બધા લોકો બિન-રાજસત્તાક રાજ્યતંત્રમાં વસતા હતા, એમ આપણે સાધારણ રીતે માની લઈએ તો પણ તેમાંના કોઈ લોકોના વિગતવાર બંધારણ વિષે આપણને કાંઈ માહિતી મળી શકતી નથી. "મહાપરિનિર્વાણ-સુત્ત" માંના એક ફકરામાં બુદ્ધ ભગવાને કહ્યું છે કે, એમાં લખેલી શરતો વજ્જિયનો પાળે તો તેમની અવનતિ ન થતાં ઉન્નતિ થાય. એ ફકરા ઉપરથી આપણે ઉક્ત લોકોના રાજ્ય-બંધારણની સામાન્ય ભાવનાનો ખ્યાલ બાંધી શકીએ. એક સમયે બુદ્ધ ભગવાન રાજગૃહમાં હતા ત્યારે મગધના રાજા અજાતશત્રુએ વજ્જિયનોનો નાશ કરવાનો ઠરાવ કર્યો, અને બુદ્ધ ભગવાનની સલાહ લેવાને તેણે પોતાના વજીરને મોકલ્યો. બુદ્ધ ભગવાનને સંદેશો કહેવામાં આવ્યો ત્યારે તેમણે આનંદને કહ્યું કે, "હે આનંદ! વજ્જિયનો સ્વતંત્ર વાતાવરણમાં વખતોવખત જાહેર સભાઓ ભરે છે તે તેં સાંભળ્યું છે?"

તેણે કહ્યું કે, "ભગવાન! મેં એમ સાંભળ્યું છે." બુદ્ધે તેને કહ્યું કે, "જ્યાંસુધી વજ્જિયનો સ્વતંત્ર વાતાવરણમાં આવી જાહેર સભાઓ ભરતા રહેશે ત્યાંસુધી તેમની અવનતિ ન થતાં ઉન્નતિ થશે એવી આશા રાખવી."

**લિચ્છવી લોકોનું રાજ્યબંધારણ.**

---

૪૮૯ "બુદ્ધિસ્ટ ઈંડિયા," પૃ. ૨૨. જૈન સાહિત્યના આધારે આ યાદીમાં "કાશીના મલ્લો" ઉમેરી શકાય. જુઓ જેકોબિ તરફથી સંપાદિત "જૈન કલ્પસૂત્ર," પૃ. ૬૫.

[ આ પ્રમાણે આનંદને પ્રશ્ન કરતાંકરતાં અને તેના તરફથી જવાબ મેળવતાંમેળવતાં છેવટે, જે બીજી શરતો પળાતાં વજ્જિયનોની એકસંપી પ્રજાનું અવશ્ય કલ્યાણ થાય તે બુદ્ધ ભગવાને આ પ્રમાણે જણાવી:—]

“હે આનંદ! જ્યાંસુધી વજ્જિયનો ઐક્યથી એકત્ર થશે અને પોતાનાં કામ ઐક્યથી પાર પાડશે, જ્યાંસુધી રૂઢ ન હોય એવો કોઇ પણ કાયદો તેઓ ઘડશે નહિ, ઘડાયેલો કોઈ પણ કાયદો તેઓ રદ-બાતલ કરશે નહિ, અને પૂર્વકાળમાં સ્થાપિત થયેલી વજ્જિયનોની પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે તેઓ વર્તશે, જ્યાં સુધી તેઓ વજ્જિયન વૃદ્ધોને માન આપશે અને ચાહશે અને પૂજ્ય ગણશે અને મદદ આપશે, તથા તેમનું કહ્યું કરવું એ પોતાની ફરજ છે એમ ગણશે ......ત્યાંસુધી વજ્જિયનોની અવનતિ ન થતાં ઉન્નતિ થશે એવી આશા રાખવી.”[૪૯૦]

આથી એમ સમજાય છે કે, આ બાબતમાં પ્રજાસત્તાક રાજ્ય-તંત્રમાં સદ્‌ગુણો હતા તથા દુર્ગુણો પણ હતા. એક તરફથી જુવાન અને વૃદ્ધ સભાસદોની બનેલી, રાજ્યમાં સર્વોપરિ સત્તા ધરાવતી, નવા કાયદા ઘડવાની સત્તા ધરાવતી અને જૂના કાયદા રદબાતલ કરવાની સત્તા ધરાવતી સામાન્ય સભા હયાતી ધરાવતી હતી, ત્યારે બીજી તરફથી સબળ રાજસત્તાક રાજ્યપદ્ધતિમાં સ્થિરતાનો જે ગુણ હોય છે તે તેમનામાં ન હતો તેમ જ તેમના ઐક્યનો ભંગ થવાનો તથા ક્રાંતિકારક ફેરફારો દાખલ કરવાની ઇચ્છા તેમનામાં ઊભી થવાનો સંભવ હંમેશાં રહેતો હતો. તેમ છતાં પણ, એકંદરે સૌ લોકો તે સંસ્થા તરફ માનની દૃષ્ટિથી જોતા, અને ખુદ બુદ્ધ ભગવાન પણ તેનાં વખાણ કરતા. લિચ્છવીઓને ઉદ્દેશીને બુદ્ધ ભગવાને કહ્યું છે કે, “હે ભાઈઓ! જે ભાઈઓએ તાવતિંસ દેવોને કદિ જોયા

---

૪૯૦ સે. બુ. ઈ., ૬, ૧૧, પૃ. ૩–૪.

નથી તેઓ તાવતિંસ દેવોની સભાના જેવી લિચ્છવીઓની આ સભા (પરિસમ્) નિહાળે, લિચ્છવીઓની આ સભા જુએ, લિચ્છવીઓની આ સભા સરખાવે."[૪૯૧]

બુદ્ધ ભગવાન પ્રજાસત્તાક રાજ્યતંત્રની બાબતમાં દેવદૂત જેવા હતા. ધર્મતંત્રની પોતાની પદ્ધતિમાં તેમણે પ્રજાકીય તત્ત્વોનો સ્વીકાર કર્યો હતો, અને જે શરતોએ વજ્જિયનો અવનત ન થતાં ઉન્નત થાય તે (ઉપર્યુક્ત) શરતો તેમણે પોતે વજ્જિયનોને બતાવી હતી.[૪૯૨] એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે પોતાની જાતિના કલ્યાણને માટે પણ લગભગ એ જ શબ્દો વાપરીને એવી જ શરતો તેમણે દર્શાવી હતી.[૪૯૩] દેખીતી રીતે જીવનનાં બે ભિન્ન ક્ષેત્રોમાં કામ કરી રહેલાં આ બે બંધારણો વચ્ચેનું ગૂઢ સામ્ય તેઓ જોઇ શક્યા હતા, અને બન્ને બંધારણોમાં સમાન અવગુણો રહેલા હતા એમ સ્વાભાવિક રીતે તેઓ સમજી ગયા હતા.

જાતકકથાઓની પ્રાસ્તાવિક ઉપકથાઓમાંથી લિચ્છવી જાતિના લોકો વિષે કેટલીક માહિતી મળી આવે છે. દાખલા તરીકે, "એકપણ્ણ-જાતક" ( અંક ૧૪૯, ૧, ૫૦૪ ) માં કહ્યું છે કે, વૈશાલિ નગરમાં " રાજ્ય ચલાવવાને હંમેશાં સાત હજાર સાત સો ને સાત રાજાઓ હતા, અને તેટલા જ ઉપરાજે, સેનાપતિઓ અને ખજાનચીઓ હતા." "ચુલ્લકાલિંગ-જાતક" (અંક ૩૦૧, ૩, ૧) માં થોડીક વધારે વિગત સાથે એવી જ માહિતી આપી છેઃ- " દંતકથા કહે છે કે, રાજકુટુંબના સાત હજાર સાતસો ને સાત લિચ્છવીઓ વેસાલિમાં વસતા હતા, અને તે તમામને દલીલ ને તકરાર કરવાની ટેવ પડી હતી." તદુપરાંત " ભદ્દસાલ-જાતક " ( અંક ૪૬૫, ૪, ૧૪૯) માં " વેસાલિ નગરમાંના જે તળાવમાંથી રાજા-

---

૪૯૧ સે. બુ. ઈ., ૬ ૧૧, પૃ. ૩૨. ૪૯૨ સે. બુ. ઈ., પૃ. ૧૧, પૃ. ૪.
૪૯૩ સે. બુ. ઈ, પૃ. ૧૧, પૃ. અને આગળ

ઓનાં કુટુંબો ધર્મક્રિયાર્થે સિંચન કરવા માટે પાણી લેતાં હતાં તે તળાવ " નો ઉલ્લેખ કરેલો છે. તેમાં એમ કહ્યું છે કે, " એ તળાવની પાસે અંદરથી તેમ જ બહારથી મજબુત પહેરો ગોઠવવામાં આવ્યો હતો; તેના ઉપર લોઢાની જાળી પાથરેલી હતી; અંદર પેસવાને પક્ષીને પણ અવકાશ મળતો નહિ. " એ જ જાતકમાં એવી કથા કહી છે કે, કોસલના સેનાપતિએ પોતાની પત્નીને એ તળાવમાં સ્નાન કરાવીને એ તળાવની પવિત્રતાનો ભંગ કર્યો તેથી ગુસ્સે થયેલા પાંચ સો લિચ્છવી રાજાઓ તેની પાછળ પડયા હતા.

જાતકોની જે પ્રાસ્તાવિક ઉપકથાઓમાંથી ઉપર્યુક્ત હકીકત અહીં આપી છે તે જે તે બનાવ બન્યા પછી વર્ષો વીત્યે, અલબત્ત, લખાયેલી છે તો પણ, આપણે તેમાંની હકીકતને છેક જ અવિશ્વસનીય તો ન જ ગણી શકીએ. તેમાં જે આંકડાઓ આપેલા છે તેને આપણે ખાસ મહત્ત્વ ન આપીએ તો પણ તેમાં જે સામાન્ય પદ્ધતિ વર્ણવી છે તે ખરેખરી વસ્તુસ્થિતિથી બહુ જૂદી પડતી નહિ હોય એમ આપણે ગણી લઇ શકીએ. દાખલા તરીકે, જે " સાત હજાર સાત સો ને સાત "ની સંખ્યા એમાં ગણાવી છે તેને રૂઢિપ્રધાન આપણે માનીએ તો પણ, એટલું તો આપણે સ્વીકારવું જોઇએ કે, રાજ્યની સર્વોપરિ સભામાં ઘણાઘણા સભાસદો રહેતા, અને તેથી તેને પ્રજાકીય સભા આપણે ગણવી જોઇએ. " મહાપરિનિર્વાણ–સુત્ત "માંનાં બુદ્ધ ભગવાનનાં વચનમાંથી આપણે જે સારોદ્ધાર કર્યો છે તેની સાથે આ વાત બંધ બેસે છે. તમામ સભાસદોને દલીલ અને તકરાર કરવાની ટેવ પડી હતી, એવું જે કથન " ચુલ્લકાલિંગ–જાતક " માં કરેલું છે તેથી એમ કદાચ સાબીત થઈ શકે કે, પ્રજાપ્રતિનિધિસભા રાજ્યબંધારણનું કેવળ ઔપચારિક અંગ ન હતું, પણ તે પ્રવૃત્તિમાન અને બલિષ્ઠ હતી અને રાજ્યતંત્રમાં ખરેખરી સત્તા ભોગવતી હતી. આવી સભાના સભાસદોનો દરજ્જો કેવો હતો, તેમ જ તેમણે કેવી જોખમદારીનું કામ કરવું

પડતું, તેનો ખ્યાલ વૈશાલિમાંના તળાવ વિષેની વિચિત્ર હકીકત ઉપરથી આપણને આવી શકે છે. એ આખી કથા ઉપજાવી કાઢવામાં પ્રજાની કલ્પનાનો અંશ અલબત્ત હોવો જોઇએ; પરંતુ એમાંથી કાંઇક અંશે ઐતિહાસિક સત્ય આપણે ન મેળવી લઇએ તો પરીક્ષાત્મક ભાવનાની ખામી આપણામાં છે એમ ગણાય. એમ જણાય છે કે, રાજ્યમાં રાજાનો અભિષેક થાય છે તેમ ઉક્ત સર્વોપરિ સભાના દરેક સભાસદે અમુક રીતનો અભિષેક કરાવવો પડતો; અને વૈશાલિ નગરમાં આ કામ માટે ખાસ વપરાતા તળાવમાં સ્નાન કરવું, એ અભિષેકની ક્રિયાનું મહત્ત્વનું અંગ મનાતું. એ સભાના સભાસદોમા કેટલો બધો વિશ્વાસ રખાતો તેની, તેમ જ તેમના હોદ્દાના અંગે તેમના ઉપર કેટલી બધી જોખમદારી રહેતી તેની પુરેપુરી સાબીતી ઉક્ત પવિત્ર ધર્મક્રિયાથી જ આપણને મળી રહે છે.

હવે સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન થાય છે કે, એ સભાસદોની પસંદગી કેવી રીતે થતી હશે? "એકપણ્ણ–જાતક" (૧, ૫૦૪) ઉપરથી એમ જણાય છે કે, સાત હજાર સાત સો ને સાત રાજાઓ હતા તેવા ને તેટલા ઉપરાજો, સેનાપતિઓ અને ખજાનચીઓ પણ હતા. આનો અર્થ એ થાય કે, રાજ્યવહીવટના કામે જરૂરના તમામ અમલદારો દરેક સભાસદ પાસે રહેતા હતા. આથી એમ લાગે છે કે, સભાનો દરેક સભાસદ એકેક વહીવટી એકમનો ઉપરિ હતો. બીજી રીતે કહીએ તો, આખા રાજ્યમાં અનેક વહીવટી એકમો રહેતા, અને તેમાંનો દરેક એકમ નાનકડા રાજ્યના જેવો હતો તેમ જ તેમાં સંપૂર્ણ વહીવટી તંત્ર જોવામાં આવતું. આખા રાજ્યનું તંત્ર સભાના હાથે ચાલતું. એ સભામાં ઉક્ત નાનકડાં રાજ્યોના ઉપરિઓ બેસતા. એ ઉપરિઓની પાસે તેમના મુખ્ય અમલદારો રહેતા. જે લોકો ઍથેન્સના નગરરાજ્યના ક્લીસ્થેનિયન બંધારણથી વાકેફગાર હશે તેમને વૈશાલિના નગરરાજ્યમાં તેનો આબેહુબ નમૂનો મળી આવ્યા વગર રહેશે નહિ; કેમ કે, ઍથેન્સમાં પણ મધ્યસ્થ સભા રહેતી; 'ડેમીસ'

નામક નાનકડા સ્થાનિક એકમોના પ્રતિનિધિઓ એ સભામાં બેસતા; એ સ્થાનિક એકમો પોતપોતાની હદમાં પોતપોતાનાં કામો કરી લેતા, કેમ કે તેઓ "અમલદારો, સભાઓ અને સહિયારી મિલ્કત ધરાવનારી સંઘરૂપ સંસ્થાઓ" હતી.

**ગણનું સ્વરૂપ**

લિચ્છવીને 'ગણ' નામ આપવામાં આવ્યું છે. આ ગ્રંથના પૃ. ૧૨૪ ઉપર આપણે કહી ગયા છીએ કે, સ્મૃતિસાહિત્યમાં ગામડાંની કે શહેરોની સંઘરૂપ સંસ્થાઓ માટે એ શબ્દ વપરાતો હતો. શિલાલેખોના તેમ જ સિક્કાઓના આધારે એમ પૂરવાર થઇ શકે છે કે, સ્વતંત્ર રાજકીય શ્રેણીઓ માટે પણ એ શબ્દ વપરાતો હતો. શિલાલેખોમાં માલવગણના અને યૌધેયગણના ઉલ્લેખો જોવામાં આવે છે. સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખમાં તેમને રાજ્યોથી સ્પષ્ટ રીતે જૂદા ગણેલા છે. તેમણે જે સિક્કાઓ પડાવેલા તે જોતાં એમ બેશક કહી શકાય છે કે, તેઓ સ્વતંત્ર સંઘાત્મક સંસ્થારૂપ હતા. વિજયગઢના સ્તંભલેખમાં ચોકખું કહ્યું છે કે, યૌધેયગણ પોતાના નાયકની પસંદગી કરતો, અને તે નાયક સેનાપતિ તરીકે પણ કામ કરતો.[૪૯૪]

"વીરમિત્રોદય" (પૃ. ૪૨૬) માં કાત્યાયનનું નીચેનું કથન ઉદ્‌ધૃત કર્યું છે:—

"**कुलानां हि समूहस्तु गणः संपरिकीर्तित इति ॥**"

'**कुल्**' ધાતુનો અર્થ 'એકત્ર થવું' થાય છે તેથી '**कुल**'

---

૪૯૪ "**यौधेयगणपुरस्कृतस्य महाराजमहासेनापतेः ॥**" ફ્લીટે તેનું ભાષાંતર આમ કર્યું છે:—"યૌધેય ગણના નાયક બનાવેલા મહારાજનો ને મહાસેનાપતિનો" (ગુ. ઈ., પૃ. ૨૫૨). આ ભાષાંતર વિષે વાંધો ન લઈ શકાય; કેમ કે શબ્દકોશમાં '**पुरस्कृत**' નો અર્થ 'વરેલું' આપેલો છે.

શબ્દનો અર્થ 'સમૂહ' અથવા 'જાતિ' થાય છે.[૪૯૫] આ અર્થ લેતાં '**ગણ**'નો અર્થ 'વિવિધ સમૂહોનો સંગ્રહ' અથવા 'વિવિધ જાતિઓનો સંગ્રહ' થાય. જાતકકથાઓના આધારે લિચ્છવીઓની સર્વોપરિ સભાના બંધારણ વિષે ઉપર જે મત દર્શાવ્યો છે તેને આ વાત બંધ બેસે છે. આથી એમ સિદ્ધ થાય છે કે આમાંની દરેક જાતિ નાનકડા રાજ્યરૂપ હતી તથા અમલદારોનું સંપૂર્ણ મહેકમ તેમાં હતું, અને આખા રાજ્યનો વહીવટ કરનારી સર્વોપરિ સભામાં આ જાતિઓના નાયકો બેસતા. રાજ્યના નાનામાં નાના વહીવટી એકમોના નાયકોની બનેલી મધ્યસ્થ સભાનો દાખલો "મહાવગ્ગ" (૫,૧) માં મગધના રાજ્યના સંબંધમાં નોંધાયેલો છે, એ ધ્યાનમાં લેવા જેવું છે. બિબિસારના રાજકાળ દરમ્યાન સભા મળી હતી. લિચ્છવીઓના જે બંધારણની ચર્ચા અહીં આપણે કરી રહ્યા છીએ તે એ જ સમયમાં અસ્તિત્વ ધરાવતું હતું.

મહાવીરના પરલોકવાસની રાત્રિએ પ્રકટેલી પ્રભાના સંબંધમાં જૈન "કલ્પસૂત્ર" આમ કહે છેઃ—"**नव मल्लई नव लेच्छई कासी कोसलस्य अट्ठारस वि गणरायाणो.**"[૪૯૬] આમાંના '**नव गणरायाणो**' નો અર્થ ચોક્કસ નથી.

**લિચ્છવી ગણના વહીવટી અમલદારો.**

સર્વોપરિ સભાના પેલા કહેવાતા ૭૭૦૭ લિચ્છવી રાજાઓ પૈકીના નવ રાજાઓનો ઉલ્લેખ એમાં થયો હોય, એમ આપણે માનીએ; પરંતુ એનો અર્થ એ થાય કે, લિચ્છવી ગણના બહુ જ મર્યાદિત ભાગમાં જૈન સંપ્રદાય ફેલાયેલો હતો; અને જૈન લેખક આવી હકીકત કબૂલ રાખે એ બનવાજોગ નથી. એનો બીજો અર્થ

---

૪૯૫ શ્રીયુત દે. રા. ભાંડારકર '**कुल**'નો અર્થ 'કુટુંબ' કરે છે, અને ગણનું બંધારણ જૂદી રીતે સમજાવે છે. ( જુઓ કા. લે., પુ. ૧, પૃ. ૧૬૦ અને આગળ. )

૪૯૬ જેકોબિ તરફથી સંપાદિત "કલ્પસૂત્ર", પૃ. ૬૫.

પણ સંભવે છે. લિચ્છવી ગણના નવ રાજાઓ અથવા નાયકો અર્થાત્ વહીવટી અમલદારો એ શબ્દોથી સૂચવાતા હોય એ સંભવિત છે. શ્રેણીઓ પોતાના કામકાજના નિકાલને માટે વહીવટી અમલદારો નીમતી, એ આપણે જોઈ ગયા છીએ; અને એક કે વધુ અમલદારની મદદ વગર મહાસભા રાજ્યનાં કામકાજનો નિકાલ કરી શકે એ માની શકાતું નથી. આથી '**नव गणरायाणो**'નો પ્રયોગ લિચ્છવીઓના આખા રાજ્યને ઉદ્દેશીને થયો હોવો જોઈએ. આખા ફકરાના ભાવાર્થની સાથે આ અર્થ બંધ બેસે પણ છે.

**લિચ્છવીઓમાં ન્યાયનો વહીવટ.**

લિચ્છવીઓમાં ન્યાય કેવી રીતે ચૂકવાતો તેના સંબંધમાં આપણને થોડીક માહિતી મળે છે. એ પદ્ધતિમાંની અતિશય પ્રજાસત્તાક ભાવના આપણું ખાસ ધ્યાન ખેંચે છે, અને આ 'બિન-રાજસત્તાક' રાજ્યોમાં ન્યાયનો વહીવટ કેવી રીતે થતો તેના વિષે એના વડે આપણે કાંઈક ખ્યાલ બાંધી શકીએ છીએ. "અટ્ઠકથા"ના આધારે[૪૯૭] એમ જણાય છે કે ગુનેગારને સૌથી પહેલાં 'વિનિચ્છય મહામત્ત" નામક અમલદાર પાસે મોકલવામાં આવતો. એ અમલદારને તે નિર્દોષ લાગતો તો તે તેને છોડી દઈ શકતો; પણ તેને એ તકસીરવાન લાગતો તો તેનાથી એને દંડ થઈ શકતો નહિ, પરંતુ તેણે એને "વોહારિક"ની ઉપલી અદાલત તરફ મોકલવો પડતો. એ અદાલતને તે નિર્દોષ લાગતો તો તે પણ એને છોડી દઈ શકતી; પણ તેને એ તકસીરવાન લાગતો તો તેણે એને "સુત્તધર"ની ઉપલી અદાલત તરફ મોકલવો પડતો. આવું જ કામ કરનારી "અટ્ઠકુલક", "સેનાપતિ" અને "ઉપરાજ" નામક બીજી ત્રણ અદાલતો રહેતી. તે દરેકનો અમલદાર ગુનેગારને નિર્દોષ ગણતો તો તેને છોડી દઈ શકતો, પણ તેને એ તકસીરવાન લાગતો તો તેણે એને પોતાની અદાલતથી

---

૪૯૭ જુઓ જ. એ. સો. બેં., ૭, પૃ. ૯૯૩–૯૯૪ ઉપરનું ટર્નૂરકૃત ભાષાંતર.

ઉપલી અદાલત તરફ મોકલવો પડતો. માત્ર રાજાની છેલ્લી અદાલતને દંડ કરવાનો અધિકાર રહેતો, અને દંડ કરવાની બાબતમાં રાજાએ '**पवेनिपुस्तक**' નો (પ્રમાણભૂત ફેંસલાના પુસ્તકનો) આધાર લેવો પડતો. આમ વ્યક્તિના હક્કનું જે રક્ષણ થતું તેની જોડ જગતમાં જોઈ નહિ જડે. અનુક્રમે સાત અદાલતોએ તેને **સર્વાનુમતે** તકસીરવાન ઠરાવ્યો હોય તો જ તેને સજા થઈ શકે, અને તેમાંની એક જ અદાલતે તેને નિર્દોષ ઠરાવ્યો હોય તો પછી તે સુરક્ષિત રહે, એ પદ્ધતિ અપૂર્વ ગણાય. જે રાજ્યમાં પ્રજા પોતે રાજ્ય ચલાવતી હોય તે રાજ્યમાં પ્રજાના હક્ક આમ સુરક્ષિત રહે, એ યોગ્ય જ હતું.

લિચ્છવી ગણના ઉપરાંત ફક્ત શાક્ય ગણના બંધારણ વિષે કાંઈક ચોક્કસ માહિતી આપણને મળી શકે છે.

**શાક્ય ગણ.** અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝે ઉપલબ્ધ માહિતીનો સારાંશ નીચે પ્રમાણે આપ્યો છેઃ—[૪૯૮]

"એ ગણનું વહીવટી અને ન્યાયસંબંધી કામકાજ જાહેરસભામાં કરવામાં આવતું; તેમાં જુવાનો તેમ જ વૃદ્ધો બેસતા; કપિલવસ્તુમાંના વિવાદસભામંડપ (**संथागार**) માં તે સભા મળતી. આવી જ રાજસભામાં અથવા વિવાદસભામાં રાજા પસેનદિની દરખાસ્ત ચર્ચાઇ હતી. અંબઠ્ઠ કાંઈ કામે કપિલવસ્તુમાં જાય છે ત્યારે તે વિવાદસભામંડપમાં જાય છે; ત્યાં શાક્યોની સભા મળેલી હોય છે....

"એક જ નાયકને—કેવી રીતે અને કેટલી મુદત માટે પસંદ કરવામાં આવતો, તે આપણે જાણતા નથી—અમલદાર તરીકે ચૂંટવામાં આવતો તે સભાની બેઠક મળતી ત્યારે તેનું પ્રમુખપદ લેતો અને સભાની બેઠક મળેલી ન હોય ત્યારે રાજ્ય ઉપર અમલ ભોગવતો. તેને 'રાજ'નો ઇલ્કાબ અપાતો તે રોમના 'કૉન્સલ'ને અગર ગ્રીસના 'આર્કન'ને મળતો હોવો જોઈએ.....એક પ્રસંગે એમ કહ્યું છે કે, બુદ્ધનો જુવાન ભત્રીજો ભદ્દિય 'રાજ' હતો; અને બીજા એક ફક-

૪૯૮ "બુદ્ધિસ્ટ ઇંડિયા", પૃ. ૧૯.

રામાં બુદ્ધના પિતા શુદ્ધોદનને (જેને અન્યત્ર સાધારણ શહેરી તરીકે શાક્ય શુદ્ધોદન કહેલા છે તેને) 'રાજા' કહ્યા છે."

અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝના અભિપ્રાય બદલ કેટલોક મહત્ત્વનો વિરોધ થયેલો છે. દાખલા તરીકે, વૉટર્સ એવો અભિપ્રાય દર્શાવે છે કે, કપિલવસ્તુનો અને તેની આસપાસના પ્રદેશનો સમાવેશ કોસલના રાજ્યમાં થતો હતો તેથી શાક્ય રાજાની કે શાક્ય રાજ્યની વાત આપણે કરી શકીએ નહિ.[૪૯૯] આવો અભિપ્રાય ધરાવવાનું મુખ્ય કારણ એ લાગે છે કે, "ભદ્દસાલ-જાતક"ની પ્રાસ્તાવિક ઉપકથામાં પોતાના પ્રદેશ વિષે ઉલ્લેખ કરતાં શાક્યોએ પોતે જ કોસલ પરત્વે '**आणापवत्तिट्ठान**' શબ્દ વાપરેલો છે. (અંક ૪૬૫, ૪, ૧૪૫.) આ શબ્દનો પૂર્ણ અર્થ ચોક્કસ નથી. ઓલ્ડનબર્ગે તેનો અર્થ એવો કર્યો છે કે, કોસલ રાજ્યને શાક્યોનું કાંઇક માન્ય દેણું હતું. ગમે તેમ હો; પણ એ જ જાતકમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, કપિલવસ્તુ કોસલ રાજ્યની સીમાની બહાર આવેલું હતું. વિડૂડભે શાક્યોનો નાશ કરવાનો ઠરાવ કર્યો ત્યારે બુદ્ધ ભગવાને કપિલવસ્તુની દિશામાં પ્રયાણ કર્યું, અને એ ગામની પાસે કોઈ એક ઝાડની નીચે તેઓ બેઠા. "એ સ્થળની લગોલગ **વિડૂડભના રાજ્યની હદ** ઉપર જબરું અને ઘટાવાળું વડનું ઝાડ ઊભું હતું."[૫૦૦] આથી એમ સાબીત થાય છે કે, શાક્યોનો પ્રદેશ કોસલ રાજ્યની હદની લગોલગ હતો, અને તે કોસલ રાજ્યની હકુમતની બહાર હતો.

અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝના અભિપ્રાય બદલ બીજો વિરોધ શાક્યોના રાજ્યબંધારણ પરત્વે છે. શ્રીયુત દે. રા. ભાંડારકર એમ કહે છે કે, જેમ કોઇ પણ સાધારણ રાજ્ય ઉપર પરંપરાગત રાજા રાજ્ય કરે તેમ શાક્યોના પ્રદેશ ઉપર વંશપરંપરાથી ઊતરી આવેલો

---

૪૯૯ "ઑન યવન ચંગ" પૃ. ૨, પૃ. ૩.

૫૦૦ "જાતક," ૪, પૃ. ૧૫૨. "**ततो अविदूरे विडूडभस्स रज्जसीमाय......**"

**શાકય ગણના રાજ્યતંત્રનું સ્વરૂપ.**

હક્કદાર રાજા રાજ્ય કરતો હતો.[૫૦૧] અહીં એમ કહી શકાય કે, જાતકોની પ્રાસ્તાવિક ઉપકથાઓથી એમ સાબીત થાય છે કે, શાકયોનું રાજ્યબંધારણ લિચ્છવીઓના રાજ્યબંધારણથી જૂદું પડતું ન હતું. "કુણાલ-જાતક" (અંક ૫૩૬, ૫, ૪૧૨ અને આગળ )માં શાકયોની અને તેમના પાડોસી કોલિય ગણની વચ્ચે થયેલા ઝગડાનો ઉલ્લેખ કરેલો છે. એ આખા વર્ણનનો અભ્યાસ કાળજીપૂર્વક કરતાં એમ બેશક કહી શકાય છે કે, જે સિદ્ધાંતો લિચ્છવીઓના રાજ્યતંત્રમાં જણાતા તે જ સિદ્ધાંતો શાકયોના રાજ્યતંત્રમાં જણાતા. દરેક ગણને નહેરના કામે રોહિણી નદી જોઇતી હતી. એ નદીના સંબંધમાં એ બન્નેની વચ્ચેનો ઝગડો ગંભીર સ્વરૂપે પહોંચ્યો, ત્યારે આવાં કામ કરવા નીમાયેલા અધિકારીઓ પાસે શાકયો ગયા અને તેમણે તેમને બધી હકીકત કહી, અને તેમણે રાજાઓના સમૂહને ( અથવા રાજકુટુંબને[૫૦૨] ) આ હકીકતનું નિવેદન કર્યું. દેખીતી રીતે એ રાજાઓએ ઠરાવ્યું કે, એ બન્ને ગણે લડાઈ કરવી; અને તેથી શાક્યો એકત્ર થયા ને લડવાને તૈયાર થઈ ગયા. એ રાજાઓની સંખ્યા ચોક્કસ આંકડાથી દર્શાવવામાં આવી નથી તો પણ બુદ્ધ ભગવાનના અંગરક્ષકો તરીકે અઢીસો રાજકુમારો નીમાયા હતા, તે જોતાં એ સંખ્યા ઘણી મોટી હોવી જોઈએ.

વસ્તુસ્થિતિના આ વર્ણનમાં કોઇ વ્યક્તિગત રાજસત્તાનો ઉલ્લેખ થયો નથી એટલું જ નહિ, પણ શાકયોના તમામ નાયકોને 'રાજાઓ' કહ્યા છે. એક સ્થળે બુદ્ધ ભગવાને આમ પ્રશ્ન કર્યો છે:–" હે બળવાન રાજાઓ ! તમે અહીં કેમ આવ્યા છો ?" વળી, અન્યત્ર આમ પણ કહ્યું છે:–"આસ્તિકો થઇને રાજાઓએ કહ્યું કે, વગેરે

૫૦૧ "કાર્માઇકલ લેકચર્સ," પ્રથમ શ્રેણી, પૃ. ૧૬૧.

૫૦૨ "**अञ्ञच्चा राजकुलानं कथेसु**" (પૃ. ૪૧૩.)

વગેરે." "સમુદ્દ-વાણિજ-જાતક" (અંક ૪૬૬, ૪, ૧૫૮)માં દેવદત્તનો ત્યાગ શાક્યોના તમામ રાજાઓએ (सक्यराज कुलेहिपि) કર્યો હતો તેથી દેવદત્તે પોતે દિલગીરી જાહેર કરી છે. તે જ પ્રમાણે "ભદ્દસાલ-જાતક" (અંક ૪૬૫, ૪, ૧૪૪ અને આગળ) ઉપરથી એમ જણાય છે કે, શાક્ય ગણની પુત્રીઓ પૈકીની એક પુત્રીનું માગું લગ્ન માટે કરવાના હેતુથી રાજા પસેનદિએ પોતાના એક દૂતને મોકલ્યો હતો. એ સંદેશો મળતાં શાક્યો ભેગા થયા, અને તેમણે તે બાબતમાં વિચાર ચલાવ્યો. અહીં પણ કોઇ રાજાને સંદેશો કહ્યાનો ઉલ્લેખ થયો નથી. પરંપરાગત રૂઢિ પ્રમાણે તો એક રાજા બીજો કોઈ રાજા હોય તો તેના તરફ એલચીને મોકલે. ઉપરના પ્રસંગે આમ થયું નથી તેથી એમ અવશ્ય માની શકાય છે કે, જે અર્થમાં આપણે રાજાને ઓળખીએ છીએ તે અર્થમાં શાક્યોનો કોઈ રાજા ન હતો. દાસીથી અને મહાનામથી ઉત્પન્ન થયેલી 'વાસભ ખત્તિયા'ને કોસલના રાજાએ 'શાક્ય રાજાની પુત્રી' કહી છે, એ ખરૂં; પરંતુ અન્યત્ર (પૃ. ૧૪૭ ઉપર) મહાનામને ફક્ત 'મહાનામ શાક્ય' કહ્યો છે; અને વાસભ ખત્તિયા પોતાના પુત્રને કહે છે કે, "હે પુત્ર! તારા બાપદાદા શાક્ય રાજાઓ છે." જુવાન શાક્યોને પણ 'રાજકુમારો' કહ્યા છે.

ઉપરનાં પ્રમાણોથી શાક્યોના બંધારણનું વિગતવાર જ્ઞાન મેળવવામાં આપણને મદદ મળતી નથી તો પણ, શાક્યોનું રાજબંધારણ બિન-રાજસત્તાક હતું, એવો જે અભિપ્રાય અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝે દર્શાવ્યો છે તેને એનાથી પૂર્ણ અનુમોદન મળે છે. 'શાક્ય-રાજ' તરીકે ઓળખાવવામાં આવેલા ભદ્દિયને વંશપરંપરાગત રાજા ગણવો જોઇએ, એવો જે અભિપ્રાય અધ્યાપક દે. રા. ભાંડારકરે દર્શાવ્યો છે[૫૦૩] તેનો સ્વીકાર ભાગ્યે જ થઈ શકે તેમ છે. જાતકોમાંથી ઉપર આપેલા દાખલાઓથી એમ બેશક સાબીત થાય છે કે, લિચ્છવીઓની

૫૦૩ "કાર્માઇકલ લેક્ચર્સ," પ્રથમ શ્રેણી, પૃ. ૧૬૧

માફક શાક્યોના **કેટલાક રાજાઓ** હતા, અને તેઓ રાજ્ય ચલાવનારી સર્વોપરિ સભાના કદાચ સભાસદો હતા. વળી, 'ઉપરાજો' (**उपराज्ञानो**[५०४]) નામક અમલદારોના વર્ગની હકીકત આપણને મળે છે; અને તેથી એવો સંભવ રહે છે કે, લિચ્છવી રાજાઓની માફક શાક્ય રાજાઓ નાનકડા વહીવટી એકમના ઉપરિઓ પણ હતા. આથી પ્રમાણોના આધારે તો એમ કહી શકાય છે કે, શાક્ય લોકોનું રાજ્યબંધારણ લિચ્છવીઓના રાજ્યબંધારણને અનેક અંશે મળતું આવતું હતું.

બૌદ્ધ અને જૈન ગ્રંથોમાં જે બીજા ગણોનો ઉલ્લેખ થયેલો છે તેમના બંધારણ વિષે આપણને કાંઇ પણ વિગતવાર માહિતી મળતી નથી. કદાચ એમનાં બંધારણો લિચ્છવીઓના અને શાક્યોના બંધારણને મળતાં જ હશે. એકંદરે જોતાં, આવા પ્રજાસત્તાક સિદ્ધાંતો અન્વયે જે રાજ્યોનો વહીવટ ચાલતો તેમની આબાદી પણ પુષ્કળ જણાતી. અજાતશત્રુના મંત્રીઓને બુદ્ધ ભગવાને આપેલો જવાબ લિચ્છવીઓની નૈસર્ગિક શક્તિમત્તાનો સબળ પૂરાવો છે. "એકપણ્ણ-જાતક" (અંક ૧૪૯, ૧, ૫૦૪) ઉપરથી પણ એમ માલૂમ પડે છે કે, "તે સમયમાં વૈશાલિ અજબ આબાદી ભોગવતું હતું. એ શહેરની આસપાસ ત્રેવડી દિવાલ હતી, અને એમાંની દરેક દિવાલ પરસ્પર ચાર ગાઉ દૂર હતી, અને પહેરેગીરો માટેના બુરજો ધરાવનારા ત્રણ દરવાજા ( એ શહેરને ) હતા." લિચ્છવી લોકોનાં વખાણ બુદ્ધ ભગવાન કરતા હતા, એ વાત આગળ આવી ગઇ છે. બુદ્ધ ભગવાને કહ્યું છે તેમ, આવાં રાજ્યોમાં પરસ્પર વિરોધનો દુર્ગુણ મુખ્ય હતો; અને વૈશાલિના નાયકો વચ્ચે વૈમનસ્ય પેદા કરીને અજાતશત્રુએ જે રીતે[५०५] વૈશાલિનો કબજો લીધો હતો તે બીજાં

---

૫૦૪ "જાતક," પુ. ૫, પૃ. ૪૧૩ લીટી ૧૫.

૫૦૫ સરખાવો ટર્નૂરકૃત "અઠ્ઠકથા" નું ભાષાંતર; જ. એ. સો. બેં., પુ. ૭, પૃ. ૯૯૪ અને આગળ.

અનેક રાજ્યોના માથે આવી પડેલી અવદશાનો કદાચ આદર્શ નમૂનો પૂરો પાડે છે.

આમ બૌદ્ધ ગ્રંથો સ્પષ્ટપણે સાબીત કરે છે કે, પ્રાચીન હિંદુસ્તાનનાં કેટલાંક રાજ્યોમાં પ્રજાસત્તાક રાજ્યતંત્ર પ્રચલિત હતું; સર્વોપરિ પ્રજાપ્રતિનિધિસભા તેની મુખ્ય ખાસિયત હતી; અને પાટનગરમાંના 'સંથાગાર'માં તે સભાની બેઠકો નિયમિત રીતે ભરાતી. આપણે પ્રથમ કહી ગયા છીએ કે, બુદ્ધ ભગવાને પોતાના ધર્મતંત્રમાં પણ એવી જ પ્રજાતત્ત્વવાળી પદ્ધતિ દાખલ કરી હતી. સ્વાભાવિક રીતે બૌદ્ધ ગ્રંથોમાં ધર્મતંત્રના પ્રજાકીય તત્ત્વ વિષે વધારે વિગતે લખેલું છે, અને તેથી ધાર્મિક સભાઓમાં કયા ધોરણે કામકાજનો વહીવટ થતો તેનો ચોક્કસ ખ્યાલ આપણે બાંધી શકીએ છીએ: વર્ષો પૂર્વે ઓલ્ડનબર્ગે[૫૦૬] આ કાર્યપદ્ધતિનાં કેટલાંક ઉપયોગી તત્ત્વો નોંધ્યાં હતાં. ત્યારબાદ શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલે આ વિષય પદ્ધતિસર છણ્યો છે એટલું જ નહિ, પણ બિન-રાજસત્તાક રાજ્યોના બંધારણ વિષે મહત્ત્વની માહિતી ઉદ્‌ધૃત કરી છે.[૫૦૭] તે કહે છે કે, "બૌદ્ધ સંઘની કાર્યપદ્ધતિ તેમના મૂળભૂત રાજકીય સંઘની કાર્યપદ્ધતિને ઘણા અંશે મળતી આવતી હતી, એમ આપણે ખુશીથી સ્વીકારી શકીએ." શ્રીયુત દે. રા. ભાંડારકરે પણ આ મતનું સમર્થન કર્યું છે;[૫૦૮] અને, 'જ્ઞપ્તિ', 'પ્રતિજ્ઞા' જેવા વિશિષ્ટ શબ્દોનો અર્થ સમજાવવાને બુદ્ધ ભગવાન થોભ્યા નથી તેથી એ શબ્દો બુદ્ધકાળમાં પ્રચલિત થયેલા અને સુવિદિત હોવા જોઈએ, એવો જે અભિપ્રાય

**પ્રજાસત્તાક રાજ્યની સર્વોપરિ સભાની બેઠકોની કાર્યપદ્ધતિ.**

---

૫૦૬ "બુદ્ધ", પૃ. ૩૪૯.

૫૦૭ "મૉડર્ન રીવ્યુ", ૧૯૧૩, પૃ. ૬૬૪ અને આગળ.

૫૦૮ "કાર્માઈકલ લેકચર્સ," પ્રથમ શ્રેણી, પૃ. ૧૮૪.

શ્રીયુત જયસ્વાલે પ્રથમ દર્શાવ્યો હતો તેને પણ તેમણે સમર્થન આપ્યું છે.

પરંતુ આ અભિપ્રાયનો પરિત્યાગ તુર્ત કરી શકાય તેમ છે. એટલું તો સૌ કોઇ કબૂલ કરે છે કે, બુદ્ધ ભગવાનના અવસાન પછી પુષ્કળ સમય વીતી ગયો ત્યારે જ બૌદ્ધ ધર્મગ્રંથો લખાયા હતા. ઉક્ત વિશિષ્ટ શબ્દો એ સમય દરમ્યાન વપરાતા રહ્યા હશે એટલે સારી રીતે જાણીતા થઇ ગયા હશે, અને તેથી તેમની વ્યાખ્યા આપવાની ખાસ જરૂર નહિ જણાઈ હોય. પરંતુ બૌદ્ધ ગ્રંથોમાં એ શબ્દોની વ્યાખ્યા અપાઈ જ નથી, એમ કહેવું એ યોગ્ય નથી; કારણ કે, તાર્કિક દૃષ્ટિએ તેમની વ્યાખ્યા આપાઈ નથી તો પણ, દીક્ષાની ક્રિયાના સંબંધમાં જે પ્રસંગે પ્રથમ એ પૈકીનો 'જ્ઞપ્તિ' શબ્દ વપરાયો છે તે પ્રસંગે તેની તેમ જ આખી કાર્ય-પદ્ધતિની સમજુતી પૂર્ણાંશે આપવામાં આવેલી છે.

દાખલા તરીકે, "મહાવગ્ગ" (૧, ૧૨) ઉપરથી એમ સમજાય છે કે, "હું બુદ્ધના શરણે જાઉં છું, હું ધર્મના શરણે જાઉં છું, હું સંઘના શરણે જાઉં છું" એ સુપ્રસિદ્ધ સૂત્રનો ઉચ્ચાર જે ઉમેદવાર ત્રણ વાર કરતો તેને જ "**पव्वज्जा**" ની અને "**उपसंपदा**"ની દીક્ષા મૂળે આપાતી હતી.

પાછળથી કોઈ બ્રાહ્મણને દીક્ષા આપવાના પ્રસંગે બુદ્ધ ભગવાને નીચે પ્રમાણે ઠરાવ્યું ("મહાવગ્ગ", ૧, ૨૮):—

"હે ભિક્ખુઓ ! શરણ લેવા માટેના ત્રિગુણ ઉચ્ચારણથી ઉપ-સંપદાની દીક્ષા આપવાનું મેં ઠરાવ્યું હતું તે હું આજથી રદ કરું છું. હે ભિક્ખુઓ ! હું એમ ઠરાવું છું કે, જે ક્રમમાં જાહેરાત (**नत्ति**) પછી ત્રણ પ્રશ્નો આવે છે તે ક્રમનો ઔપચારિક વિધિ કરાવીને તમારે ઉપસંપદાની દીક્ષા આપવી.

"હે ભિક્ખુઓ ! તમારે આ રીતે ઉપસંપદાની દીક્ષા આપવી

જોઇએ : કોઈ વિદ્વાન નિષ્ણાત ભિક્ખુ સંઘ સમક્ષ નીચેની જાહેરાત કરે:—

"'પૂજ્ય મહાશયો ! સંઘ મારું કહ્યું સાંભળો. આ ફલાણો-ફલાણો માણસ પૂજ્ય અમુકઅમુક પાસેથી ઉપસંપદાની દીક્ષા લેવાની ઇચ્છા રાખે છે...સંઘ તૈયાર હોય તો અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને સંઘ ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા બક્ષે. **આ નત્તિ છે.**'

"'પૂજ્ય મહાશયો ! સંઘ મારું કહ્યું સાંભળો. આ ફલાણો-ફલાણો માણસ પૂજ્ય અમુકઅમુક પાસેથી ઉપસંપદાની દીક્ષા લેવાની ઇચ્છા રાખે છે. અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને સંઘ ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા આપે છે. અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા આપવાની તરફેણમાં પૂજ્ય ભાઇઓ પૈકીના જેઓ હોય તેઓ ચૂપ રહે, અને જે ભાઈ તેની તરફેણમાં ન હોય તે બોલે.'

"'બીજી વાર હું આપને આ પ્રમાણે વિદિત કરું છું: પૂજ્ય મહાશયો ! સંઘ મારું કહ્યું સાંભળો......' (પૂર્વવત્.)

"'ત્રીજી વાર હું આપને આ પ્રમાણે વિદિત કરું છું: પૂજ્ય મહાશયો ! સંઘ મારું કહ્યું સાંભળો......' (પૂર્વવત્.)

"અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને સંઘે ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા બક્ષી છે. સંઘ તેની તરફેણમાં છે તેથી તે ચૂપ છે. આમ હું સમજું છું." (સે. બુ. ઈ., ૧૩, પૃ. ૧૬૯–૧૭૦.)

અહીં વિધિનું સંપૂર્ણ વર્ણન આપેલું છે. જે કોઈ માણસે પહેલવહેલું તે સાંભળ્યું હશે તેને પણ તે તુર્ત સમજાયું હશે. બુદ્ધ ભગવાને તે સમયનાં પ્રચલિત ધારાધોરણનું માત્ર અનુકરણ કર્યું હોત તો તેમણે વધારે ટૂંકાણમાં પતાવ્યું હોત. વળી, "મહા-વગ્ગ, ૯, ૩" માં આપેલી નિયમાવલિથી એમ જણાય છે કે, બુદ્ધ ભગવાન કોઈ રાજકીય સંઘની વિધિનું માત્ર અનુકરણ કરતા ન હતા પણ વિધિની આખી પદ્ધતિ નવેસર ઘડી કાઢતા હતા. આથી,

ઉપર્યુક્ત વિધિ તે સમયે પ્રચલિત હતી, અને પોતાની સંસ્થાઓમાં ઉપસ્થિત થતા વિશિષ્ટ પ્રસંગો માટે કેવળ અનુકરણ રૂપે બુદ્ધ ભગવાને તે વિધિ દાખલ કરી હતી, એવું બુદ્ધ ભગવાનના ઉક્ત વિધિવર્ણન ઉપરથી કહી શકાય તેમ નથી. પોતાના મતના સમર્થનમાં શ્રીયુત જયસ્વાલ એટલી જ દલીલ પોતાની કલ્પનાના આધારે કરે છે કે, બૌદ્ધ સંઘનું બંધારણ રાજકીય સંઘ (પ્રજાસત્તાક રાજ્ય) ના બંધારણ ઉપરથી ઘડાયું હતું. પોતાનો ધર્મસંપ્રદાય સંસ્થાપિત કરવાના કામે બુદ્ધ ભગવાનને તે સમયનાં પોતાના પડોસનાં પ્રજાસત્તાક રાજ્યોમાંથી પ્રેરણા મળી હતી, એમ સાધારણ રીતે આપણે માની શકીએ તો પણ, તેમણે બંધારણ ઘડવામાં ખાસ કરીને અનુકરણ કર્યું હતું અથવા તો દરેક બંધારણમાંના પ્રજાસત્તાક સિદ્ધાંતો ઉપરાંત પણ કેટલીક બાબતોનો સ્વીકાર કર્યો હતો, એમ કહેવું એ વધારેપડતું ગણાય.

આથી, બૌદ્ધ સંપ્રદાયના વિગતવાર નિયમો મહાન પ્રજાસત્તાક રાજ્યોની રાજકીય સભાની કાર્યવિધિને લાગૂ પાડી શકાય, એમ કહેવું એ જોખમભરેલું ગણાય. તેમ છતાં પણ પ્રજાસત્તાક રાજ્યોની કાર્યપદ્ધતિ કેટલા દરજ્જે વિકસિત થઈ હતી તેનો સામાન્ય ખ્યાલ બાંધવા સારૂ ઇતિહાસકાર એ નિયમોનો અભ્યાસ કરે તો તેને લાભ થાય તેમ છે. એ નિયમોનું પૃથક્કરણ કાળજીપૂર્વક કરતાં તેમાંથી કેટલાંક વિશિષ્ટ તત્ત્વો આપણને મળી આવે તેમ છે. પ્રજાસત્તાક સભાના કામકાજની સાથે એ તત્ત્વો એટલો બધો ગાઢ અને લગભગ અંગભૂત સંબંધ ધરાવે છે કે, માત્ર એક જ જીવનક્ષેત્રમાં એ નિયમો જાણીતા થયા હતા, એમ માનવુંઃ એ મુશ્કેલ —અરે, લગભગ અશક્ય— થઇ પડે છે. મોટી સભાઓના કામકાજની સફળતાના સંબંધમાં એ નિયમો એટલા બધા અનિવાર્ય થઈ પડે તેમ છે કે, એક જીવનક્ષેત્રમાં એ નિયમો જાણીતા થયા હોય તો બીજા જીવનક્ષેત્રમાં પણ તે જાણીતા થયા હોવા જોઈએ, એમ આપણે અવશ્ય માની

શકીએ. દાખલા તરીકે, સભા અમુક બાબત વિષે વિચારણા કરવાનું કામ સમિતિને સોંપી શકતી, એમ "ચુલ્લવગ્ગ, ૪, ૧૪, ૧૯ અને આગળ" માં આપણે વાંચીએ છીએ ત્યારે આપણે અલબત્ત એમ માની શકીએ કે, પ્રાચીન સમયની આપણી ધાર્મિક કે રાજકીય સભાઓ ગૂંચવણભરેલા પ્રશ્નો વિષે વિચારણા કરવાનું કામ સમિતિને સોંપીને કામનો તુર્ત નિકાલ કરવા બાબતની હાલની પદ્ધતિથી અજાણી ન હતી. સભાનું કામકાજ સફળતાથી થાય તેટલા માટે આ તત્ત્વ એટલું બધું આવશ્યક હતું, અને સાધારણ માણસને પણ તેની ઉપયોગિતા એટલી બધી સ્પષ્ટ હતી, કે મૂળે તે ધાર્મિક સભાના અંગે ઉપસ્થિત થઈ હોય કે રાજકીય સભાના અંગે ઉપસ્થિત થઇ હોય તો પણ, એકનું અનુકરણ બીજાએ અવશ્ય કર્યું હોવું જોઈએ. એ જ ધોરણે આપણે દલીલ કરીએ, તો બૌદ્ધ ગ્રંથોમાં કાર્યપદ્ધતિ સંબંધી જે નિયમો આપેલા છે તેના આધારે પ્રજાસત્તાક રાજ્યની પ્રજાપ્રતિનિધિસભાની નીચેની મહત્ત્વની ખાસિયતો આપણા ધ્યાનમાં આવે છે:–[૫૦૯]

(૧) સભામાં ઠરાવ મૂકવાના સંબંધમાં ચોક્કસ નિયમો ઠરેલા હતા. (બૌદ્ધસંપ્રદાયમાંના દાખલા માટે જુઓ "ચુલ્લવગ્ગ", ૪, ૨, ૨; ૧૧, ૧, ૪.)

(૨) સભાસદોની કાયદેસર કિમાન હાજરી બદલ નિયમ ઠર્યો હતો. (જુઓ, "મહાવગ્ગ", ૯, ૩, ૨.)

(૩) સભામાં મતભેદ થતાં બહુમતી ઉપરથી સભાનો અભિપ્રાય નક્કી થતો. મતની ગણતરી કરવાની બાબતમાં ધોરણ ઠરેલું હતું, અને મતપત્રિકાથી મત આપવાની પદ્ધતિ અજાણી ન હતી. (જુઓ, "ચુલ્લવગ્ગ," ૪, ૯; ૪, ૧૪, ૨૬).

(૪) ગૂંચવણભરેલી બાબતોની વિચારણા કરવાનું કામ

---

૫૦૯ "મૉડર્ન રીવ્યુ," ૧૯૧૩, પૃ. ૬૬૪ અને આગળ ઉપર પ્રસિદ્ધ થયેલો શ્રીયુત જયસ્વાલનો લેખ સરખાવો.

સમિતિઓને સોંપાતું, અને સમિતિમાં તેનો નિર્ણય થઈ શકતો નહિ તો એ કામ પાછું સભા તરફ નિર્ણયાર્થે જતું. (જુઓ, "ચુલ્લવગ્ગ", ૪, ૧૪, ૨૪.)

(૫) ગેરહાજર રહેલા માણસના મત વિષે ચોક્કસ નિયમો ઠરેલા હતા. (જુઓ "મહાવગ્ગ," ૯, ૩, ૫–૬) તેમ જ ગેરકાયદેસર સ્થપાયેલી સભાએ કામોને પાછળથી કાયદાનું સ્વરૂપ આપવા વિષે પણ ચોક્કસ નિયમો ઠરેલા હતા. (જુઓ "ચુલ્લવગ્ગ," ૧૨, ૧, ૧૦.)

[ ૪ ]

**પ્રાચીન હિંદુસ્તાનનાં પ્રજાસત્તાક અને અલ્પજન-સત્તાક રાજ્યો વિષે ગ્રીક લેખકોનો પૂરાવો.**

પ્રસ્તુત વિષયના સંબંધમાં બૌદ્ધ સાહિત્યમાંથી જે માહિતી મળે છે તેના ઉપરાંત ગ્રીક લેખકોનાં લખાણોમાંથી પણ ઉપયોગી માહિતી આપણને પ્રાપ્ત થાય છે. ઇ. સ. પૂર્વે ચોથી સદીના અંતભાગમાં મહાન્ મૌર્ય સામ્રાજ્યની ઘટના થઇ રહી હતી તે સમયે અમીરસત્તાક તેમ જ પ્રજાસત્તાક રાજ્યતંત્રો – બિન–રાજ-સત્તાક રાજ્યતંત્રો–હયાતીમાં હતાં, એમ એથી પૂરવાર થાય છે. મેગૅસ્થેનીસ થોડા સમય સુધી હિંદુસ્તાનમાં રહ્યો હતો એટલે અમીર-સત્તાક અને પ્રજાસત્તાક રાજ્યતંત્ર વચ્ચેનો તફાવત તેને સારી રીતે જાણીતો હોવો જોઈએ, એમ માની શકાય. આથી કરીને " તેના સમયમાં ઘણાંખરાં શહેરોમાં પ્રજાસત્તાક રાજ્ય-તંત્ર પ્રચલિત હતું " ( મેક્ક્રિંડલકૃત ભાષાંતર, પૃ. ૪૦ ), એવું જે કથન થયેલું છે તેનો સ્વીકાર કરવામાં આપણે આનાકાની કરવી જોઇએ નહિ. તે જ પ્રમાણે "માલ્લેકોરે, સિંધે (અને અન્ય જાતિ ) સ્વતંત્ર છે અને તેમનો કોઇ રાજા નથી " (સદર, પૃ. ૧૪૩–૧૪૪) તેમ જ " જે લોકો દરિયા પાસે વસે છે તેમનો કોઈ રાજા નથી " ( સદર, પૃ. ૧૫૬ ), એવું જે કથન ઉક્ત લેખકે કરેલું છે તેની સમજુતી પણ ઉપર્યુક્ત કથનના આધારે આપી શકાય તેમ છે.

પરંતુ મેગૅસ્થેનીસના સમયમાં પ્રજાસત્તાક રાજ્યો હતાં તેનો સ્વીકાર ફ્રિક નામક લેખકે કર્યો નથી. તેના અભિપ્રાય મુજબ, ઉક્ત ગ્રીક લેખકનો ભાવાર્થ ફક્ત એટલો જ હતો કે, મગધ જેવા મહારાજ્યના પડોસમાં કેટલાંક શહેરો અથવા નાનાં રાજ્યો પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રહ્યાં હતાં; મહારાજ્યના રાજ્યતંત્રથી તેમનું રાજ્યતંત્ર જૂદું પડતું હતું, એવો તેના કથનનો ભાવાર્થ છે જ નહિ.[૫૧૦] ફ્રિકનો આ અભિપ્રાય ગ્રાહ્ય રાખી શકાય તેમ નથી. તેનું એક કારણ તો એ કે, તેમણે પોતાના મતના સમર્થનમાં કાંઈ કારણો દર્શાવ્યાં નથી; અને બીજું કારણ એ કે, પ્રજાસત્તાક અને અમીરસત્તાક રાજ્યતંત્ર જેવી જાણીતી સંસ્થાઓના સંબંધમાં ગ્રીસનો મુત્સદ્દી પુરુષ ભૂલ કરે, એ માની શકાતું નથી. તદુપરાંત બીજા ગ્રીક લેખકોનાં કથનોથી મેગૅસ્થેનીસના વર્ણનને પુષ્ટિ પણ મળે છે. દાખલા તરીકે, એરિયન કહે છે કે, સૅન્ડ્રોકોટસના સમય પહેલાં ત્રણ વાર હિંદુસ્તાનમાં પ્રજાસત્તાક રાજ્યતંત્રની સ્થાપના થઈ હતી.[૫૧૧] આ બાબતોનું આધારભૂત જ્ઞાન ગ્રીક લેખકોને ન હોઇ શકે, એ ખરૂં; પરંતુ આ પ્રકારની પ્રણાલિકા પણ હિંદુસ્તાનના લોકોમાં પ્રચલિત હોય તે આ મુદ્દાની સાબીતીમાં બહુ મદદગાર થઇ પડે. વળી, દેખરેખ રાખનારા અધિકારીઓના વર્ગના સંબંધમાં એરિયન ભાર દઈને કહે છે કે “ જ્યાં લોકોનો રાજા હોય છે ત્યાં તેઓ રાજાને બધી વાતનું નિવેદન કરે છે, અને જ્યાં લોકો સ્વારાજ્ય ભોગવતા હોય છે ત્યાં તેઓ ન્યાયાધીશોને બધી વાતનું નિવેદન કરે છે.”[૫૧૨] અહીં એરિયને રાજસત્તાક અને પ્રજાસત્તાક રાજ્યો વચ્ચેનો ભેદ બતાવ્યો છે, એમાં તો કાંઇ જ શક નથી.

વળી, ‘સૅબર્સે’નો ઉલ્લેખ કરતાં કિવટસ કર્ટિયસ કહે છે કે,

---

૫૧૦ ફ્રિક, પૃ. ૯૦.

૫૧૧ “ એરિયન્સ ઇંડિકા,” મૅક્ક્રિંડલકૃત ભાષાંતર, પૃ. ૨૦૩

૫૧૨ “ એરિયન્સ ઈંડિકા,” મૅક્ક્રિંડલકૃત ભાષાંતર, પૃ. ૨૧૨

તે " પ્રબળ હિંદી જાતિમાં રાજ્યતંત્ર રાજસત્તાક ન હતું પણ પ્રજા-સત્તાક હતું. "[૫૧૩] એ પ્રજાસત્તાક રાજ્યમાં ૬૦,૦૦૦ પાયદળ, ૬,૦૦૦ ઘોડેસ્વાર અને ૫૦૦ રથ મળીને લશ્કર બનેલું હતું, એ હકીકત જોતાં તેના વિસ્તારનો અને તેની સાધનસામગ્રીનો ખ્યાલ આપણને આવી શકશે. તેમના ઉપર ઍલેક્ઝાંડરે ચઢાઈ કરી ત્યારે તેમણે ત્રણ સેનાપતિઓ **ચૂંટયા હતા,** એ વાત પણ તેમના પ્રજા-સત્તાક રાજ્યતંત્રની સાક્ષી પૂરે છે. વળી, એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, અહીં નગરરાજ્યનો પ્રશ્ન નથી; કારણ એમ પણ કહ્યું છે કે, સિંધનો કિનારો " તેમનાં **ગામો**થી ગાઢ રીતે છવાઇ ગયેલો " હતો.

ગ્રીક લેખકો અલ્પજનસત્તાક રાજ્યતંત્ર ભોગવતાં રાજ્યોનું અસ્તિત્વ પણ સાબીત કરે છે. દાખલા તરીકે, એરિયનના ઍનેબે-સિસથી એમ બેશક સમજાય છે કે, નાઇસાના નગરરાજ્યમાં અલ્પ-જનસત્તાક રાજ્યતંત્ર ચાલતું હતું, અને તેની સર્વોપરિ સભામાં પ્રમુખ ઉપરાંત ૩૦૦ અમીર–સભાસદો હતા. એમ કહ્યું છે કે, "ઍલેક્ઝાંડર નાઇસામાં આવ્યો ત્યારે નાઇસાવાસીઓએ પોતાના ઍકૂફિસ નામક પ્રમુખને અને તેની સાથે પોતાના સૌથી વધુ અગ્રગણ્ય શહેરીઓના ત્રીસ પ્રતિનિધિઓને તેના તરફ મોકલ્યા હતા." વધારામાં એમ પણ કહ્યું છે કે, ઍલેક્ઝાંડરે " નાઇસાના રહીશોને તેમનું સ્વાતંત્ર્ય ભોગવવા દીધું તથા તેમના પોતાના કાયદા કાયમ રાખ્યા; અને તેમના કાયદા વિષે તેણે પૂછપરછ કરી ત્યારે તેણે તેમનાં વખાણ કર્યાં, કારણ કે તેમના રાજ્યનો વહીવટ અમીરોના હાથમાં હતો. વળી જે સર્વોપરિ સભાના ત્રણ સો સભાસદો હતા

---

૫૧૩ મૅક્ક્રિંડલ, પૃ. ૨૫૨. સંબસ્તઇ ( કેટલાકના કહેવા પ્રમાણે એ જ સૅબર્સે ) વિષે ડાયોડોરસ પણ કહે છે કે "જે શહેરોમાં પ્રજાસત્તાક રાજ્યતંત્ર પ્રચલિત હતું તે શહેરોમાં તેઓ વસતા હતા." ( સદર, પૃ. ૨૯૨. )

તેમાંથી પસંદ કરેલા સારામાં સારા ૧૦૦ માણસોને......તેની પોતાની સાથે મોકલવાની વિનતિ તેણે તેમને કરી."[૫૧૪]

વળી, એરિયન કહે છે કે, "હાઇફેસિસની પેલી બાજુનો પ્રદેશ અત્યંત ફળદ્રૂપ ગણાતો હતો, અને નગરજનો સારા ખેડુતો હતા, લડાઈ કરવામાં બહાદૂર હતા, અને ઉત્તમ પ્રકારના આંતરિક રાજ્યતંત્ર તળે જીવન ગુજારતા હતા; કારણ કે, પ્રજા ઉપર અમીરો સત્તા ભોગવતા હતા, અને તે અમીરો ન્યાયપુરઃસર અને મિજાનસર સત્તાનો ઉપયોગ કરતા હતા."[૫૧૫] એ જ પ્રદેશના સંબંધમાં સ્ટ્રેબો પણ લખી ગયો છે કે, ત્યાં "અમીરસત્તાક રાજ્યતંત્ર છે, તેમાં પાંચસો સભાસદો છે, અને તેમાંનો દરેક સભાસદ રાજ્યને એક હાથી આપે છે."[૫૧૬]

ગ્રીક લેખકોએ મૅલોઈ, ઍગ્રીડ્રેકેઇ, ઝૅથ્રોઇ, ઍડ્રેઇસ્ટેઈ વગેરે બીજી વિવિધ જાતિઓનો ઉલ્લેખ પણ કરેલો છે. એ જાતિના લોકોનું રાજ્યતંત્ર બિન-રાજસત્તાક સ્વરૂપનું (પ્રજાસત્તાક કે અમીરસત્તાક) હતું, એમ લાગે છે. એટલું પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે, જે હિંદી રાજ્યોની સાથે ઍલેક્ઝાંડર સંબંધમાં આવ્યો હશે તેમાંનાં ઘણાંખરાં રાજ્યો આવા જ પ્રકારનાં હતાં. આથી એમ ખુશાથી માની શકાય કે, ઇ. સ. પૂર્વે ચોથી સદીમાં પંજાબની અંદર રાજસત્તાક રાજ્યતંત્રના કરતાં બિન-રાજસત્તાક રાજ્યતંત્ર વધારે પ્રચલિત હતું.

[ ૫ ]

ઇ. સ. પૂર્વે ચોથી સદીનાં બિન-રાજસત્તાક રાજ્યો વિષેના ગ્રીક લેખકોના વર્ણન સંબંધી યોગ્ય ટીકા મૌર્ય સામ્રાજ્યના સુપ્ર-

૫૧૪ મૅક્ક્રિંડલ, પૃ. ૭૯–૮૧.
૫૧૫ મૅક્ક્રિંડલ, પૃ. ૧૨૧.
૫૧૬ મેગૅસ્થેનીસ—ઈંડિકા, પૃ. ૬૭.

સિદ્ધ સંસ્થાપક કૌટિલ્યે લખેલા "અર્થશાસ્ત્ર"-થી પૂરી પડે છે.

"અર્થશાસ્ત્ર"માં બિન-રાજસત્તાક રાજ્યો વિષે ચર્ચા.

કૌટિલ્યે 'સંઘરૂપ સંસ્થાઓ' વિષે આખું પ્રકરણ (પુ. ૧૧, પ્રકરણ ૧) લખેલું છે અને તેમના બે વર્ગો નીચે પ્રમાણે પાડેલા છે:–

" **कांभोज–सुराष्ट्र–क्षत्रिय–श्रेण्यादयो वार्ताशस्त्रोपजीविनः ॥** "
" **लिच्छिविक-वृजिक–मल्लक–मद्रक–कुकुर–कुरु–पांचालादयो राजशब्दोपजीविनः ॥** " (પૃ. ૩૭૬)

પહેલા વર્ગમાં ક્ષત્રિય શ્રેણીઓનો સમાવેશ થતો હતો. તેઓ વેપારનો, ખેતીનો અને લશ્કરી ધંધો કરતી હતી. શ્રેણીઓની ચર્ચા આપણે કરી ગયા છીએ તે વખતે આની હકીકત આવી ગઇ છે. અહીં એટલું જ કહીશું કે, કૌટિલ્યના લખાણનો ભાવાર્થ એવો છે કે, કોઈક પ્રસંગે એ શ્રેણીઓ સ્વતંત્ર રાજકીય કારકીર્દિ ભોગવતી હતી.

બીજા વર્ગમાં લિચ્છવિકોનો, વૃજિકોનો, મલ્લકોનો, મદ્રકોનો, કુકુરોનો, કુરુઓનો અને પાંચાલોનો સમાવેશ થતો હતો. તેઓ 'રાજ' શબ્દનો ઉપયોગ કરતા હતા.[૫૧૭]

---

૫૧૭ "**राजशब्दोपजीविन:**" એ શબ્દનો અર્થ કરવામાં મોટી મુશ્કેલી ઊભી થાય છે. "રઘુવંશ, ૩, ૩૫"માં "**नृपेण चक्रे युवराजशब्दभाक्**" એ વાક્ય છે તેમાં જે '**युवराजशब्दभाक्**" [અર્થાત્ 'રાજાની (તેના દરજ્જા સહ ?) પદવી' અથવા 'રાજાનું બીરુદ' ] છે તેની સાથે ઉક્ત શબ્દને સરખાવી શકાય તેમ છે. પરંતુ '**उपजीविनः**' શબ્દનો જે સામાન્ય અર્થ થાય છે તે અહીં બંધ બેસતો નથી. શ્રીયુત શામાશાસ્ત્રીએ "એ સંઘરૂપ સંસ્થાઓ... 'રાજ'ના બીરુદથી જીવે છે" એવું જે ભાષાંતર કર્યું છે તેનો કાંઈ અર્થ થતો નથી; કારણ કે, કોઈ પણ માણસ બીરુદથી શી રીતે જીવી શકે? આપટેકૃત સંસ્કૃત શબ્દકોશમાં "**उपजीव्**" ધાતુનો અર્થ

લિચ્છાવકો 'રાજ' શબ્દનો ઉપયોગ કરતા, એ હકીકતને બૌદ્ધ સાહિત્યથી ટેકો મળે છે, એમ આપણે વાંચી ગયા છીએ. "અર્થ-શાસ્ત્ર"થી એમ સાબીત થાય છે કે, લિચ્છવીઓ અજાતશત્રુના હુમલામાંથી બચી ગયા હતા; અને ઈ. સ. પૂર્વે ચોથી સદીના અંત સુધી અથવા તો ત્રીજી સદીના પ્રારંભ સુધી તેમનું પ્રજાસત્તાક રાજ્યતંત્ર ચાલૂ રહ્યું હતું. લિચ્છવીઓના બંધારણનો કાંઇક ખ્યાલ આપણે મેળવી ગયા છીએ. આપણે એમ માની લઈ શકીએ કે, કૌટિલ્યના સમયમાં તેમાં કાંઈ બહુ ફેરફાર થયેલો નહિ; તેમ જ કૌટિલ્યે ગણાવેલી બીજી સંસ્થાઓનાં બંધારણ એ જ પ્રકારનાં હતાં. આ બાબતમાં કૌટિલ્યે બહુ માહિતી પોતાના ગ્રંથમાં આપેલી નથી; પરંતુ તેણે જે કાંઈ કહ્યું છે તે આ પ્રશ્નના સંબંધમાં આપણે જે અભિપ્રાય બાંધેલો છે તેને બરાબર બંધ બેસતું આવે છે.

શ્રેણીની સામાન્ય સભા રહેતી, અને વહીવટી અમલદારો (मुख्याः) તેના તાબામાં રહેતા, એમ નીચેના ફકરાથી સિદ્ધ થાય છેઃ—

**" सत्री वा स्त्रीलोलुपं संघमुख्यं प्ररूपयेत्–" अमुष्मिन् ग्रामे दरिद्रकुलमपसृतं; तस्य स्त्री राजार्हा गृहाणैनाम्" इति। गृहीतायामर्धमासांतरं सिद्धव्यंजनो दूष्यसंघमुख्यं मध्ये**

---

"–નો ઉપયોગ કરવો" એમ આપેલો છે, અને તે અર્થના સમર્થ-નમાં "મહાભારત"માંથી આ વાક્ય તેમણે ઉદ્દ્ધૃત કરેલું છેઃ— "**तदेतद्भारतं नाम कविभिस्तूपजीव्यते॥**" ઉપર્યુક્ત બન્ને શબ્દોને આ અર્થ બરાબર બંધ બેસે છે. "મહાભારત"માંના ઉપલા વાક્યમાં '**उपजीव्**' ધાતુનો સૂચિત અર્થ એવો છે કે, કવિઓ "મહાભારત"નો ઉપયોગ કરે છે એટલું જ નહિ, પણ પોતાનાં લખાણો માટે તેમાંથી સાધનસામગ્રી પણ મેળવી લે છે. આથી એમ કહી શકાય કે, અહીંના પ્રસ્તુત પ્રસંગે પણ લિચ્છવીઓ 'રાજ' શબ્દનો ઉપયોગ કરતા એટલું જ નહિ, પણ એથી તેમને પોતાના સંઘાત્મક અસ્તિત્વ માટેનું સાધન અગર તત્ત્વ મળી રહેતું.

प्रक्रोशेत्-"असौ मे मुख्यां भार्यां स्नुषां भगिनीं दुहितरं वाऽधिचरति" इति। तं चेत् संघो निगृह्णीयात्, राजेनमुपगृह्य विगुणेषु विक्रमयेत् ॥" (પૃ. ૩૭૮.)

અહીં આપણે શ્રેણીની સામાન્ય સભા ગણી લેવી જોઈએ; કારણ કે, 'मध्ये'નો અર્થ 'સભાના મધ્યે' સિવાય બીજો કાંઈ હોઈ શકે નહિ. 'मुख्य' વિરુદ્ધની ફરિયાદો સાંભળવાનો અને તેમને શિક્ષા કરવાનો અધિકાર સભાને હતો તેથી 'मुख्य' એ સભાના તાબામાં હોવો જોઈએ.

શ્રીયુત શામાશાસ્ત્રીએ 'मुख्य'નો અર્થ 'ગણનો નાયક' આપ્યો છે. (પૃ. ૪૫૭, ૪૫૮.) સર્વોપરિ આગેવાનનું અસ્તિત્વ આથી સૂચિત થાય છે, એમ ગણી શકાય. પરંતુ આવો અર્થ કરવાને કાંઈ આધાર નથી. 'संघमुख्यांश्च धर्मिष्ठान्" (પૃ. ૩૭૭), "भिक्षुकी वा प्रियभार्यं मुख्यं ब्रूयाद् असौ ते मुख्य"...(પૃ. ૩૭૯) વગેરે લખાણોથી એમ સ્પષ્ટ થાય છે કે અનેક 'मुख्य' હયાતી ધરાવતા હતા. આથી, 'मुख्याः' એટલે 'વહીવટી અમલદારો,' એમ સમજવું જોઈએ.

સભાના સભાસદો 'राज' કહેવાતા હતા. 'राजशब्दोपजीविनः' ઉપરથી તેમ જ 'राजशब्दिभिरवरुद्धमवक्षिप्तं वा' વગેરે વાક્યો ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે. દેખીતી રીતે સભાના હુકમથી જ માણસ અવક્ષિપ્ત (હદપાર) થઈ શકતો. આથી 'राजशब्दि' શબ્દ સભાના સભાસદો માટે વપરાતો હોવો જોઈએ. બીજી રીતે કહેતાં, દરેક સભાસદ 'राज'નું બીરુદ ધરાવતો હતો. બંધારણના પ્રજાસત્તાક સ્વરૂપ વિષે નીચેના ફકરામાં કૌટિલ્યે બરાબર સૂચન કર્યું છેઃ—

"संघमुख्यश्च संघेषु न्यायवृत्तिर्हितः प्रियः।
दांतो युक्तजनस्तिष्ठेत् सर्वचित्तानुवर्तकः ॥" (પૃ. ૩૭૯)

અર્થાત્, સંઘે જે કર્મમાર્ગ મંજુર રાખ્યો હોય તેને 'સંઘમુખ્યે' અનુસરવો પડતો.

ગણોની ઉપર્યુક્ત યાદી ખરેખર બહુ સૂચક છે. હિંદુસ્તાનની પૂર્વદિશાના વૃજિકો, લિચ્છવિકો અને મલ્લકો, તેના મધ્યભાગના કુરુઓ અને પાંચાલો, તેના વાયવ્યકોણના મદ્રકો અને તેના નૈઋર્ત્ય-કોણના કુકુરો તેમાં ગણાવેલા છે. આથી એમ જણાઈ આવે છે કે, મૌર્યકાળની શરૂઆતમાં આખો ઉત્તર હિંદુસ્તાન આ પ્રજાસત્તાક રાજ્યોથી છવાઈ ગયો હતો. રાજાને લશ્કર, મિત્ર કે લાભ મળે તેના કરતાં ગણની મદદ મળે તે વધારે સારૂં ગણાય, એમ કહીને કૌટિલ્ય પોતે પણ કબૂલે છે કે, એ પ્રજાસત્તાક રાજ્યો પુષ્કળ સત્તા ભોગવતાં હતાં. આમ એ જ સમયના હિંદુસ્તાનનું જે વર્ણન ગ્રીક લેખકોએ કરેલું છે તેને કૌટિલ્ય અનુમોદન આપે છે તેમ તેમાં વૃદ્ધિ કરે છે.

પરંતુ ચક્રવર્તિવાદની પ્રગતિ થઈ રહી હતી એટલે સંઘરૂપ રાજકીય પ્રવૃત્તિઓનાં આ તમામ કેંદ્રસ્થાનો તેના સપાટામાં આવી જાય, એ નિર્મિત જ હતું. મહાન્ મૌર્ય સામ્રાજ્યના સંસ્થાપકના ખટપટી મંત્રીએ પોતાના અવિચારી સિદ્ધાંતોથી વિનાશનાં બી રોપ્યાં. સામ્રાજ્ય સંબંધી તે જે વિચારો ધરાવતો હતો તેની સાથે સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યોની હયાતીનો મેળ મળે તેમ ન હતું; અને તેથી સારા કે નરસા ઉપાયો વડે એવાં રાજ્યોની સત્તાનો નાશ કરવાનું કામ એ મહામંત્રીએ શરૂ કરી દીધું.

**કૌટિલ્યનો ચક્રવર્તિવાદ, અને બિન-રાજસત્તાક રાજ્યો ઉપર તેની વિનાશક અસર.**

કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માંનું 'સંઘ' વિષેનું પ્રકરણ જે કોઇ વાંચશે તેને તુર્ત લાગી આવશે કે, તેણે ભારે નિશ્ચયથી તથા સતત અને આગ્રહી પ્રયત્નથી આ કામ ચલાવ્યું હતું. "સંઘની શક્તિનું તત્ત્વ તેના સભાસદોના ઐક્યમાં રહેલું છે," એવું જે કથન ગૌતમ બુદ્ધે કરેલું તેનો ભાવાર્થ તે તુર્ત સમજી ગયેલો; અને તેથી એ સંઘોમાં વિખવાદ ઊભો કરવાના હેતુથી જ તેણે પોતાના વ્યવહારૂ મુત્સદ્દીપણાનો અને આબાદ યુક્તિઓ ખોળી કાઢ-

વાની પોતાની અજબ શક્તિનો ઉપયોગ કર્યો. તેણે એવો મુખ્ય સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે કે, "આ સૌ સંઘોમાં પ્રવેશ કરીને અને તેમનામાં ઈર્ષા, તિરસ્કાર અને બીજાં ઝગડાનાં કારણો હોય તે ખોળી કાઢીને ગુપ્તચરોએ તેમનામાં વ્યવસ્થિત વિખવાદનાં બી રોપવાં જોઈએ." ગુપ્તચરો વિવિધ પ્રકારના રાખવાનું તેણે ઠરાવ્યું હતું; અને તેમણે માર્ગો તથા ઉપાયો પણ વિવિધ લેવા, એવું ઠરેલું હતું. "આ માણસ તમારી નિંદા કરે છે" એમ ખાનગીમાં જેને તેને કહીને તેમણે પરસ્પર તિરસ્કાર ઉપજાવવો જોઇએ; વિજ્ઞાન, કળા, દ્યૂત કે રમતગમત પરત્વે અમુક બાબતમાં તકરાર ઉપસ્થિત થાય તે પ્રસંગે તેમણે શિક્ષકના વેશે પરસ્પર વૈમનસ્ય ઊભું કરાવવું જોઇએ; દારૂની દુકાનોમાં અને નાટકશાળાઓમાં હલકા લોકોનાં વખાણ કરીને 'તામસી ગુપ્તચરો'એ સંઘોના નાયકો વચ્ચે લડાઈ જગાવવી જોઈએ; અને આ તમામ પ્રસંગે પેલો બેશરમ અને આપખુદ મંત્રી નીચ પક્ષને માણસોની તથા નાણાંની મદદ ખાનગી રીતે આપે અને ઉચ્ચ પક્ષની સામે તેને ચઢાવે. આટલેથી જ બસ ન હતું. ચંદ્રગુપ્તના એ બ્રાહ્મણ મંત્રીએ પોતાનો હેતુ સાધવા માટે દારૂનો તથા સ્ત્રીજાતિનો ઉપયોગ છૂટથી કરવામાં પણ પાછી પાની કરી ન હતી. દાખલા તરીકે, "કોઈ લડાઈના પ્રસંગે (विक्रमकाले) ગુપ્તચરોએ પીઠાવાળાનો વેશ લઈને પુત્રજન્મના કે લગ્નના કે મૃત્યુના બહાને મદનરસના ભેગવાળા દારૂના સેંકડો કટોરા ખુશાલીના ચિહ્ન (नैपेचनिकं) તરીકે છૂટથી વહેંચવા જોઇએ." સંઘોના નાયકના મનમાં પ્રેમની લાગણી જાગૃત કરવાના હેતુથી મોહક યૌવન અને સૌંદર્ય ધરાવતી સ્ત્રીઓને પ્રદર્શિત કરવી જોઇએ, અને પછી એવી સ્ત્રીને પરપુરુષ પાસે જવાની ફરજ પાડીને અગર તો પરપુરુષે તેવી સ્ત્રીનું હરણ બળાત્કારે કર્યું છે એવો ઢોંગ કરીને તેમણે તે સ્ત્રીના આશકો વચ્ચે ઝગડો કરાવવો જોઈએ; તેના પરિણામે જે લડાઈ થાય તેમાં તામસી ગુપ્તચરોએ તેમાંના એક જણને મારી

નાખવો અને કહેવું કે "પ્રેમના પરિણામમાં એ આમ માર્યો ગયો." સ્ત્રીસૌંદર્યથી મોહવશ કરીને પુરુષનો નાશ કરવા માટેની બીજી યુક્તિઓને તો આપણે જતી કરીશું; પણ તેમાંની એક યુક્તિની નોંધ લીધા વિના તો ચાલે તેમ નથી. એવી સૂચના થઈ છે કે ભીખારણના વેશમાં ગુપ્તચરે વહુઘેલા ધણીને આમ કહેવું:–"યૌવનમદથી છકેલા આ (બીજા) નાયકે તમારી પત્નીને મોહવશ કરવા મને મોકલી છે... તેની સામે છૂપી રીતે પગલાં ભરવાં જોઈએ." આનું પરિણામ અલબત્ત દેખીતું છે.

[ ૬ ]

**કૌટિલ્યના ચક્રવર્તિવાદમાંથી સંઘશક્તિની ભાવના બચી ગઈ.**

"મારા ખુદાવંદ બાદશાહ તમામ સંઘોના એકાકી રાજા બની રહેવા જોઈએ" (પૃ. ૩૭૯), એવો પોતાનો મહાન્ આદર્શ સાધવાને કૌટિલ્યે આ અને આવી યુક્તિઓનો પ્રયોગ કર્યો હતો. એ આદર્શ કદાચ અનેક અંશે સધાયો પણ હતો; કેમ કે, મૌર્યકાળમાં આ પ્રબળ સંઘો હયાત રહ્યા હોય તેની કાંઈ ચોક્કસ સાબીતી મળી શકતી નથી. તેમ છતાં પણ જે સંઘશક્તિની ભાવનાને લીધે તેઓ પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યા હતા તે એટલાં બધાં ઊંડાં મૂળ ઘાલી બેઠી હતી કે, એક ચક્રવર્તી રાજાના કેવળ ફરમાનથી એ ભાવના જડમૂળથી ઊખડી જઈ શકે તેમ ન હતું. ચંદ્રગુપ્તની શક્તિથી અને ચાણક્યની બુદ્ધિથી સ્થપાયેલી પ્રબળ અને એકહથ્થુ રાજસત્તાની પડતી થતાંની સાથે સ્વતંત્ર રાજકીય સંઘોએ પોતાનું માથું ફરીથી ઊંચક્યું, અને કેટલાક સંઘો તો મહત્ત્વની ને કીર્તિની ટોચે પણ પહોંચી ગયા. સિક્કાઓના આધારે એમ સાબીત થાય છે કે, મૌર્ય સામ્રાજ્યની પડતી થઇ ત્યારપછીના સૈકામાં યૌધેયોએ, માલવોએ, વૃષ્ણિઓએ, અર્જુનાયનોએ, ઔદુંબરોએ અને કુણિંદોએ પોતાની સ્વતંત્રતા સ્થાપી દીધી હતી. પ્રજાસત્તાક રાજ્યો તરીકે લિચ્છિવિઓ,

વૃજિકો, કુરુઓ અને પાંચાલો વિષે આપણા સાંભળવામાં કાંઈ આવતું નથી, એ વાત ખરી; પણ તેમના બદલામાં માલવો, યૌધેયો, અર્જુનાયનો અને બીજા લોકો ઊભા થયા હતા. દેહ મરે છે પણ આત્મા જીવતો રહે છે, એ ખરેખર સત્ય છે. મગધની આસપાસનાં પ્રજાસત્તાક રાજ્યો સદાને માટે નાબૂદ થઇ ગયાં, એ વાતની ના કહી શકાશે નહિ. તે પૈકીના ફક્ત લિચ્છવીઓ ઇતિહાસમાં ફરીથી દેખા દે છે; પણ તેઓ તે સમયે નેપાળમાં રાજસત્તાક રાજ્યતંત્ર તળે જીવન ગુજારતા હતા. આમ કૌટિલ્યના સિદ્ધાંતોનો અમલ અજાયબી ઊપજાવે તેટલા પૂર્ણાંશે થવા પામ્યો હતો. તેમ છતાં પણ ત્યારપછીના સમયમાં રાજકીય વિચારોમાં જબરો ફેરફાર થઇ ગયો. જે વિચારોથી કૌટિલ્યે પોતાનું લખાણ કર્યું હતું તે વિચારો, થોડાક સૈકા સુધી ચક્રવર્તિવાદનો સ્વાદ ચાખ્યા પછી, હિંદુસ્તાનના લોકોને જૂના જમાનાના થઈ પડયા. કૌટિલ્યની અસર લાગવા ન પામે એવી રીતે રાજકીય સંપ્રદાયો સ્થપાયા, અને પ્રજાસત્તાક રાજ્યોના વિનાશને માટે કૌટિલ્યને જેટલી ધગશ હતી તેટલી જ ધગશ એ રાજ્યોના હિતને માટે, તેમની આબાદીને માટે તથા તેમના અવિરત અસ્તિત્વને માટે તેઓ ધરાવતા હતા. "મહાભારત"ના "શાંતિપર્વ"ના ૧૦૭મા કાંડમાં તેમનાં લખાણોનો સુંદર નમૂનો જળવાઇ રહેલો છે.[૫૧૮]

---

૫૧૮ "મહાભારત"ના જૂદાજૂદા ભાગોનો સમય અટકળે પણ નક્કી કરવાનું બની શકે એમ નથી. તેમ છતાં પણ, પ્રસ્તુત પ્રસંગે એ કામ પ્રમાણમાં સહેલું થઈ પડે છે; કેમ કે, "મહાભારત"નો આ ભાગ કાલાનુક્રમે કૌટિલ્યનું 'સંઘ' વિષેનું પ્રકરણ લખાયા પછી લખાયો હતો, એમ સાબીત કરવાને આપણી પાસે સ્વતંત્ર આંતરિક પૂરાવા છે. પાણિનિએ એ શબ્દનો ઉપયોગ કર્યો છે તે ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, પ્રથમ, તો તમામ સંઘાત્મક સંસ્થાઓ માટે 'સંઘ' શબ્દ વપરાતો હતો. પછીથી બૌદ્ધ સંપ્રદાયે એ શબ્દનો પ્રયોગ એકહથ્થુ કર્યો; અને સિક્કાઓના આધારે

ઉક્ત કાંડનો ખરો અર્થ સમજાવવાનું તથા પ્રાચીન હિંદુસ્તાનનાં પ્રજાસત્તાક રાજ્યો સાથેનો તેનો સંબંધ બતાવી આપવાનું માન શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલને ઘટે છે. પરંતુ તેઓ એટલું ન સમજી શકયા કે, એથી રાજકીય વિચારોનો નવો યુગ સ્થપાયો હતો, અને કૌટિલ્યના સંપ્રદાયના રાજકીય વિચારોના પ્રત્યાઘાતરૂપ એ યુગ હતો. પ્રાચીન હિંદુસ્તાનના રાજકીય આદર્શોના તબક્કા કાલાનુક્રમે ગોઠવવવાનું ભાગ્યે જ બની શકે છે, અને તેથી જે થોડા પ્રસંગે એ કામ આપણે સાધી શકીએ છીએ તેને ખાસ મહત્ત્વ મળે છે.

**બિન-રાજસત્તાક રાજ્યોની હયાતીની તરફેણમાં નવા રાજકીય સિદ્ધાંતો.**

સ્વતંત્ર રાજકીય સંઘોના સંબંધમાં આપણે જોઈ ગયા છીએ કે, મહાન્ ગૌતમ બુદ્ધ તેમના પ્રત્યે માનની દૃષ્ટિથી જોતા હતા, અને તેમના સમયમાં તેઓ આબાદી ભોગવતા હતા. પરંતુ મગધનો પ્રગતિમાન ચક્રવર્તિવાદ તેમનું અસ્તિત્વ સાંખી શકયો નહિ; અને ગૌતમ બુદ્ધના જ સમયમાં તેમનામાંના વધારે મહત્ત્વના સંઘો પૈકીના એક સંઘનો વિનાશ કરવાની શરૂઆત અજાતશત્રુના મંત્રીએ કરી દીધી હતી. જે અવિચારી રીતે તેણે વજ્જિયનોમાં કલહનાં બીજ રોપ્યાં હતાં તેનું વિગતવાર વર્ણન "અટ્ઠકથા"માં આપેલું છે;[૫૧૯] અને રાજનીતિશાસ્ત્રના સંપ્રદાયના જે વિચારોનો મહાન્ પ્રતિનિધિ કૌટિલ્ય થઈ પડયો હતો તે વિચારોનો વ્યવહારૂ દાખલો તેનાથી પૂરો પડે છે, એમ આપણે ખુશીથી કહી શકીએ. સિદ્ધાંત અને વ્યવહાર એકસાથે કામ

---

જણાય છે તેમ, મૌર્યકાળ પછીના રાજકીય સંઘો જ 'ગણ' શબ્દનો એકહથ્થુ ઉપયોગ કરવા લાગ્યા. સંઘાત્મક સંસ્થા માટે કૌટિલ્યે ફક્ત 'સંઘ' શબ્દ વાપર્યો છે, અને "શાંતિપર્વ"ના ૧૦૭મા કાંડમાં ફક્ત 'ગણ' શબ્દ વાપર્યો છે. આથી "મહાભારત"નું પ્રસ્તુત પર્વ કૌટિલ્યના પ્રસ્તુત પ્રકરણ પછી લખાયું હતું, એમ માની શકાય છે.

૫૧૯ જ. એ. સો. બેં., ૭, પૃ. ૯૯૪માંનું ટર્નૂરનું ભાષાંતર.

કરી રહ્યા હતા, અને તેના પરિણામમાં મૌર્યસામ્રાજ્યની પ્રગતિની સાથે-સાથે એ રાજકીય સંઘોનાં કુનાંકુાતિયાં થઇ ગયાં હતાં. મૌર્યોના સ્વદેશમાં આવો વિનાશ એટલો બધો થઇ ગયો હતો કે, ત્યારપછીના અનેક યુગોમાં કોઇ પણ પ્રસંગે રાજકીય સંઘનું નામ પણ આપણા વાંચવામાં આવતું નથી. પરંતુ જે ભાવનાથી એ રાજકીય સંઘો સ્થપાયા હતા તે ભાવના કાંઈ ઝટ નાબૂદ થઈ જાય તેમ ન હતું. રાજકીય સંઘોની વૃદ્ધિ અને પ્રગતિ પરત્વે અનુકૂળ અભિપ્રાય ધરાવનાર નવીન રાજકીય સંપ્રદાયથી તેમ જ મૌર્યોની વજ્રમુષ્ટિ દૂર થતાંની સાથે અનેક સંઘો પુનઃ સ્થાપિત થયા તેથી આ વાત સાબીત થાય છે.

**બિન-રાજસત્તાક રાજ્યો અને તેમના કલ્યાણની શરતો વિષે "મહાભારત"માંનું અજબ વિવરણ.**

"મહાભારત"ના "શાંતિપર્વ"નો ૧૦૭મો કાંડ રાજકીય વિચારોના ઉક્ત નવીન સંપ્રદાયનો નિદર્શક છે, એમ કહી શકાય. આ વિષયનું મહત્ત્વ ધ્યાનમાં લઈને એ આખો કાંડ અહીં શબ્દશઃ ઉતારવામાં આવ્યો છે, અને ત્યારપછી તેનું ગુજરાતી ભાષાંતર પણ આપવામાં આવ્યું છે.

युधिष्ठिर उवाच—

गणानां वृत्तिमिच्छामि श्रोतुं मतिमतां वर ॥६॥
यथा गणाः प्रवर्धंते न भिद्यंते च भारत।
अरींश्च विजिगीषंते सुहृदः प्राप्नुवंति च ॥७॥
भेदमूलो विनाशो हि गणानामुपलक्षये।
मंत्रसंवरणं दुःखं बहुनामिति मे मतिः ॥८॥
एतदिच्छाम्यहं श्रोतुं निखिलेन परंतपः।
यथा च ते न भिद्येरं स्तच्च मे वद भारत ॥९॥

भीष्म उवाच—

गणानां च कुलानां च राज्ञां भरतसत्तम।

वैरसंदीपनावेतौ लोभामर्षौ नराधिप ॥१०॥
लोभमेको हि वृणुते ततोऽमर्षमनंतरम् ।
ततोह्यमर्षसंयुक्तावन्योन्यजनिताशयौ ॥११॥ [५२०]
चारमंत्रबलादानैः सामदानविभेदनैः ।
क्षयव्ययभयोपायैः प्रकर्षंतीतरेतरम् ॥१२॥
तत्रादानेन भिद्यंते गणाः संघातवृत्तयः ।
भिन्नाः विमनसः सर्वे गच्छंत्यरिवशं भयात् ॥१३॥
भेदे गणा विनश्युर्हि भिन्नास्तु सुजयाः परैः ।
तस्मात् संघातयोगेन प्रयतेरन् गणाः सदा ॥१४॥
अर्थाश्चैवाधिगम्यंते संघातबलपौरुषैः ।
बाह्याश्च मैत्रीं कुर्वंति तेषु संघातवृत्तिषु ॥१५॥
ज्ञानवृद्धाः प्रशंसंति शुश्रुषंतः [५२१]परस्परम् ।
विनिवृत्ताभिसंधानाः सुखमेधंति सर्वशः ॥१६॥
धर्मिष्ठान् व्यवहारांश्च स्थापयतश्च शास्त्रतः ।
यथावत् प्रतिपश्यंतो विवर्धंते गणोत्तमाः ॥१७॥
पुत्रान् भ्रातृन्निगृह्णंतो विनयंतश्च तान् सदा ।
विनीतांश्च प्रगृह्णंतो विवर्धंते गणोत्तमाः ॥१८॥
चारमंत्रविधानेषु कोषसंनिचयेषु च ।
नित्ययुक्ता महाबाहो वर्धंते सर्वतो गणाः ॥१९॥
प्राज्ञान् शूरान् महोत्साहान् कर्मसु स्थिरपौरुषान् ।
मानयंतः सदा युक्ता विवर्धंते गणा नृप ॥२०॥
द्रव्यवंतश्च शूराश्च शस्त्रज्ञाः शास्त्रपारगाः ।
कृच्छ्रास्वापत्सु संमूढान् गणान् संतारयंति ते ॥२१॥
क्रोधो भेदो भयं दंडः कर्षणं निग्रहो वधः ।

---

५२०. કલકત્તાની આવૃત્તિમાં "तौ क्षयव्ययसंयुक्तावन्योन्यं च विनाशिनौ" છે; પણ તેનો સંતોષકારક અર્થ બેસતો નથી.

५२१. 'शुश्रुवतः' શબ્દ વાંચવો.

नयत्यरिवशं सद्यो गणान् भरतसत्तम ॥२२॥
तस्मान्मानयितव्यास्ते गणमुख्याः प्रधानतः ।
लोकयात्रा समायत्ता भूयसी तेषु पार्थिव ॥२३॥
मंत्रगुप्तिः प्रधानेषु चारश्चामित्रकर्षण ।
न गणाः कृत्स्नशो मंत्रं श्रोतुमर्हंति भारत ॥२४॥
गणमुख्यैस्तु संभूय कार्यं गणहितं मिथः ॥२५॥
पृथग्गणस्य भिन्नस्य विततस्य ततोन्यथा ।
अर्थाः प्रत्यवसीदंति तथानर्था भवंति च ॥२६॥
तेषामन्योन्यभिन्नानां स्वशक्तिमनुतिष्ठताम् ।
निग्रहः पंडितैः कार्यः क्षिप्रमेव प्रधानतः ॥२७॥
कुलेषु कलहा जाताः कुलवृद्धैरुपेक्षिता ।
गोत्रस्य नाशं कुर्वंति गणभेदस्य कारकम् ॥२८॥

आभ्यंतरं भयं रक्ष्यमसारं बाह्यतो भयम् ।
आभ्यंतरं भयं राजन् सद्यो मूलानि कृंतति ॥२९॥
अकस्मात् क्रोधमोहाभ्यां लोभाद्वापि स्वभावजात् ।
अन्योन्यं नाभिभाषंते तत्पराभवलक्षणम् ॥३०॥

जात्या च सदृशाः सर्वे कुलेन सदृशास्तथा ।
न चोद्योगेन बुद्ध्या वा रूपद्रव्येन वा पुनः ॥३१॥
भेदाच्चैव प्रदानाच्च भिद्यंते रिपुभिर्गणाः ॥
तस्मात्संघातमेवाहुर्गणानां शरणं महत् ॥३२॥

યુધિષ્ઠિરે કહ્યું છે, "હે બુદ્ધિશાળી પુરુષોમાંના ઉત્તમોત્તમ પુરુષ! ગણોની વૃત્તિ સાંભળવા હું ઇચ્છું છું (૬); કેવી રીતે ગણો વૃદ્ધિ પામે છે અને તેમનામાં ભેદ પડતો નથી; તેઓ દુશ્મનોને જીતી લે છે અને મિત્રો પ્રાપ્ત કરે છે (૭). ગણોનો નાશ મુખ્યતઃ ભેદને લીધે થાય છે, અને મારા મતે અનેક જણના વિચારો ગુપ્ત રાખવાનું બહુ અઘરું છે (૮). આથી, હે દુશ્મનોને દમનાર! (તેમના

વિષે) બધું વિગતવાર સાંભળવા હું ઇચ્છું છું; અને ખાસ કરીને, હે ભારત! તેઓમાં કેવી રીતે ભેદ ન પડવા પામે તે મને કહો (૯)."

ભીષ્મે કહ્યું કે, "હે રાજા! ભરતોમાંના સર્વોત્તમ! ગણોમાં, કુળોમાં, અને રાજાઓમાં લોભ અને અસહિષ્ણુતા વૈર પેદા કરે છે (૧૦). જે માણસ લોભે લેવાય છે તે અસહિષ્ણુ થઈ પડે છે, અને આવા બે (માણસો) વચ્ચે અનિષ્ટ ભાવના જાગૃત થાય છે (૧૧). ગુપ્તચરો, મંત્રીઓ અને લશ્કર વડે, સામ, દાન અને ભેદ વડે તથા માણસોના તથા નાણાંના નુકસાનના ભય વડે અંદરઅંદર લડાઈ જાગે છે (૧૨). જેના અસ્તિત્વનું તત્ત્વ ઐક્ય છે તે ગણોમાં આ ઉપાયોથી ભેદ પડે છે, અને ભિન્ન તથા વિમનસ થયેલા તેઓ બીકથી દુશ્મનને વશ થાય છે (૧૩). ભેદથી ગણોનો વિનાશ થાય છે; ભિન્ન થયેલા તેઓને પારકા લોકો ઝટ જીતી જાય છે; તેથી ગણોએ ઐક્ય સાધવાને હમેશાં પ્રયત્નો કરવા જોઇએ (૧૪). ગણો[૫૨૨] પોતાનું બળ ને પોતાના પ્રયત્નો એકત્ર કરે તો દ્રવ્ય મેળવી શકાય તેમ છે; અને તેઓ ઐક્ય સાધે છે ત્યારે બહારના સત્તાધીશો પણ તેમની સાથે મૈત્રી બાંધે છે (૧૫). જેઓ પરસ્પર સલાહ સાંભળવા ઇચ્છે છે તેમને જ્ઞાનવૃદ્ધ લોકો વખાણે છે; જેઓ સ્વાર્થ છોડી દે છે તેમને સર્વ બાબતોમાં સુખ મળે છે (૧૬). ધર્મિષ્ઠ લોકોને નીમીને, શાસ્ત્રને અનુસરીને વહીવટી નિયમો ઘડીને, તેમનું પાલન યોગ્ય રીતે કરીને (૧૭), પુત્રોને અને ભાઇઓને (પણ) ટપકો દઈને, તેમને હંમેશાં સૂચના આપીને અને તેઓ (સત્તાને) વિનીત થાય ત્યારે તેમનો સ્વીકાર કરીને ગણોમાંનો ઉત્તમોત્તમ ગણ વૃદ્ધિ પામે છે (૧૮). ગુપ્તચરોની અને મંત્રીઓની નીમણુક કરવા પાછળ તથા દ્રવ્યસંચય કરવા પાછળ જે ગણો ધ્યાન આપે છે તેઓની સર્વતઃ વૃદ્ધિ થાય

---

૫૨૨ એક જ ગણના સભાસદોના ઐક્યની ભલામણ થઇ છે કે અનેક ગણોનું ઐક્ય સાધી ગણસમૂહ સ્થાપવાની ભલામણ થઇ છે, એ વિષે શંકા રહે છે.

છે (૧૯). હે રાજા ! જે ગણો ડાહ્યા પુરુષોને, વીર પુરુષોને, ઉત્સાહી પુરુષોને, કર્મમાં સ્થિરતાથી પ્રયત્ન કરનાર પુરુષોને માન આપે છે તેઓ વૃદ્ધિ પામે છે (૨૦). જે દ્રવ્યવાળા, શૂરા, શસ્ત્રજ્ઞાનવાળા અને શાસ્ત્રવિશારદ હોય છે તેઓ સંમૂઢ લોકોને ગંભીર આફતમાંથી બચાવે છે (૨૧). હે ભારતોમાંના ઉત્તમોત્તમ પુરુષ ! ક્રોધ, ભેદ, ભય, દંડ, રીબામણ, સજા અને છેવટે વધ તુર્ત જ ગણોને દુશ્મનોને વશ કરે છે (૨૨). આથી ગણના નાયકોને માન આપવું જોઈએ; કારણ કે, હે રાજા ! (ગણોનાં) ઐહિક કામો મુખ્યત્વે કરીને તેમના ઉપર આધાર રાખે છે. (૨૩). હે ભારત ! ગુપ્તચર (ખાતું) અને સલાહની ગુપ્ત વાત ગણના નાયકોને ( સોંપી દેવાં જોઈએ ); કેમ કે, આખો ગણ એ ગુપ્ત બાબતો સાંભળે એ યોગ્ય નથી (૨૪). ગણના નાયકોએ તેમનાં કામો સાથે રહીને ખાનગીમાં કરવાં જોઇએ (૨૫); નહીતર[૫૨૩] ગણનું દ્રવ્ય નષ્ટ થાય છે અને તે ભયમાં આવી પડે છે (૨૬). અન્યોન્ય ભિન્ન થયેલા તેઓ સ્વશક્તિ પ્રમાણે વર્તે તો મુખ્યત્વે કરીને પંડિતોએ તેમને દાબમાં રાખવા જોઈએ (૨૭). કુળમાં કલહો થાય તેના તરફ કુળના વૃદ્ધો ઉપેક્ષા રાખે તો ગોત્રોનો નાશ થાય છે, અને તેથી ગણમાં ભેદ પડે છે (૨૮). હે રાજા ! આંતરિક ભયથી જ રક્ષા કરવાની છે; બહારના ભયનું કાંઈ મહત્ત્વ નથી, પણ આંતરિક ભય તુર્ત જ મૂળને છેદે છે (૨૯). અકસ્માત્ ક્રોધથી, મોહથી કે સ્વાભાવિક લોભથી (સભાસદો) સમાન જાતિના ને કુળના હોવા છતાં પરસ્પર બોલેચાલે નહિ તો તે પરાભવની ચોક્કસ નિશાની છે (૩૦–૩૧). ઉદ્યોગથી, બુદ્ધિથી કે રૂપદ્રવ્યથી નહિ, પણ ભેદ પાડીને અને લાંચ-

---

૫૨૩. " पृथग्गणस्य भिन्नस्य विततस्य ततोऽन्यथा " એ શબ્દોનો અર્થ સમજી શકાતો નથી, એમ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે. હું ૨૬ મા શ્લોકનો અર્થ આમ કરું છું:–" ભિન્ન થયેલા અને અન્યથા જાહેર થયેલા છૂટકછૂટક ગણનું દ્રવ્ય નષ્ટ થાય છે અને તે ભયમાં આવી પડે છે. " **ભરતરામ.**

રુશ્વત આપીને ગણોમાં દુશ્મનો ભેદ પાડે છે; તેથી જ કહ્યું છે કે, ઐક્ય જ ગણોનું મોટું શરણ છે (૩૧–૩૨).

આમ ઉક્ત નવીન સંપ્રદાય રાજકીય સંઘો પરત્વે ખરા દિલથી સહાનુભૂતિ ધરાવતો હતો, એમ જણાય છે. કૌટિલ્યના સંપ્રદાયની સાથે એની સરખામણી કરતાં જે પરસ્પરવિરોધ જણાય છે તે આપણું ધ્યાન ખેંચે છે. ગણોનો વિનાશ કરનારી અસ્પષ્ટ યુક્તિઓ સૂચવવાને બદલે જે ફંદામાં ફસાવાનો ને જે ભયમાં આવી પડવાનો સંભવ તેમને રહેતો તેનાથી દૂર રહેવા માટે તે સંપ્રદાયે ભલી ભલામણો કરેલી છે. જે કુસંપ તથા કંકાસ ઉક્ત પ્રજાકીય રાજ્યતંત્રના કાયમના ભય રૂપ થઈ પડયા હતા તેમનાં દુષ્ટ પરિણામો તરફ ખાસ ધ્યાન ખેંચતાં તે કદિ પણ થાકયો નથી. તેના ખરા ઉપાય તરીકે તેણે સહિષ્ણુતા રાખવાની ભલામણ કરી છે. પ્રજાકીય રાજ્યતંત્રની બીજી ખામી એ હતી કે, મસલતની બાબતમાં મૌન જાળવવાનું કામ મુશ્કેલ થઈ પડતું. આ ખામી દૂર કરવાના હેતુથી એ સંપ્રદાયે નાનકડા મંત્રીમંડળ જેવી કોઈ સભા સ્થાપવાનું સૂચન કર્યું છે. એ મંત્રીમંડળ જ ગુપ્ત રાખવાની મસલતની બાબતો વિષે વિચારણા કરી શકે. આવા દાખલા તે સમયે મોજુદ હશે તે ઉપરથી જ આવી સૂચના થઈ હશે, એમ આપણે ખુશીથી માની શકીએ. તે સમયે અસ્તિત્વ ધરાવતા મહત્ત્વના ગણોના રાજ્યતંત્રમાં આવા મંત્રીમંડળની યોજના થઇ હોવી જોઈએ. વળી, કાયદાની સારી પદ્ધતિની સ્થાપના અને તેનો ચુસ્ત અમલ, પુત્રો અને ભાઇઓ સુદ્ધાં સહુને માટે ન્યાયનો નિષ્પક્ષપાત ચુકાદો, ગુપ્તચરોની પદ્ધતિની યોજના, ખજિનામાં દ્રવ્યનો ઉત્તરોત્તર સંચય, આગળપડતા માણસો માટે યોગ્ય માન: એ સૌ ગણની આબાદી કરનારી બાબતો મનાતી હતી. એકંદરે બાહ્ય ભયના કરતાં આંતરિક ભય વધારે ગંભીર મનાતો હતો; અને એમ મનાતું હતું કે, અંદરઅંદર કુસંપ ન હોય

**નવીન સંપ્રદાયના ઉપદેશનો સારાંશ.**

તો ગમે તેવો સબળ દુશ્મન પણ જખ મારે છે. વાંચકને યાદ હશે કે, આ વિચાર ગૌતમ બુદ્ધના સમય જેટલો જૂનો છે. અજાતશત્રુએ વૈશાલિની જીત મેળવી તે એનો સુંદર દાખલો પૂરો પાડે છે. અજાતશત્રુ જેવા પ્રતાપી રાજાએ પણ પોતાના મંત્રીને ગુપ્તચર તરીકે વજ્જિયનો પાસે મોકલીને તેની મારફતે તેમનામાં પરસ્પર અવિશ્વાસ અને કંકાસ ઉપસ્થિત કર્યાં નહિ ત્યાંસુધી વજ્જિયનો ઉપર હુમલો કરવાની હિંમત કરી નહિ. ઉક્ત નવીન સંપ્રદાયે વિવિધ ગણોનું ઐક્ય જાળવવાની પણ ભલામણ કરેલી છે. કદાચ એવી ગણતરી હશે કે, આવી રીતે ગણોનું ઐક્ય થાય તો તેઓ પ્રબળ દુશ્મનની સામે વધારે સારી રીતે માથું ઊંચકી શકે.

"મહાભારત"માંના બીજા શ્લોકોમાં પણ રાજકીય ગણની કે સંઘની આબાદી માટે એટલી જ ઉત્કંઠા દર્શાવેલી છે. ભીષ્મે યુધિષ્ઠિરને કહેલી "વાસુદેવ-નારદની જૂની વાત" ("શાંતિપર્વ", અધ્યાય ૮૧) આનો દાખલો છે. અંધકો, વૃષ્ણિઓ, કુકુરો અને ભોજો–એ ચારના સંઘના કામકાજમાં ઊભી થયેલી મુશ્કેલી વાસુદેવે નારદને જણાવી છે. એ મુખ્ય મુશ્કેલી એ લાગે છે કે, આગેવાન માણસોમાં તૂટ પડેલી તેથી એકબીજાનો મેળ ન પડે એવા એકડા બંધાઇ ગયા હતા, અને તેમાં પરસ્પર દુશ્મનાવટ તથા દોષારોપણ વધી પડયાં હતાં. જવાબમાં નારદે શ્રી કૃષ્ણને કહ્યું કે, ઉગ્ર ઉપાયો લેવા એ એનો ખરો રસ્તો નથી, પણ સમાધાનની નીતિ જ તેનો ખરો ઉપાય છે.

**" अनायसेन शस्त्रेण मृदुना हृदयच्छिदा।**
**जिह्वामुद्धर सर्वेषां परिमृज्यानुमृज्य च ॥ " ॥१९॥**

'**अनायसशस्त्र**' વિષેના શ્રીકૃષ્ણના પ્રશ્નના જવાબમાં ઉક્ત વિચારની વિશેષ માહિતી આમ આપેલી છેઃ—

**" शक्त्याऽन्नदानं सततं तितिक्षार्जवमार्दवम्।**
**यथार्हप्रतिपूजा च शस्त्रमेतदनायसम् ॥२१॥**

ज्ञातीनां वक्तुकामानां कटुकानि लघूनि च ।
गिरा त्वं हृदयं वाचं शमयस्व मनांसि च ॥२२॥
नामहापुरुषः कश्चिन्नानात्मा नासहायवान् ।
महतीं धुरमादत्ते तामुद्यम्योरसा वह ॥२३॥
सर्व एव गुरुं भारमनड्वान् वहते समे ।
दुर्गे प्रतीकः सुगवो भारं वहति दुर्वहम् ॥२४॥
भेदाद्विनाशः संघानां संघमुख्योऽसि केशव ।
यथा त्वां प्राप्य नोत्सीदेदयं संघस्तथा कुरु ॥२५॥

છેલ્લા શ્લોકમાં સંઘ તરીકેના બંધારણનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે. "સભાપર્વ"ના ૧૪ મા અધ્યાયમાંથી આપણને તેની કેટલીક વિગતો મળી શકે છે. તેમાં કહ્યું છે કે, તેમાં ૧૮ કુળો અને ૧૮,૦૦૦ ભાઈઓ (કદાચ પુખ્ત ઉમ્મરના પુરુષ સભાસદો) હતાં. '**भोज-राजन्य-वृद्धैः**" એવો ઉલ્લેખ પણ થયેલો છે[૫૨૪] તેથી એમ સાબીત થાય છે કે વહીવટીમંડળ પણ અસ્તિત્વ ધરાવતું હતું અને ઉક્ત સૌ તેના સભાસદો હતા. ઉપર્યુક્ત શ્લોકોમાં સંઘના નાયક શ્રીકૃષ્ણને યુક્તિપૂર્વક વ્યવસ્થાથી તમામ પક્ષોને શાંત રાખવાનું સૂચવવામાં આવ્યું છે. સંઘોના વિનાશનું મૂળ કારણ કુસંપ જ છે, એમ ભાર દઈને તેમાં કહ્યું છે, અને તેનાથી ચેતતા રહેવાનું શ્રીકૃષ્ણને ખાસ સંભારી આપવામાં આવ્યું છે. 'સંઘ' શબ્દનો ઉપયોગ થયો છે, એ જ એમ બતાવી આપે છે કે, ભીષ્મે પોતે કહ્યું છે તેમ તે પ્રસંગ ખરેખર "**इतिहासं पुरातनं**" (શ્લોક ૨) છે.

કૌટિલ્યના સંપ્રદાયે રાજકીય સંઘોનો વિનાશ સાધ્યો એટલે, રાજકીય વિચારના નવા સંપ્રદાયની સ્થાપનાની સાથેસાથે એવા સંઘોનો પુનરુદ્ધાર થાય, એ સ્વાભાવિક હતું.

---

૫૨૪ સરખાવો, "સભાપર્વ", અધ્યાય ૧૪, શ્લોક ૨૫, ૩૨, ૩૫, ૫૫ અને ૫૬.

**બિન-રાજસત્તાક ગણોનો પુનરુદ્ધાર.** "મહાભારત"માં જ સંખ્યાબંધ બિન-રાજસત્તાક ગણોનાં નામ ગણાવેલાં છે; જેમ કે, કિરાતો, દરદો, ઔદુંબરો, પારદો, બાહ્લિકો, શિબિઓ, ત્રિગર્તો, યૌધેયો, કેકયો, અંબષ્ઠો, ક્ષુદ્રકો, માલવો, પૌંડ્રો, અંગો અને વંગો.[૫૨૫] તેમને **'श्रेणिमंत'** અને **'शस्त्रधारिन्'** કહેલા છે.[૫૨૬] કૌટિલ્યે ઉલ્લેખેલી **'क्षत्रियश्रेणी'**ની સાથે તથા પાણિનિએ ઉલ્લેખેલા **'आयुधजीविसंघ'**ની સાથે તેમને સરખાવી શકાય. ઉપર્યુક્ત ગણો પૈકીના યૌધેયો આ પ્રકારના હતા, એમ તો સ્પષ્ટ કરેલું પણ છે. બાહ્લિકોના સંબંધમાં "મહાભારત"માં અન્યત્ર કહેલું છે[૫૨૭] કે, "બાહ્લિક વીરો તમામ રાજાઓ હતા." આથી વળી કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં ઉલ્લેખલ **"राजशब्दोपजीवीनः"** યાદ આવી જાય છે તેમ જ 'બધા લિચ્છવીઓ રાજાઓ હતા' એવું જાતકોનું કથન પણ સાંભરી આવે છે. આનર્તો, કાલકૂટો, કુલિંદો વગેરે[૫૨૮] જાતિઓના ઉલ્લેખો પણ થયેલા છે; પણ તેમના રાજ્યતંત્રના સ્વરૂપની કશી માહિતી આપવામાં આવી નથી.

"મહાભારત"ના જ આધારે આ જાતિઓનાં રાજ્યોનો ચોક્કસ ઐતિહાસિક સમય ઠરાવવાનું કામ અઘરું થઇ પડે છે. પરંતુ અહીં સિક્કાઓનો પૂરાવો આપણી મદદે આવે છે.

**મૌર્ય સામ્રાજ્યની પડતી પછીના તુર્તના સમયની સ્થિતિ.** માર્ય સામ્રાજ્યની પડતી થઇ ત્યારપછી તુર્ત જ ઉપર્યુક્ત રાજકીય સંઘો પૈકીના ઘણાખરા સંઘો અસ્તિત્વમાં આવ્યા હતા, એમ એથી સાબીત થાય છે. એ પૈકીના દરેક સંઘ વિષે અહીં ટૂંકી ઐતિહાસિક નોંધ આપણે આપીશું.

---

૫૨૫ "સભાપર્વ", અધ્યાય ૫૨, શ્લોક ૧૩ થી ૧૬.

૫૨૬ "સભાપર્વ" અધ્યાય ૫૨, શ્લોક ૧૭.

૫૨૭ "સભાપર્વ", અધ્યાય ૩૪, શ્લોક ૧૩. **"वाह्लिकाश्चापरे शूरा राजानः सर्व एव ते."**

૫૨૮ "સભાપર્વ", અધ્યાય ૨૬, શ્લોક ૨૧ થી ૨૪.

(૧) યૌધેયો:—આપણે ઉપર વાંચી ગયા છીએ તેમ, પાણિનિના સમયમાં તેમનો "आयुधजीविसंघ" હતો. તેમના વિષે આપણને સિક્કાઓના અને શિલાલેખોના આધારે માહિતી મળી શકે છે. કનિંગહામ કહે છે તેમ,[૫૨૯] તેમના જૂનામાં જૂના સિક્કાઓ આશરે ઇ. સ. પૂર્વે પહેલી સદીના છે. રૅપ્સન તેમની સાથે સંમત થાય છે[૫૩૦] અને તે આશરે ઇ. સ. પૂર્વે ૧૦૦ ની સાલના હોવાનું જણાવે છે. વિન્સેંટ સ્મિથ પણ તેમના મતને મળતા થાય છે.[૫૩૧] તેમના પ્રથમના સમયના સિક્કા ઉપર "यौधेयन" એમ લખેલું છે, અને તેમના પાછળના સમયના સિક્કાઓમાં થોડા ફેરફાર સાથે "यौधेय–गणस्य जय" એમ લખેલું છે. ગિરનારના શિલાલેખમાં "सर्वक्षत्राविष्कृतवीरशब्दजातोत्सेकाविधेयानां यौधेयानां" એમ લખેલું છે તે ઉપરથી યૌધેયોની શક્તિમત્તાનો અને સાધન–સંપન્નતાનો ખ્યાલ આવી શકે તેમ છે. "તમામ ક્ષત્રિયોમાં પોતાના વીરશબ્દની જાહેરાત કર્યાથી ગર્વિષ્ટ થયેલા યૌધેયોનાં" એવો એ વાક્યનો અર્થ થાય છે.[૫૩૨] શત્રુઓના હાથે આવી જાતનાં તેમનાં વખાણ થયાં છે, એ કાંઈ નાનીસૂની વાત નથી. "જીત મેળવવા માટેનો ગુપ્ત મંત્ર પોતે ધરાવતા હતા," એવું યૌધેયોનું પોતાનું સગર્વ કથન છે[૫૩૩] તેને આથી કાંઈક પુષ્ટિ મળે છે. ગિરનારના શિલાલેખમાં

**થોડાંક નમૂનેદાર ભિન–રાજસત્તાક રાજ્યો.**

---

૫૨૯ કૉ. એ. ઈ., પૃ. ૭૬.

૫૩૦ રૅ. ઈ. કૉ. પૃ. ૧૫.

૫૩૧ કૅ. કૉ. ઇ. મ્યુ., પૃ. ૧૬૫.

૫૩૨ એ. ઈ., ૮, પૃ. ૪૪-૪૭.

૫૩૩ ડાૅ૨ સ્ટીવનને લુધિયાણા પાસેથી માટીની મોટી મુદ્રા મળી આવી "यौधेयानां जयमंत्रधराणां" એવું

રુદ્રદામા "યૌધેયોને જડમૂળથી કાઢી મૂક્યા"નો ઉલ્લેખ સગર્વ કરે છે; પરંતુ સિક્કાઓથી તેમ જ શિલાલેખથી એમ સાબીત થાય છે કે, તેઓને લાગેલા આચકામાંથી તેઓ બચી ગયા અને નિદાન ઇ. સ. ની ચોથી સદીના અંત સુધી બળવાન રાજકીય ગણ તરીકે ચાલૂ રહ્યા. મહાન્ ગુપ્તસમ્રાટ્ સમુદ્રગુપ્તને જે જાતિઓએ "તમામ પ્રકારના કર ભરેલા, (તેના) હુકમો ઉઠાવેલા અને (તેને) નમન કરેલું" તે જાતિઓ પૈકીની એક જાતિ તરીકે યૌધેયોનો ઉલ્લેખ સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખમાં થયેલો છે.[૫૩૪] પણ એ લેખમાંના પૂર્વાપર સંબંધ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, યૌધેયોનું રાજ્ય ગુપ્તોના તાબાના મુલકના એક ભાગરૂપ ન હતું પણ સીમાંત ઉપર આવેલા રાજ્ય જેવું હતું અને ગુપ્તોને કર ભરતું તથા તેમનું ઉપરિપણું સ્વીકારતું.[૫૩૫]

યૌધેયોના તાબાનો પ્રદેશ તેમના સિક્કાઓના અને શિલાલેખોના આધારે નક્કી કરી શકાય તેમ છે. તેમનો એક શિલાલેખ ભરતપુર રાજ્યમાંના વિજયગઢમાંથી મળી આવ્યો હતો, અને તેમની માટીની મુદ્રાઓ લુધિયાણા પાસેના સોનૈતમાંથી મળી આવી હતી. તેમના સિક્કાઓ સહરાનપુર પાસેના બેહતમાંથી,[૫૩૬] "સતલજની પશ્ચિમ-દિશાએ દેપલપુરમાંથી, સાતગઢમાંથી, અજુધનમાંથી, કહરોડમાંથી, અને મુલતાનમાંથી તથા પૂર્વદિશાએ ભાતનેરમાંથી, અબોરમાંથી, સિરસામાંથી, હાંસીમાંથી, પાણીપતમાંથી અને સોનપતમાંથી" મળી આવ્યા હતા.[૫૩૭] યૌધેયોના સિક્કાઓ સાધારણ રીતે પંજાબના

---

લખેલું હતું તે ઉપરથી આમ કહી શકાય છે. (પ્રો. એ. સો. બેં., ૧૮૮૪, પૃ. ૧૩૮-૧૩૯.)

૫૩૪ કૉ. ઇ. ઈ. ૩, પૃ. ૧૪.

૫૩૫ સીલ્વન લેવીકૃત "લ નેપાળ", પુ. ૨, પૃ. ૧૧૫-૧૧૬.

૫૩૬ પ્રિન્સેપકૃત નિબંધો, પુ. ૪, પૃ. ૧૧-૧૨.

૫૩૭ કૉ. એ. ઈ., પૃ. ૭૭.

**થોડાંક નમૂનેદાર બિન–રાજસત્તાક રાજ્યો.**

(૧) **યૌધેયો:**—આપણે ઉપર વાંચી ગયા છીએ તેમ, પાણિનિના સમયમાં તેમનો "**आयुधजीविसंघ**" હતો. તેમના વિષે આપણને સિક્કાઓના અને શિલાલેખોના આધારે માહિતી મળી શકે છે. કનિંગહામ કહે છે તેમ,[૫૨૯] તેમના જૂનામાં જૂના સિક્કાઓ આશરે ઇ. સ. પૂર્વે પહેલી સદીના છે. રૅપ્સન તેમની સાથે સંમત થાય છે[૫૩૦] અને તે આશરે ઇ. સ. પૂર્વે ૧૦૦ ની સાલના હોવાનું જણાવે છે. વિન્સેંટ સ્મિથ પણ તેમના મતને મળતા થાય છે.[૫૩૧] તેમના પ્રથમના સમયના સિક્કા ઉપર "**यौधेयन**" એમ લખેલું છે, અને તેમના પાછળના સમયના સિક્કાઓમાં થોડા ફેરફાર સાથે "**यौधेय–गणस्य जय**" એમ લખેલું છે. ગિરનારના શિલાલેખમાં "**सर्वक्षत्राविष्कृतवीरशब्दजातोत्सेकाविधेयानां यौधेयानां**" એમ લખેલું છે તે ઉપરથી યૌધેયોની શક્તિમત્તાનો અને સાધન–સંપન્નતાનો ખ્યાલ આવી શકે તેમ છે. "તમામ ક્ષત્રિયોમાં પોતાના વીરશબ્દની જાહેરાત કર્યાથી ગર્વિષ્ટ થયેલા યૌધેયોનાં" એવો એ વાક્યનો અર્થ થાય છે.[૫૩૨] શત્રુઓના હાથે આવી જાતનાં તેમનાં વખાણ થયાં છે, એ કાંઈ નાનીસૂની વાત નથી. "જીત મેળવવા માટેનો ગુપ્ત મંત્ર પોતે ધરાવતા હતા," એવું યૌધેયોનું પોતાનું સગર્વ કથન છે[૫૩૩] તેને આથી કાંઈક પુષ્ટિ મળે છે. ગિરનારના શિલાલેખમાં

---

૫૨૯ કૉ. એ. ઈ., પૃ. ૭૬.

૫૩૦ રૅ. ઈં. કૉ. પૃ. ૧૫.

૫૩૧ કૅ. કૉ. ઇ. મ્યુ., પૃ. ૧૬૫.

૫૩૨ એ. ઈં., ૮, પૃ. ૪૪–૪૭.

૫૩૩ કાર સ્ટીવનને લુધિયાણા પાસેથી માટીની મોટી મુદ્રા મળી આવી હતી તેમાં "**यौधेयानां जयमंत्रधराणां**" એવું

રુદ્રદામા "યૌધેયોને જડમૂળથી કાઢી મૂક્યા"નો ઉલ્લેખ સગર્વ કરે છે; પરંતુ સિક્કાઓથી તેમ જ શિલાલેખથી એમ સાબીત થાય છે કે, તેઓને લાગેલા આચકામાંથી તેઓ બચી ગયા અને નિદાન ઇ. સ. ની ચોથી સદીના અંત સુધી બળવાન રાજકીય ગણ તરીકે ચાલૂ રહ્યા. મહાન્ ગુપ્તસમ્રાટ્ સમુદ્રગુપ્તને જે જાતિઓએ "તમામ પ્રકારના કર ભરેલા, (તેના) હુકમો ઉઠાવેલા અને (તેને) નમન કરેલું" તે જાતિઓ પૈકીની એક જાતિ તરીકે યૌધેયોનો ઉલ્લેખ સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખમાં થયેલો છે.[૫૩૪] પણ એ લેખમાંના પૂર્વાપર સંબંધ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, યૌધેયોનું રાજ્ય ગુપ્તોના તાબાના મુલકના એક ભાગરૂપ ન હતું પણ સીમાંત ઉપર આવેલા રાજ્ય જેવું હતું અને ગુપ્તોને કર ભરતું તથા તેમનું ઉપરિપણું સ્વીકારતું.[૫૩૫]

યૌધેયોના તાબાનો પ્રદેશ તેમના સિક્કાઓના અને શિલાલેખોના આધારે નક્કી કરી શકાય તેમ છે. તેમનો એક શિલાલેખ ભરતપુર રાજ્યમાંના વિજયગઢમાંથી મળી આવ્યો હતો, અને તેમની માટીની મુદ્રાઓ લુધિયાણા પાસેના સોનૈતમાંથી મળી આવી હતી. તેમના સિક્કાઓ સહરાનપુર પાસેના બેહતમાંથી,[૫૩૬] "સતલજની પશ્ચિમ-દિશાએ દેપલપુરમાંથી, સાતગઢમાંથી, અજુધનમાંથી, કહરોડમાંથી, અને મુલતાનમાંથી તથા પૂર્વદિશાએ ભાતનેરમાંથી, અબોહરમાંથી, સિરસામાંથી, હાંસીમાંથી, પાણીપતમાંથી અને સોનપતમાંથી" મળી આવ્યા હતા.[૫૩૭] યૌધેયોના સિક્કાઓ સાધારણ રીતે પંજાબના

---

લખેલું હતું તે ઉપરથી આમ કહી શકાય છે. (પ્રો. એ. સો. બેં., ૧૮૮૪, પૃ. ૧૩૮–૧૩૯.)

૫૩૪. કૉ. ઇ. ઈ. ૩, પૃ. ૧૪.

૫૩૫ સીલ્વન લેવીકૃત "લ નેપાળ", પુ. ૨, પૃ. ૧૧૫–૧૧૬.

૫૩૬ પ્રિન્સેપકૃત નિબંધો, પુ. ૪, પૃ. ૧૧–૧૨.

૫૩૭ કૅ. એ. ઈ., પૃ. ૭૭.

પૂર્વભાગમાંથી તથા સતલજ અને જમના નદી વચ્ચેના પ્રદેશમાંથી મળી આવે છે. દિલ્હી અને કર્નાલ વચ્ચે સોનપતમાંથી સિક્કાઓના બે મોટા જથ્થા મળી આવ્યા હતા,[૫૩૮] કાંગડા પ્રાંતમાંથી ચાર સિક્કાઓ મળી આવ્યા હતા,[૫૩૯] અને પંજાબના પૂર્વભાગમાંના જોગધેરી નામના સ્થળેથી સંખ્યાબંધ સિક્કા મળ્યા હતા.[૫૪૦] કોઈ પણ જાતિના સિક્કાઓ જે સ્થળોએથી મળી આવ્યા હોય તેના આધારે તે જાતિના મુલકની બાબતમાં જે પૂરાવો મળે તે ખાસ સંતોષકારક ગણાય નહિ. તેમ છતાં પણ આપણો નિર્ણય સામાન્ય શક્યતાની વિરૂદ્ધ જતો ન હોય તેમ જ ખરી હકીકતના આધારે તેનો વિરોધ થતો ન હોય તો પછી જે સ્થળોમાંથી સિક્કાઓ મળ્યા હોય તેમના આધારે તેના મુલકનો સાધારણ અડસટ્ટો આપણે કાઢી શકીએ. યૌધેયોની બાબતમાં આવું જ છે. તેમના સિક્કાઓ જે સ્થળોમાંથી મળી આવેલા છે તે સ્થળોના આધારે તેમ જ માટીની મુદ્રાઓના અને શિલાલેખોના આધારે એમ જણાઈ આવે છે કે, આપણે પશ્ચિમે ભાવલપુરથી સતલજની અને બિયાસની કોરેકોરે કાંગડા સુધી લીટી દોરીએ, ઈશાનખૂણે કાંગડાથી સહરાનપુર સુધી સીધી લીટી દોરીએ, પૂર્વે સહરાનપુરથી પાણીપત તથા સોનપત થઈને ભરતપુર સુધી લીટી દોરીએ, અને દક્ષિણે ભાવલપુરથી સુરતગઢ, ભાતનેર અને સિરસા થઈને ભરતપુર સુધી લીટી દોરીએ તો યૌધેયોના મુલકની ચતુઃસીમા અડસટ્ટે બાંધી શકાય.

એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે, અલ્લાહાબાદના સ્તંભ-લેખમાં એક તરફથી મદ્રાસ અને બીજી તરફથી માલવો અને અર્જુનાયનો વચ્ચે યૌધેયોના મુલકને ગણાવ્યો છે એટલે આપણે ઠરાવેલી ઉપર્યુક્ત ચતુઃસીમાની સાથે તેનો મેળ મળે છે. યૌધેયો

૫૩૮ કૅા. એ. ઈ., પૃ. ૭૬.

૫૩૯ કૅા. એ. ઇ., પૃ. ૭૯.

૫૪૦ કૅ. કૅા. ઈ. મ્યુ., પૃ. ૧૬૫.

પોતાના અસ્તિત્વની પુરેપુરી મુદત દરમ્યાન ઉપર્યુક્ત વિશાળ પ્રદેશ ઉપર અમલ ભોગવતા હતા, એવું અનુમાન કરી શકાય નહિ. તેમની સત્તાના વધારેમાં વધારે વિસ્તારના સમયે આટલો વિશાળ પ્રદેશ કદાચ તેમના તાબામાં હશે, એમ માની શકાય.

(૨) **માલવો:**—સ્વ. રા. ગો. ભાંડારકરે કરેલા અર્થ મુજબ, માલવો પંજાબમાં લડાઇનો ધંધો કરી જીવન ગાળતા હતા, એવું કહેવાનો પાણિનિનો ભાવાર્થ છે.[૫૪૧] ઍલેક્ઝાંડરે જે મલ્લોઇ જાતિને જીતી લીધી હતી તે જ માલવોની જાતિ હશે. જયપુરના મહારાજાને ખંડણી ભરતા ઉનિયારના રાજાના પ્રદેશમાં આવેલા હાલના નાગર ગામમાંથી એક જૂના ખંડિયેરમાંથી માલવોના આશરે છ હજાર સિક્કાઓ મળી આવ્યા હતા.[૫૪૨] એ સિક્કાઓ ઉપર **'માલવાહ્ન જય,' 'માલવાનાં જય'** અને **'માલવ-ગણસ્ય જય'** એમ લખેલું છે. કેટલાક સિક્કાઓ ઉપર 'મપય', 'મજુપ', 'મગજસ' વગેરે નામો કોતરેલાં છે તે માલવ જાતિના મુખ્ય પુરુષોનાં નામ હશે, એમ સાધારણ રીતે મનાય છે. જે માલવોએ આ સિક્કાઓ પડાવ્યા હતા તે પાણિનિએ ઉલ્લેખેલી પંજાબમાંની એ જ નામની જાતિના લોકો હતા કે તેમને મળતા આવતા લોકો હતા, એ ચોક્કસ થયું નથી.

આ સિક્કાઓની પ્રાચીનતા વિષે કેટલોક મતભેદ છે. કાર્લીલે તેમ જ કનિંગહામે તેમનો સમય આશરે ઇ. સ. પૂ. ૨૫૦ નો કહ્યો છે;[૫૪૩] પણ રૅપ્સને તથા વિન્સેંટ સ્મિથે તેમનો સમય ઇ. સ. પૂર્વે ૧૫૦ નો ગણાવ્યો છે.[૫૪૪] નિદાન પ્રસિદ્ધ થયેલા સિક્કાઓ પરત્વે તો ઇ. સ. પૂ. ૧૫૦ નો સમય સ્વીકાર્ય લાગે છે; કેમ કે, અશોક-

---

૫૪૧ ઇ. ઍ., ૧૯૧૩, પૃ. ૨૦૦.

૫૪૨ આ. સ. રી., ૬, પૃ. ૧૬૨.

૫૪૩ આ. સ. રી., ૬, પૃ. ૧૮૨.

૫૪૪ કૅ. કૉ. ઈ. મ્યુ., પૃ. ૧૬૨.

કાળના જેટલા પ્રાચીન સમયનાં લખાણો એક પણ સિક્કામાં જોવામાં આવતાં નથી, એ તો ચોક્કસ છે.

નહપાનનો જમાઇ ઉષવદાત પોતાના નાશિકના શિલાલેખો પૈકીના એક શિલાલેખમાં માલયોને હરાવ્યાનો ગર્વ કરે છે.[૫૪૫] પશ્ચિમ હિંદુસ્તાનના સંખ્યાબંધ શિલાલેખો ઉપરથી એમ સાબીત થાય છે કે, પ્રાકૃત ભાષામાં 'य' અને 'व' એકબીજાને માટે ઘણુંખરૂં વપરાતા હતા. આથી એવું અનુમાન થઈ શકે છે કે, ઉક્ત માલયો પ્રસ્તુત માલવો જ હોવા જોઇએ.[૫૪૬] પ્રસ્તુત પ્રસંગે માલયોને હરાવ્યા પછી ઉષવદાત પુષ્કર સરોવર તરફ ગયેલો, એ હકીકત ઉપલી વાતને પુષ્ટિ આપે છે; કારણ કે સિક્કાઓના આધારે નક્કી થયા પ્રમાણે માલવોનું વસતિસ્થાન નાગર પુષ્કર સરોવરની પાસે જ આવેલું છે.

ઉષવદાત પોતાના શિલાલેખમાં આમ કહે છે:—" ચોમાસાની ઋતુમાં માલયોએ ઉત્તમભદ્રોના નાયક ઉપર ઘેરો ઘાલેલો તેને છોડાવવા માટે ખુદાવંદના ફરમાનથી હું ગયો, અને (મારા આગમનના) અવાજથી માલયો, જાણે કે, નાઠા અને ઉત્તમભદ્રોએ તેમને કેદી કર્યા."[૫૪૭] આથી એમ જણાય છે કે, જે સીથિયન ટોળાંઓએ માલવોની આસપાસના પ્રદેશ ઉપર ઇ. સ. ની પહેલી સદીના અંતમાં ચઢાઈ કરેલી અને પોતાના આગેવાન નહપાનની સરદારી નીચે સંસ્થાન સ્થાપેલું તેમની સાથે યૌધેયોની માફક માલવો પણ વૈરભાવ ધરાવતા હતા. સ્વાભાવિક રીતે એવું અનુમાન જાય કે, લડાઇની શરૂઆત નહપાને કરી હશે; પરંતુ તેમ ન હતું, એમ લાગે છે; કારણ કે, નહપાનના કદાચ ખંડિયા ગણાતા ઉત્તમભદ્રોનો પક્ષ સીથિયન સરદારે લીધો તેના પહેલાં માલયોએ ઉત્તમભદ્રો ઉપર હલ્લો કર્યો હતો.

---

૫૪૫ લ્યુડર્સ, અંક ૧૧૩૧.

૫૪૬ ઑ. ગૅ., ૧, પૃ. ૨૮; રૅપ્સનકૃત આં. કૅા., પૃ. ૫૬.

૫૪૭ એ. ઇ., પુ. ૮, પૃ. ૭૯.

પાછળના સમયના શિલાલેખોમાં વિક્રમ સંવતની તારીખો દર્શાવવા માટે વપરાયેલાં કેટલાંક વાક્યો માલવોના ઇતિહાસ ઉપર થોડોક પ્રકાશ પાડે છે. એ વાક્યો નીચે પ્રમાણે છે:—

(ક) **मालवानां गणस्थित्या ।** [૫૪૮]

(ખ) **मालवगणस्थितिवशात् ।** [૫૪૯]

(ગ) **श्री मालवगणाम्नाते प्रशस्ते कृतसंज्ञिते ।** [૫૫૦]

ડૉ. થૉમસ અને સ્વ. રા. ગો. ભાંડારકર[૫૫૧] '**गण**' શબ્દનો અર્થ 'સંઘ' અર્થાત્ 'શ્રેણી' કરે છે અને ઉક્ત વાક્યો ઉપરથી એવું અનુમાન કરે છે કે, ઇ. સ. પૂ. ૫૮ નો શક "માલવોની જાતીય સ્વતંત્રતાની સ્થાપના" થી, અથવા સ્વ. રા. ગો. ભાંડારકર આગળ વધીને કહે છે તેમ, "ગણ અથવા સંઘ તરીકે માલવોની સ્થાપના"થી શરૂ થાય છે. પરંતુ ડૉ. ફ્લીટ [૫૫૨] અને શ્રીયુત દે. રા. ભાંડારકર[૫૫૩] એમ માને છે કે, માલવ ગણ તરફથી એ શક ઊતરી આવેલો છે અથવા તેમનામાં એ શક પ્રચલિત હતો, એટલું જ એ વાક્યો ઉપરથી સમજી શકાય છે.

'ગણ' શબ્દ સંઘાત્મકસંસ્થાને માટે વપરાયેલો છે, એવો ડૉ.થૉમસનો અને સ્વ. રા. ગો. ભાંડારકરનો અભિપ્રાય શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે

---

૫૪૮ કૉ. ઇ. ઈ., ૩, પૃ. ૮૩, ૮૭.

૫૪૯ કૉ. ઈ. ઇ., ૩, પૃ. ૧૫૪, ૧૫૮.

૫૫૦ ઇ. ઍ., ૧૯૧૩, પૃ. ૧૬૧.

૫૫૧ ઈ. ઍ., ૧૯૧૩, પૃ. ૧૯૯.

૫૫૨ આ બાબતમાં ડૉ. ફ્લીટ અને ડૉ. થૉમસ વચ્ચે જે લાંબી ચર્ચા ચાલેલી તેને માટે જુઓ જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૪૧૩ થી ૪૧૪, ૭૪૫ થી ૭૪૭, ૧૦૧૦ થી ૧૦૧૩; જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૧૩૮ અને આગળ, ૫૦૨ અને આગળ.

૫૫૩ ઈ. ઍ., ૧૯૧૩, પૃ. ૧૬૨.

સ્વીકાર્યો છે; પણ શકની ઉત્પત્તિ વિષેના તેમના અભિપ્રાયથી તેઓ જૂદા પડે છે. આ મતને અનુમોદન આપે એવું કશું પણ એ વાક્યોમાં લખ્યું નથી. તેમના આધારે માત્ર એટલો જ નિર્ણય કરી શકાય તેમ છે કે, જે પ્રાંતમાં માલવો છેવટે વસી રહ્યા તે પ્રાંતને તેમણે પોતાનું નામ આપ્યું તેમ તેઓ જે શક વાપરતા હતા તેનું નામ પણ તેમના નામ ઉપરથી પડ્યું. શકની ઉત્પત્તિ તેમનાથી થઈ હતી કે નહિ, એ પ્રશ્નને તો અત્યારે અનિશ્ચિત સ્વરૂપે જ આપણે રહેવા દઈશું.

નિદાન ઇ. સ.ની ચોથી સદી સુધી માલવો મહત્ત્વના રાજકીય સંઘ તરીકે ચાલૂ રહ્યા હતા. સમુદ્રગુપ્તે તેમને વશ કર્યા હતા; અને ગુપ્ત સામ્રાજ્યમાં તેમનો દરજ્જો યૌધેયોના દરજ્જાના જેવો હતો.

(૩) **અર્જુનાયનો:—'अर्जुनायनान'**ના લખાણવાળા કેટલાક સિક્કા મળી આવેલા છે. એ સિક્કા ઈ. સ. પૂ. પહેલી સદીના હોવા જોઇએ.[૫૫૪] એ સિક્કાઓ કયા સ્થળેથી જડી આવેલા તે નોંધાયું નથી.

સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખ ઉપરથી અર્જુનાયનો સુપ્રસિદ્ધ થયેલા છે. એ ગુપ્ત સમ્રાટે તેમને હરાવ્યા હતા, અને તેમનો દરજ્જો યૌધેયોના અને માલવોના દરજ્જાના જેવો હતો.

તેમના સિક્કાઓ કયાંકયાં સ્થળેથી મળી આવેલા તેની નોંધ રહેલી નથી તેથી તેમનો મુલક નક્કી કરવાનું કામ અઘરૂં થઈ પડે છે. સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખમાં જે નામોનો સંગ્રહ કરેલો છે તેના જ આધારે આ હકીકત નક્કી થઈ શકે તેમ છે. ઉક્ત શિલાલેખ ગદ્યમાં લખાયેલો છે, અને તેના લેખકે પદ્યની ગરજ રાખી નથી, તેથી એવું અનુમાન કરવામાં આવ્યું છે કે, તેમાં સીમાંત ઉપરનાં રાજ્યોની ગણના ભૌગોલિક સ્થિતિના અનુક્રમે કરવામાં આવેલી છે.[૫૫૫] માલવો, યૌધેયો અને મદ્રો પરત્વે તો આ વાત તદ્દન

---

૫૫૪ ઈ. કૉ., પૃ. ૧૧.

૫૫૫ જ. રૉ. એ. સો., ૧૮૯૭, પૃ. ૮૮૬; કૉ. એ. ઈ., પૃ. ૯૦.

સાચી છે; એટલે, "**मालवार्जुनायनयौधेयमद्रक**", એ સમાસમાંનાં ચાર નામો પૈકીના બાકીના '**अर्जुनायन**' નામ પરત્વે પણ એ વાત સાચી હોવી જોઈએ, એવું અનુમાન અવશ્ય થઇ શકે છે. આ અનુમાન ખરૂં હોય તો અર્જુનાયનો માલવોની અને યૌધેયોની વચ્ચે આવે, એટલે આપણે તેમના મુલક બદલ ભરતપુર અને નાગર વચ્ચે તપાસ કરવી જોઇએ. વિન્સેંટ સ્મિથે હાલના ભરતપુર અને અલવર રાજ્યના પ્રદેશને અર્જુનાયનોનો પ્રદેશ ગણાવ્યો છે.[૫૫૬] પરંતુ વિજયગઢના શિલાલેખની સાથે આનો મેળ પડતો નથી. ઉત્તરે આવેલા અલવરની વાત તો બાજુ રહી, પણ ભરતપુરના દક્ષિણ-ભાગમાં યૌધેયો ધસી ગયા હોવા જોઈએ, એમ એ શિલાલેખમાં કહ્યું છે.

(૪) **ઔદુંબરો:**—ઔદુંબરોનો અને તેમના પ્રદેશનો ઉલ્લેખ પાણિનિએ કરેલો છે. પાછળના સમયની તેમના વિષેની માહિતી માત્ર સિક્કાઓના આધારે જ આપણને મળી શકે છે. એવા સિક્કાઓના ત્રણ વર્ગ પાડી શકાય તેમ છે:—

(ક) જે સિક્કાઓ ઉપર જાતિનું '**औदुंबर**' નામ જ છે તે;

(ખ) જે સિક્કાઓ ઉપર રાજાનું તેમ જ જાતિનું નામ છે તે; અને

(ગ) જે સિક્કાઓ ઉપર રાજાનું નામ છે પણ જાતિનું નામ નથી તે.

શ્રીયુત રાખલદાસ બૅનરજીએ લિપિશાસ્ત્રના આધારે એ સિક્કાઓને ઇ. સ. પૂ. પહેલી સદીના ઠરાવેલા છે.[૫૫૭] રૅપ્સને તેમને ઇ. સ. પૂ. આશરે ૧૦૦ ની સાલના ઠરાવ્યા છે[૫૫૮] તેની સાથે આનો મેળ પડે છે. આથી એ સિક્કાઓનો સમય ઇ. સ. પૂ. પહેલી સદીની શરૂઆતનો ગણી શકાય.

કનિંગહામે જે સિક્કાઓનું વર્ણન કર્યું છે તે ઉત્તર પંજાબમાં લાહોરની પેલી બાજુએથી મળી આવ્યા હતા. તેમાંનો એક સિક્કો

---

૫૫૬ જ. રૉ. એ. સો., ૧૮૯૭, પૃ. ૮૮૬.

૫૫૭ જ. એ. સો. બેં., ૧૯૧૪, પૃ. ૨૪૯.

૫૫૮ ઇ. કૉ., પૃ. ૧૧.

જ્વાલામુખી પાસેના એક ખેતરમાંથી જડયો હતો, અને તેમાંના થોડાક સિક્કા પઠાણકોટ પ્રાંતમાંથી જડયા હતા.[૫૫૯] શ્રીયુત રાખલદાસ બૅનરજીએ વર્ણવેલા ૩૬૩ સિક્કાઓનો જથ્થો પંજાબના કાંગડા પ્રાંતમાંના દેહરા તહસીલમાંના ઇરિપ્પલ ગામમાંથી જડી આવ્યો હતો.[૫૬૦] હોશ્યારપુર પ્રાંતમાંના મનસ્વાલના ઉચ્ચસમભૂપ્રદેશમાંથી પણ આવા સિક્કાઓ મળી આવે છે.[૫૬૧] એ રીતે ઉત્તરે અને પશ્ચિમે રાવી સુધીના, દક્ષિણે કાંગડા સુધીના અને પૂર્વે કુલ્લુ સુધીના પ્રદેશ-માંથી એવા સિક્કાઓ જડી આવે છે. એ ભૂભાગને ઔદુંબરોના મુલક તરીકે સ્વીકારી શકાય. "બૃહત્સંહિતા", "માર્કંડેય પુરાણ" અને "વિષ્ણુ પુરાણ" જે વર્ણન કરે છે તેની સાથે આનો મેળ બરાબર પડે છે. એમાં ઔદુંબરોને કપિસ્થલો, ત્રૈગર્તો અને કુલિંદો સાથે ગણાવેલા છે. [કપિસ્થલો હાલના અંબાલાની દક્ષિણદિશાએ આવેલા કૈથલોના પૂર્વજો હતા; ત્રૈગર્તોનો મૂળ સ્વદેશ કાંગડા પાસે હતો; અને કુલિંદો અથવા કુણિંદો સતલજની બન્ને બાજુએ વસતા હતા.]

(૫) **કુણિંદો:**—કેટલાક સિક્કાઓમાં આ જાતિનું માત્ર '**कुणिंद**' નામ જોવામાં આવે છે; પણ બીજા કેટલાક સિક્કાઓમાં જાતિનું તેમ જ રાજાનું નામ જોવામાં આવે છે. બીજી કેટલીક જાતના સિક્કાઓ પણ મળેલા છે; પરંતુ તેમની હકીકત અહીં આપવાની જરૂર નથી. એ બે પૈકીના પૂર્વોક્ત પ્રકારના સિક્કાઓ પહેલાંના સમયના ઠરેલા છે.[૫૬૨] કનિંગહામે ઉત્તરોક્ત પ્રકારના સિક્કાઓનો સમય ઇ. સ. પૂ. ૧૫૦ ના અરસાનો ઠરાવ્યો છે,[૫૬૩] અને રૅપ્સને તેમનો સમય ઇ. સ. પૂ. આશરે ૧૦૦ ની સાલનો ઠરાવ્યો છે.[૫૬૪]

---

૫૫૯ કૉ. એ. ઈ., પૃ. ૬૬.
૫૬૦ જ. એ. સો. બે., ૧૯૧૪, પૃ. ૨૪૭.
૫૬૧ કૅ. કૉ. ઈં. મ્યુ., પૃ. ૧૬૧.
૫૬૨ કૉ. એ. ઈ., પૃ. ૭૧.
૫૬૩ આ. સ. રી., ૧૪, પૃ. ૧૩૪.
૫૬૪ ઈં. કૉ., પૃ. ૧૨.

આથી પૂર્વોક્ત સિક્કાઓને ઇ. સ. પૂ. બીજી સદીના ઠરાવી શકાય.

પૂર્વે ગંગા નદીની હદ, દક્ષિણે તથા નૈઋર્ત્યખૂણે હસ્તિનાપુર તથા સહરાનપુર અને અંબાલા ગામને જોડનારી લીટીની હદ, ઉત્તરે તથા ઇશાનખૂણે હિમાલયના ઢોળાવની હદ અને વાયવ્યખૂણે અંબાલા ગામને હિમાલયના ઢોળાવ સાથે જોડનારી લીટીની હદ: એ અડસટ્ટાની ચતુઃસીમાની વચ્ચે આવેલા પ્રદેશમાંથી કુણિંદોના સિક્કાઓ જડેલા છે.[૫૬૫] આ ક્ષેત્રફળને કુણિંદોના મુલક તરીકે ખુશીથી ગણાવી શકાય. આ બાબતમાં તો ટૉલેમીના સ્વતંત્ર પૂરાવાથી અનુમોદન મળે છે. તેણે પોતાના ગ્રંથમાં બિયાસ અને ગંગા નદી વચ્ચેના આખા પ્રદેશને 'કુલિંદ્રિને' કહ્યો છે. "વિષ્ણુપુરાણ" માં કુલિંદોને અથવા કુણિંદોને '**कुलिंदोपत्यक**' બીરુદ અપાયેલું છે તેથી એમ પણ સાબીત થાય છે કે તેઓ પર્વતોની તળાટીમાં વસતા હતા.

(૬) **વૃષ્ણિઓ**:—વૃષ્ણિઓના ગણનું નામ માત્ર એક જ સિક્કાથી જળવાઈ રહેલું છે. તેના ઉપરનું લખાણ કનિંગહામે[૫૬૬] પ્રથમ આ પ્રમાણે વાંચ્યું હતું:–"**वृष्णिराजज्ञागणस्य सुभरस्य.**" શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે કનિંગહામની ઉક્ત સિક્કાની છબી પ્રથમ તપાસી ત્યારે તેમને એમ લાગ્યું કે ઉક્ત લખાણમાંનો '**सुभरस्य**' શબ્દ કદાચ '**त्रतरस्य**' હોય. પાછળથી એમને એમ માલૂમ પડયું કે બર્નીએ આવો જ સુધારો સૂચવ્યો હતો અને રૅપ્સને તેનો સ્વીકાર કર્યો હતો.[૫૬૭] બર્નીએ એ લખાણ આમ વાંચ્યું છે:–"**वृष्णिर-(रा)जज्ञागणस्य त्र(त्र)तरस्य.**" બર્નીએ અને રૅપ્સને સૂચવ્યું છે

૫૬૫ એ સિક્કા જે સ્થળેથી જડેલા તેની વિગતો માટે જુઓ પ્રિન્સેપકૃત નિબંધો, પુ. ૧, પૃ. ૮૪, ૨૦૪; કૉ. એ. ઇ., પૃ. ૭૧; આ. સ. રી., ૧૪, પૃ. ૧૩૪ થી ૧૩૮.

૫૬૬ કૉ. એ. ઇં, પૃ. ૭૦, ચિત્ર ૪.

૫૬૭ જ. રૉ. એ. સો., ૧૯૦૦, પૃ. ૪૧૬, ૪૨૦.

તેમ, '**राजञ्ञा**' એટલે 'ક્ષત્રિય' થાય છે. આમ એ સિક્કો વૃષ્ણિ ક્ષત્રિયોના ગણે પડાવ્યો હતો.

વૃષ્ણિનું જાતીય નામ "હર્ષચરિત"માં જોવામાં આવે છે.[૫૬૮] વળી, 'વૃષ્ણિસંઘ'(વૃષ્ણિઓના ગણ)નો ઉલ્લેખ કૌટિલ્યે પણ કરેલો છે.[૫૬૯] [ પરંતુ અહીં કૃષ્ણની જાતિના નામનો ઉલ્લેખ થયો હોય, એ વધુ સંભવિત છે. ]

લિપિશાસ્ત્રના આધારે એ સિક્કાનો સમય ઇ. સ. પૂ. પહેલી કે બીજી સદીનો ગણી શકાય.

(૭) **શિબિઓ:**—ઈ. સ. ૧૮૭૨ માં કાર્લાઇલે ચિતોડની ઉત્તરદિશામાં આઠેક ગાઉ દૂર 'તંબાવતી નાગરી' નામના પ્રાચીન નગરના ખંડેરો શોધી કાઢયા હતા. તેને કેટલાક અતિપ્રાચીન સિક્કાઓ જડી આવેલા તેનું વર્ણન "આ. સ. રી., ૬, પૃ. ૨૦૦" ઉપર તેણે કર્યું છે. અતિપ્રાચીન પ્રકારના આશરે ૧૧૭ વેધાંકી (punch-marked) સિક્કાઓ એ સ્થળેથી મળી આવેલા, એ જ એમ સિદ્ધ કરે છે કે એ સ્થળ બહુ પ્રાચીન હતું. પરંતુ જે સિક્કાઓ ઉપર "**मझमिकाय सिविजनपदस**" (અથવા કનિંગહામ કહે છે તેમ, "**मझिमिकाय सिविजनपदस**") એવું લખાણ છે તે વધારે મહત્ત્વના છે.

'**जनपद**' શબ્દના સ્વીકૃત અર્થો પૈકીનો એક અર્થ 'જાતિ' છે.[૫૭૦] આ અર્થવાળો એ શબ્દ "યાજ્ઞવલ્ક્ય, ૧,૩૬૧"માં વપરાયો છે:—

"**कुलानि जातीः श्रेणीश्च गणान् जानपदांस्तथा ।**
**स्वधर्मच्चलितान् राजा विनीय स्थापयेत् पथि ॥**"

---

૫૬૮ કૉવેલનું ભાષાંતર, પૃ. ૧૯૩.

૫૬૯ "અર્થશાસ્ત્ર", પૃ. ૧૧.

૫૭૦ સેંટ પીટર્સબર્ગનો શબ્દકોશ.

૫૭૧ પ્રિન્સેપકૃત નિબંધો, ૧, પૃ. ૧૧૨.

આથી ઉક્ત લખાણનો અર્થ આમ કરી શકાયઃ–"મઝમિકાની શિબિ જાતિનું." યાજ્ઞવલ્ક્યે રાજાના તાબાના 'જનપદ'ની વાત કરી છે; પણ શિબિ જાતિએ સિક્કા પડાવેલા, એ વાત એમ બતાવી આપે છે કે, તેમનો રાજકીય સંઘ સ્વતંત્ર હતો.

સિક્કાઓ એમ બતાવી આપે છે કે, 'શિબિઓ મધ્યમિકાના હતા.' પતંજલિ કહે છે કે, ગ્રીક લોકોએ એ શહેરને ઘેરો ઘાલ્યો હતો. પ્રજાના નામ તરીકે 'મધ્યમિકાય'નો ઉલ્લેખ "મહાભારત"માં અને "બૃહત્સંહિતા"માં થયેલો છે. સિક્કાઓના પૂરાવાના આધારે 'મધ્યમિકા તે જ તંબાવતી નાગરી' એમ સંભવિત લાગે છે. એ વાત ખરી કે, સ્ટેસીને ચિતોડમાંથી આ પ્રકારના સિક્કાના નમૂના મળ્યા હતા. [૫૭૧] પરંતુ સ્ટેસી કહે છે કે તેણે એ સિક્કા ચિતોડ-ગઢમાંથી વેચાતા લીધા હતા, અને કાર્લીલ કહે છે કે આસપાસના પ્રદેશમાંનાં બીજાં કેટલાંક સ્થળેથી ખેડુતો ચિતોડમાં જૂના સિક્કા લઈ આવતા હતા.[૫૭૨] આથી, સ્ટેસીને મળેલા સિક્કા તેમ જ કાર્લી-લને ચિતોડમાંથી જડેલો સિક્કો એ જ સ્થળના હતા કે કેમ, એ વિષે શંકા રહે છે. પરંતુ આ પ્રકારના સિક્કા તંબાવતી નાગરીમાંથી મળી આવ્યા હતા, એ બાબતમાં તો શંકાને સ્થાન નથી; કારણ કે, કાર્લીલે પોતે જ એ પ્રાચીન સ્થળના ખંડેરોમાંથી એ સિક્કા ખોળી કાઢ્યા હતા.[૫૭૩] તદુપરાંત એ ખંડેરોમાંથી વેધાંકી સિક્કાઓ જડી આવેલા, એ વાત પણ તે સ્થળની પ્રાચીનતા સાબીત કરે છે.

લિપિશાસ્ત્રના આધારે શિબિઓના સિક્કાઓનો સમય ઇ. સ. પૂ. પહેલી કે બીજી સદીનો કહી શકાય છે.

આ વિસ્તૃત ઐતિહાસિક નોંધોથી એમ પૂરવાર થાય છે કે, મૌર્ય સામ્રાજ્યની પડતી થઈ ત્યારપછીના એક સૈકાની અંદર હિંદુસ્તાનમાં યૌધેયો, માલવો, અર્જુનાયનો, ઔદુંબરો, કુણિંદો, વૃષ્ણિઓ અને

---

૫૭૨ આ. સ. રી., પૃ. ૨૦૭.

૫૭૩ સરખાવો આ.સ.રી; ૧૯૧૫ –૧૯૧૬, પૃ. ૧૫

શિબિઓ જેવાં બિન-રાજસત્તાક રાજ્યો અથવા તેમના જેવા રાજકીય સંઘો સંખ્યાબંધ વધી પડયાં હતાં.[૫૭૪] રાજાના નામથી નહિ પણ જાતિના નામથી સિક્કાઓ પડાવવામાં આવ્યા હતા તેથી, તેમ જ કેટલાક પ્રસંગે જાતિના નામની સાથે 'ગણ' શબ્દ વપરાતો હતો તેથી આ બાબતમાં શંકાને અવકાશ રહેતો નથી. સિક્કાઓ ઉપરના જાતિના નામનું ખરૂં મહત્ત્વ ઔદુંબરોના અને કુણિંદોના શરૂઆતના સિક્કાઓથી સ્પષ્ટ થાય છે. પાછળના સમયના સિક્કાઓમાં રાજાનું નામ જોવામાં આવે છે. આથી એમ સ્પષ્ટ થાય છે કે, પ્રજાસત્તાક રાજ્ય બદલાઇને પાછું રાજસત્તાક રાજ્ય બન્યું હતું. આ ગ્રંથના પૃ. ૨૪૫ ઉપર ઔદુંબરોના જે બીજા પ્રકારના સિક્કાઓ ગણાવ્યા છે તે કદાચ વચગાળાની સ્થિતિ—અર્થાત્, પ્રજાસત્તાક ભાવના અને રાજસત્તાના વધતા જતા હક્ક વચ્ચેના સમાધાનની સ્થિતિ— દર્શાવતા હશે. એથી જ રાજાના નામની સાથે સાથે જાતિનું નામ લખવાની ચીવટ હંમેશાં રહેતી જોવામાં આવે છે. પરંતુ આગળ જતાં રાજસત્તા પૂર્ણાંશે વિજયી બની ગઈ એટલે લખાણોમાંથી જાતિના નામનો સદંતર લોપ થઈ ગયો. શિબિઓની હકીકત, ગ્રીક લેખકોએ વર્ણવેલા નાઈસા (જુઓ પૃ. ૨૧૯)ની માફક, નગરરાજ્યના રાજકીય સંઘનો દાખલો ઘણું કરીને પૂરો પાડે છે.

**બિન-રાજસત્તાક**

આપણે જોઇ ગયા છીએ કે આમાંના કેટલાક રાજકીય સંઘો મહાન્ સત્તા અને સાધનસંપન્નતા ધરાવતા અને વિશાળ પ્રદેશ ઉપર અમલ ભોગવતા. યૌધેયોએ મહાન્ રાજકીય સત્તા તરીકે પોતાની કીર્તિ ફેલાવી હતી, અને

---

૫૭૪ આ ગ્રંથના પૃ. ૧૯૮ ઉપર "અવદાનશતક"માંનો ફકરો ઉલ્લેખેલો છે તેનાથી પણ આ વાત સાબીત થાય છે. એ ગ્રંથ આશરે ઈ. સ. પૂ. પહેલી સદીમાં લખાયો હતો એટલે મૌર્ય સામ્રાજ્યની પડતી થઇ ત્યારપછીની હિંદુસ્તાનની રાજકીય સ્થિતિનું વર્ણન તેમાં કર્યું હોય એમ ગણી શકાય.

**રાજ્યોના અંતિમ નાશનાં કારણો.** પંજાબના મોટા ભાગ ઉપર તેમનો અમલ ચાલતો હતો. માલવો પણ એટલું બધું મહત્ત્વ ધરાવતા હતા કે તેમણે વિશાળ પ્રાંતની સાથે પોતાનું નામ જોડી દીધું હતું. સીથિયન ક્ષત્રપો જેવા પરદેશી ચઢવૈયાના ધસારા સામે એ બન્ને પ્રજાઓએ કિલ્લાની ગરજ સારી હતી. એ લડાઈ કદાચ લાંબા સમય સુધી ચાલી હશે; કેમ કે, આપણે જોઇ ગયા છીએ તેમ, માલવો નહપાનના લશ્કર સાથે લડયા હતા અને યૌધેયો રુદ્રદામાના લશ્કર સાથે લડયા હતા. એ બન્ને પ્રસંગે પરદેશીઓએ જીત મેળવી હતી. બીજા રાજકીય સંઘો પણ આ પરદેશી ચઢવૈયા સામે થયા હોય અને તેમની પણ એ જ દશા થઈ હોય, એ બનવાજોગ છે. એ સંઘોનો વિનાશ થયો, તથા તેમનામાંનાં કેટલાંક પાછાં રાજસત્તાક રાજ્યો બની ગયાં, તેનું આ જ કારણ હોવું જોઈએ. એટલું તો સૌ જાણે છે કે, રાષ્ટ્રીય ઊથલપાથલના સમયમાં સબળ પરાક્રમી પુરુષ સૌની સત્તા છીનવી લઇ શકે છે અને ધીમેધીમે સૌના ઉપર પોતાની સત્તા જમાવી દઈ શકે છે. ગુપ્તસત્તાની ચઢતી પણ વિચારવા જેવી બાબત છે. આપણે જોઇ ગયા છીએ કે, અજાતશત્રુના સમયથી માંડીને સામ્રાજ્યના સંસ્થાપકોએ આવા રાજકીય સંઘોનો સદંતર નાશ કરવાનો બનતો પ્રયત્ન કરેલો છે. ગુપ્ત સમ્રાટો આ નિયમના અપવાદરૂપ ન હતા. અલ્લાહાબાદના સ્તંભલેખ ઉપરથી જણાય છે તેમ, યૌધેયોના તથા માલવોના અને અર્જુનાયનોના પ્રતાપી સંઘે પણ સમ્રાટ્ સમુદ્રગુપ્તને કર ભરવા પડયા હતા તેમ જ નમતું આપવું પડયું હતું.

આમ, બહારના લોકોની ચઢાઇથી તેમ જ અંદરના ભાગે સામ્રાજ્યોની વૃદ્ધિથી ઉક્ત રાજકીય સંઘોની પુરેપુરી પડતી થઈ. એક બાજુએ ઍલેક્ઝાંડરના સમયથી અને બીજી બાજુએ અજાતશત્રુના સમયથી એ સંઘો આવી કસોટીએ ચઢી રહ્યા હતા. તેમ છતાં પણ છેક ગુપ્તોના સમય સુધી તેઓ વિશિષ્ટ રાજકીય સંસ્થા-

એ તરીકે ચાલૂ રહ્યા હતા. એ સમયે રાજકીય સિદ્ધાંતો પ્રતિપાદિત કરનારા વિચારકોમાં એ સંઘોની બાબતમાં મતભેદ હતો. ચક્રવર્તિવાદનું પ્રતિપાદન કરનારા રાજનીતિજ્ઞો એવા સંઘોનો વિનાશ કરવાનો અભિપ્રાય ધરાવતા હતા અને તે કામે માર્ગો સૂચવતા હતા, ત્યારે બાકીના રાજનીતિજ્ઞો તેમને માટે સહાનુભૂતિની વૃત્તિ ધરાવતા હતા અને તેમની ઉન્નતિ માટેના નિયમો તેમણે ઘડ્યા હતા. ઇ. સ.ની પાંચમી સદી પછીથી હિંદુસ્તાનના રાજનીતિશાસ્ત્રના મહત્ત્વના અંગ તરીકે તેમનું અસ્તિત્વ રહ્યું નહિ. ઇતિહાસમાં તેમના અસ્તિત્વનો એક પણ દાખલો મળી આવતો નથી; અને રાજકીય સિદ્ધાંતો પ્રતિપાદિત કરનારા રાજનીતિજ્ઞો તો તેમની છેક જ અવગણના કરે છે. પુરાણોમાં કે ધર્મશાસ્ત્રોમાં તેમનું નામનિશાન પણ જોવામાં આવતું નથી. એ ગ્રંથોના પ્રયોજકો તો રાજસત્તાક રાજ્યતંત્ર જ શક્ય હોઇ શકે એમ માનતા હોવા જોઈએ, એવું લાગે છે. "શુક્રનીતિ"ના લેખક જેવા રાજનીતિશાસ્ત્રના સિદ્ધહસ્ત લેખકે પણ એવા સંઘો વિષે એક શબ્દ પણ લખ્યો નથી. ધીમેધીમે વસ્તુસ્થિતિ એવી આવી પડી છે કે, જે સંસ્થાઓને પાશ્ચાત્ય દેશોમાંથી ઉપસ્થિત થયેલી માનવાને આપણે ટેવાઈ ગયા છીએ તે સંસ્થાઓ હિંદુસ્તાનમાં યુગોના યુગો પૂર્વે પ્રચલિત હતી તેની પૂરતી સાબીતી મળી આવતી હોવા છતાં પણ તે વાત મહામહેનતે આપણે માની શકીએ છીએ.

---

# ચોથું પ્રકરણ.

---

## ધાર્મિક જીવનમાંની શ્રેણીઓની પ્રવૃત્તિઓ.

[ ૧ ]

સાધારણ રીતે સૌ લોકો એટલું તો જાણે જ છે કે, ગૌતમ બુદ્ધના અનુયાયીઓએ ધાર્મિક સંઘની સ્થાપના કરી હતી. એના

**બૌદ્ધકાળની પહેલાંના સમયના ધાર્મિક સંઘો.**

જેટલો સંપૂર્ણ ધાર્મિક સંઘ કોઇ યુગમાં કે દેશમાં દૃગ્ગોચર થતો નથી. અત્યારની સ્થિતિએ તો એ સંઘને હિંદુસ્તાનના ઇતિહાસમાં અપૂર્વ માનવા તરફ વલણ રહે છે; પરંતુ જે ધર્મનું એ બાહ્ય ચિહ્ન હતું તે ધર્મની માફક તેનાં મૂળ પણ હિંદુસ્તાનની ભૂમિમાં ઊંડાં ઘલાયેલાં હતાં.

હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસમાં 'સાધુ' બહુ જાણીતી વ્યક્તિ હતી. 'સંન્યાસાવસ્થા' જીવનની નિયમસર અવસ્થા ઠરેલી હતી, અને તેને લગતાં વિશિષ્ટ ધારાધોરણો પણ ઠર્યાં હતાં.[૫૭૫] શાસ્ત્રોમાં જણાવેલી તમામ અવસ્થાઓમાં થઇને દરેક વ્યક્તિ અવશ્ય પસાર થતી નહિ તો પણ, અનેક વ્યક્તિઓ તમામ અવસ્થાઓમાં થઈને પસાર થતી, એમાં તો કાંઈ જ શક નથી. અનેક સંન્યાસીઓ આશ્રમોમાં ભેગા રહેતા, એવું એટલા બધા પ્રસંગે આપણે સાંભળીએ છીએ કે, પ્રાચીન હિંદુસ્તાનના જીવનના અગત્યના અંગ તરીકે તેને લેખ્યા વગર આપણો છૂટકો થતો નથી.[૫૭૬]

સંન્યાસીઓના આવા સંઘોના અસ્તિત્વ વિષે બૌદ્ધ ધર્મગ્રંથોમાંથી સાબીતી મળી આવે છે. દાખલા તરીકે, "વિનયપિટક"માં[૫૭૭]

---

૫૭૫ સરખાવો ગૌ. ધ., પ્રકરણ ૩; આ. ધ., ૨, ૯, ૨૧ થી ૨૩.

૫૭૬ "મહાભારત"ના શરૂઆતના શ્લોકોમાં જે પરંપરાગત હકીકત ઉલ્લેખી છે તે એકસાથે રહેતા આ સાધુઓના સંયુક્ત સંઘને લગતી છે. દાખલા તરીકે, નૈમિષારણ્યમાં રહેતા સાધુઓનો મોટો સંઘ ગણાવ્યો છે ("મહાભારત," ૧, ૧, ૯) તેનો 'કુલપતિ' સૌનક હતો. 'કુલપતિ'નો અર્થ 'દસ હજારને નિભાવનાર' એમ આપેલો છે ('મહાભારત", ૧, ૧, ૧ અને નીલકંઠની ટીકા).

૫૭૭ સે. બુ. ઈ., ૧૩, ૧૧૮.

ઓ તરીકે ચાલૂ રહ્યા હતા. એ સમયે રાજકીય સિદ્ધાંતો પ્રતિપાદિત કરનારા વિચારકોમાં એ સંઘોની બાબતમાં મતભેદ હતો. ચક્રવર્તિવાદનું પ્રતિપાદન કરનારા રાજનીતિજ્ઞો એવા સંઘોનો વિનાશ કરવાનો અભિપ્રાય ધરાવતા હતા અને તે કામે માર્ગો સૂચવતા હતા, ત્યારે બાકીના રાજનીતિજ્ઞો તેમને માટે સહાનુભૂતિની વૃત્તિ ધરાવતા હતા અને તેમની ઉન્નતિ માટેના નિયમો તેમણે ઘડ્યા હતા. ઇ. સ.ની પાંચમી સદી પછીથી હિંદુસ્તાનના રાજનીતિશાસ્ત્રના મહત્ત્વના અંગ તરીકે તેમનું અસ્તિત્વ રહ્યું નહિ. ઇતિહાસમાં તેમના અસ્તિત્વનો એક પણ દાખલો મળી આવતો નથી; અને રાજકીય સિદ્ધાંતો પ્રતિપાદિત કરનારા રાજનીતિજ્ઞો તો તેમની છેક જ અવગણના કરે છે. પુરાણોમાં કે ધર્મશાસ્ત્રોમાં તેમનું નામનિશાન પણ જોવામાં આવતું નથી. એ ગ્રંથોના પ્રયોજકો તો રાજસત્તાક રાજ્યતંત્ર જ શક્ય હોઇ શકે એમ માનતા હોવા જોઈએ, એવું લાગે છે. "શુક્રનીતિ"ના લેખક જેવા રાજનીતિશાસ્ત્રના સિદ્ધહસ્ત લેખકે પણ એવા સંઘો વિષે એક શબ્દ પણ લખ્યો નથી. ધીમેધીમે વસ્તુસ્થિતિ એવી આવી પડી છે કે, જે સંસ્થાઓને પાશ્ચાત્ય દેશોમાંથી ઉપસ્થિત થયેલી માનવાને આપણે ટેવાઈ ગયા છીએ તે સંસ્થાઓ હિંદુસ્તાનમાં યુગોના યુગો પૂર્વે પ્રચલિત હતી તેની પૂરતી સાબીતી મળી આવતી હોવા છતાં પણ તે વાત મહામહેનતે આપણે માની શકીએ છીએ.

---

# ચોથું પ્રકરણ.

---

## ધાર્મિક જીવનમાંની શ્રેણીઓની પ્રવૃત્તિઓ.

[ ૧ ]

સાધારણ રીતે સૌ લોકો એટલું તો જાણે જ છે કે; ગૌતમ બુદ્ધના અનુયાયીઓએ ધાર્મિક સંઘની સ્થાપના કરી હતી. એના

**બૌદ્ધકાળની પહેલાંના સમયના ધાર્મિક સંઘો.**

જેટલો સંપૂર્ણ ધાર્મિક સંઘ કોઇ યુગમાં કે દેશમાં દૃગ્ગોચર થતો નથી. અત્યારની સ્થિતિએ તો એ સંઘને હિંદુસ્તાનના ઇતિહાસમાં અપૂર્વ માનવા તરફ વલણ રહે છે; પરંતુ જે ધર્મનું એ બાહ્ય ચિહ્ન હતું તે ધર્મની માફક તેનાં મૂળ પણ હિંદુસ્તાનની ભૂમિમાં ઊંડાં ઘલાયેલાં હતાં.

હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસમાં 'સાધુ' બહુ જાણીતી વ્યક્તિ હતી. 'સંન્યાસાવસ્થા' જીવનની નિયમસર અવસ્થા ઠરેલી હતી, અને તેને લગતાં વિશિષ્ટ ધારાધોરણો પણ ઠર્યાં હતાં.[૫૭૫] શાસ્ત્રોમાં જણાવેલી તમામ અવસ્થાઓમાં થઇને દરેક વ્યક્તિ અવશ્ય પસાર થતી નહિ તો પણ, અનેક વ્યક્તિઓ તમામ અવસ્થાઓમાં થઈને પસાર થતી, એમાં તો કાંઈ જ શક નથી. અનેક સંન્યાસીઓ આશ્રમોમાં ભેગા રહેતા, એવું એટલા બધા પ્રસંગે આપણે સાંભળીએ છીએ કે, પ્રાચીન હિંદુસ્તાનના જીવનના અગત્યના અંગ તરીકે તેને લેખ્યા વગર આપણો છૂટકો થતો નથી.[૫૭૬]

સંન્યાસીઓના આવા સંઘોના અસ્તિત્વ વિષે બૌદ્ધ ધર્મગ્રંથો-માંથી સાબીતી મળી આવે છે. દાખલા તરીકે, "વિનયપિટક"માં[૫૭૭]

---

૫૭૫ સરખાવો ગૌ. ધ., પ્રકરણ ૩; આ. ધ., ૨, ૯, ૨૧ થી ૨૩.

૫૭૬ "મહાભારત"ના શરૂઆતના શ્લોકોમાં જે પરંપરાગત હકીકત ઉલ્લેખી છે તે એકસાથે રહેતા આ સાધુઓના સંયુક્ત સંઘને લગતી છે. દાખલા તરીકે, નૈમિષારણ્યમાં રહેતા સાધુઓનો મોટો સંઘ ગણાવ્યો છે ("મહાભારત," ૧, ૧, ૯) તેનો 'કુલપતિ' સૌનક હતો. 'કુલપતિ'નો અર્થ 'દસ હજારને નિભાવનાર' એમ આપેલો છે ('મહા-ભારત", ૧, ૧, ૧ અને નીલકંઠની ટીકા).

૫૭૭ સે. બુ. ઈ., ૧૩, ૧૧૮.

કહ્યું છે કે, ગૌતમ બુદ્ધના સમયમાં ઉરુવેલની અંદર ઉરુવેલ કસ્સપ, નદી કસ્સપ અને ગયા કસ્સપ નામક ત્રણ જટિલો વસતા હતા, અને તેઓ અનુક્રમે પાંચસો, ત્રણસો અને બસો જટિલોના નાયકો હતા. એ જટિલો બ્રાહ્મણ 'વાનપ્રસ્થો' હતા, એમાં તો કાંઈ શંકા હોઈ શકે નહિ.[૫૭૮] વળી, એ જ ધર્મગ્રંથોમાં કહ્યું છે કે, સંજય રાજગૃહમાં અઢીસો 'પરિવ્રાજકો'નો નાયક હતો.[૫૭૯] તદુપરાંત 'નિર્ગ્રંથો' અને 'આજીવકો' વિષે અનેક પ્રસંગે ઉલ્લેખો થયેલા જોવામાં આવે છે.

આ પૂરાવાઓથી એમ બેશક સાબીત થાય છે કે, બુદ્ધ ભગવાનના સમયના પહેલાં ઘણા કાળ પૂર્વે સંખ્યાબંધ સંન્યાસીઓ કોઈ પ્રકારની વ્યવસ્થા જાળવીને એકત્ર જીવન ગાળતા હતા. તેમની આવી વ્યવસ્થાને લગતાં ધારાધોરણો પણ હતાં તેની સાબીતી એ કે, ધર્મસૂત્રોમાં તે જાતનાં શાસનો છે, અને બૌદ્ધ સંઘને તેનાં પોતાનાં વિશિષ્ટ ધારાધોરણો તેમાંથી મળી આવ્યાં હતાં. દાખલા તરીકે, 'ઉપોસથ'નો વિધિ[૫૮૦] અને 'ચાતુર્માસનો એકાંતવાસ': એ બૌદ્ધ સાધુઓના સંઘજીવનનાં બે વિશિષ્ટ લક્ષણો બુદ્ધ ભગવાનના સમયમાં હિંદુસ્તાનમાં રહેતા સાધુઓમાં પ્રચલિત હતાં જ, અને તેમનું અનુકરણ કરીને બુદ્ધ ભગવાને પોતાના સંઘમાં તે બન્ને બાબતો દાખલ કરી હતી.[૫૮૧]

**બૌદ્ધ સંઘ ઉપર થયેલી પ્રાચીન ધાર્મિક સંઘોની અસર.**

---

૫૭૮ સદર, પાદલેખ ૧.

૫૭૯ સે. બુ. ઈ., ૧૩, ૧૪૪, ૧૪૮.

૫૮૦ "ધમ્મ"નું પારાયણ કરવાને અમુકઅમુક દિવસે મળતી સાધુઓની સામાન્ય સભા. વિગતો માટે નીચે જુઓ.

૫૮૧ સે. બુ. ઈ., ૧૩, ૨૩૯, ૨૯૮; વળી સરખાવો ગૌ. ધ., ૩, ૧૩ અને ચુલ્લવગ્ગ, ૧૦, ૩.

આથી એમ કહી શકાય છે કે, બુદ્ધ ભગવાનના સમયમાં હિંદુસ્તાનના સમાજજીવનમાં ધાર્મિક સંઘો બહુ સારી રીતે જાણીતા થયેલા હતા. બુદ્ધ ભગવાનનો સુપ્રસિદ્ધ સંઘ નવેસર સ્થાપિત થયેલો ન હતો; પણ પ્રચલિત સંઘનું માત્ર સુધરેલું સ્વરૂપ તે હતું. એવા પ્રચલિત સંઘોનો અભ્યાસ કરવા માટે આપણી પાસે અત્યારે પૂરતાં સાધનો નથી.

**પ્રાચીન હિંદુસ્તાનમાંના ધાર્મિક સંઘોના સૌથી વધારે સુધરેલા નમૂના તરીકે બૌદ્ધ સંઘ.**

પ્રાચીન હિંદુસ્તાનમાંના ધાર્મિક સંઘોના સૌથી વધારે સુધરેલા નમૂનારૂપ બૌદ્ધ સંઘનું વિસ્તૃત વર્ણન અહીં આપણે કરીશું તો હિંદુસ્તાનના લોકોના ધાર્મિક જીવનમાંની સહિયારી પ્રવૃત્તિઓનો સારામાં સારો ખ્યાલ આપણે મેળવી શકીશું.

બૌદ્ધ સંપ્રદાયની બાબતમાં આપણે નીચેનાં ચાર લક્ષણો વિષે કરીશું:—

(૧) સભાસદની લાયકી.
(૨) સંપ્રદાયનું જીવન.
(૩) વ્યવસ્થા.
(૪) સહિયારા સ્વરૂપના વિશિષ્ટ વિધિઓ.

[ ૨ ]

**સંઘનું વિગતવર્ણન.**

સૌ કોઈ બૌદ્ધ સંપ્રદાયના સભાસદ થઈ શકતા, અને તેમાં બીલકુલ સ્થાન ન હતું. બ્રાહ્મણોના ગ્રંથોમાં તમામ ઉચ્ચ વર્ણોને માટે સાધુનું જીવન વિહિત ગણ્યું છે, પણ સૌથી નીચલા વર્ણના શૂદ્રોને એવો અધિકાર પહોંચતો હતો કે કેમ તેનો ખુલાસો તેમાંથી મળી આવતો નથી. આથી બુદ્ધ ગવાને આ બાબતમાં એકદમ જબરો ફેરફાર કરી નાખ્યો નહિ પણ પ્રથમના કરતાં એક ડગલું વધારે આગળ વધીને તેમણે

શૂદ્રોને પોતાના સંપ્રદાયમાં સ્થાન આપ્યું.[૫૮૨]

તેમ છતાં પણ આ સર્વસાધારણ સિદ્ધાંતને કેટલાક અપવાદ રાખેલા હતા. નીચે જણાવેલા લોકો બૌદ્ધ સંપ્રદાયના સભાસદ થઈ શકતા નહિ:—[૫૮૩]

**બૌદ્ધ સંપ્રદાયના સભાસદ માટેની નાલાયકી.**

(૧) સૂકો કોઢ, ગૂમડાં, લીલો કોઢ, ક્ષય અને આંકડી: એ પાંચ રોગ જેને થયા હોય તે (“ મહાવગ્ગ ”, ૧, ૩૯). (૨) રાજાની નોકરી જે કરતો હોય તે (“ મહાવગ્ગ ”, ૧, ૪૦). (૩) સિદ્ધહસ્ત લૂટારો (“ મહાવગ્ગ ”, ૧, ૪૩) અથવા જે કેદખાનામાંથી નાસી છૂટયો હોય તે (“મહાવગ્ગ”; ૧, ૪૨) અથવા પોતે કરેલાં કામનાં નિશાન જેના શરીરે હોય તે (“મહાવગ્ગ”, ૧, ૪૧)- (૪) જેને ચાબુકના ફટકા મારવાની શિક્ષા થઈ હોય તે (“ મહાવગ્ગ ”, ૧, ૪૪), અથવા જેને ડામ દેવાની શિક્ષા થઈ હોય તે (“ મહાવગ્ગ ”, ૧, ૪૫). (૫) દેવાદાર (“ મહાવગ્ગ ”, ૧, ૪૬). (૬) ગુલામ ( મહાવગ્ગ”, ૧, ૪૭). (૭) પંદર વર્ષ કરતાં ઓછી ઉમ્મરનો માણસ (“મહાવગ્ગ ”, ૧, ૫૦).[૫૮૪] (૮) હીજડો (“ મહાવગ્ગ ” ૧, ૬૧).

---

૫૮૨ આ વિષય સંબંધી બૌદ્ધ વિચારો માટે હવેપછીના પ્રકરણમાંના ઊતારા જુઓ. વળી સરખાવો ફિક, પૃ. ૩૯ અને આગળ.

૫૮૩ આ પ્રમાણે બાતલ રાખવા માટેનાં કારણો ધર્મગ્રંથોમાં વિગતવાર જણાવેલાં છે. દરેક પ્રકારની નાલાયકી બદલ કૌંસમાં જે મૂળ સાધન ઉલ્લેખેલું છે તે જોવાથી વિગત સમજાશે.

૫૮૪ અહીં ‘પવ્વજ્જા’ની સાધારણ દીક્ષાની વાત કરી છે. પંદર વર્ષ કરતાં ઓછી ઉમ્મરના ભરવાડના છોકરાને એ દીક્ષા આપી શકાતી (“મહાવગ્ગ”, ૧, ૫૧). વીસ વર્ષ કરતાં ઓછી ઉમ્મરના કોઈ પણ માણસને ‘ઉપસંપદા’ની દીક્ષા આપી શકાતી નહિ (“મહાવગ્ગ,” ૧,૪૯).

(૯) જેના શરીરે ખોડખાંપણુ હોય અથવા જેનું કોઈ અંગ કપાઈ ગયું હોય તે ("મહાવગ્ગ", ૧, ૭૧).

નાલાયકીના ઉપર્યુક્ત પ્રકારોમાંથી[૫૮૫] જે માણસ મુક્ત જણાતો તે માણસને 'પબ્બજ્જા' ની અને 'ઉપસંપદા' ની દીક્ષા આપીને બૌદ્ધ સંપ્રદાયમાં દાખલ કરી શકાતો.[૫૮૬] દીક્ષાનું જૂનામાં જૂનું સ્વરૂપ બહુ જ સાદું હતું. જેઓ દીક્ષા લેવા ઇચ્છતા તેઓ બુદ્ધ ભગવાનની સમક્ષ જતા, અને "હે ભિક્ખુ ! આવો; સિદ્ધાંત સારી રીતે શીખવાયો છે; દુઃખના સંપૂર્ણ નિવારણને ખાતર પવિત્ર જીવન ગાળજો" ("મહાવગ્ગ", ૧, ૬, ૩૨) એટલું બોલીને બુદ્ધ ભગવાન તેમને 'પવ્વજ્જા'ની ને 'ઉપસંપદા'ની દીક્ષા આપતા. પછી સંઘનો વિસ્તાર વધી ગયો એટલે બુદ્ધ ભગવાને નવા સભાસદોને દીક્ષા આપવાનો અધિકાર ભિક્ખુઓને આપ્યો. દીક્ષાના સ્વરૂપમાં પણ મોટા ફેરફાર કરવામાં આવ્યો. જે માણસ દીક્ષા લેવા માગતો તે પોતાના વાળ ને પોતાની દાઢી બોડાવી નાખતો. પછી તે પીળાં વસ્ત્રો પહેરતો, એક ખભો ઢંકાય એવી રીતે ઉપલું વસ્ત્ર ગોઠવતો, ભિક્ખુઓના ચરણમાં પોતાનું માથું નમાવતો અને પલાંઠી વાળીને બેસતો. પછી "હું બુદ્ધનું શરણ લઉં છું; હું ધમ્મનું શરણ લઉં છું; હું સંઘનું શરણ લઉં છું": એમ ત્રણ વાર તે ઉચ્ચારતો.

**બે પ્રકારની દીક્ષા.**

પાછળથી 'ઉપસંપદા'ની દીક્ષા માટે નવીન સ્વરૂપ યોજાયું. એ નવીન પદ્ધતિમાં જે 'ઉપજ્ઝાય'ની[૫૮૭] પાસેથી 'સદ્ધિવિહારિક'

---

૫૮૫ આ ધારાધોરણો ધીમેધીમે દાખલ થયાં હતાં. શરૂઆતના ચેલાઓને તે લાગૂ પડતાં નહિ.

૫૮૬ 'પવ્વજા'ની દીક્ષા ઊતરતા પ્રકારની હતી. એથી માણસની ફક્ત સંન્યાસાવસ્થા દર્શાવાતી. 'ઉપસંપદા'ની દીક્ષા અપાયાથી જ બૌદ્ધ સંપ્રદાયમાં દાખલ થઇ શકાતું.

૫૮૭ ઉપાધ્યાય અને શિષ્ય કેટલાક પ્રસંગે 'આચરિય' અને 'અંતે-

**ઉપસંપદાની દીક્ષા.**

(નવીન ચેલો) દીક્ષા લેતો તે મહત્ત્વનો ભાવ ભજવતો. એવો 'ઉપજ્ઝાય' વિદ્વાન, નિષ્ણાત ભિક્ખુ હોવો જોઈએ, અને પોતે 'ઉપસંપદા'-ની દીક્ષા લીધા પછી દસ વર્ષ પૂરાં કર્યાં હોવાં જોઈએ. 'ઉપજ્ઝાય'ની પસંદગી કરવાની બાબતમાં આ પ્રમાણેનો વિધિ ઠરેલો હતોઃ-" ( જે 'ઉપજ્ઝાય'ની પસંદગી કરવા માગતો હોય ) તે એક ખભો ઢંકાય એવી રીતે પોતાનું ઉપલું વસ્ત્ર ગોઠવે, (ધારેલા ઉપજ્ઝાયના) ચરણમાં વંદન કરે, પલાંઠી વાળીને બેસે, બે હાથ જોડીને ઊંચા કરે અને આમ (ત્રણ વાર) કહેઃ- 'પૂજ્ય મહાશય ! મારા ઉપજ્ઝાય બનો.' (પેલો માણસ એવો જવાબ આપે કે) 'ઠીક' અથવા 'અવશ્ય' અથવા 'સારૂં' અથવા 'બહુ સારૂં' અથવા '(તમારૂં કામ) મિત્રભાવથી (મારા પ્રત્યે) ચાલૂ રાખો' અથવા તે (શરીરના) ચાળાથી કે બોલીને અથવા ચાળાથી અને બોલીને પોતાના મનની વાત દર્શાવે તો એ ઉપજ્ઝાય પસંદ થયો ગણાય." પોતાના 'સદ્ધિવિહારિક'ને માત્ર 'ઉપજ્ઝાય' 'ઉપસંપદા'ની દીક્ષા[૫૮૮] આપી શકતો; પણ 'સદ્ધિવિહારિક'માં અમુક ધોરણ સુધીની કેળવણી હોવી જોઈએ, અને અમુક પ્રકારનું નૈતિક ધોરણ પણ તેનામાં હોવું જોઇએ, એવું ઠરેલું હતું.[૫૮૯] કેટલાક ઔપચારિક વિધિ પણ કરવા

---

વાસિક' કહેવાયેલા છે. ઓલ્ડનબર્ગ કહે છે તેમ, 'આચરિય' અને 'ઉપાધ્યાય' વચ્ચેનો ભેદ દર્શાવવાનું કામ લગભગ અશક્ય છે. (સે. બુ. ઇ., ૧૩, પૃ. ૧૭૮, પાદલેખ ૧.)

૫૮૮ સંઘ કે તેનો કોઈ ભાગ ઉપજ્ઝાય તરીકે કામ કરી શકતો નહિ; પણ કોઈ વ્યક્તિ ઉપજ્ઝાય તરીકે કામ કરી શકતી. અનેક પ્રકારના માણસો ઉપજ્ઝાય તરીકે કામ કરી શકતા નહિ. "મહાવગ્ગ", ૧, ૬૮ માં તેમનું વિગતવાર વર્ણન આપેલું છે.

પડતા. 'સદ્ધિવિહારિક' દીક્ષા માટે રીતસર માગણી કરવી પડતી અને ભિક્ષાપાત્ર તથા વસ્ત્રો વસાવવાં પડતાં. પછી ભિક્ખુઓની સભા સમક્ષ તેને રીતસર પ્રશ્નો પૂછીને નક્કી કરવું પડતું કે, તેનામાં નાલાયકીના ઉપર્યુક્ત દુર્ગુણો છે કે કેમ, તેમ જ નવીન પ્રકારના જીવનનો સ્વીકાર કરવા બદલ તેનાં માબાપે તેને પરવાનગી આપી છે કે કેમ? આવા ઔપચારિક પ્રશ્નોના જવાબ કેવી રીતે આપવા, તે બાબતમાં કોઈ વિદ્વાન અને નિષ્ણાત ભિક્ખુ એવા ઉમેદવારને પ્રથમથી શિક્ષણ આપી રાખતો.[૫૯૦] સૂચના આપવાનું કામ પૂરું થઈ રહેતું ત્યારપછી સૂચના આપનાર માણસ ઓછામાં ઓછા દસ[૫૯૧] ભિક્ખુઓની સભા સમક્ષ દાખલ થતો અને ઉક્ત ઉમેદ-વારને અંદર આવવા દેવા બદલ નીચેના શબ્દો વાપરીને સભાની રીતસર પરવાનગી માગતોઃ—

"પૂજ્ય મહાશયો! સંઘ મારું કહ્યું સાંભળો. ફલાણોફલાણો માણસ પૂજ્ય અમુકઅમુક પાસેથી ઉપસંપદાની દીક્ષા લેવા ઇચ્છે છે; મેં તેને સૂચનાઓ આપી છે. સંઘ તૈયાર હોય તો ફલાણોફલાણો અંદર આવે." પરવાનગી મળતાં ઉમેદવાર સભા સમક્ષ હાજર થતો, એક ખભો ઢંકાય એવી રીતે પોતાનું ઉપલું વસ્ત્ર ગોઠવતો, ભિક્ખુ-ઓના ચરણમાં પોતાનું માથું નમાવતો, પલાંઠી વાળીને બેસતો, પોતાના બે હાથ ઊંચા કરતો અને ત્રણ વાર આમ ઉચ્ચારતોઃ— "પૂજ્ય મહાશયો! હું ઉપસંપદાની દીક્ષા માટે સંઘ પાસે માગણી કરું છું. પૂજ્ય મહાશયો! મારી દયા ખાઇને સંઘ મને (પાપી દુનિયામાંથી) ખેંચી લે."

---

આપેલી છે. શીખાઉ માણસને દીક્ષા આપવાની બાબતમાં પણ આવું જ ધોરણ જરૂરનું ગણાતું.

૫૯૦ વિગતો માટે સરખાવો "મહાવગ્ગ", ૧, ૭૬.

૫૯૧ સીમાંત ઉપર આવેલા પ્રદેશોમાં ચાર ભિક્ખુઓ અને એક પ્રમુખ મળીને સભા બની શકતી. ("મહાવગ્ગ", ૫, ૧૩, ૧૧.)

પછી કોઈ વિદ્વાન અને નિષ્ણાત ભિક્ખુ નીચેનો ઠરાવ (**नत्ति**) રજુ કરતો:–" પૂજ્ય મહાશયો ! સંઘ મારૂં કહ્યું સાંભળે. આ ફલાણોફલાણો માણસ પૂજ્ય અમુકઅમુક પાસેથી ઉપસંપદાની દીક્ષા લેવા ઇચ્છે છે. સંઘ તૈયાર હોય તો નાલાયકીની બાબતમાં હું ફલાણાફલાણાને પ્રશ્ન કરૂં." પરવાનગી મળતાં તે પેલા ઉમેદવારને આમ કહેતો:—

" ફલાણાફલાણા ! તમે સાંભળો છો ? આ સમયે તમારે સત્ય બોલવાનું છે અને જે હોય તે કહેવાનું છે. જે હોય તે વિષે સભા સમક્ષ હું તમને પૂછું ત્યારે તેમ હોય તો તમારે 'એમ છે' એવો જવાબ આપવો જોઈએ; તેમ ન હોય તો 'એમ નથી' એવો જવાબ તમારે આપવો જોઈએ."

ત્યારપછી આ પ્રશ્નો તેને પૂછાતા:–" લીલો કોઢ, ગૂમડાં, સૂકો કોઢ, ક્ષય અને આંકડી–એ દર્દોથી તમે પીડાઓ છો ? તમે માણસ છો ? તમે મરદ છો ? તમે સ્વતંત્ર માણસ છો ? તમને દેવું નથી ? તમે રાજાની નોકરીમાં નથી ? તમારાં માબાપે તમને સંમતિ આપી છે ? તમે પૂરાં વીસ વર્ષની ઉમ્મરના છો ? તમારૂં ભિક્ષાપાત્ર અને તમારાં વસ્ત્રો સારી સ્થિતિમાં છે ? તમારૂં નામ શું છે ? તમારા ઉપજ્ઝાયનું નામ શું છે ?"

સંતોષકારક જવાબો અપાઈ જતા ત્યારપછી કોઇ વિદ્વાન અને નિષ્ણાત ભિક્ખુ નીચેનો ઠરાવ (**नत्ति**) સંઘ સમક્ષ મૂકતો:–" પૂજ્ય મહાશયો ! સંઘ મારૂં કહ્યું સાંભળે. આ ફલાણોફલાણો માણસ પૂજ્ય અમુકઅમુક પાસેથી ઉપસંપદાની દીક્ષા લેવા ઇચ્છે છે; તે નાલાયકીના દુર્ગુણોથી મુક્ત છે; તેનું ભિક્ષાપાત્ર અને તેનાં વસ્ત્રો સારી સ્થિતિમાં છે. અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને ઉપસંપદાની દીક્ષા અપાવવા ફલાણોફલાણો સંઘને વિનંતિ કરે છે. સંઘ તૈયાર હોય તો અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને સંઘ ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા આપે.

" પૂજ્ય મહાશયો ! સંઘ મારૂં કહ્યું સાંભળો. આ ફલાણોફલાણો માણસ પૂજ્ય અમુકઅમુક પાસેથી ઉપસંપદાની દીક્ષા લેવા ઇચ્છે છે. અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને સંઘ ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા આપે છે. અમુકઅમુકને ઉપજ્ઝાય નીમીને ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા આપવાની તરફેણમાં પૂજ્ય ભાઇઓમાંના જે કોઈ હોય તે ચૂપ રહે, અને જે તેની તરફેણમાં ન હોય તે બોલે.

" બીજી વાર હું આ પ્રમાણે કહું છું: પૂજ્ય મહાશયો ! સંઘ મારૂં કહ્યું સાંભળો......વગેરે વગેરે (પૂર્વવત્).

" ત્રીજી વાર હું આ પ્રમાણે કહું છું: પૂજ્ય મહાશયો ! સંઘ મારૂં કહ્યું સાંભળો......વગેરે વગેરે (પૂર્વવત્).

" અમુકઅમુક ઉપજ્ઝાય નીમાઇને સંઘ તરફથી ફલાણાફલાણાને ઉપસંપદાની દીક્ષા અપાઇ છે. સંઘ તેની તરફેણમાં છે તેથી ચૂપ છે. આમ હું સમજું છું."

સંપ્રદાયના સભાસદ તરીકેની દીક્ષા મેળવતા પહેલાં બે પ્રકારના માણસોએ નિયમનની વચગાળાની સ્થિતિમાંથી પસાર થવું પડતું. એ બે પ્રકારના માણસો આ હતાઃ-(૧) જે માણસો પ્રથમ પાખંડ (**तित्थिय**) સંપ્રદાયના હોય તે; અને (૨) જે માણસો ૧૫ વર્ષની ઉમ્મરથી ૨૦ વર્ષની ઉમ્મર સુધીના હોય તે.

જે માણસ પ્રથમ પાખંડસંપ્રદાયનો હોય તે શરણ લેવા વિષેનું સુપ્રસિદ્ધ નિવેદન ત્રણ વાર કરતો ત્યારપછી ધર્માનુશાસનના[૫૯૨] ઔપચારિક વિધિ મુજબ ચાર મહિના સુધી તેની કસોટી (**परिवास**) કરવામાં આવતી.[૫૯૩] પોતાના ચારિત્ર્યથી અને વર્તનથી[૫૯૪] તે આ

---

૫૯૨ અર્થાત્, ઉપસંપદાની દીક્ષા વિષે ઉપર વિગતે વર્ણવેલી પદ્ધતિ.

૫૯૩ 'અગ્નિપૂજકો', 'જટિલો' અને શાક્ય કુળમાં જન્મેલા પાખંડ-સંપ્રદાયના માણસો પરત્વે અપવાદ કરવામાં આવ્યો હતો. તેમને માટે કસોટી (**परिवास**)ની મુદત ઠરી ન હતી. તેઓને સીધેસીધી ઉપસંપદાની દીક્ષા આપી શકાતી. ("મહાવગ્ગ,"૧,૩૮,૧૧.)

૫૯૪ "મહાવગ્ગ", ૧, ૩૮, ૫ થી ૭ માં આની વિગતો આપેલી છે.

મુદત દરમ્યાન ભિક્ખુઓને સંતોષી શકતો નહિ તો તેને ઉપસંપદાની દીક્ષા આપવાની ના પાડવામાં આવતી.

**પબ્બજ્જાની દીક્ષા.** જે માણસ ૧૫ વર્ષની ઉમ્મરથી ૨૦ વર્ષની ઉમ્મર સુધીનો હોય તે શરણ લેવાને લગતું નિવેદન ત્રણ વાર કરે ત્યારપછી માત્ર 'પબ્બજ્જા'ની દીક્ષા લઇ શકે, એવું ઠરેલું હતું. વીસ વર્ષની ઉમ્મર થતાં સુધી તેણે 'ઉપસંપદા'ની દીક્ષાને માટે રાહ જોવી પડતી. આ વચગાળાની સ્થિતિમાં તે શીખાઉ (**समणेर**) કહેવાતો. એ સ્થિતિમાં તેણે 'ઉપજ્ઝાય'ના હાથ નીચે સખ્ત નિયમનનું જીવન ગાળવું પડતું. (૧) પ્રાણીનો વધ ન કરવો; (૨) ચોરી ન કરવી; (૩) અશુદ્ધ ન રહેવું; (૪) જૂઠું ન બોલવું; (૫) દારૂ ન પીવો; (૬) અવિહિત સમયે ન ખાવું; (૭) નાચ, ગાનતાન વગેરે ન કરવાં; (૮) હારતોરા, અત્તર વગેરે ન વાપરવાં; (૯) ઉચ્ચ શય્યાનો ઉપયોગ ન કરવો, અને (૧૦) સોનાનું કે રૂપાનું ગ્રહણ ન કરવું: એ દસ આજ્ઞાઓનું પાલન તેણે કરવું પડતું. ("મહાવગ્ગ", ૧, ૩૬.) પહેલી પાંચ આજ્ઞાઓ પૈકીની કોઇ આજ્ઞાનું ઉલ્લંઘન તે કરતો, અગર તો બુદ્ધ, ધર્મ કે સંઘ વિરુદ્ધ તે બોલતો, અથવા તો તે ખોટા સિદ્ધાંતોનું સેવન કરતો, અગર તો ભિક્ખુણીઓ સાથે તે સંભોગ કરતો તો તેને સંપ્રદાયમાંથી બરતરફ કરવામાં આવતો. ("મહાવગ્ગ", ૧, ૬૦.) બાકીની પાંચ આજ્ઞાઓના ઉલ્લંઘન બદલ તેને શિક્ષા થતી. ("મહાવગ્ગ", ૧, ૫૭.) 'ઉપજ્ઝાય'ની સંમતિથી કોઈ પણ ભિક્ખુ એવી શિક્ષા કરી શકતો. ("મહાવગ્ગ", ૧, ૫૮.)

[ ૩ ]

દીક્ષાનો વિધિ પૂરો થઈ રહેતો એટલે તુર્ત જે જીવન જીવવાનું તેનું ભાન નવા ભિક્ખુને કરાવવામાં આવતું. ભાવિ જીવનની ચિંતાઓ

**બૌદ્ધ સંપ્રદાયની ચાર સાધનસંપત્તિનું નિવેદન.**

અને મુશ્કેલીઓ માટે તે પોતે તૈયાર થઈ રહે તેટલા માટે બૌદ્ધ સંપ્રદાયની ચાર સાધન-સંપત્તિનું નિવેદન તેને કરવામાં આવતું. બુદ્ધ ભગવાને કહ્યું છે કે, "હે ભિક્ખુઓ! જે માણસ (કોઈ ભિક્ખુને) ઉપસંપદાની દીક્ષા આપે તે તેને નીચેની ચાર સાધનસંપત્તિનું નિવેદન કરે:—

"'ધાર્મિક જીવનની સાધનસંપત્તિ ભિક્ષામાં મળેલા ખોરાકનાં કોળિયા છે.........'

"'ધાર્મિક જીવનની સાધનસંપત્તિ ધૂળના ઢગમાંથી લીધેલાં ચીથરાંનું વસ્ત્ર છે.........'

"'ધાર્મિક જીવનની સાધનસંપત્તિ ઝાડના થડ પાસેનો વાસ છે.........'

"'ધાર્મિક જીવનની સાધનસંપત્તિ કોહવાતા મૂત્રની દવા છે...'

"નવા ભિક્ખુએ જીવનભર આમ જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ; વખતોવખત વધારે સારાં અન્ન, વસ્ત્રો વગેરેનો ઉપભોગ કરવાનું નસીબમાં લખ્યું હોય તો તેને ફક્ત વિશેષ લાભ (**अतिरेकलाभो**) ગણવો જોઇએ." ("મહાવગ્ગ," ૧, ૭૭.)

જે ચુસ્ત નીતિમય જીવન તેણે ગાળવું પડે તેમ હતું તેનો ખ્યાલ પણ નીચેના ચાર મનાઈહુકમોના રૂપમાં તેને આપી દેવામાં આવતો હતો:—

"જે ભિક્ખુએ ઉપસંપદાની દીક્ષા લીધી હોય તેણે પ્રાણી સાથે પણ સંભોગ ન કરવો જોઈએ.

"જે ભિક્ખુએ ઉપસંપદાની દીક્ષા લીધી હોય તેણે જે તેને ન અપાયું હોય તે ન લેવું જોઈએ અને ઘાસના દર્ભની પણ ચોરી ન કરવી જોઇએ.

"જે ભિક્ખુએ ઉપસંપદાની દીક્ષા લીધી હોય તેણે કીડા કે કીડી જેવા જીવની હિંસા પણ જાણીજોઇને કરવી ન જોઇએ.

"જે ભિક્ખુએ ઉપસંપદાની દીક્ષા લીધી હોય તેણે પોતાની બાબતમાં કોઈ દૈવી સ્થિતિ કલ્પવી ન જોઇએ. ("મહાવગ્ગ", ૧,૭૮.)

નવો ચેલો આ નવા વિચારોથી તથા આ નવી ટેવોથી ટેવાઈ જાય તેટલા માટે તેને ખાસ કેળવણી મળે, એ જરૂરનું હતું. આથી,

**નિયમનનો સમય- ઉપજ્ઝાય સાથે દસ વર્ષનો નિવાસ.**

એવું ઠર્યું હતું કે, નવા ચેલાએ પહેલાં દસ વર્ષ સુધી પોતાના 'ઉપજ્ઝાય'ના અથવા 'આચરિય'ના સંપૂર્ણ તાબામાં રહેવું જોઇએ.[૫૯૫] "વિનયપિટક" ("મહાવગ્ગ", ૧, ૨૫, ૭ અને આગળ, ૧, ૩૧, ૧ અને આગળ )માં એ બન્ને વચ્ચેના સંબંધની સંપૂર્ણ વિગતો આપેલી છે. ગૌતમ બુદ્ધે ઠરાવેલા નીચેના સામાન્ય ધોરણ ઉપરથી એનો કાંઈક ખ્યાલ આવી શકશે:—

"હે ભિક્ખુઓ! ઉપજ્ઝાયે સદ્ધિવિહારિકને પુત્રસમાન ગણવો જોઈએ; સદ્ધિવિહારિકે ઉપજ્ઝાયને પિતાસમાન ગણવો જોઈએ. આમ આ બે જણ પરસ્પર માનથી, શ્રદ્ધાથી અને જીવનવ્યવહારથી સંયુક્ત રહીને પ્રગત થશે, વૃદ્ધિગત થશે અને આ સિદ્ધાંતમાં તથા નિયમનમાં ઉચ્ચ કક્ષાએ પહોંચશે." (મહાવગ્ગ", ૧, ૨૫, ૬.)

સદ્ધિવિહારિકે એટલે ચેલાએ પોતાના ઉપજ્ઝાયના અંગત સેવક તરીકે કામ કરવું પડતું. "સવારમાં તે તેને દાતણ અને પાણી

---

૫૯૫ સામાન્ય નિયમ આવો હતો ("મહાવગ્ગ", ૧, ૩૨, ૧); પણ પાછળથી એમ ઠર્યું હતું કે, વિદ્વાન નિષ્ણાત ભિક્ખુએ ફક્ત પાંચ વર્ષ સુધી અને અવિદ્વાન ભિક્ખુએ જિંદગી સુધી (પોતાના આચરિયના અને ઉપજ્ઝાયના) તાબામાં રહેવું પડતું ("મહાવગ્ગ", ૧, ૫૩, ૪). કેટલાક પ્રસંગે નિસ્સય વગર (અર્થાત્ આચરિયના અને ઉપજ્ઝાયના તાબામાં નહિ, એવી રીતે) રહેવાનો અધિકાર ભિક્ખુને મળતો હતો ("મહાવગ્ગ", ૧, ૫૩, ૫ અને આગળ).

**ચેલાની (સદ્ધિવિહારિકની) ફરજો.**

(મોઢું ધોવા માટે) આપશે તથા નાસ્તો કરાવશે. ભિક્ષા માટેની ફેરણીમાં તે તેની સાથેસાથે ફરશે, તેને પીવાનું પાણી આપશે, તેને માટે સ્નાનની વ્યવસ્થા કરશે, તેનાં વસ્ત્ર સૂકવશે, તેનું નિવાસસ્થાન સાફ કરશે વગેરે વગેરે. તે મીરમ અને મદદનીશ તરીકે પણ કામ કરશે." "ઉપજ્ઝાય જે શબ્દો બોલે તેને લીધે તે પોતે ભયમાં આવી પડે એવો સંભવ હોય તો (સદ્ધિવિહારિક) તેને અટકાવે." "ઉપજ્ઝાય કોઈ ગંભીર ગુના બદલ ગુનેગાર થયો હોય અને 'પરિવાસ'ની, 'માનત્ત'ની અથવા તો શિક્ષણીય નિયમનની શિક્ષાને પાત્ર થયો હોય તો સંઘ એ શિક્ષા તેને કરે તે સદ્ધિવિહારિકે જોવું જોઈએ." વળી, 'તજ્જનિય કમ્મ' અન્વયે (અથવા "ચુલ્લવગ્ગ"ના પહેલા ભાગમાં જણાવેલા અન્ય નિયમનસંબંધી વહીવટ અન્વયે) સંઘ પોતે, ઉપજ્ઝાય ઉપર કામ ચલાવવા ઇચ્છતો હોય તો સંઘ ઉપજ્ઝાય ઉપર કામ ન ચલાવે તેટલા માટે અથવા કામ ચલાવવાની વાત શાંત પાડે તેટલા માટે સદ્ધિવિહારિકે પોતાથી બનતું કરવું જોઈએ. સંઘે તેની સામે કામ ચલાવ્યું હોય તો ઉપજ્ઝાય યોગ્ય વર્તન રાખે, નમ્ર જીવન ગાળે અને નિર્દોષ ઠરવાની ઉમેદ રાખે તેટલા માટે તેમ જ સંઘ તેને કરેલી શિક્ષા પાછી ખેંચી લે તેટલા માટે સદ્ધિવિહારિકે પોતાથી બનતું કરવું જોઈએ." ("મહાવગ્ગ", ૧, ૨૫.)

**ઉપાધ્યાયની ફરજો.**

ઉપજ્ઝાયની પણ આવી જ ફરજો ઠરેલી હતી. પોતાના સદ્ધિવિહારિકોના આધ્યાત્મિક અને શારીરિક કલ્યાણની બાબતમાં તેણે કાળજી રાખવી પડતી. દાખલા તરીકે આમ કહેલું છેઃ—"હે ભિક્ખુઓ! સદ્ધિવિહારિકને બોધ આપીને, તેને પ્રશ્ન પૂછીને, તેને શીખામણ આપીને તથા તેને શિક્ષણ આપીને ઉપજ્ઝાય તેને (આત્મિક) મદદ આપે ને તેની અભિવૃદ્ધિ કરે. ઉપજ્ઝાયની પાસે ભિક્ષાપાત્ર

(અથવા ભિક્ખુનાં આવશ્યક વસ્ત્રો કે અન્ય સાધનો) હોય અને સદ્ધિવિહારિક પાસે તે ન હોય તો ઉપજ્ઝાય સદ્ધિવિહારિકને તે આપે અગર તો તે તેને મળે તે એ જુએ. સદ્ધિવિહારિક માંદો હોય તો ઉપજ્ઝાય વખતસર ઊઠે અને તેને દાતણ આપે તથા મોઢું ધોવા માટે પાણી આપે (તથા એવીએવી, સદ્ધિવિહારિકને માટે ઠરેલી, બીજી ફરજો બજાવે.).'' અયોગ્ય વર્તન[૫૯૬] બદલ સદ્ધિવિહારિકને તેનો ઉપજ્ઝાય બરતરફ કરી શકતો; પણ સદ્ધિવિહારિક માફી માગતો તો ઉપજ્ઝાય તેને માફી આપી શકતો.[૫૯૭] ઉપજ્ઝાય જતો રહેતો, પુનઃ ગૃહસ્થાશ્રમી બની જતો, મૃત્યુ પામતો અથવા તો ધર્મભેદથી પડેલા તડમાં જોડાઈ જતો તો સદ્ધિવિહારિકોએ 'આચરિય'ને પસંદ કરવો પડતો, અને તેમની સાથેનો તેનો સંબંધ તેમની સાથેના ઉપજ્ઝાયના સંબંધના જેવો જ રહેતો.

**બૌદ્ધ સંપ્રદાયનું જીવન.**

કોઇ ભિક્ખુ પોતાના ઉપજ્ઝાયના તાબામાં રહીને નિયમનની મુદ્દત પૂરી કરતો ત્યારપછી તે બૌદ્ધ સંપ્રદાયનો સભાસદ પૂર્ણાંશે ગણાતો. તે સમયથી તેનું વ્યક્તિગત અસ્તિત્વ બંધ પડતું અને તે મહાન્ ધાર્મિક સંઘનો અંશ લેખાતો. ઝીણામાં ઝીણી વિગત પરત્વે પણ તેનું વર્તન વિશિષ્ટ વિધાનોને અનુસરીને જ રહેતું, અને તેમાં જરાપણ ક્ષતિ થતી તો તે બદલ તેને યોગ્ય શિક્ષા થતી. એ વિધાનોની વિગતો આપવા બેસીએ તો કંટાળો આવે; પણ એટલું જ કહેવું બસ થશે કે, ભિક્ખુએ કેવાં વસ્ત્ર પહે-

---

૫૯૬ અયોગ્ય વર્તન કોને ગણવામાં આવતું તેની વિગતો "મહાવગ્ગ", ૧, ૨૭, ૬થી ૮ માં આપવામાં આવેલી છે.

૫૯૭ "મહાવગ્ગ", ૧, ૨૭. કેટલાક પ્રસંગે સદ્ધિવિહારિકને બરતરફ કરવાનું અને તેને મૂળ સ્થિતિમાં પુનઃસ્થાપિત કરવાનું ફરજિયાત ગણાતું હતું.

રવાં,[૫૯૮] તેણે કેવા કામળા ઉપર સૂવું,[૫૯૯] તેણે કેવા આસન ઉપર બેસવું,[૬૦૦] તેણે કેવું ભિક્ષાપાત્ર વાપરવું,[૬૦૧] તેણે કેવો ખોરાક ખાવો,[૬૦૨] અને તેણે કેવી રીતે નાહવું[૬૦૩]–એવી એવી નાની-નાની બાબતોનાં પણ વિધાનો ઠરેલાં હતાં. એવાં વિધાનોનું સ્વરૂપ કેવું હતું તથા ભિક્ખુના જીવન ઉપર તે કેટલા અંશે અસર કરતાં હતાં, તેનો કાંઇક ખ્યાલ મેળવવાને આપણે એટલુંજ યાદ કરીશું તો બસ થશે કે, નીચે જણાવેલી નજીવી બાબતો સંબંધી તકરારને લીધે જ બૌદ્ધ સંપ્રદાયમાં સૌથી પહેલી ફાટફૂટ પડવા પામી હતીઃ–

(૧) શૃંગપાત્રમાં મીઠું સંઘરી રાખવાની છૂટ ભિક્ખુને ખરી કે કેમ ? (૨) મધ્યાહ્ન પછી સૂર્યની છાયા બે આંગળની પહોળાઇની હોય તે વખતે મધ્યાહ્નનું ભોજન લઈ શકાય કે કેમ ? (૩) જેણે મધ્યાહ્નનું ભોજન કરી લીધું હોય તેનાથી દહીં ખાઈ શકાય કે કેમ ? (૪) કામળાને કિનાર ન હોય તો તે ઠરેલા મર્યાદિત કદનો હોવાની જરૂર છે કે કેમ ? (૫) સોનું અને રૂપું સ્વીકારવાની છૂટ હતી કે કેમ ? વગેરે વગેરે.

આથી એમ ચોક્કસ કહી શકાય કે, આવાં ધારાધોરણો ભિ-ક્ખુઓના સમગ્ર જીવન ઉપર અસર કરતાં હતાં; અને બૌદ્ધ સંપ્ર-દાયના સિદ્ધાંત અન્વયે, ચોક્કસ કાયદેસર મંજુરી ન મળી હોય

---

૫૯૮ પાતિમોક્ખ (નિસ્સગ્ગિયા પાચિત્તિયા ધમ્મા, ૧–૧૦, ૨૪–૨૯; પાચિત્તિયા ધમ્મા, ૫૮–૬૦), "મહાવગ્ગ", ૮, ૧૩, ૪, અને આગળ.

૫૯૯ નિસ્સગ્ગિયા પાચિત્તિયા ધમ્મા (૧૧–૧૫).

૬૦૦ પાચિત્તિયા, ૧૪.

૬૦૧ પાચિત્તિયા, ૩૧–૪૬.

૬૦૨ સે. બુ. ઇ, ૧૧, પૃ. ૧૧૨.

૬૦૩ નિસ્સગ્ગિયા પાચિત્તિયા ધમ્મા, ૨૧–૨૨.

જ્યાંસુધી કોઈ પણ સાધુથી નજીવામાં નજીવું કામ તેમ જ દેખીતી રીતે જરૂરીમાં જરૂરી કામ પણ થઇ શકે નહિ, એ સિદ્ધ હતું. "ચુલ્લવગ્ગ" (૫, ૧૪, ૨)માંનો નીચેનો ફકરો આનો દાખલો પૂરો પાડે છેઃ—

"હવે તે વખતે ભિક્ખુઓ મઠના મંડપની ઊંચીનીચી જમીન ઉપર આમતેમ ફરવા લાગ્યા; અને તેમના પગને વાગ્યું.

તેમણે પરમાત્માને આ વાત કહી.

'હે ભિક્ખુઓ! તેને સપાટ કરવાની પરવાનગી હું તમને આપું છું.'

મંડપનું ભોંયતળિયું નીચું હતું, અને તેમાં પાણી ફરી વળ્યું હતું.

તેમણે પરમાત્માને આ વાત કહી.

'હે ભિક્ખુઓ! તેને ઊંચા ભોંયતળિયાવાળો બનાવવાની પરવાનગી હું તમને આપું છું.'

ભોંયતળિયાની કોર ભાંગી પડી.

'હે ભિક્ખુઓ! ત્રણ પ્રકારની કોર—ઈંટની કોર, પત્થરની કોર અને લાકડાની કોર–વાપરવાની પરવાનગી હું તમને આપું છું.'

ઊંચે ચઢીને મંડપમાં દાખલા થવા બદલ તેમને મુશ્કેલી પડી.

'હે ભિક્ખુઓ! ત્રણ પ્રકારની નીસરણી—ઈંટની નીસરણી, પત્થરની નીસરણી અને લાકડાની નીસરણી—વાપરવાની પરવાનગી હું તમને આપું છું.'

તેઓ ઉપર ચઢતા હતા એટલામાં ગબડી પડયા.

'હે ભિક્ખુઓ! કઠેરાનો ઉપયોગ કરવાની પરવાનગી હું તમને આપું છું.'

હવે એ વખતે મઠના મંડપમાં આમતેમ ફરતાંફરતાં ભિક્ખુઓ પડી ગયા.

તેમણે પરમાત્માને આ વાત કહી.

'હે ભિક્ખુઓ ! મંડપને કઠેરો બાંધવાની પરવાનગી હું તમને આપું છું.' "

ઉપર જણાવેલા વિશિષ્ટ પ્રસંગ વિષે આપણે ગમે તેવો અભિપ્રાય બાંધીએ તો પણ એથી એટલું તો અવશ્ય સાબીત થાય છે કે, બૌદ્ધ સંપ્રદાયનો કાયદો અતિશય સખ્ત હતો, કોઈ વ્યક્તિ પોતાની અક્કલથી કામ કરે તેને માટે અવકાશ જ રહેતો નહિ, અને નાની-મોટી તમામ બાબતોમાં ભિક્ખુઓએ મહાન્ બુદ્ધ ભગવાને ઠરાવી આપેલા વિશિષ્ટ ધારાધોરણને અનુસરીને જ વર્તવું જોઈએ.

[ ૪ ]

જે વ્યવસ્થાને લીધે બૌદ્ધ સંપ્રદાયમાં આવું સખ્ત નિયમન જળવાઈ રહ્યું તેનો વિચાર હવે આપણે કરીશું. એટલું તો સ્પષ્ટ છે કે, શરૂઆતના સમયમાં બુદ્ધનો બોલ એ જ કાયદો હતો, અને તેની સર્વોપરિ સત્તા એ જ સંપ્રદાયનું મુખ્ય નિયામક તત્ત્વ હતું. પરંતુ આવી વ્યવસ્થા કાયમને માટે હોઈ શકે નહિ.

**બૌદ્ધ સંપ્રદાયની વ્યવસ્થા.**

તેનાં બે કારણો છે. એક કારણ તો એ કે, સંપ્રદાયનો વિસ્તાર દેશમાં એટલો બધો વધી પડ્યો હતો કે એક જ માણસના અંગત વહીવટને તે અનુકૂળ થઈ પડે નહિ. બીજું કારણ એ હતું કે, મહાન્ બુદ્ધ ભગવાનનું અસ્તિત્વ ન હોય તે સમયે સંપ્રદાયની વ્યવસ્થા કેમ રાખવી તે વિષે ધોરણ ઠરાવી લેવાની જરૂર રહેતી હતી. આથી ધીમે ધીમે વિશિષ્ટ વ્યવસ્થાનું તંત્ર ગોઠવવામાં આવ્યું; અને તે તંત્ર પરિપક્વ દશાએ પહોંચતાં બહુ વખત લાગ્યો તો પણ તેનાં શરૂઆતનાં અને મહત્ત્વનાં ચિહ્નો બુદ્ધ ભગવાનના જીવનકાળ દરમ્યાન જ સ્પષ્ટ રીતે દૃગ્ગોચર થતાં હતાં.

તેમ છતાં પણ એક બાબતમાં જૂની પ્રણાલિકા ચાલૂ રહી. બુદ્ધ ભગવાનનું અવસાન થયું ત્યારપછી પણ ધારાશાસ્ત્રીની કક્ષામાં

**એકલા ધારાશાસ્ત્રી તરીકે ગૌતમ બુદ્ધ.**

તેઓ એકલા જ ગણાતા હતા. અલબત્ત, બૌદ્ધ સમ્પ્રદાયનો એ મુખ્ય સિદ્ધાંત હતો કે, બૌદ્ધ સંઘ માટે ધારાધોરણ ઘડવાનું કામ એ સંપ્રદાયના સંસ્થાપક સિવાય બીજા કોઈથી થઈ શકે નહિ. બીજા લોકો એ ધારાધોરણની સમજુતી આપી શકે તેમ તે વિષે ઉપદેશ કરી શકે; પણ તેઓ પોતે કોઇ નવીન ધારાધોરણ ઘડી શકે નહિ. આવો વિચાર છેક શરૂઆતના સમયમાં જ પ્રચલિત થયેલો લાગે છે; અને પરંપરાગત હકીકત ઉપરથી જણાય છે તેમ, રાજગૃહમાં ભરાયેલી સભામાં સંઘે પસાર કરેલા રીતસર ઠરાવથી એ સિદ્ધાંત છેવટને માટે સ્વીકારાયો હતો. બુદ્ધ ભગવાને આનંદને કહ્યું હતું કે, "હે આનંદ! મારી હયાતી ન હોય તે વખતે સંઘ ઇચ્છે તો ભલે નાનીનાની આજ્ઞાઓ રદબાતલ કરે." "આ પ્રમાણે સંઘને અપાયેલી પરવાનગી વિષે રાજગૃહની સભામાં વિચાર કરવામાં આવ્યો ત્યારે નાની નાની આજ્ઞાઓ કયી ગણવી તે વિષે પુષ્કળ મતભેદ થયો. તે ઉપરથી મહાકસ્સપની દરખાસ્ત અન્વયે સભાએ 'બુદ્ધ ભગવાનના જીવનકાળ દરમ્યાન થયેલી તમામ આજ્ઞાઓને વળગી રહેવાનો ઠરાવ કર્યો';[૬૦૪] 'જે ધોરણ ઠર્યું હોય તે ધોરણ ન ઠરાવવું, અને જે ધોરણ ઠર્યું હોય તે રદબાતલ ન કરવું.'"[૬૦૫]

**સ્થાનિક સંઘો; મધ્યસ્થ તંત્રનો અભાવ.**

પહેલાં તો બૌદ્ધ સંપ્રદાયના બે ભાગ હતા:-(૧) વિવિધ સ્થાનિક સંઘો અથવા ભિક્ખુઓનો સંઘ; અને (૨) મધ્યસ્થ સત્તા તરીકે તેમનું ઐક્ય સાધનાર મહાન્ ગૌતમ બુદ્ધ ભગવાન. વિવિધ સ્થાનિક સંઘોનું પ્રતિનિધિત્વ ધરાવતા કોઈ સ્થાનિક તંત્રનો અભાવ ધ્યાન ખેંચે તેવો હતો. એ તંત્રની ખામીઓ દેખીતી હતી, અને બુદ્ધ ભગવાનના જીવનકાળ દરમ્યાન

---

૬૦૪ પાચિત્તિયા, ૫૭.

૬૦૫ "ચુલ્લવગ્ગ", ૧૧, ૧, ૯.

પણ તે ખામીઓ અનુભવાતી હતી. કૌશાંબીમાં ઘોષિતારામની અંદર જે પ્રસંગ બનેલો તે એનો સુંદર દાખલો પૂરો પાડે છે. ("મહાવગ્ગ", ૧૦, ૧–૫.) ત્યાંના સ્થાનિક સંઘે અમુક ભિક્ખુને સંઘમાંથી બરતરફ કરવાનું ઠરાવ્યું. પેલા ભિક્ખુનો પક્ષ લેનારા લોકોએ તેના વર્તન બદલ બચાવ કર્યો, અને તેઓ એકત્ર થઇને ઉક્ત નિર્ણયની સામે થયા. બુદ્ધ ભગવાનને આ હકીકતના ખબર મળ્યા ત્યારે તેઓ આમ બોલી ઊઠયા: "ભિક્ખુસંઘ ભિન્ન થયો! ભિક્ખુસંઘ ભિન્ન થયો!" તુર્ત જ તેઓ વિરોધી પક્ષો કને દોડી ગયા. તેમણે તેમના મતભેદનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો; પણ તેમને આવો જવાબ મળ્યો:–" પ્રભુ, સુખાત્મા, સત્યરાજ ધીરજ ધરે! પ્રભુ, સુખાત્મા આ જીવનમાં જે સુખ પામી ચૂકયા છે તે સુખેથી ભોગવે! આ ખટરાગ અને વાદવિવાદ બદલની, આ કુસંપ અને કંકાસ બદલની જવાબદારી ફક્ત અમારા ઉપર રહેશે." ફરીફરીને બુદ્ધ ભગવાને તેમને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કર્યો; પણ દર વખતે તેમને એ જ જવાબ મળ્યો, એટલે કંટાળીને તેઓ તે સ્થળેથી ચાલ્યા ગયા.

ઉક્ત પ્રસંગથી બૌદ્ધ સંપ્રદાયના ઉકત તંત્રના ગુણાવગુણનો સુંદર ખ્યાલ આવી શકે છે. ભિકખુઓને સ્થાનિક સ્વાતંત્ર્ય અપાયેલું, એ અલબત્ત સારી વાત હતી; અને તેથી આખા તંત્રનું બળ જમાવવામાં ઘણા અંશે મદદ થઈ હશે. પરંતુ મધ્યસ્થ સત્તા એટલી બધી નરમ હતી કે, પોતાના તાબાના સંઘોના હાથે પોતાનો નિર્ણય સ્વીકારાવવાનું સંપ્રદાયના હિતને ખાતર ઇષ્ટ જણાતું ત્યારે પણ તેમ કરવાનું કાંઈ સાધન તેની પાસે ન હતું. જેનામાં સાધારણ ડહાપણ અને અગમબુદ્ધિ હોય તેને એમાં બૌદ્ધ સંપ્રદાયની પડતીનાં બીજનું દર્શન થયા વગર રહે તેમ ન હતું.

**તંત્રની દેખીતી ખામીઓ.**

ગૌતમ બુદ્ધનું અવસાન થતાંની સાથે પ્રથમથી જ નરમ રહેતી આવેલી મધ્યસ્થ સત્તા તદ્દન નષ્ટ થઇ હતી; કારણ કે, બુદ્ધ

ભગવાને પોતાના કોઇ અનુયાયીને પોતાના ઉત્તરાધિકારી તરીકે નીમ્યો નહિ,[૬૦૬] તેમ જ કાંઇ ચોક્કસ તંત્ર સ્થાપિત કરવા બદલ કાંઇ યોજના પણ કરી નહિ. બૌદ્ધ સંપ્રદાયના ભાગલા પડી જઇ સંખ્યાબંધ સ્વતંત્ર સ્થાનિક સંઘો ઊભા થાય, એવો મોટો ભય આવી પડયો. પરંતુ અમુક પરિસ્થિતિને લીધે આવી આફત ઊભી થતી અટકી પડી.

**તંત્રની ખામીઓના ઉપાયો.**

પહેલું તો એ કે, એ સ્થાનિક સંઘોમાંથી સંખ્યાબંધ સ્વમર્યાદિત સમૂહો કોઇ પણ પ્રકારે ઊભા થઈ શકે તેમ ન હતું; કારણ કે, સ્થાનફેરના કારણે સ્થાનિક સંઘનો કોઈ પણ સભ્ય બીજા સંઘમાં છૂટથી દાખલ થઈ શકતો હતો. બૌદ્ધ ભિક્ખુઓને રખડપટ્ટી કરવાની ટેવ હતી તેથી એમ ખુશીથી માની લઈ શકાય છે કે, સભ્યોની આવી ફેરફારી ઘણુંખરૂં બનવા પામતી હશે જ; અને તેથી સ્થાનિક સ્વાતંત્ર્યની ભાવના ઉપર ઘણા અંશે કાબુ રહેવા પામ્યો હોવો જોઇએ.

બીજું એ કે, મહાન્ બૌદ્ધ સમ્રાટો બૌદ્ધ સંપ્રદાયના ઉપરિ-અધિકારી ગણાતા હોવા જોઈએ મહાન્ મૌર્ય સમ્રાટ્ અશોક આવી

---

૬૦૬ કર્ન કહે છે તેમ, બુદ્ધ ભગવાને મહાન કાશ્યપને પોતાના ઉત્તરાધિકારી તરીકે નીમવાની ધારણા રાખી હતી; પરંતુ "મહાપરિનિબ્બાણ–સુત્ત"માંનું બુદ્ધ ભગવાનનું નીચેનું વચન વધારે પ્રસ્તુત છે:—"હે આનંદ! 'મહાપ્રભુની વાણીનો અંત આવ્યો; હવે અમારો બીજો કોઈ સદ્‌ગુરુ રહ્યો નહિ!' એવો વિચાર તમારામાંના કેટલાક જણને કદાચ આવે. પરંતુ, હે આનંદ! તમારે એવું ગણવું ન જોઈએ. તમારા બધાને માટે સંપ્રદાયનાં જે સત્યો અને ધારાધોરણો મેં ઠરાવેલાં છે તે મારા અવસાન પછી તમારા સદ્‌ગુરુ તરીકે બની રહે." (સે. બુ. ઈ., ૧૧, પૃ. ૧૧૨.)

રીતે ધર્મસંસ્થાનો સર્વોપરિ અધિકારી બની ગયો હતો, એ તો જાણીતી વાત છે.

ત્રીજું એ કે, વખતોવખત સામાન્ય સભા બોલાવવામાં આવતી તે મધ્યસ્થ સત્તા તરીકે કામ કરતી અને અવિભક્ત સંપ્રદાયની પ્રણાલિકાને સજીવન રાખતી. તે સમયની પરિસ્થિતિ જોતાં, મહાન્ બૌદ્ધ સંપ્રદાયનું ઐક્ય જાળવી રાખવા માટે એ સારામાં સારી પદ્ધતિ હતી. પ્રાચીન હિંદુસ્તાનના લોકોમાં સંઘશક્તિની ભાવના કેટલા અંશે ફેલાયેલી હતી, તે પણ એથી જણાઇ આવે છે. એકંદરે ચાર સામાન્ય સભાઓ બોલાવાયેલી, એવું આપણા જાણવામાં આવે છે. તે પૈકીની વૈશાલિમાંની સામાન્ય સભા નમૂના તરીકે ગણી શકાય. એનું વર્ણન આપણને કાંઇક વિગતે મળેલું છે.[૧૦૭]

---

૧૦૭ "વિનયપિટક"ના "ચુલ્લવગ્ગ"ના બારમા ખંધકમાં આ વર્ણન જળવાઇ રહેલું છે. કર્ને તેનો સારાંશ આ પ્રમાણે આપ્યો છે:—"મહાપ્રભુના પરિનિર્વાણ પછી એક સૈકો વીત્યે વૈશાલિમાંના વૃજિવંશના ભિક્ખુઓએ નીચેની દસ આજ્ઞાઓ વિહિત ગણી. (એ દસ આજ્ઞાઓની વિગતો માટે જુઓ પૃ. ૨૬૨.) તે વખતે કાકંડકનો પુત્ર સ્થવિર યશસ્ વૈશાલિમાં ગયો, અને મહાવનમાં રહેતાં રહેતાં તેણે વૃજિવંશના ભિક્ખુઓનું ગેરકાયદેસર વર્તન જોયું. ગૃહસ્થાશ્રમીઓને આ વાત કરીને તેણે ઉક્ત ધર્મબંધુઓની અધમતાનો અંત આણવાનો પ્રયત્ન કર્યો; પરંતુ પોતાના અધમ આચરણમાંથી ન ચળતાં તેમણે અપમાન પામેલા ગૃહસ્થાશ્રમીઓની માફી તેની પાસે મંગાવી. યશસે વાંધો ઉઠાવ્યો ને એવી માગણી કરી કે, તેની પોતાની સાથે દૂત તરીકે આવે એવો કોઈ જોડીદાર નીમી આપવો, એટલે તેને પોતાને કરવામાં આવેલા નુકસાનનો બદલો માગવાનો પ્રસંગ તેને પોતાને મળી શકે. તેની માગણી પ્રમાણે વ્યવસ્થા થઈ એટલે તે પોતાના જોડીદાર સાથે વૈશાલિમાં દાખલ થયો, અને ત્યાંના આસ્તિક ગૃહસ્થાશ્રમીઓ આગળ તેણે પોતાની બધી હકીકત કહી.

પરંતુ રીતસર ઐક્ય સાધવા માટે આવા ઉપાયો પૂરતા ન હતા. તેનું પહેલું કારણ તો એ કે, વખત જતાં ફાટફૂટ પડવા તરફ જે વલણ રહેતું ગયું હોવું જોઈએ તેને પહોંચી વળવાને પ્રથમ પ્રકારનો ઉપાય બસ થઈ રહે **એવા ઉપાયોમાંનું**

---

તેણે પોતાનો બચાવ છટાદાર રીતે કર્યો એટલે સ્વાભાવિક રીતે તે જીત્યો પણ ખરો; કેમ કે, તેનું કહેવું સાંભળીને પેલા ગૃહસ્થાશ્રમીઓએ તેને લાયક શ્રમણ અને શાક્યપુત્ર ગણ્યો. વૃજિવંશના ભિક્ખુઓ પોતાની જક પકડી રહ્યા, અને તેમણે યશસને સંઘમાંથી બહિષ્કૃત કર્યો. પરંતુ યશસ્ કૌશાંબીમાં ગયો, અને પશ્ચિમના પ્રદેશમાં, અવંતિમાં તથા દક્ષિણના પ્રદેશમાં વસતા ભાઈઓ કને દૂતો મોકલીને તેણે તેમની સભા બોલાવી. તેના આમંત્રણનો સ્વીકાર કરીને એ પ્રદેશોમાંના આશરે ૭૦૦ બૌદ્ધ ભિક્ખુઓ એકત્ર થયા. આ પ્રશ્નનો નિર્ણય કરવાને ન્યાયસભા મળી ત્યારે રેવતે એવો ઠરાવ રજુ કર્યો કે, જે સ્થળે આ પ્રશ્ન ઉપસ્થિત હોય તે સ્થળે (અર્થાત્ વૈશાલિમાં) તેનો નિર્ણય સંઘે કરવો. એ ઠરાવ પસાર થયો એટલે બધા ભાઇઓ વૈશાલિમાં જઈ પહોંચ્યા. ત્યારપછી સંઘની જે સભા મળી તેમાં કામકાજ ફતેહમંદ નીવડયું નહિ તે ઉપરથી રેવતે સભા સમક્ષ એવી દરખાસ્ત મૂકી કે, આ પ્રશ્ન એક સમિતિને સોંપવો. આથી પૂર્વદિશાના ચાર અને પશ્ચિમદિશાના ચાર મળીને આઠ ભિક્ખુની એક સમિતિ તેણે પસંદ કરી. વલિકારામ નામનું શાંત અને એકાંત સ્થળ એ સમિતિની બેઠક માટે ઠરાવવામાં આવ્યું.

એ સમિતિનું કામકાજ આવી રીતે ચાલેલું:—રેવત પ્રશ્નો રજુ કરતો, અને સબ્બકામિન્ પોતાના સપ્રમાણ જવાબ આપતો. દસેદસ આજ્ઞાઓને નિયમવિરુદ્ધની ઠરાવવામાં આવી, અને એ રીતે વૃજિવંશના ભિક્ખુઓને દૂષિત ઠરાવવામાં આવ્યા.

(કર્નકૃત "મૅન્યુઅલ ઓફ ઇંડિયન બુદ્ધિઝમ", પૃ. ૧૦૩ થી ૧૦૫.)

અધૂરાપણું — એમ ભાગ્યે જ ધારી શકાય. તેનું બીજું કારણ એ હતું કે, બીજા પ્રકારનો ઉપાય અનિશ્ચિત સ્વરૂપનો હતો અને તેના ઉપર જવલ્લે જ આધાર રાખી શકાય તેમ હતું. ખરૂં જોતાં એક હજાર વર્ષના લાંબા ગાળામાં અશોક, કનિષ્ક અને હર્ષ નામક ત્રણ રાજાઓ જ આના સંબંધમાં આપણું ધ્યાન ખેંચે છે. છેવટે તેનું ત્રીજું કારણ એ હતું કે, સામાન્ય સભા બોલાવવાની પદ્ધતિ અત્યંત અસરકારક ગણાય તો પણ એકંદરે બંધારણમાંની ખામીઓ દૂર કરવા માટેના સાહસિક ઉપાય તરીકે જ તેને ગણી શકાય, અને તેનું સ્વરૂપ જ એવું હતું કે ખાસ જરૂરના અને અપવાદરૂપ પ્રસંગે જ એ ઉપાય યોજી શકાય.

આવી પરિસ્થિતિનું પરિણામ એ આવ્યું કે, સંપ્રદાયની અંદર ઉપરાછાપરી ફાટફૂટ પડતી ગઈ અને સામાન્ય સભાનું પ્રતિનિધિરૂપ તત્ત્વ મહત્તા પરત્વે ઉત્તરોત્તર ઘટતું ગયું. તેમ છતાં પણ એટલું તો સ્પષ્ટ છે કે, એક સાર્વલૌકિક બૌદ્ધ સંપ્રદાય સંબંધી ભાવના સિદ્ધાંતદૃષ્ટિમાંથી કે આચારદૃષ્ટિમાંથી કદિ પણ નાબૂદ થવા પામી ન હતી. અલબત્ત, વ્યાવહારિક રીતે જોતાં સ્થાનિક સંઘો જ ખરેખરૂં વ્યક્તિત્વ ભોગવતા હતા, એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

બૌદ્ધ સંપ્રદાયનું આ બે પ્રકારનું સ્વરૂપ શિલાલેખોમાં પણ દૃગ્ગોચર થાય છે. દાખલા તરીકે, કેટલાક શિલાલેખોમાં ભિક્ખુઓના સ્થાનિક અગર વિશિષ્ટ સંઘને કરેલાં દાનના ઉલ્લેખો થયેલા છે[૧૦૮] ત્યારે બીજા કેટલાક શિલાલેખોમાં સમસ્ત બૌદ્ધસંઘને (**संघस चातुदिसस**) દાન કર્યાના ખાસ ઉલ્લેખો થયેલા જોવામાં આવે છે.[૧૦૯]

---

૧૦૮ લ્યુડર્સ, અંક ૯૮૭, ૧૦૧૮, ૧૦૯૯, ૧૧૦૦, ૧૧૦૫, ૧૧૨૩ થી ૧૧૨૬, ૧૧૭૫, ૧૨૪૮ અને ૧૨૫૦.

૧૦૯ લ્યુડર્સ, અંક ૫, ૬૨ ख, ૬૪ क, ૯૯૮, ૯૯૯, ૧૦૦૬, ૧૦૦૭, ૧૦૧૬, ૧૦૨૦, ૧૦૨૪, ૧૧૦૬, ૧૧૨૭, ૧૧૩૧, ૧૧૩૩, ૧૧૩૭, ૧૧૩૯, ૧૧૪૦, ૧૧૪૬. "ગુપ્તવંશના શિલાલેખો," અંક ૫, ૬૨.

પરંતુ રીતસર ઐક્ય સાધવા માટે આવા ઉપાયો પૂરતા ન હતા. તેનું પહેલું કારણ તો એ કે, વખત જતાં ફાટફૂટ પડવા તરફ જે વલણ રહેતું ગયું હોવું જોઈએ તેને પહોંચી **એવા ઉપાયોમાંનું** વળવાને પ્રથમ પ્રકારનો ઉપાય બસ થઈ રહે

---

તેણે પોતાનો બચાવ છટાદાર રીતે કર્યો એટલે સ્વાભાવિક રીતે તે જીત્યો પણ ખરો; કેમ કે, તેનું કહેવું સાંભળીને પેલા ગૃહસ્થાશ્રમીઓએ તેને લાયક શ્રમણ અને શાક્યપુત્ર ગણ્યો. વૃજિવંશના ભિક્ખુઓ પોતાની જક પકડી રહ્યા, અને તેમણે યશસને સંઘમાંથી બહિષ્કૃત કર્યો. પરંતુ યશસ્ કૌશાંબીમાં ગયો, અને પશ્ચિમના પ્રદેશમાં, અવંતિમાં તથા દક્ષિણના પ્રદેશમાં વસતા ભાઈઓ કને દૂતો મોકલીને તેણે તેમની સભા બોલાવી. તેના આમંત્રણનો સ્વીકાર કરીને એ પ્રદેશોમાંના આશરે ૭૦૦ બૌદ્ધ ભિક્ખુઓ એકત્ર થયા. આ પ્રશ્નનો નિર્ણય કરવાને ન્યાયસભા મળી ત્યારે રેવતે એવો ઠરાવ રજુ કર્યો કે, જે સ્થળે આ પ્રશ્ન ઉપસ્થિત હોય તે સ્થળે (અર્થાત્ વૈશાલિમાં) તેનો નિર્ણય સંઘે કરવો. એ ઠરાવ પસાર થયો એટલે બધા ભાઇઓ વૈશાલિમાં જઈ પહોંચ્યા. ત્યારપછી સંઘની જે સભા મળી તેમાં કામકાજ ફતેહમંદ નીવડયું નહિ તે ઉપરથી રેવતે સભા સમક્ષ એવી દરખાસ્ત મૂકી કે, આ પ્રશ્ન એક સમિતિને સોંપવો. આથી પૂર્વદિશાના ચાર અને પશ્ચિમદિશાના ચાર મળીને આઠ ભિક્ખુની એક સમિતિ તેણે પસંદ કરી. વલિકારામ નામનું શાંત અને એકાંત સ્થળ એ સમિતિની બેઠક માટે ઠરાવવામાં આવ્યું.

એ સમિતિનું કામકાજ આવી રીતે ચાલેલું:—રેવત પ્રશ્નો રજુ કરતો, અને સવ્વકામિન્ પોતાના સપ્રમાણ જવાબ આપતો. દસેદસ આજ્ઞાઓને નિયમવિરુદ્ધની ઠરાવવામાં આવી, અને એ રીતે વૃજિવંશના ભિક્ખુઓને દૂષિત ઠરાવવામાં આવ્યા.
(કર્નકૃત "મૅન્યુઅલ ઓફ ઇંડિયન બુદ્ધિઝમ", પૃ. ૧૦૩ થી ૧૦૫.)

**અધૂરાપણું** એમ ભાગ્યે જ ધારી શકાય. તેનું બીજું કારણ એ હતું કે, બીજા પ્રકારનો ઉપાય અનિશ્ચિત સ્વરૂપનો હતો અને તેના ઉપર જવલ્લે જ આધાર રાખી શકાય તેમ હતું. ખરૂં જોતાં એક હજાર વર્ષના લાંબા ગાળામાં અશોક, કનિષ્ક અને હર્ષ નામક ત્રણ રાજાઓ જ આના સંબંધમાં આપણું ધ્યાન ખેંચે છે. છેવટે તેનું ત્રીજું કારણ એ હતું કે, સામાન્ય સભા બોલાવવાની પદ્ધતિ અત્યંત અસરકારક ગણાય તો પણ એકંદરે બંધારણમાંની ખામીઓ દૂર કરવા માટેના સાહસિક ઉપાય તરીકે જ તેને ગણી શકાય, અને તેનું સ્વરૂપ જ એવું હતું કે ખાસ જરૂરના અને અપવાદરૂપ પ્રસંગે જ એ ઉપાય યોજી શકાય.

આવી પરિસ્થિતિનું પરિણામ એ આવ્યું કે, સંપ્રદાયની અંદર ઉપરાછાપરી ફાટફૂટ પડતી ગઈ અને સામાન્ય સભાનું પ્રતિનિધિરૂપ તત્ત્વ મહત્તા પરત્વે ઉત્તરોત્તર ઘટતું ગયું. તેમ છતાં પણ એટલું તો સ્પષ્ટ છે કે, એક સાર્વલૌકિક બૌદ્ધ સંપ્રદાય સંબંધી ભાવના સિદ્ધાંતસૃષ્ટિમાંથી કે આચારસૃષ્ટિમાંથી કદિ પણ નાબૂદ થવા પામી ન હતી. અલબત્ત, વ્યાવહારિક રીતે જોતાં સ્થાનિક સંઘો જ ખરેખરૂં વ્યક્તિત્વ ભોગવતા હતા, એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

બૌદ્ધ સંપ્રદાયનું આ બે પ્રકારનું સ્વરૂપ શિલાલેખોમાં પણ દૃગ્ગોચર થાય છે. દાખલા તરીકે, કેટલાક શિલાલેખોમાં ભિક્ખુઓના સ્થાનિક અગર વિશિષ્ટ સંઘને કરેલાં દાનના ઉલ્લેખો થયેલા છે[૬૦૮] ત્યારે બીજા કેટલાક શિલાલેખોમાં સમસ્ત બૌદ્ધસંઘને (**संघस चातुदिसस**) દાન કર્યાના ખાસ ઉલ્લેખો થયેલા જોવામાં આવે છે.[૬૦૯]

---

૬૦૮ લ્યુડર્સ, અંક ૯૮૭, ૧૦૧૮, ૧૦૯૯, ૧૧૦૦, ૧૧૦૫, ૧૧૨૩ થી ૧૧૨૬, ૧૧૭૫, ૧૨૪૮ અને ૧૨૫૦.

૬૦૯ લ્યુડર્સ, અંક ૫, ૬૨ ख, ૬૪ क, ૯૯૮, ૯૯૯, ૧૦૦૬, ૧૦૦૭, ૧૦૧૬, ૧૦૨૦, ૧૦૨૪, ૧૧૦૬, ૧૧૨૭, ૧૧૩૧, ૧૧૩૩, ૧૧૩૭, ૧૧૩૯, ૧૧૪૦, ૧૧૪૬. "ગુપ્તવંશના શિલાલેખો," અંક ૫, ૬૨.

[ ૫ ]

**સ્થાનિક સંઘોનું અતિશય પ્રજાસત્તાક બંધારણ.**

સ્થાનિક સંઘોનું તંત્ર ખરેખરા પ્રજાસત્તાક સિદ્ધાંતોને અનુસરીને ચાલતું હતું. ભિક્ખુઓની સામાન્ય સભા સર્વોપરિ સત્તાનું કેંદ્રસ્થાન ગણાતી, અને તેના કામકાજની પદ્ધતિને લગતી ઝીણીઝીણી વિગતો ચોક્કસ સ્વરૂપે ઠરેલી હતી.[૬૧૦]

**સામાન્ય સભા, અને તેનું બંધારણ.**

પુરેપુરી દીક્ષા પામેલા, સંઘના તમામ ભિક્ખુઓ સામાન્ય સભાના સભાસદ ગણાતા હતા. કોઈ ગુના બદલ દંડ તરીકે નાલાયક ઠર્યો ન હોય એવો દરેક સભાસદ મતાધિકાર ધરાવતો હતો. મતાધિકાર ધરાવનારા તમામ સભાસદો હાજર ન હોય, અગર ગેરહાજર રહ્યા છતાં પોતાની સંમતિ રીતસર ન આપે, ત્યાંસુધી કોઈ પણ બેઠક કાયદેસર ગણાતી નહિ.[૬૧૧] થયેલું કામકાજ કાયદેસર ગણી શકાય તેટલા માટે ઓછામાં ઓછા કેટલા સભાસદોની હાજરી આવશ્યક ગણાતી, તેનું ધોરણ "મહાવગ્ગ", ૯, ૪–માં ઠરેલું છે. સરકારી કામોના વિવિધ પ્રકારોને માટે આવી સંખ્યા જૂદીજૂદી ઠરેલી હતી. દાખલા તરીકે, કેટલાંક કામો માત્ર ચાર સભાસદોની હાજરીથી પણ કાયદેસર રીતે થઇ શકતાં હતાં, અને કેટલાંક કામો ઓછામાં ઓછા વીસ સભાસદોની હાજરી વગર કાયદેસર રીતે થઈ શકતાં નહિ. હાજર રહેલા કોઈ સભાસદને એમ લાગતું કે, સભાનું બંધારણ કોઇ રીતે નિયમવિરુદ્ધ છે, તો તે એ બાબતમાં વાંધો ઊઠાવી શકતો.

સભા રીતસર મળતી ત્યારપછી ઠરાવ મૂકવા ઇચ્છનાર પોતે કયો ઠરાવ રજુ કરવા ધારે છે તે તમામ ભિક્ખુઓને તેણે જાહેર

૬૧૦ "મહાવગ્ગ", ૯, ૩.

૬૧૧ ગેરહાજર રહેલા સભાસદોની રીતસર સંમતિ 'છંદ' કહેવાતી.

**સભાની બેઠકના કામકાજની પદ્ધતિ.** કરવું પડતું. આ જાહેરાત '**नत्ति**' કહેવાતી. એ જાહેરાત થઈ જતી ત્યારપછી હાજર ભિક્ખુઓને પ્રશ્ન (**कम्मवाचा**) કરવામાં આવતો કે 'મારો ઠરાવ આપ સૌ મંજુર કરો છો?' આવો પ્રશ્ન એક વાર પૂછાતો તેમ ત્રણ વાર પણ પૂછાતો. પહેલો પ્રકાર '**नत्तिदुतिय कम्म**' કહેવાતો, અને બીજો પ્રકાર '**नत्तिचतुत्थ कम्म**' કહેવાતો.[૬૧૨] પહેલા પ્રકારનાં ને બીજા પ્રકારનાં કામ કયાં કયાં ગણાય તેનું ધોરણ વિગતવાર ઠરેલું હતું. આ કાયમના સ્વરૂપના વિધિમાં જરા પણ ક્ષતિ થતી તો થયેલું કામ ગેરકાયદેસર ગણાતું. દાખલા તરીકે, "મહાવગ્ગ', ૯, ૩, ૩માં આમ કહ્યું છેઃ—"હે ભિક્ખુઓ! કોઈ માણસ એક '**नत्ति**'થી '**नत्तिदुतिय कम्म**' કરે અને '**कम्मवाचा**' ન કરે, તો એવું કામ ગેરકાયદેસર ગણાય. હે ભિક્ખુઓ! કોઈ માણસ બે '**नत्ति**'થી '**नत्तिदुतिय कम्म**' કરે અને '**कम्मवाचा**' ન કરે...એક '**कम्मवाचा**' કરે અને '**नत्ति**' કરે નહિ...બે '**कम्मवाचा**' કરે અને '**नत्ति**' કરે નહિ... તો એવું કામ ગેરકાયદેસર ગણાય."

આવો ઠરાવ કાયદા મુજબ એક વાર કે ત્રણ વાર સંઘ સમક્ષ રીતસર રજુ થતો ત્યારપછી હાજર સભાસદો ચૂપ રહેતા તો તે એની મેળે પસાર થયેલો ગણાતો. કોઈ સભાસદ તેની વિરુદ્ધમાં બોલતો અને તેથી મતભેદ પડતો તો બહુમતી પ્રમાણે અમલ થતો. રીતસર મત લેવાતા, અને આ કામે સંઘ તરફથી મત નોંધનાર અમલદાર રીતસર નીમાતો.[૬૧૩]

તકરારનો વિષય ગંભીર પ્રકારનો અને ગૂંચવણભરેલો જણાતો

---

૬૧૨ સે. બુ. ઇ., પુ. ૧૩, પૃ. ૧૬૯, પાદલેખ ૨. આ સ્વરૂપના વ્યવહારૂ દાખલા માટે આ ગ્રંથના પૃ. ૨૫૯ ઉપર વર્ણવેલો દીક્ષાનો વિધિ જુઓ.

૬૧૩ "ચુલ્લવગ્ગ", ૪, ૯.

તો વધારે સંખ્યાવાળા ભિક્ખુઓના બીજા સ્થાનિક સંઘને તે વિષે વિચાર કરવાનું કામ સોંપી શકાતું. આને લગતો વિધિ "ચુલ્લવગ્ગ", ૪, ૧૪, ૧૭ અને આગળ ઉપર વિગતે વર્ણવવામાં આવેલો છે. આવી રીતે જે સંઘને કામની સુપરત કરવામાં આવતી તે પોતાનો નિર્ણય છેવટનો ગણાય એવી બાંહેધરી માગીને મેળવી લેતો. ત્યાર-પછી લગભગ ઉપર્યુક્ત પદ્ધતિથી જ એ સંઘના સભ્યો પ્રસ્તુત પ્રશ્ન વિષે વિચાર કરતા. પ્રસ્તુત પ્રશ્ન ગૂંચવણભરેલો જણાતો અને ચર્ચા દરમ્યાન અપ્રસ્તુત ભાષણો થતાં તો તે પ્રશ્નના નિકાલનું કામ નાની સમિતિને સોંપવામાં આવતું.[૬૧૪] આવી સમિતિઓ માટે પ્રખ્યાતમાં પ્રખ્યાત ભિક્ખુઓની જ પસંદગી થતી, અને સંપ્રદાયના રીતસર ફરમાનથી તેમની નીમણુક થતી. એવી સમિતિ પ્રસ્તુત પ્રશ્ન વિષે કાંઈ નિર્ણય કરી શકતી નહિ તો એ પ્રશ્ન ફરી પાછો સમસ્ત સંઘ સમક્ષ રજુ થતો, અને તેમાં બહુમતી પ્રમાણે તેનો નિકાલ થતો.

સાધારણ રીતે તકરારના વિષયનો નિકાલ બહુમતીને અનુસ-રીને થતો તો પણ એ સાધારણ નિયમનું પાલન સર્વત્ર એકસરખી રીતે કરવામાં આવતું નહિ, એમ બૌદ્ધ ગ્રંથો પૂરતી રીતે સાબીત કરે છે. દાખલા તરીકે, "ચુલ્લવગ્ગ", ૪, ૧૦, ૧માં કહ્યું છે કે, જેઓના મત કાયદાને અનુસરીને નથી તેઓના વધુ મત થશે અથવા થવાનો સંભવ રહેશે, એવું મત લેનાર માણસ જાણતો હોય ત્યારે મત નોંધાવવા, એ ગેરકાયદેસર ગણાય. વળી, મત નોંધવા માટેની છૂપી રીતો પણ પ્રચલિત હતી, અને "જેઓનો અભિપ્રાય ધમ્મ-વિરુદ્ધ હોય તેઓની વધુમતી છે, એમ મત લેનાર માણસને ચોક્કસ લાગે તો મત ખોટી રીતે લેવાયાનું ગણીને તેણે તેને રદ કરવા

---

૬૧૪ પ્રશ્નનો નિકાલ કરવાનું કામ સમિતિને સોંપવાની પદ્ધતિ સારી પેઠે રૂઢ થઇ ગયેલી લાગે છે. વૈશાલિમાં મળેલી સભામાં એ જ પદ્ધતિને અનુસરવામાં આવી હતી. ("ચુલ્લવગ્ગ", ૧૨, ૨, ૭.)

જોઇએ."[૬૧૫] ધારાધોરણોની સામાન્ય પ્રજાસત્તાક ભાવના ધ્યાનમાં લેતાં આ પ્રણાલિકાભંગની સમજુતી આપવી મુશ્કેલ થઈ પડે છે. બહુમતીના નિર્ણયને રદબાતલ કરવામાં આવે તો આવી બાબતમાં શી રીતે નિર્ણય કરવો, એ વિષે બૌદ્ધ ગ્રંથોમાં કાંઇ કહ્યું નથી. એકંદરે આવાં ધોરણો પરત્વે એવો છૂપો ભેદ વર્તી રહેલો છે કે અત્યારે તો તેની સ્પષ્ટતા કરવાનું કામ અશક્ય થઇ પડે છે.

**મઠનું વ્યાવહારિક કામકાજ.**

મઠનું આવશ્યક વ્યાવહારિક કામકાજ રીતસર નીમેલા અમુક-અમુક અમલદારોની મારફતે સ્થાનિક ભિક્ખુઓનો સંઘ ચલાવ્યે રાખતો. આવા અમલદારોની નામાવલિ અને સંખ્યા જૂદાંજૂદાં સ્થળો પરત્વે સ્વાભાવિક રીતે જૂદીજૂદી રહેતી. પરંતુ સૌથી વધારે મહત્ત્વના અમલદારો આ પ્રમાણે રહેતાઃ–(૧) ફળો, ભાતની રાબડી, વગેરે ખોરાક પૂરો પાડનાર અમલદાર; (૨) ભંડાર સંભાળનાર અમલદાર; (૩) મકાનની વ્યવસ્થા રાખનાર અમલદાર; (૪) વસ્ત્રો સંભાળી લેનાર અમલદાર; (૫) વસ્ત્રો સોંપી આપનાર અમલદાર; (૬) વરસાદમાં વાપરવાના ઝભ્ભા તથા સ્નાન માટેનાં વસ્ત્રો સંભાળનાર અમલદાર; (૭) ભિક્ષાપાત્રો સાચવનાર અમલદાર; અને (૮) બાગવાનો ઉપર દેખરેખ રાખનાર અમલદાર.[૬૧૬] અલબત્ત સંઘમાંના ભિક્ખુઓમાંથી જ આવા અમલદારો ચૂંટી કાઢવામાં આવતા, અને તેમનામાંના જેઓ અતિશય પ્રખ્યાત જણાતા તેમને જ આવાં મહત્ત્વનાં કામો સોંપવામાં આવતાં.

**વ્યક્તિગત સભાસદ ઉપરની સંઘની**

વ્યક્તિગત ભિક્ખુઓ ઉપર સ્થાનિક સંઘ સંપૂર્ણ સત્તા ધરાવતો હતો, અને તેમના ગુના બદલ વિવિધ પ્રમાણની શિક્ષા તેમને તે કરી શકતો હતો. આવી શિક્ષાના થોડાક પ્રકાર આ પ્રમાણે હતાઃ–(૧) 'तज्जनिय कम्म' (ઠપકાનું કામ), (૨) 'निस्सय कम्म'

---

૬૧૫ "ચુલ્લવગ્ગ," ૪, ૧૪, ૨૬. ૬૧૬ કર્ન, પૃ. ૮૩.

**સત્તા.**

(પાલ્ય ગણવાનું કામ), (૩) '**पब्बजनिय कम्म**' (બહિષ્કારનું કામ)', (૪) '**पतिसरणिय कम्म**' (ગૃહસ્થવર્ગને બદલો વાળવાનું કામ), અને (૫) '**उक्खेपनिय कम्म**' (મોકુફીનું કામ). જે ગુનાઓ બદલ આમાંની કોઈ શિક્ષા લાયક ગણાતી તેમનું વિગતવાર વર્ણન તથા જે રીતે એવી શિક્ષા કરવામાં આવતી તેનું વર્ણન "ચુલ્લવગ્ગ"ના પહેલા ખંધકમાં આપેલું છે. તદુપરાંત કસોટી (**परिवास**) અને પશ્ચાત્તાપ (**मानत्त**) માટેની પદ્ધતિ પણ ઠરેલી હતી; અને તેનું વર્ણન બીજા તથા ત્રીજા ખંધકમાં અતિશય વિગતે આપેલું છે. છેવટે, બૌદ્ધ કાયદાથી ઠરેલી, સંપ્રદાયમાંથી બહિષ્કૃત કરવાની મોટામાં મોટી શિક્ષા પણ કરવામાં આવતી; અને આવી શિક્ષાને યોગ્ય ગુના "પાતિમોક્ખ"ના 'પારાજિક' વિભાગમાં ગણાવેલા છે.

**ભિક્ખુણીઓનો સંઘ.**

બૌદ્ધ સંપ્રદાયમાં ભિક્ખુણીઓનો જૂદો સંઘ હતો. જે ધારાધોરણો ભિક્ખુસંઘને લાગૂ પડતાં તે જ ધારાધોરણો ભિક્ખુણી-સંઘને લાગૂ પડતાં. તેમ છતાં પણ વ્યાવહારિક દૃષ્ટિએ ભિક્ખુણીસંઘ ભિક્ખુસંઘના તાબામાં ગણાતો હતો. ભિક્ખુસંઘમાં ભિક્ખુને જે રીતે દીક્ષા અપાતી તે જ રીતે ભિક્ખુણી-સંઘમાં ભિક્ખુણીને દીક્ષા અપાતી તો પણ ભિક્ખુસંઘે ભિક્ખુણી-સંઘની દીક્ષા બહાલ રાખવી પડતી. બૌદ્ધ કાયદાનું સામાન્ય વલણ ભિક્ખુણીની સ્થિતિ ઊતરતા દરજ્જાની રાખવા તરફ રહેતું હતું; કારણ કે બુદ્ધ ભગવાનનો અભિપ્રાય એવો હતો કે, બૌદ્ધ સંપ્રદાયમાં ભિક્ખુણીઓને પ્રવેશ કરાવતાં સંપ્રદાયની શુદ્ધિનો નાશ થવાનો સંભવ રહે છે. આવું થવા ન પામે તેટલા માટે રક્ષણને લગતા અનેક ઉપાયો લેવામાં આવ્યા હતા. પરંતુ ભિક્ખુસંઘને જે મુખ્ય સિદ્ધાંતો લાગૂ પડતા તે ભિક્ખુણીસંઘને તેટલા જ અંશે લાગૂ પડતા. "ચુલ્લવગ્ગ", ૧૦, ૩ માં બુદ્ધ ભગવાને આનંદને આપેલા

ઉત્તર ઉપરથી એમ જણાય છે કે, બીજા ધાર્મિક સંપ્રદાયો પણ પોતાના ક્ષેત્રમાં સ્ત્રીઓને દાખલ કરતા હતા.[૬૧૭]

[ ૬ ]

બૌદ્ધ સંપ્રદાયનું ઉપર્યુક્ત વર્ણન એ સંસ્થાના સંઘાત્મક સ્વરૂપનો સાધારણ ખ્યાલ આપી શકે તેમ છે. એ સંસ્થાની આ ખાસિયત આબેહુબ રૂપે દર્શાવી આપે એવાં તેનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો વિષે હવે આપણે વિચાર કરીશું.

**વ્યક્તિગત ભિક્ખુ અને બૌદ્ધ સંઘ વચ્ચેનો સંબંધ.**

સૌથી પહેલાં તો એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે, આપણે પ્રથમ કહી ગયા તેમ, બૌદ્ધ સંપ્રદાયની વ્યક્તિ સંઘમાં એકાકાર થઈ ગયેલી ગણાતી હતી. વ્યક્તિને કોઈ પણ જાતની સ્વતંત્રતા ન હતી, અને ઝીણામાં ઝીણી બાબતોમાં પણ તેનું જીવન સંઘે પ્રવર્તાવેલાં ફરમાનોને અનુસરીને ઘડાતું. એકંદર વસ્તુસ્થિતિનો ખ્યાલ મેળવવાને અહીં આપણે થોડાક નમૂના ટાંકીશું:—

(૧) માંદો ન હોય એવો કોઇ ભિક્ખુ ગરમાવો લાવવાની ઇચ્છાથી દેવતા સળગાવે અગર દેવતા સળગાવડાવે, અને તેને માટે પૂરતું કારણ ન હોય, તો તે '**पाचित्तिय**' (પ્રાયશ્ચિત્તને લાયક ગુનો) ગણાય. (સે. બુ. ઈ., ૧૩, પૃ. ૪૪.)

(૨) યોગ્ય પ્રસંગ સિવાય કોઈ ભિક્ખુ પખવાડિયા કરતાં ઓછી મુદતના આંતરે સ્નાન કરે તો તે '**पाचित्तिय**' ગણાય. (સે. બુ. ઈ., ૧૩, પૃ. ૪૪).

(૩) કોઇ ભિક્ખુ કોઈ ઘેર ગયો હોય, ને ત્યાંના લોકો તેની મરજીમાં આવે તેટલી મીઠાઇ અને પૂરીઓ લેવાનું તેને કહે, અને તેની તેવી ઇચ્છા થાય, તો પોતાનું પાત્ર બે કે ત્રણ વાર ભરીને

---

૬૧૭ ભિક્ખુણીસંઘની વિગતો માટે સરખાવો "ચુલ્લવગ્ગ", ૧૦ તથા "ભિક્ખુણી પાતિમોક્ખ."

તે તે લઈ શકે. એનાથી વધારે તે લે તો તે '**पाचित्तिय**' ગણાય. (સે. બુ. ઇ., ૧૩, પૃ. ૩૯.)

(૪) કોઈ ભિક્ખુ રેશમના અંશવાળી કામળી કે સાદડી પોતાની પાસે રાખે તો તે '**पाचित्तिय**' ગણાય, અને તે વસ્તુ જપ્ત કરવાને પાત્ર ગણાય. (સે. બુ. ઇ., ૧૩, પૃ. ૨૪.)

(૫) કોઈ ભિક્ખુએ નવી કામળી કરાવી હોય તો તેણે ૭ વર્ષ સુધી તે વાપરવી જોઈએ. એ ૭ વર્ષ દરમ્યાન જૂની કામળી ઠેકાણે પાડીને કે પાડયા વગર, સંઘની પરવાનગી વગર નવી કામળી તે બનાવડાવે તો તે '**पाचित्तिय**' ગણાય, અને તે વસ્તુ જપ્ત કરવાને પાત્ર ગણાય.[૬૧૮]

બૌદ્ધ સંપ્રદાયના કાયદા અન્વયે, કોઈ પણ વસ્તુ વ્યક્તિગત ભિક્ખુની માલીકીની ન ગણાય પણ સંઘની માલીકીની ગણાય, અને ભિક્ખુને જે વસ્તુ આપવામાં આવી હોય તે જ વસ્તુ તે પોતાની પાસે રાખી શકે. આવી સાધારણ માન્યતા પણ વ્યક્તિ અને સંઘ વચ્ચેનો સંબંધ દર્શાવી આપે છે. એવો નિયમ ઠરેલો હતો કે, ભિક્ખુની પાસે ફક્ત એક ભિક્ષાપાત્ર રહી શકે, અને નિદાન પાંચ ઠેકાણે તે ભાંગ્યું હોય ત્યારે જ તે તેના બદલામાં નવું ભિક્ષાપાત્ર લઈ શકે. આ નિયમનો ભંગ કરીને કોઈ ભિક્ખુ નવું ભિક્ષાપાત્ર

---

૬૧૮ છેલ્લું પરવાનગીનું તત્ત્વ શા માટે દાખલ કરેલું તેનો ખુલાસો એક વાર્તા વડે વિભંગ આપે છે:–" કોઇ એક માંદા ભિક્ખુને તેનાં સગાંવહાલાંએ ઘેર આવવાનું કહ્યું, કેમકે તેઓ તેની સારવાર કરી શકે. તેના જવાબમાં તેણે જણાવ્યું કે તે પોતે અતિશય માંદો હોવાથી તેનાથી પોતાની કામળી ઊંચકાય નહિ, કામળી વગર તેનાથી ચલાવી લેવાય નહિ, ને ૭ વર્ષ દરમ્યાન નવી કામળી તેનાથી બનાવડાવાય નહિ. આ ઉપરથી બુદ્ધ ભગવાને મૂળ નિયમનો આ અપવાદ ઠરાવ્યો. " (સે. બુ. ઈ., પૃ. ૨૫ અને પાદલેખ.)

લે, તો સંઘ તેને જપ્ત કરી લે અને જે ભિક્ખુની પાસે ખરાબમાં ખરાબ ભિક્ષાપાત્ર હોય તેને તે નવું ભિક્ષાપાત્ર આપી દે.[૬૧૯] વળી, સાધારણ રીતે કોઈ ભિક્ખુ પોતાની પાસે સોનું કે રૂપું રાખી શકે નહિ; તેમ છતાં પણ કોઈ ભિક્ખુને સોનું કે રૂપું મળે, અથવા તો તે બીજા કોઈની મારફત તે પ્રાપ્ત કરે, અથવા તો પોતાને માટે તે બીજા કોઇની પાસે એ અનામત રખાવે, તો સંઘના ઉપયોગને માટે તે તેણે આપી દેવું પડે.[૬૨૦] ભિક્ખુના અંગત ઉપયોગને માટે જે વસ્તુઓ આપવામાં આવતી તે પણ સંઘની માલીકીની ગણાતી.[૬૨૧] એ જ સિદ્ધાંત અન્વયે, કોઈ ભિક્ખુનું મૃત્યુ થતું ત્યારે સંઘ તેની મિલ્કતનો માલીક થતો:–[૬૨૨]

"હે ભિક્ખુઓ ! કોઈ ભિક્ખુનું મૃત્યુ થાય ત્યારે સંઘ તેના ભિક્ષાપાત્રનો અને તેનાં વસ્ત્રોનો માલીક બને. પણ, હવે, જેઓ માંદાની માવજત કરતા હોય તેઓ બહુ કામના છે. હે ભિક્ખુઓ ! હું એમ ઠરાવું છું કે, જેમણે માંદાની માવજત કરી હોય તેમને એ વસ્ત્રો અને ભિક્ષાપાત્ર સંઘે આપી દેવાં જોઈએ. ભિક્ખુની જરૂરિયાતની વસ્તુઓ પૈકીની જે કાંઈ મિલ્કત અગર થોડીક ચીજો (તે વખતે) રહી હોય તે ત્યાં હાજર રહેલા સંઘે વહેંચી લેવી જોઇએ; પણ ભિક્ખુની જરૂરિયાતની વસ્તુઓ પૈકીની જે મોટી મિલ્કત અગર જથાબંધ ચીજો (તે વખતે) રહી હોય તે કોઇને આપી દેવી ન

---

૬૧૯ સે. બુ. ઈ., ૧૩, પૃ. ૨૭.

૬૨૦ સે. બુ. ઈ., ૧૩, પૃ. ૨૬ અને પાદલેખ.

૬૨૧ "કોઇ પણ ભિક્ખુ પોતાનાં વસ્ત્રો બદલ અલાહેદી અંગત માલીકી ધરાવી શકતો નહિ. તે તેના પોતાના ઉપયોગ માટે નામનાં આપવામાં આવ્યાં હોય અને ખરેખર તેનાં હોય, તો પણ નિયમો અન્વયે ખરૂં જોતાં તે આખા સંઘની માલીકીનાં ગણાય." (સે. બુ. ઇ., ૧૩, પૃ. ૧૮, પાદલેખ ૧.)

૬૨૨ "મહાવગ્ગ"; ૮, ૨૭, ૫.

જોઈએ અને ભાગે પડતી વહેંચી આપવી ન જોઇએ પણ **સમસ્ત સંઘની (संघस चातुद्दिसस)**–જેઓ આવી પહોંચ્યા હોય તેમની અને ન આવી શકયા હોય તેમની–માલીકીની થવી જોઈએ.”

સમસ્ત સંઘ મિલ્કતનો માલીક ગણાય, એ સિદ્ધાંતનો સુંદર દાખલો નીચેની વાર્તાથી પૂરો પડે છેઃ—

“હવે તે વખતે જે ભિક્ખુઓ સાવત્થિથી થોડે દૂર કોઇ ગામડામાં વસતા હતા તેઓ (ગામડાંમાંથી) આવતા ભિક્ખુ મુસાફરો માટે હંમેશાં સૂવા માટેની ચીજોની વ્યવસ્થા કરવી પડતી હોવાના કારણે કંટાળી ગયા હતા. એ ભિક્ખુઓએ આમ વિચાર કર્યો: ‘(આવું હોવાથી) સંઘની માલીકીની સૂવા માટેની તમામ ચીજો (આપણામાંના) એકને આપણે સોંપી દઈએ અને તેની માલીકીની ચીજો તરીકે આપણે તે વાપરીએ.’ પછી તેમણે (તેમ કર્યું).

“પછી મુસાફરીએ આવેલા ભિક્ખુઓએ તેમને કહ્યું કે, ‘મહાશયો! અમારે માટે સૂવા માટેની ચીજોની વ્યવસ્થા કરો.’

“ ‘મહાશયો! સંઘની માલીકીની એક પણ પાથરી નથી. અમારામાંના એકને તે તમામ અમે સોંપી દીધી છે.’

“ ‘મહાશયો! શું કહ્યું? સંઘની મિલ્કતની અફરાતફરી તમે કરી છે?’

“ ‘મહાશયો! હા, એમ જ છે.’

“વિનીત ભિક્ખુઓ બબડયા, વગેરે વગેરે, અને તેમણે એ વાત મહાપ્રભુને કહી.

“ ‘હે ભિક્ખુઓ! પેલા લોકો કહે છે તેમ, ભિક્ખુઓ સંઘની મિલ્કતની અફરાતફરી કરે છે, એ વાત ખરી?’

“ ‘મહાપ્રભુ! એ વાત ખરી છે.’

“પછી મહાપ્રભુએ તેમને ઠપકો આપ્યો, વગેરે વગેરે, અને ભિક્ખુઓને કહ્યું કે, ‘હે ભિક્ખુઓ! આ પાંચ ચીજો પરહસ્તદત્ત કરી શકાય નહિ, અને સંઘે અથવા બે કે ત્રણ ભિક્ખુઓના ગણે કે

કોઇ વ્યક્તિએ તેનો કબજો સોંપી દેવો જોઇએ નહિ. એ પાંચ ચીજો કયી ? બાગ (आराम) કે બાગની જમીન પરહસ્તદત્ત કરી શકાય નહિ એવી પહેલી ચીજ છે, અને સંઘથી કે ગણથી કે વ્યક્તિથી તેનો કબજો સોંપી દઈ શકાય નહિ. તેનો કબજો સોંપી દેવામાં આવે તો તે રદબાતલ જાય; અને જેણે તેનો કબજો સોંપ્યો હોય તેણે 'थुल्लच्चय'નો ગુનો કર્યો ગણાય. વિહાર કે વિહારની જમીન પરહસ્ત-દત્ત કરી શકાય નહિ એવી બીજી ચીજ છે, અને......વગેરે વગેરે (પૂર્વવત્). પથારી કે ખુરશી કે ગાદીતકિયો પરહસ્તદત્ત કરી શકાય નહિ એવી ત્રીજી ચીજ છે, અને......વગેરે વગેરે (પૂર્વવત્). પિત્તળનું વાસણ કે પિત્તળની ગાગર કે પિત્તળનું તપેલું કે પિત્તળનો પ્યાલો કે અસ્ત્રો કે કુહાડી કે ફરસી કે કોદાળી કે પાવડો પરહસ્તદત્ત કરી શકાય નહિ એવી ચોથી ચીજ છે, અને......વગેરે વગેરે (પૂર્વવત્). લતા કે વાંસ કે મુંજ કે "વબ્બજ" ઘાસ કે સામાન્ય ઘાસ કે માટી કે લાકડાની બનેલી ચીજ કે ચીનાઈ વાસણ પરહસ્તદત્ત કરી શકાય નહિ એવી પાંચમી ચીજ છે, અને......વગેરે વગેરે (પૂર્વવત્)... તેણે 'थुल्लच्चय'નો ગુનો કર્યો ગણાય.' "[૧૨૩]

એ રીતે વ્યક્તિગત સભાસદ પ્રસંગોપાત્ત વિશાળ બંધુત્વનો ખ્યાલ મેળવી શકતો. બૌદ્ધ સંપ્રદાયની કોઈ મધ્યસ્થ સંસ્થા ન હતી, એ વાત ધ્યાનમાં લેતાં આવા વિશિષ્ટ આચારવિચારથી વ્યક્તિગત સભાસદને એટલું ભાન આવી શકતું કે, વિવિધ સ્થાનિક સંઘો વધુ વિસ્તૃત સંઘના માત્ર અંશ તરીકે ગણાય. કાશ્મીરનો કોઇ ભિક્ખુ પોતાની યાત્રા દરમ્યાન પાટલિપુત્રમાંના મઠમાં રાત્રે સૂઈ રહેવા માટે હક્ક કરીને પથારી માગી શકે તેના પરિણામે વધુ વિસ્તૃત સંઘનું ભાન જેટલા અંશે તેને થઇ શકે તેટલા અંશે બીજી કોઈ રીતે તેને ભાગ્યે જ થઈ શકે.

---

૧૨૩. "ચુલ્લવગ્ગ", ૬, ૧૫.

[ ૭ ]

**બૌદ્ધ સંપ્રદાયની વિશિષ્ટ સંસ્થાઓ અને ક્રિયાઓ.**

બૌદ્ધ સંપ્રદાયની અનેક સંસ્થાઓ સભાસદોના મગજમાં સંઘશક્તિની ભાવના હંમેશાં તાજી રાખતી. સૌથી પહેલાં આપણે સ્થાનિક ભિક્ખુઓની નિયમિત સભાનો ઉલ્લેખ કરીશું. પ્રથમ તો એવું ઠર્યું હતું કે, દરેક પખવાડિયાના આઠમા, ચૌદમા અને પંદરમા દિવસે ભિક્ખુઓએ એકત્ર થવું જોઇએ અને ધમ્મનું પારાયણ કરવું જોઇએ.[૬૨૪] ચૌદમા કે પંદરમા દિવસે '**उपोसथ**'ની ક્રિયા થતી અને '**पातिमोक्ख**'નું પારાયણ થતું.[૬૨૫] આ કામ બહુ મહત્ત્વનું ગણાતું, અને એ ક્રિયા યોગ્ય રીતે કરવા માટેના વિસ્તૃત નિયમો ઠરેલા હતા.

**(૧) નિયમિત મુદતબંધી સભાઓ.**

જે તે સ્થળના સમસ્ત સંઘે એ ક્રિયા કરવી પડતી. આ કામે સ્થાનિક કર્તવ્યક્ષેત્રની ચતુઃસીમાઓ સંપ્રદાયના રીતસર ફરમાનથી ઠરેલી હતી.[૬૨૬] તેનો વિસ્તાર અતિશય મોટો ન હોવો જોઇએ, તેમ જ તેમાં કાંઇ કુદરતી અડચણો હોવી ન જોઇએ; જેમ કે, વચમાં કોઈ નદી આવેલી હોય તો તેની બન્ને બાજુએ રીતસર વ્યવહાર થઇ શકે તેટલા માટે નાવ વગેરે સાધનો રાખેલાં હોવાં જોઇએ. તમામ સભાસદો હાજરી આપી શકે તેટલા માટે આવી સાવચેતી લેવામાં આવતી, એ સ્પષ્ટ છે. પ્રથમથી જાહેર થયેલા અમુક દિવસે ખાસ નિયત થયેલા ચોક્કસ સ્થળે માત્ર એક '**उपोसथ**'ની ક્રિયા થઈ શકતી.

---

૬૨૪ "મહાવગ્ગ", ૨, ૧, ૩.

૬૨૫ "મહાવગ્ગ", ૨, ૩, ૨, ૩; ૨, ૪, ૨.

૬૨૬ કોઈ ખાસ હદ ઠરાવવામાં આવતી નહિ, તો જે ગામમાં કે શહેરમાં ભિક્ખુઓ વસતા હોય તેની હદ '**उपोसथ**'ની ક્રિયા માટેની હદ તરીકે સ્વીકારાતી. ("મહાવગ્ગ", ૧૧, ૧૨, ૭.)

તમામ ભિક્ખુ ભાઇઓ ભેગા થઇ જતા ત્યારપછી '**પાતિમોક્ખ**'નું પારાયણ[૬૨૭] સભાની પરવાનગીથી કોઈ વિદ્વાન અને નિષ્ણાત ભિક્ખુ તરફથી કરવામાં આવતું.[૬૨૮]

**'पातिमोक्ख'નું પારાયણ.**

પારાયણ ચાલતું હોય તે વખતે, દરેક પ્રકારના ગુનાના વર્ણનના અંતે, સભામાંના સૌ ભિક્ખુઓને એવો પ્રશ્ન પૂછવામાં આવતો કે, "આ બાબતમાં સૌ અણીશુદ્ધ છો ?" એ પ્રશ્ન ત્રણ વાર પૂછવામાં આવતો; અને સભા ચૂપ રહેતી, તો પારાયણ ચાલૂ રાખવામાં આવતું; કારણ કે, એવી ચૂપકીદી નિર્દોષતા સૂચવનારી ગણાતી.[૬૨૯] પરંતુ સભામાંનો કોઇ ભિક્ખુ એવા ગુના બદલ ગુનેગાર હોય તો તેણે પોતાનો ગુનો કબૂલ કરવો પડતો, અને પછી ધારાધોરણોને અનુસરીને તેનો નિકાલ કરવામાં આવતો. '**पातिमोक्ख**'નું પારાયણ પૂરૂં થતું ત્યારપછી સંપ્રદાયને લગતા વિવિધ વિષયો સભામાં ચર્ચાતા,[૬૩૦] અને કોઈક પ્રસંગે તો સરકારી કામો પણ તેમાં કરવામાં આવતાં.[૬૩૧] સાધારણ રીતે વૃદ્ધમાં વૃદ્ધ ભિક્ખુ ક્રિયાનો આચાર્ય બનતો; પણ તે અભણ હોય અને '**पातिमोक्ख**'નું પારાયણ કરી શકે તેમ ન હોય તો જે ભિક્ખુ સૌથી વધારે વિદ્વાન અને નિષ્ણાત હોય તે તેનું સ્થાન લઇ શકે, એવું ઠરેલું હતું. કોઈ સ્થળના તમામ ભિક્ખુઓ અભણ હોય તો તેમણે પડોસના સંઘ કને કોઈ ભિક્ખુને તુર્ત મોકલવો જોઇએ,

---

૬૨૭ '**पातिमोक्ख**' ( વિવિધ ગુનાઓ અને તેમને લાયક શિક્ષા વિષેની વર્ગીકૃત યાદી ) નું પારાયણ સાધારણ રીતે સાદ્યંત કરવામાં આવતું; પરંતુ સંકટસમયે તેનો સારાંશ ઉચ્ચારી શકાતો. ("મહાવગ્ગ", ૧૧, ૧૫).

૬૨૮ "મહાવગ્ગ", ૨, ૩, ૩.

૬૨૯ "મહાવગ્ગ", ૨, ૩.

૬૩૦ "મહાવગ્ગ", ૨, ૧૫, ૫ થી ૧૧.

૬૩૧ "મહાવગ્ગ", ૨, ૨૩.

અને '**પાતિમોક્ખ**'નો સારાંશ શીખીને અગર સમગ્ર '**પાતિમોક્ખ**' શીખીને પાછા આવવાની સૂચના તેને તેમણે કરવી જોઇએ, એવું ઠર્યું હતું. તેનાથી તેમ ન થઇ શકતું તો '**ઉપોસથ**'ની ક્રિયા કરવાને અને '**પાતિમોક્ખ**'નું પારાયણ કરવાને તમામ ભિક્ખુઓએ પડોસના સંઘ કને જવું પડતું.

તમામ સભાસદો ક્રિયામાં હાજરી આપે તેને માટે ખાસ આગ્રહ રાખવામાં આવતો. માંદગીના કારણે કોઈ સભાસદને ગેર-હાજર રહેવાની ફરજ પડતી, તો તેણે પોતાની '**પરિસુદ્ધિ**' (અર્થાત્, '**પાતિમોક્ખ**'માં જણાવેલા ગુનામાંથી પોતે મુક્ત છે, એવી પ્રતિજ્ઞા) બીજા કોઇ ભિક્ખુને સુપરત કરવી જોઇએ. તેની સાથેસાથે સભામાં કરવાનાં કામકાજ બદ્દલની પોતાની અનુમતિ પણ તેણે જાહેર કરવી પડતી.[૬૩૨] માંદા ભિક્ખુથી પોતાની '**પરિસુદ્ધિ**' પહોંચાડી શકાતી નહિ, તો તેની પોતાની પથારીમાં કે ખુરશીમાં તેને રાખીને સભામાં તેને લઈ જવો પડતો. એવા માંદા માણસની માવજત કરનારા લોકોને એમ લાગતું કે, તેને ખસેડવાથી તેના દર્દમાં વધારો થશે અગર તો તેનું મૃત્યુ થશે, તો સમસ્ત સંઘે એવા માંદા માણસની પાસે જવું પડતું અને ત્યાં '**ઉપોસથ**'ની ક્રિયા કરવી પડતી. પરંતુ સભા અપૂર્ણ હોય તેવી સ્થિતિમાં કોઈ પણ પ્રસંગે એવી ક્રિયા થઇ શકતી નહિ. તે જ પ્રમાણે, '**ઉપોસથ**'ના દિવસે કોઈ ભિક્ખુને તેનાં સગાંસંબંધીઓએ કે રાજાએ કે લૂટારાઓ વગેરેએ પકડયો હોય તો પ્રથમ તો તે '**ઉપોસથ**'ની ક્રિયામાં હાજર રહી શકે તેટલા માટે ભિક્ખુઓએ થોડા વખતને માટે તેનો છૂટકારો કરાવવાનો પ્રયત્ન કરવો જોઈએ, એમ પણ ઠર્યું હતું. તેઓ તે પ્રમાણે ન કરી શકતા, તો '**ઉપોસથ**'ની ક્રિયા દરમ્યાન તેવા ભિક્ખુને નિયુક્ત હદની બહાર લઇ જવાની વિનતિ તેમણે તેને પકડનારા લોકોને કરવી પડતી, એટલે પછી એક રીતે સંઘ સંપૂર્ણ ગણી શકાય આમ પણ ન

---

૬૩૨ "મહાવગ્ગ," ૨, ૨૩.

થઇ શકે તો પછી સભા અપૂર્ણ હોય તેવી સ્થિતિમાં '**उपोसथ**'ની ક્રિયા ન કરતાં તે તદ્દન બંધ રાખવી જોઈએ, એવું ઠરેલું હતું. વળી, કોઇ ભિક્ખુ ગાંડો થઈ જતો, તો તેની ગેરહાજરીમાં '**उपोसथ**'ની ક્રિયા કરતા પહેલાં સંપ્રદાયના રીતસર ફરમાનથી તેને '**उम्मत्तकसम्मति**' (ગાંડા માણસને આપવાની રજા) આપવી પડતી. આમ, તમામ સભાસદોએ હાજર રહેવું જોઈએ, એવો આગ્રહ રાખવામાં આવતો તેથી, તેમ જ સૌએ ગુનાની કબૂલત પરસ્પર કરવી પડતી તેથી બૌદ્ધ ભિક્ખુઓની સંઘાત્મક ભાવના દૃગ્ગોચર થાય છે એટલું જ નહિ, પણ એ ભાવનાને મળતા ભારે ઉત્તેજનની પણ ઝાંખી અલબત્ત થાય છે.[૬૩૩]

**(૨) ચાતુર્માસમાં એકાંતવાસ.**

બૌદ્ધ સાધુઓમાં સંઘશક્તિની ભાવના વિકસિત કરનારી બીજી સંસ્થા '**वस्स**' (ચાતુર્માસમાં એકાંતવાસ) હતી. એવું ઠરેલું હતું કે, દર વર્ષે ચોમાસાની ઋતુમાં આષાઢ વદિ પડવાથી અથવા શ્રાવણ વદિ પડવાથી ત્રણ માસ સુધી ભિક્ખુઓએ સ્થાયી મુકામ રાખવો જોઇએ.[૬૩૪] આ મુદ્દત દરમ્યાન તેઓ "મહાવગ્ગ ૩" માં જણાવેલા આકસ્મિક પ્રસંગો સિવાય કોઇ પણ કારણે સ્થળાંતર કરી શકતા નહિ. આમ ત્રણ મહિના સુધી સંખ્યાબંધ ભિક્ખુઓ પરસ્પર ઐક્ય જાળવીને રહેતા હતા. કેટલાક ભિક્ખુઓ જે જીવન ગાળતા તેના નીચેના વર્ણન ઉપરથી એનો કાંઇક ખ્યાલ આવી શકે છેઃ—"જે માણસ ગામમાં ભિક્ષાની યાત્રા પૂરી કરી સૌથી પહેલો આવતો તે આસનો તૈયાર કરતો, પગ ધોવા માટે પાણી તૈયાર રાખતો, બાજઠ તૈયાર રાખતો, અંગલૂછો તૈયાર રાખતો, મેલું પાણી રાખવા માટેની કથરોટ સાફ કરી તૈયાર રાખતો,

---

૬૩૩ "મહાવગ્ગ", ૨માંથી આ વર્ણન લીધેલું છે.

૬૩૪ વર્ષના બાકીના ભાગમાં ભિક્ખુઓ સાધારણ રીતે એક ગામથી બીજા ગામે સુસાફરી કરતા.

અને પેય (પાણી) તથા ભોજન તૈયાર કરી રાખતો. જે માણસ ગામમાં ભિક્ષાની યાત્રા કરી સૌથી છેલ્લો પાછો આવતો તે (બીજા ભિક્ખુઓના ખોરાકમાંથી) કાંઇ અવશેષ રહેતો તો, ને તેની મરજી થતી તો, તે ખાતો; અને તેને (તે ખાવાની) મરજી ન થતી તો જે સ્થળે ઘાસ ઊગ્યું ન હોય તે સ્થળે તે નાખી દેતો અથવા તો જે પાણીમાં કાંઇ જીવાતો ન હોય તેમાં તે રેડી દેતો, પગ ધોવા માટેનું પાણી તથા બાજઠ તથા અંગલૂછો આઘાં મૂકી દેતો, મેલું પાણી રાખવા માટેનું વાસણ સાફ કરીને તે આઘું મૂકી દેતો, પાણી તથા ખોરાક આઘાં કરી દેતો અને જમણ માટેનો ઓરડો ધોઈ નાંખતો, વગેરે વગેરે.''[૬૩૫]

**'વસ્સ'** (ચાતુર્માસનો એકાંતવાસ) પૂરો થતાં એકત્રિત ભિક્ખુઓ **'પવારણા'**ની ક્રિયા કરતા. તેમાં ''હાજર રહેલો દરેક ભિક્ખુ સંઘને વિનંતિ કરતો કે કોઇ ગુના બદલ

**(૩) પવારણા.**

—જે ગુનો થયેલો જોયો કે સાંભળ્યો હોય કે થયો હોવાની શંકા હોય તે બદલ— સંઘ પોતે તેને ગુનેગાર ગણતો હોય તો તેના પોતાના ઉપર સંઘ તે વિષે આરોપ મૂકે, એટલે તે બદલ તે પોતે પ્રાયશ્ચિત્ત કરે.''[૬૩૬]

**'પવારણા'**ની ક્રિયા પૂરી થઈ રહેતી ત્યારપછી તુર્ત સ્થાનિક સંઘની માલીકીનાં વસ્ત્રો તેના સભાસદોમાં વહેંચી આપવામાં આવતાં. આ 'કઠિન' ક્રિયા કહેવાતી. 'કઠિન' એટલે

**(૪) 'કઠિન' ક્રિયા.**

પછીના વર્ષમાં સંઘે ઉપયોગમાં લેવાનાં વસ્ત્રો તૈયાર કરવા માટે ભાવિકે પૂરો પાડેલો રૂનો જથ્થો.' સંપ્રદાયના રીતસર ફરમાનથી કોઇ ભિક્ખુને એ વસ્ત્રો રંગવાનું તથા સીવવાનું કામ સોંપવામાં આવતું. નવાં વસ્ત્રો પહેરવા માટે તૈયાર થતાં ત્યારે એક વસ્ત્ર તે પોતાને માટે પસંદ કરી લેતો, હાજર

---

૬૩૫ ''મહાવગ્ગ', ૪, ૫૭.

૬૩૬ ''મહાવગ્ગ'', ૪ માં આ ક્રિયાની વિગતો અને તેના અંગના ઉપચારો આપેલાં છે.

રહેલા ભિક્ખુઓને બાકીનાં વસ્ત્રો બતાવતો, અને સંપ્રદાયના મોટી ઉમ્મરના સભ્યો માટે ક્યાં વસ્ત્રો તેને પોતાને યોગ્ય લાગતાં તથા નાની ઉમ્મરના સભ્યો માટે ક્યાં વસ્ત્રો તેને પોતાને યોગ્ય લાગતાં તે તેમને એ કહી બતાવતો. છેવટે પોતે સ્વીકારેલી પદ્ધતિ બદલ અનુમતિ આપવાનું સંઘને તે વીનવતો. આવી રીતે અનુમતિ મળતી ત્યારપછી ભિક્ખુઓ પોતપોતાનાં વસ્ત્રો લઇ લેતા, અને એ ક્રિયાનો અંત એ રીતે આવતો.[૬૩૭]

[ ૮ ]

**બૌદ્ધ સંઘ ઉપરાંતની ધાર્મિક સંસ્થાઓ.**

જે બૌદ્ધ સંપ્રદાયનું ટૂંકું વર્ણન આપણે ઉપર આપી ગયા તેને પ્રાચીન હિંદુસ્તાનમાંની ધાર્મિક સંસ્થાઓના નમૂના તરીકે ગણી શકાય. તદુપરાંત જૈન સંપ્રદાય વિષે જ કાંઇક વિગતે માહિતી આપણને મળેલી છે. જૈન સંપ્રદાય પણ આવી જ જાતનો હતો.[૬૩૮] બાકીની ધાર્મિક સંસ્થાઓ વિષે આપણને નહિ જેવી માહિતી મળેલી છે. તેમ છતાં પણ એટલું તો બેશક કહી શકાય કે, આવી ધાર્મિક સંસ્થાઓ હિંદુસ્તાનના પ્રાચીન સમાજના મહત્ત્વના અંગ તરીકે લેખાતી હતી. આપણે પ્રથમ કહી ગયા છીએ કે, જે સમયે બુદ્ધ ભગવાનના બૌદ્ધ સંપ્રદાયની ઉત્પત્તિ થઇ તે સમયે આવી અનેક સંસ્થાઓ અસ્તિત્વ ધરાવતી હતી. ત્યારપછીના સમયમાં પણ તેઓ ચાલૂ રહી હતી, એમ ધર્મશાસ્ત્રો તથા શિલાલેખો સાબીત કરે છે. દાખલા તરીકે શ્રેણીનાં ધારાધોરણો ગણાવનારા જે શ્લોકો આ ગ્રંથના પૃ. ૨૭ ઉપર "યાજ્ઞવલ્ક્યસંહિતા" માંથી ઉતારેલા છે તેમાં '**પાષંડિ**'–(પાખંડી ધર્મસંપ્રદાય)નો ઉલ્લેખ કરેલો છે. "નારદસંહિતા"માંના નીચેના શ્લોકોમાં પણ '**પાષંડિ**'ના સંઘનો ઉલ્લેખ થયેલો છેઃ—

---

૬૩૭ સે. બુ. ઈ., પુ. ૧૭, પૃ. ૧૪૮ થી ૧૫૨ અને પાદલેખો.

૬૩૮ જગ્યાના અભાવે જૈન સંપ્રદાય વિષે વિગતવાર વર્ણન અહીં આપવામાં આવ્યું નથી.

"षार्षंडिनैगमादीनां स्थितिः समय उच्यते ।
समयस्यानपाकर्म तद्विवादपदं स्मृतम् ॥
पार्षंडिनैगमश्रेणी पूगव्रातगणादिषु ।
संरक्षेत् समयं राजा दुर्गे जानपदे तथा ॥" (૧૦, ૧, ૨.)

ઇસ્વી સનની બીજી સદીના એક શિલાલેખમાં ચરકો–કદાચ 'બ્રાહ્મણ સાધુઓની અમુક વિશિષ્ટ જાતિ'[૧૩૯]-ની સંસ્થા (**पर्षद्**)ને આપવામાં આવેલા દાનનો ઉલ્લેખ થયેલો છે, અને બીજા એક શિલાલેખમાં અપરાજિતોની પવિત્ર સભાનો ઉલ્લેખ થયેલો છે.[૧૪૦]

**હિંદુ યુગના હિંદુસ્તાનના છેલ્લામાં છેલ્લા સમય સુધીની તેમની હયાતી.**

હિંદુ યુગના છેવટના ભાગમાં ખાસ કરીને વિવિધ વૈષ્ણવ અને શાક્ત સંપ્રદાયની ધાર્મિક સંસ્થાઓ દક્ષિણ હિંદુસ્તાનમાં મોટા અંશે હયાતી ધરાવતી હતી. દક્ષિણ હિંદુસ્તાનના શિલાલેખોમાં મંદિરોના ઉલ્લેખો ઘણુંખરૂં થયેલા છે; અને તેથી અલબત્ત એમ જણાઈ આવે છે કે, વધુઓછા અંશે નિશ્ચિત સ્વરૂપની આવી સ્થાનિક ધાર્મિક સંસ્થાઓ એવાં મંદિરો સાથે સંબંધ ધરાવતી હતી. એવાં મંદિરો, અલબત્ત, પ્રાચીન બૌદ્ધ મઠોને અમુક અંશે મળતાં આવતાં હતાં; પરંતુ બૌદ્ધ મઠોનું સંઘરૂપ તંત્ર જેટલા અંશે વિકસિત થયેલું હતું તેટલા અંશે એવાં મંદિરોનું તંત્ર વિકસિત થયેલું ન હતું. એવી સંસ્થાઓનું વિગતવાર વર્ણન હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના અભ્યાસીને ગમે તેટલું રસિક જણાય તો પણ આ ગ્રંથના કામે અનાવશ્યક જ ગણાય. ઉત્તર હિંદુસ્તાનમાંની એવી જાતની સંસ્થાઓ પરત્વે પણ આવું જ કહી શકાય તેમ છે.

---

૧૩૯ એ. ઇ. પુ. ૮, પૃ. ૭૯. તદુપરાંત સરખાવો અશોકના અને દશરથના ગુહાદાન વિષેના ગુહાલેખો.

૧૪૦ લ્યુડર્સ, અંક ૧૧૬૩.

# પાંચમું પ્રકરણ.

## સામાજિક જીવનમાંની શ્રેણીઓની પ્રવૃત્તિઓ.

[ ૧ ]

હિંદુસ્તાનના પ્રાચીન લોકોની સંઘરૂપ પ્રવૃત્તિઓ તેમના સામાજિક જીવનમાં અદ્‌ભુત રીતે દૃગ્ગોચર થતી હતી. એ પ્રવૃત્તિઓ એટલી બધી ઉચ્ચ કક્ષાએ પહોંચેલી હતી કે દુનિયામાં તેનો જોટો જોયો જડે તેમ નથી. 'વર્ણ' અગર 'જાતિ' તરીકે ઓળખાતી સંસ્થા એ પ્રવૃત્તિઓનો આબેહુબ આવિર્ભાવ કરે છે, અને વધારેમાં વધારે વિકસિત રૂપે તે ઇતિહાસમાં જાણીતો થયેલો સામાજિક સંઘનો સારામાં સારો નમૂનો પૂરો પાડે છે. એકંદર વર્ણવ્યવસ્થાની ઉત્પત્તિ અને પ્રગતિ વિષે આ સ્થળે વિવેચન કરવાનો આપણો હેતુ નથી; કેમ કે, એ વિષય તો એટલો બધો વિશાળ છે કે, તેની બાબતમાં સ્વતંત્ર ગ્રંથમાં વિવેચન કરવું પડે તેમ છે. અહીં તો તેનાં જે મુખ્ય લક્ષણોને લીધે તેને સંઘ તરીકે ઓળખાવી શકાય તેમ છે તેમ જ તેનું શ્રેણીમય સ્વરૂપ આગળ તરી આવે છે તે મુખ્ય લક્ષણો વિષે જ આપણે વિચાર કરીશું.

**સામાજિક જીવનમાંની સંઘાત્મક પ્રવૃત્તિના આબેહુબ આવિર્ભાવ તરીકે વર્ણવ્યવસ્થા.**

હિંદુસ્તાનના ઈતિહાસના પ્રાચીનમાં પ્રાચીન સમયથી-"ઋગ્‌વેદ"ના સમયથી–આપણે શરૂઆત કરીશું. એ યુગના લોકોને વર્ણવ્યવસ્થાની માહિતી હતી કે કેમ? એ પ્રશ્ન અનેક પ્રસંગે ચર્ચાયો છે. પરંતુ પ્રાચીન ઇતિહાસના અભ્યાસીઓ વચ્ચે આ બાબતમાં ભારે મતભેદ છે. ઑફ્રે, બેન્ફી, મ્યૂલર, મૂર, રૉથ, વેબર અને ઝિમર એવો અભિપ્રાય

**વર્ણવ્યવસ્થાની ઉત્પત્તિ અને પ્રાચીનતા.**

ધરાવતા હતા કે, પાછળના સમયમાં બ્રાહ્મણોની જે સામાજિક વ્યવસ્થા ઊભી થઈ હતી તેની માહિતી વેદકાળના લોકોને ન હતી. સેનાર્તે, મૅકડોનેલે, વૉં શ્રૂડરે અને ઝીગીએ એ મતને સમર્થન આપ્યું હતું. બીજી તરફથી હૉગે, કર્ને અને લ્યુડ્‌વિગે એ મતનો વિરોધ કરેલો છે, અને ઓલ્ડનબર્ગે તથા ગેલ્નરે તેમને અનુમોદન આપેલું છે.[૬૪૧] એમાંના દરેક વિદ્વાને જે દલીલો રજુ કરી છે તેમની વિગતોમાં અહીં ઊતરવામાં કાંઈ અર્થ નથી. એ વિદ્વાનોએ જે મુખ્ય મુદ્દા રજુ કર્યા છે તેમનો તપાસ અહીં આપણે કરીશું તો બસ થઈ રહેશે.

**"ઋગ્વેદ"ના સમયમાં વર્ણવ્યવસ્થા સંબંધી અજ્ઞાન.**

"ઋગ્વેદ"માંના સુપ્રસિદ્ધ "પુરુપસૂક્ત"માં જ સમાજના ચાર વર્ગોનો ઉલ્લેખ થયેલો છે. પરંતુ એ સૂક્ત પાછળથી ઉદ્‌ભૂત થયું હતું, એ તો સૌ કોઈ સ્વીકારે છે, એટલે પ્રાચીનતમ સમયની વસ્તુસ્થિતિની સાબીતી તરીકે તેને સ્વીકારી શકાય નહિ. પ્રાચીનમાં પ્રાચીન હિંદી-આર્યો એવા ચાર વિભાગથી અજાણ્યા ન હતા, એમ માનવાને કેટલાંક કારણો છે. "પુરુપસૂક્ત"માં જે ચાર વર્ગો ગણાવેલા છે તેમને મળતા ચાર વર્ગો (पिष्त्र) જૂનામાં જૂના ઇરાની સમાજમાં પણ પડેલા હતા. તે પૈકીના 'અથ્રવ' તે બ્રાહ્મણો, 'રથએસ્થ' (લડવૈયા) તે ક્ષત્રિયો, 'વાસ્ત્રિયસ્ ફ્ષૂયંત' (કુળના મુખી) તે વૈશ્યો અને 'હુઇતિ' (મજુરો) તે શૂદ્રો.[૬૪૨] લ્યુડ્‌વિગની નીચેની દલીલ કાંઈક અંશે સબળ લાગે છેઃ—"ઋગ્વેદ"માંના ધાર્મિક વિચારો જે સમયે ઈરાનીઓ અને

---

૬૪૧ આ અભિપ્રાયોના સારાંશ માટે જુઓ આ. લે., પૃ. ૧૮૬ અને વે. ઇ., ૨, પૃ. ૨૪૭ અને આગળ.

૬૪૨ સરખાવો લ્યુડ્‌વિગકૃત "ડેર ઋગ્વેદ", ૩, પૃ. ૨૪૩-૨૪૪; સેનાર્તકૃત "લ કાસ્તે દાં લ ઇંદે," પૃ. ૧૪૦ અને આગળ.

આર્યો સાથે રહેતા હતા તે સમયના છે, એટલે એ ધાર્મિક વિચારોને એ જ સમયના પ્રતિનિધિ તરીકે ગણવાનો હક્ક આપણને મળે છે; તેમ જ, "ઋગ્વેદ"ના સમયમાં એવા વર્ગભેદ ન હતા, એમ આપણે માનીએ તો આપણે એમ માની જ લેવું પડે કે, આર્યોના સમાજમાં મૂળે એવા વર્ગભેદ હતા, પણ પાછળથી તે નાબૂદ થયા, અને વળી ભવિષ્યમાં કોઈ કાળે તે પાછા ઊભા થયા.[૬૪૩]

**"ઋગ્વેદ"માંના વર્ગભેદ વર્ણભેદથી જૂદા છે.**

આથી એમ સ્વીકારી શકાય છે કે, "પુરુષસૂક્ત"માં સમાજના જે ચાર વર્ગો ગણાવેલા છે તે "ઋગ્વેદ"ના સમયમાં જાણીતા હતા. પરંતુ એ ચાર વર્ગો ચાર વર્ણો દર્શાવનારા હતા, એવું દર્શાવનારો કાંઈ પણ આધાર મળી આવતો નથી. સંસ્કૃતિમાં આગળ વધેલી દરેક પ્રજાના એવા ચાર (કે વધારે) વર્ગો પાડી શકાય તેમ છે. દાખલા તરીકે, અંગ્રેજ પ્રજાના એવા ચાર વર્ગો આમ પાડી શકાય છેઃ-(૧) પાદરીઓ; (૨) અમીરો; (૩) મધ્યમ વર્ગના લોકો; અને (૪) મજુરો. "ઋગ્વેદ"ના સમયમાં પ્રજાના જે ચાર વર્ગો હતા તે ઇંગ્લાંડની પ્રજાના આ ચાર વર્ગો કરતાં વધારે ચુસ્ત હતા, એવું દર્શાવનારો કાંઇ પૂરાવો મળી આવતો નથી. ઇંગ્લાંડના વંશપરંપરાગત અમીરો હિંદુસ્તાનના લગભગ વંશપરંપરાગત પુરોહિતોના યોગ્ય પ્રતિબિંબ જેવા હતા. એવી દલીલ કરી શકાય કે, હિંદુસ્તાનના પાછળના સમયના સાહિત્યમાં એ ચાર વર્ગોને ચુસ્ત વર્ણો તરીકે વર્ણવેલા છે, એટલે વિરુદ્ધ પૂરાવાના અભાવે આપણે "ઋગ્વેદ"ના સમયની બાબતમાં પણ એવી જ વસ્તુસ્થિતિ માની શકીએ. આ હકીકત તર્કશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે એ વાત બાજુએ રાખતાં, ઇરાની સમાજનો દાખલો એમ સ્પષ્ટ રીતે સાબીત

---

૬૪૩ "ડેર ઋગ્વેદ", ૩, ૨૪૪; સેનાર્ત, પૃ. ૧૪૨; સ્પીગલ, ૨, પૃ. ૫૫૧ અને આગળ.

કરે છે કે, ઉપર્યુક્ત વર્ગભેદ કાંઇ વર્ણભેદ દર્શાવતા નથી એટલું જ નહિ, પણ એ વર્ગભેદમાંથી વર્ણભેદ ઉત્પન્ન થાય એમ પણ કાંઈ નથી.

એ વર્ગો સંઘના સ્વરૂપના હતા કે કેમ? તેઓ તેવા હતા તો કેટલા અંશે તેવા હતા? એ પ્રશ્નોનો વિચાર હવે આપણે કરીશું. પ્રજાના વર્ગો ધંધારૂપી, સામાજિક દરજ્જારૂપી કે બીજા કોઈ કારણ રૂપી સાંકળથી સંકળાયેલા હોય ત્યારે જ તેને સંઘનું નામ આપણે આપી શકીએ. "ઋગ્વેદ"ના ઉક્ત સૂક્તમાં જે ચાર વર્ગોનો ઉલ્લેખ થયેલો છે તે વર્ગો ધંધાદારી સંઘ કે સામાજિક એકમ રૂપ હતા, એવો પૂરાવો જરા પણ મળી આવતો નથી. બ્રાહ્મણો અને શૂદ્રો પરત્વે અપવાદ ગણી શકાય. એવી દલીલ થઇ શકે કે, પુરોહિતો ધંધાદારી સંઘ રૂપે હતા,[૬૪૪] અને શૂદ્રો અથવા દાસો વિશિષ્ટ જાતિનો સંઘ રૂપે હતા. પરંતુ પુરોહિતનો ધંધો અમુક ચોક્કસ લોકોનો જ એકહથ્થુ ધંધો હતો, એવું બતાવનારો પૂરાવો મળી આવતો નથી, તેમ જ એવો ધંધો કરનારા લોકોનો વ્યવસ્થિત સામાજિક સંઘ હતો કે તેમના તેવા સંઘો હતા, એવું દર્શાવનારી સાબીતી પણ મળી આવતી નથી. શૂદ્રો અથવા દાસો જાતિ તરીકે આર્યોથી જૂદા હતા તો પણ, તેમની જાતિ સવર્ણ હતી એમ માનવાને કાંઇ કારણ નથી. તેઓ તો વિવિધ જંગલી જાતોના બનેલા હતા, અને આર્યોએ હિંદુસ્તાનમાં વસવાટ કરતાં તેમની સામે થવું પડયું હતું. આથી એકંદરે એમ કહી શકાય કે, શરૂઆતના વેદકાળમાં આર્યોના અનેક વર્ગો હતા તો પણ વર્ણનો પ્રશ્ન તે સમયે ઉપસ્થિત થયો ન હતો.[૬૪૫]

## [ ૨ ]

ત્યારપછી પાછળના વેદકાળનો વિચાર આપણે કરીશું. એ સમયના સાહિત્યમાં વર્ણ સંબંધી જે માહિતી આપેલી છે તેનો ખાસ

---

૬૪૪ મૂર, ૧, ૨૫૯.

૬૪૫ સેનાર્ત, પૃ. ૧૪૯ અને આગળ.

**પાછળના વેદકાળમાં વર્ણ.**

અભ્યાસ કરનાર વેબર એવો અભિપ્રાય ધરાવે છે કે, એ સમયમાં વર્ણવ્યવસ્થા સંપૂર્ણ રીતે વિકસિત થઈ હતી, તેમ જ એ જ પદ્ધતિને પાછળથી "મનુસ્મૃતિ"માં આદર્શ તરીકે આગળ ધરવામાં આવી હતી. અલબત્ત તેણે એટલું તો કબૂલ કરેલું છે કે, એ પદ્ધતિમાં અહીંતહીં શિથિલતા જોવામાં આવે છે ખરી.[૬૪૬] વર્ણવ્યવસ્થાના વિકાસ વિષેનો આ અભિપ્રાય ભૂલભરેલો છે, એ વાત તો હવે સૌ સ્વીકારે છે.[૬૪૭] આ પ્રશ્નની વિગતમાં ન ઊતરતાં, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, અને શૂદ્રો કેટલા અંશે શ્રેણીના સ્વરૂપના હતા તે જાણવા સારૂ આપણે તેમની બાબતમાં પૃથક્પૃથક્ ચર્ચા કરીશું.

**બ્રાહ્મણ:**—બ્રાહ્મણનો ઈલાખો, અલબત્ત, ઉચ્ચ કક્ષાએ પહોંચેલો છે. "કૌશિતકી"માં તો તેમને 'દેવો' અને 'દેવોના દેવો' પણ કહેલા છે (પૃ. ૩૫).[૬૪૮] બ્રહ્મ સાથેનું તેમનું ઐક્ય પણ સ્વીકારાયેલું છે (પૃ. ૩૭). હવનમાં હોમેલો હવિ ફક્ત તેઓ સ્વીકારી શકે. આ ચાર અધિકાર માગવાનો હક્ક તેઓ ધરાવે છેઃ– (૧) અર્ચા (સન્માન); (૨) દાન; (૩) અજ્યેયતા (સતાવણીમાંથી મુક્તિ); અને (૪) અવધ્યતા (વધમાંથી મુક્તિ). તેમની આ ચાર ફરજો પણ ગણાય છેઃ– (૧) બ્રાહ્મણ્યમ્ (લોહીની શુદ્ધિ); (૨) પ્રતિરૂપચર્યા (યોગ્ય પ્રકારનું જીવન); (૩) યશઃ (વેદાભ્યાસ વગેરેને લીધે કીર્તિ); અને (૪) લોકપક્તિ (ગુરુ, યાજ્ઞિક અને પુરોહિત તરીકે પ્રજાની બુદ્ધિવિષયક અને ધાર્મિક કેળવણી).[૬૪૯]

**બ્રાહ્મણના અધિકારો અને તેનાં કર્તવ્યો.**

---

૬૪૬ ઈ. સ્ટુ., પુ. ૧૦, પૃ. ૨. ૬૪૭ હૉપ્કિન્સ, પૃ. ૨, ૧૦૮.

૬૪૮ આ અંક અને એની પછીના અંકો "ઈ. સ્ટુ.," પુ. ૧૦ ના પૃષ્ઠાંકો છે.

૬૪૯ ઈ. સ્ટુ., પુ. ૧૦, પૃ. ૪૧. ઉપર્યુક્ત અધિકારો અને

પ્રજાના એક વર્ગ તરીકે બીજા કોઇને આ અધિકારો અને કર્તવ્યો મળેલાં નથી, એટલે બ્રાહ્મણોને વિશિષ્ટ અધિકૃત વર્ગ તરીકે ગણવા જોઇએ. તદુપરાંત બીજાં ધારાધોરણો પણ બ્રાહ્મણના વર્તન બદલ ઠરેલાં હતાં; જેમ કે,

(૧) તેણે શસ્ત્રો રાખવાં ન જોઇએ (પૃ. ૯૬). ("કૌશિતકી," ૯૩, ૧૦૪.)

(૨) તેણે અશ્લીલ ભાષા વાપરવી ન જોઇએ (પૃ. ૯૭).[૬૫૦]

(૩) તેણે પોતાના પુત્રને અમુક ઉમ્મરે દીક્ષા આપી દેવી જોઇએ (પૃ. ૧૦૧).

(૪) તેણે ભોજનને લગતા વિશિષ્ટ નિયમો પાળવા જોઈએ.

(૫) તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ (પૃ. ૧૦૨).

તે આ નિયમોનું ઉલ્લંઘન કરતો તો તેને પ્રાયશ્ચિત્તની શિક્ષા થતી, અને કોઇક પ્રસંગે તો તેને જ્ઞાતિબહાર પણ મૂકવામાં આવતો. તેમ છતાં પણ 'બહિષ્કૃત' માણસ અમુક પ્રાયશ્ચિત્ત કરીને પોતાની જ્ઞાતિમાં પાછો દાખલ થઈ શકતો (પૃ. ૧૦૨).

આથી એમ સ્પષ્ટ થાય છે કે, બ્રાહ્મણો લાંબા સમયથી શ્રેણીનું સ્વરૂપ ધરાવતા હતા. આથી હવે એમના સંઘના સ્વરૂપનો વિચાર આપણે કરવો ઘટે છે.

**બ્રાહ્મણ સંઘની શરૂઆત.** કોઈ પણ માણસને સૌથી પહેલાં તો એમ જણાઈ આવશે કે, બ્રાહ્મણોનો સંઘ તે સમયે હજી ઘડાઈ રહ્યો હતો, અને તેને વધુ ને વધુ સંપૂર્ણ બનાવવાનો પ્રયત્ન અંતઃકરણપૂર્વક થઈ રહેલો દેખાતો હતો.

---

કર્તવ્યો પૈકીના દરેક અધિકારના અને કર્તવ્યના વિગતવાર વર્ણન માટે જુઓ ઈ. સ્ટુ., પુ. ૧૦, પૃ. ૪૧–૧૬૦.

૬૫૦ "શતપથબ્રાહ્મણ," ૩, ૨, ૧, ૨૪.

પહેલો પ્રશ્ન તો એ થાય છે કે, એ સંઘનો પાયો કયો હતો? જે લોકસમૂહ બ્રાહ્મણ તરીકે ઓળખાતો હતો તે જન્મની સાંકળથી સંકળાયેલો ન હતો. પાછળના સમયમાં બ્રાહ્મણના પુત્ર સિવાયનો કોઈ પણ માણસ બ્રાહ્મણ ગણી શકાતો નહિ તેમ તે સમયે પણ હતું, એવું બતાવનારો પૂરાવો બીલકુલ મળી આવતો નથી.

અલબત્ત એવું ધોરણ ઠરેલું હતું કે, જે માણસ પોતે ("કૌશિતકીસૂત્ર"ના કથન પ્રમાણે) ઋષિઓથી ત્રણ પેઢીએ અથવા ("લાટયાયનસૂત્ર"ના કથન પ્રમાણે) ઋષિઓની દસ પેઢીથી ઊતરી આવેલો હોવાનું સાબીત ન કરી શકે તેનાથી યાજ્ઞિક તરીકે કામ કરી શકાય નહિ (પૃ. ૭૦). પરંતુ એ જ નિયમ એમ સ્પષ્ટ રીતે સાબીત કરે છે કે, બ્રાહ્મણવંશની અખંડ પરંપરા તે વખતે કેવળ આદર્શરૂપી હતી, પણ સિદ્ધ વાત ન હતી. દૃઢતર સંઘ સિદ્ધ કરવાના જે ત્સિગરના પ્રયત્ન વિષે ઉપર ઉલ્લેખ કર્યો છે તે પણ એના આધારે જણાઈ આવે છે.

તેમ છતાં પણ આપણો સિદ્ધાંત સ્થાપિત કરવાને માટે આપણે કેવળ નકારાત્મક પૂરાવા ઉપર આધાર રાખવાનો નથી. આધારભૂત પ્રાચીન ગ્રંથો ભાર દઈને કહે છે કે, વંશપરંપરાથી નહિ પણ જ્ઞાનથી બ્રાહ્મણ બને છે. દાખલા તરીકે, "શતપથબ્રાહ્મણ," ૧૧, ૬, ૨, ૧૦ એમ કહે છે કે, યાજ્ઞવલ્ક્યના ઉપદેશથી જનક રાજા બ્રાહ્મણ બન્યા હતા. "તૈત્તિરીયસંહિતા," ૬, ૬, ૧, ૪ આમ કહે છે:– "**एष वै ब्राह्मण ऋषिरार्षेयो यः शुश्रुवान्,**" અર્થાત્ "જેને જ્ઞાન છે તે બ્રાહ્મણ ઋષિ છે." વળી, "કાઠક," ૩૦, ૧ તથા "મૈત્રાયનીયસંહિતા," ૪૮, ૧; ૧૦૭, ૯ આમ કહે છે:–

"**किं ब्राह्मणस्य पितरम् किम् उ पृच्छसि मातरम्।**
**श्रुतं चेद् अस्मिन् वेद्यम् स पिता स पितामहः॥**"

"બ્રાહ્મણ પિતા વિષે શું પૂછે છે? બ્રાહ્મણ માતા વિષે શું

પૂછે છે? જે વેદ જાણતો હોય તે પિતા છે, પિતામહ છે." આ અને આવા ફકરાથી એમ જણાઈ આવે છે કે, બ્રાહ્મણ તરીકે કોઈનો સ્વીકાર થવામાં જ્ઞાનની જ મુખ્ય લાયકી ગણાતી હતી, અને વંશપરંપરાની તો કાંઈ જ કિંમત અંકાતી ન હતી.[૬૫૧]

**સંઘનો પાયો જન્મ નથી પણ જ્ઞાન છે.**

આમ વેદપૂજા માટે જરૂરના જ્ઞાન ઉપર જ બ્રાહ્મણત્વનો આધાર મુખ્યતઃ હતો તો પછી એવું જ્ઞાન મેળવવા માટેની ખાસ પદ્ધતિ પ્રચલિત થઈ હોવી જોઇએ. સુભાગ્યે "કૌશિતકી," ૫૫ માં એ પદ્ધતિનો ઉલ્લેખ થયેલો છે. તેના આધારે એમ સમજાય છે કે, કોઇ શિષ્ય પુરોહિતનો ધંધો સ્વીકારવાની ઇચ્છા ધરાવતો, અને તેનામાં તે માટેની શક્તિ હોવાનું ગુરુને લાગતું, તો તેવા શિષ્યને બ્રાહ્મણત્વ ( **आर्षेयम्** ) બક્ષવાનો અધિકાર તેવા ગુરુને હતો.[૬૫૨] "ઐતરેયબ્રાહ્મણ"માંથી મૂરે ઉદ્ધૃત કરેલો એક ફકરો ( ૭, ૧૯ ) આનો સુંદર દાખલો પૂરો પાડે છે.[૬૫૩] તેમાં એમ કહ્યું છે કે, "ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પાસેથી યજ્ઞ નાઠો અને બ્રહ્મન્ પાસે ગયો. આથી હજી પણ બ્રહ્મન્ ઉપર, બ્રાહ્મણ ઉપર યજ્ઞનો આધાર છે. પછી ક્ષત્રે બ્રહ્મનને અનુસરીને કહ્યું કે, 'આ યજ્ઞમાં ( ભાગ લેવાને ) મને (પણ) આમંત્રો.' બ્રહ્મને જવાબમાં કહ્યું કે, 'ભલે; તો પછી તારાં પોતાનાં શસ્ત્રો ( બાણ, તીર વગેરે ) આઘાં મૂકીને બ્રહ્મન્નાં શસ્ત્રો સાથે, બ્રહ્મન્ના રૂપે અને બ્રહ્મન્ બનીને યજ્ઞમાં આવ.' ક્ષત્રે જવાબ આપ્યો કે, 'ભલે'; અને તેનાં પોતાનાં શસ્ત્રો આઘાં મૂકીને બ્રહ્મન્નાં શસ્ત્રો લઇ, બ્રહ્મન્ના રૂપે અને બ્રહ્મન્ બનીને તે યજ્ઞમાં ગયો. આથી હજી પણ યજ્ઞ કરવાના સમયે ક્ષત્રિય પોતાનાં શસ્ત્રો આઘાં મૂકીને બ્રહ્મનનાં શસ્ત્રો લઇ, બ્રહ્મન્ના રૂપે અને બ્રહ્મન્

---

૬૫૧ ઇ. સ્ટુ., પૃ. ૭૦.

૬૫૨ વિવિધ વિગતો માટે જુઓ ઇ. સ્ટુ., ૧૦, પૃ. ૭૧-૭૨.

૬૫૩ મૂરકૃત સે. ટે., પુ. ૧, પૃ. ૩૬૮.

બનીને યજ્ઞ કરવા બેસે છે.” આમ ક્ષત્રિય અને બ્રાહ્મણ વચ્ચે કોઈ જાતનો નૈસર્ગિક ભેદભાવ ન હતો, અને જીવનક્રમમાં તથા ધંધામાં ફેરફાર કરીને ક્ષત્રિય બ્રાહ્મણ થઇ શકતો અને બ્રાહ્મણ ક્ષત્રિય થઇ શકતો. “ઐતરેયબ્રાહ્મણ,” ૭, ૨૩૧ માં આવો જ વિચાર દર્શાવેલો છે :– “તે રાજા દીક્ષમાણ થાય છે ત્યારે બ્રાહ્મણની સ્થિતિ પ્રાપ્ત કરે છે.” તે જ પ્રમાણે “શતપથબ્રાહ્મણ” ( ૩, ૨, ૧, ૩૯ અને આગળ ) પણ આવો અભિપ્રાય દર્શાવે છે. આવી જાતના આધારો ઉપરથી વેબરે આવો નિર્ણય કરેલો છે :– “આમ દરેક રાજન્ય અને વૈશ્ય દીક્ષાથી યજ્ઞની મુદતને માટે બ્રાહ્મણ બને છે, અને તેને તે રીતે સંબોધવામાં આવે છે.” ( પૃ. ૧૭. ) વળી, “શતપથબ્રાહ્મણ” ( ૧૩, ૪, ૧, ૩ )માં આમ કહ્યું છે :– “જે કોઈ યજ્ઞ કરે છે તે જાણે કે બ્રાહ્મણ થયા પછી તેમ કરે છે.” તે જ પ્રમાણે “શ્રૌતસૂત્ર” ૬, ૪, ૧૨ માં કાત્યાયન આમ કહે છે :– “વૈશ્યને તેમ જ રાજન્યને ઉદ્દેશીને ‘બ્રાહ્મણ’ શબ્દ ઉચ્ચારવાનો છે.” અને તેના સંબંધમાં ભાષ્યકાર આવી ટીકા કરે છે :– “વૈશ્યના તેમ જ રાજન્યના યજ્ઞના સમયે પણ ‘આ બ્રાહ્મણને દીક્ષા અપાઈ છે’ એ સૂત્ર ઉચ્ચારવાનું છે–‘આ રાજન્યને કે આ વૈશ્યને દીક્ષા અપાઈ છે’ એવું સૂત્ર ઉચ્ચારવાનું નથી.”[૬૫૪]

સંઘનો પાયો શોધવાનો પ્રયત્ન આપણે કરી રહ્યા છીએ તે બદલની ચાવી કદાચ “કૌશિતકી”, ૫૫ માંના ઉક્ત ફકરાથી આપણને મળી રહે છે. પુરોહિતના કર્તવ્ય માટે આવશ્યક જ્ઞાન, એ જ ઉક્ત પાયો છે. આથી કરીને તે સમયે બ્રાહ્મણસમાજ પુરોહિતોનો સંઘ હતો, એમ કહી શકાય. જે પ્રમાણે ધંધાની શ્રેણીમાં અમુક ઠરેલી પદ્ધતિથી જ નવા સભાસદને દાખલ કરી શકાતો ( જુઓ પૃ. ૩૭ ) તે જ પ્રમાણે ગુરુની પાસે અમુક મુદત સુધી શિક્ષણ લીધા પછી જ શિષ્યથી પુરોહિતસંઘમાં દાખલ થઇ શકાતું. સૂત્રોના લેખકોએ આ

---

૬૫૪ સરખાવો મૂરકૃત સે. ટે., પુ. ૧, પૃ. ૩૬૯ અને પાદલેખ.

વાત ખાસ દર્શાવેલી છે. દાખલા તરીકે, આપસ્તંબ આમ કહે છેઃ– "તે (આચાર્ય) તેને (શિષ્યને) પવિત્ર જ્ઞાન(ના દાન)થી બીજી વાર જન્મ લેવડાવે છે" (સે. બુ. ઈ., ૨, પૃ. ૩); તેમ જ "આ (બીજો) જન્મ ઉત્તમોત્તમ છે"; "પિતા અને માતા કેવળ દેહ ઉત્પન્ન કરે છે" (સે. બુ. ઈ., ૨, પૃ. ૩) વળી, "જેના પિતા અને પિતામહ દીક્ષિત ન હોય તે (અને તેના બે પૂર્વજો) બ્રાહ્મણનો વધ કરનારા કહેવાય છે. તેમની સાથે વ્યવહાર, ભોજન અને પરસ્પરલગ્ન ન કરવાં જોઇએ" (સે. બુ. ઇ., ૨, પૃ. ૫). "યજ્ઞોપવીતનું ધારણ કર્યા પહેલાં કોઈ (બાળક)થી કોઈ પણ ધાર્મિક ક્રિયા થઇ શકે નહિ; કારણ કે, વેદમાંથી તેનો (નવો) જન્મ થતા પહેલાં તે શૂદ્ર સમાન છે" (સે. બુ. ઈ., ૨, પૃ. ૧૦). આમ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવા માટે દીક્ષા આવશ્યક હતી, પણ જન્મસ્થિતિ આવશ્યક ન હતી. ગુરુ અને શિષ્ય વચ્ચેના સંબંધનું નિયમન કરનારા વિસ્તૃત વિધિઓનો યથાયોગ્ય ખુલાસો એ રીતે આપણને મળી રહે છે.

શ્રેણી સાથેની સરખામણીમાં આપણે વધુ એક ડગલું આગળ વધી શકીએ. જેમ વણકરો, હજામો, કુંભારો અને ઘાંચીઓ જેવા ધંધાદારીઓની શ્રેણીઓ છેવટે 'વર્ણ' રૂપે પરિવર્તન પામી હતી તેમ પુરોહિતસંઘ પણ અંતે 'બ્રાહ્મણવર્ણ' રૂપે પરિવર્તન પામ્યો હતો. પ્રાચીન કાળમાં એ ધંધાદારીઓની 'શ્રેણીઓ' વિષે આપણા વાંચવામાં આવે છે, અને હાલના જમાનામાં તેમના પ્રતિનિધિ તરીકે તેમના 'વર્ણો' આપણા જોવામાં આવે છે. પ્રાચીન શ્રેણીઓના સભાસદ થવા માટેની લાયકી જન્મને અનુસરીને ગણાતી હતી, એવું કથન આપણા ગળે ઊતરી શકે તેમ હોય તો પછી પ્રાચીન બ્રાહ્મણવર્ગની બાબતમાં પણ તેમ આપણે માની શકીએ.

આપણા મગજમાં પૂર્વગ્રહ બંધાયો હોય તે દૂર કરવો, અને પ્રાચીન પરિસ્થિતિની સાથે અર્વાચીન વિચારોની સેળભેળ કરતાં સંભાળવું, એ જરૂરનું છે. વળી, આપણા દૃષ્ટિકોણને પણ જરા

બદલવાની જરૂર રહે છે. 'બ્રાહ્મણો જ પુરોહિતો થઈ શકે', 'બ્રાહ્મણો જ વેદો શીખવી શકે', એવુંએવું કહેવાની ટેવ આપણને પડી ગઈ છે. પરંતુ 'જેઓ વેદનું જ્ઞાન ધરાવતા હોય અને પુરોહિતનું કામ કરી શકતા હોય તેઓ જ બ્રાહ્મણ કહેવાય' એવું આપણે કહેવું જોઈએ. જે વેદનો અભ્યાસી હોય ને પુરોહિત હોય તે બ્રાહ્મણ ગણાય; પણ બ્રાહ્મણ જ વેદનો અભ્યાસી ને પુરોહિત હોઈ શકે, એમ ન ગણાય. વળી, તે સમયના બ્રાહ્મણો માત્ર પુરોહિતનું જ કામ કરતા નહિ. આપણે જોઈ ગયા છીએ તેમ, કેટલાક બ્રાહ્મણો લડાયક ધંધો પણ કરતા, અને બીજા બ્રાહ્મણો બીજા ધંધા પણ કરતા જ હોવા જોઈએ. પરંતુ શસ્ત્રો રાખવાની બંધી "કૌશિતકી"માં ઉલ્લેખેલી છે તે આ બાબતમાં ધીમેધીમે મૂકાયેલાં બંધનનો દાખલો પૂરો પાડે છે, એમ માની શકાય. અહીં પણ દૃઢતર સંઘ સિદ્ધ કરવાના ઉપર્યુક્ત જિગરના પ્રયત્નની ઝાંખી થાય છે.

**તે સમયે પણ સંઘ ચુસ્ત ન હતો.**

તે સમયે પણ 'પુરોહિતસંઘ'માં બીજા કોઈથી દાખલ થઈ શકાય નહિ, એવો સામાજિક નિષેધ ઉદ્ભૂત થયો ન હતો. તેમના વંશજોનું તો તે ખાસ લક્ષણ થઈ પડયું છે, એમ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. તે સમયના પુરોહિતો તમામ પ્રકારના લોકો સાથે લગ્નનો વ્યવહાર છૂટથી રાખતા. શૂદ્રની કન્યાને પણ તેઓ પરણતા. અલબત્ત, "ગોભિલ", ૩, ૨, ૪૨ વગેરેના તથા વત્સની વાર્તા ઇત્યાદિના આધારે કહી શકાય છે તેમ, શૂદ્રો સાથેના લગ્નવ્યવહાર બદલ અણગમો જાહેર થતો; પણ તેવા લગ્ન બદલ સ્પષ્ટ નિષેધ તો થયો જ ન હતો (પૃ. ૭૩–૭૪). તમામ હકીકતનો વિચાર કરીને છેવટે વેબરે એવો નિર્ણય કર્યો છે કે, જે 'રક્તશુદ્ધિ'ની બાબતમાં પાછળના સમયમાં અનેક બંધનો, નિષેધો ઇત્યાદિ નંખાયેલાં હતાં તે રક્તશુદ્ધિના સંબંધમાં તે સમયે સખ્ત નિયમ ઠરેલો ન હતો.[૬૫૫]

---

૬૫૫ ઇ. સ્ટુ., પુ. ૧૦, પૃ. ૭૫.

આમ, પુરોહિતસંઘ એટલો ચુસ્ત ન હતો કે, તેમાં બીજો કોઈ પણ માણસ દાખલ ન થઈ શકે. તેને ચુસ્ત બનાવવાના પ્રયત્ન થયેલા આપણા જોવામાં, અલબત્ત, આવે છે; પણ એ બાબતના જે નિયમો ઠરેલા હતા તે સૌને અવશ્ય બંધનકર્તા ન હતા; અને તેમનો અમલ બળજબરીથી કરાવવામાં આવતો પણ નહિ. રૂઢિથી ઠરેલાં કર્તવ્યોનો ભંગ થયેલો જણાતો તો તે બદલ કાંઈક પ્રાયશ્ચિત કરાવવામાં આવતું. ઠરેલી ફરજો બજાવવામાં બેદરકારી ચાલૂ રહેતી જોવામાં આવતી તો પછી જ્ઞાતિબહાર મૂકવાની શિક્ષા પણ કરવામાં આવતી તો પણ ફરીથી જ્ઞાતિમાં દાખલ થવા માટેની રીતિ અતિશય સરળ રખાયેલી હતી.[૬૫૬]

અત્યારસુધીમાં આપણે 'પુરોહિતસંઘ' કહેતા આવ્યા છીએ. પણ ખરૂં જોતાં આપણે 'પુરોહિતસંઘો' કહેવું જોઇએ; કારણ કે, દેશના વિવિધ ભાગોમાંના તમામ બ્રાહ્મણોનો એક જ સંઘ હતો, એમ આપણાથી માની શકાતું નથી. તેમના ઉદ્દેશોમાં, તેમનાં કર્તવ્યોમાં અને તેમના જીવનની રહેણીકરણીમાં સાધારણતઃ કાંઇક મળતાપણું હશે તો પણ, વધારે સંયુક્ત પ્રકારની સંસ્થામાં તો અમુક-અમુક અનુકૂળ સભ્યોનો જ મેળ પડી શકે, એ સ્પષ્ટ છે. ખરૂં જોતાં એમ જણાય છે કે, તે સમયે બ્રાહ્મણોના અનેક સંપ્રદાયો પ્રચલિત હતા; જેમ કે, યજુર્વેદી, માધ્યંદિન, મૈત્રાયણી, ઋગ્વેદી, આપસ્તંબ, આપસ્તંબ હિરણ્યકેશી, વગેરે વગેરે. આ નામો જ એમ બતાવી આપે છે કે, વેદનાં જે વિધાનો વિષે તેમને વિશ્વાસ હતો તેમની સાથે આ ભેદમૂલક તત્ત્વો સંબંધ ધરાવતાં હતા. પુરોહિતસંઘનો પાયો પુરોહિતની વંશપરંપરા નથી પણ તેનું જ્ઞાન છે, એવો જે સિદ્ધાંત પ્રથમ આપણે પ્રતિપાદિત કરી ગયા તેને ઉપર્યુક્ત હકીકતથી એક રીતે અનુમોદન મળે છે. શાખા અને ચરણ પ્રમાણે બ્રાહ્મણોમાં ભેદ પડવાની પદ્ધતિ ઉપરથી પણ આવો જ નિર્ણય થઈ શકે છે.

---

૬૫૬ ઈં. એ., પુ. ૧૦, પૃ. ૧૦૨.

**ક્ષત્રિયો :**— વેબરે "ઈ. સ્ટુ.," ૧૦, પૃ. ૨૬ થી ૩૫ સુધીમાં જે મૂળ ઊતારાઓ આપેલા છે તેથી એમ ખાતરી થાય છે કે, ક્ષત્રિયોનો પોતાનો પણ વર્ગ બંધાયેલો હતો. બ્રાહ્મણોની સાથેસાથે ક્ષત્રિયો પણ બીજા વર્ગોના અધિકારથી જૂદી જાતના અધિકાર ભોગવતા હતા, એમ અનેક સ્થળે લખાયેલું છે. અલબત્ત, તેઓ ઉમરાવવર્ગના–પ્રાચીન જાતિઓના નાયકોના વંશજો–હતા; પણ તેમના વાડામાં કોઈ દાખલ થઈ શકતું નહિ, અથવા તેવી જાતનો સામાજિક નિષેધ તેમનામાં પ્રચલિત હતો, એવું માનવાને કાંઇ કારણ નથી. અલબત્ત, દરજ્જાની સાંકળથી તેઓ સંઘ રૂપે સંકળાયેલા હતા; પણ તેમનો સંઘ બ્રાહ્મણોના સંઘની પેઠે તે સમયે પણ ચુસ્ત બની રહેલો ન હતો. બ્રાહ્મણો પ્રગત થતા ગયા તેમતેમ તેઓ પણ પ્રગત થતા ગયા હતા; અને, પછીથી આપણે જોઇશું તેમ, સર્વોપરિતા પ્રાપ્ત કરવાની બાબતમાં તેઓ બ્રાહ્મણોની સાથે લાંબા વખત સુધી હરીફાઇ કરી રહ્યા હતા. આ બે વર્ગોની પ્રગતિ લગભગ એકસરખી ધાટીએ થયેલી છે, એટલે ક્ષત્રિયોની બાબતમાં અલાહેદું વિગતવાર વર્ણન અહીં આપવાની જરૂર રહેતી નથી.

**વૈશ્યો :**— સામાન્ય જનસમૂહ વૈશ્યોનો બનેલો ગણાતો, અને તેમાંથી ઉપલા બે વર્ગો બંધાતા હતા.[૬૫૭] ઉપલા બે વર્ગોની અને તેમની વચ્ચેનો ભેદ દર્શાવનારા પરચુરણ નિયમો ઠરેલા હતા. નમૂના તરીકે એમાંના થોડાક નિયમો અહીં આપણે ઊતારીશું.

(૧) યજ્ઞના સ્થાનમાં બ્રાહ્મણને '**एहि**' શબ્દથી તથા વૈશ્યને અને ક્ષત્રિયને '**आगहि**' તથા '**आद्रव**' શબ્દથી ઉદ્દેશવામાં આવે છે ("શતપથબ્રાહ્મણ," ૧, ૧, ૪, ૧૨ ).

---

૬૫૭ સરખાવો "શતપથબ્રહ્મણ," ૧૧, ૨, ૭, ૧૬; ૧૨, ૭, ૩, ૮ તેમ જ "સા. ડૉ. મૉ. ગે.", પુ. ૫૧, પૃ. ૨૮૦ ઉપરનો ઓલ્ડન્બર્ગનો લેખ; સેનાર્ત, પૃ. ૧૫૩; ફિક, પૃ. ૧૬૩.

(૨) બ્રાહ્મણ ત્રણ પત્ની કરી શકે, ક્ષત્રિય બે પત્ની કરી શકે અને વૈશ્ય એક જ પત્ની કરી શકે (પૃ. ૨૧).

(૩) વિદ્યાર્થીજીવનની શરૂઆત કરવા માટેની ઉમ્મર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય બદલ અનુક્રમે ૮, ૧૧ અને ૧૨ વર્ષની છે. (સદર.)

(૪) બ્રાહ્મણની સાવિત્રી 'ગાયત્રી' છે; ક્ષત્રિયની સાવિત્રી 'ત્રિષ્ટુભ્' છે; વૈશ્યની સાવિત્રી 'જગતિ' છે. (પૃ. ૨૨.)

(૫) બ્રાહ્મણનો 'ઉપનયન' સંસ્કાર વસંતઋતુમાં થાય છે; ક્ષત્રિયનો ઉપનયનસંસ્કાર ગ્રીષ્મઋતુમાં થાય છે; વૈશ્યનો ઉપનયન-સંસ્કાર શરદ્ઋતુમાં થાય છે. (પૃ. ૨૨.)

(૬) ભિક્ષા માગવાના પ્રસંગે ઉચ્ચારના અનુક્રમે પ્રારંભમાં તથા મધ્યમાં તથા અંતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વિદ્યાર્થી '**भवंत**' શબ્દ વાપરે છે. (પૃ. ૨૨.)

(૭) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય માટે મકાનની જગ્યા અનુક્રમે ધોળી, લાલ અને પીળી જમીન છે.

(૮) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વિદ્યાર્થીના ઉપલા વસ્ત્ર, પવિત્ર કટિબંધ (**मेखला**) અને દંડ માટે બનાવટનાં વિવિધ સાધનો ઠરેલાં છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય અનુક્રમે શ્વેતવર્ણી, રક્તવર્ણી અને પીતવર્ણી ગણાય છે, એવી માન્યતામાં સ્થૂળ સત્ય નથી તેમ આ અને આવાં બીજાં ભેદદર્શક લક્ષણોમાં પણ સ્થૂળ સત્ય કદાચ નહિ હોય! (બીજા કેટલાક આધારભૂત લેખકો કહે છે કે, વૈશ્યો અને ક્ષત્રિયો અનુક્રમે શ્વેતવર્ણી અને શ્યામવર્ણી છે!)[૬૫૮] ઉક્ત ત્રણ

---

૬૫૮ આની સાબીતીની જરૂર હોય તો તે "આપસ્તંબ-ધર્મસૂત્ર"માંથી મળી આવે છે. બ્રાહ્મણે, ક્ષત્રિયે તથા વૈશ્યે વાપરવા યોગ્ય ચીજોનું વર્ણન કરીને પછી આપસ્તંબ કહે છે કે, 'વર્ણનો કાંઈ પણ ઉલ્લેખ કર્યા વગર કેટલાક લોકો કહે છે કે, (યજ્ઞસમયે

વર્ગો વચ્ચે અંતરાય ઊભા કરવા બદલનો બ્રાહ્મણલેખકોનો પ્રયત્ન એ નિયમોમાં દૃગ્ગોચર થાય છે; પણ તેની સાથેસાથે એમ પણ સ્પષ્ટ રીતે સાબીત થાય છે કે, તે વખતના પ્રચલિત ભેદ અતિદૃઢ ન હતા.

પરંતુ સિદ્ધાંતની દૃષ્ટિએ તેમ જ અનેક અંશે વ્યવહારની દૃષ્ટિએ વૈશ્યોને બ્રાહ્મણોથી તથા ક્ષત્રિયોથી જૂદા પાડવામાં આવ્યા હતા તો પણ, તેમનો સંઘ સવર્ણ હતો, એમ માનવાને કાંઈ કારણ નથી. તેમની સંખ્યા એટલી મોટી હતી, અને તેમના વિભાગો એટલા વિવિધ હતા, કે તેમનું સંઘાત્મક સ્વરૂપ સચવાઈ રહી શકે નહિ; અને જન્મના કારણે તેઓ શૂદ્રથી જૂદા પડતા હતા તો પણ, વિવિધ ધંધા કરનારા અને વિવિધ રહેણીકરણીવાળા લોકોના વિવિધ સમૂહોના સંઘ તરીકે તેઓ ચાલૂ રહ્યા હતા. પાછળના સમયમાં જ એ વિવિધ સમૂહોને સંઘાત્મક સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. આ બાબતની ચર્ચા હવેપછી કરવામાં આવશે.

**શૂદ્રો:**—શરૂઆતના સમયમાં આર્ય અને દાસ વચ્ચે જે સ્પર્ધા ચાલી રહેલી હતી તે પાછળના પ્રસ્તુત સમયમાં આર્ય અને શૂદ્ર વચ્ચે ચાલી રહી હતી. ( આવી સ્પર્ધા સ્પષ્ટ રીતે બતાવી આપનારા ઊતારાઓ માટે તેમ જ શૂદ્ર અને આર્ય વચ્ચેના લાક્ષણિક કલહના વર્ણન માટે જુઓ "ઈ. સ્ટુ.," ૧૦, પૃ. ૫ અને આગળ.) એ બેની વચ્ચેના મતભેદને વૃદ્ધિગત કરવાના વિશિષ્ટ પ્રયત્નો થએલા જણાય છે. એવું ઠરેલું જણાય છે કે, પવિત્ર અગ્નિ પાસે જવાનો ( અર્થાત્, યજ્ઞ કરવાનો ) કે પવિત્ર ધર્મગ્રંથો વાંચવાનો અધિકાર

---

વાપરવા યોગ્ય ગણાય એવો ) વિદ્યાર્થીનો દંડ ઝાડના લાકડાનો બનાવેલો હોવો જોઈએ." ( સે. બુ. ઈ., ૨, પૃ. ૯. ) વળી, "મેષચર્મ તમામ વર્ણના લોકો માટે પહેરવા યોગ્ય છે." ( સે. બુ. ઈ., ૨, પૃ. ૧૦. )

શૂદ્રોનો નથી. (સદર, પૃ. ૧૧.) તેમ છતાં પણ શરૂઆતના ગ્રંથોમાં આવો હક્ક સ્થાપિત કરનારા ઉલ્લેખો જોવામાં આવે છે. (સદર, પૃ. ૧૨.) ભાષ્યકાર એવી ટીકા કરે છે કે, આવા ઉલ્લેખોમાંનો 'શૂદ્ર' શબ્દ 'રથકાર'ના અર્થમાં લેવાનો છે. વેબર કહે છે તેમ, શૂદ્રનો આ મર્યાદિત અર્થ ગૌણ પ્રકારનો છે અને ઉપર્યુક્ત પ્રયત્નોનો પૂરાવો પૂરો પાડે છે. વળી, મૃતદેહને અગ્નિસંસ્કાર કરવાનો અધિકાર શૂદ્રોને આપેલો નથી. તેમ છતાં પણ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તેમ જ શૂદ્રો પરત્વે મૃતદેહ ઉપરના ચણતરનાં માપ પ્રાચીન ગ્રંથોમાં ઠરેલાં જોવામાં આવે છે. અહીં રથકારનો અર્થ સમજવાનો છે, એવો જ ખુલાસો ભાષ્યકારો આપે છે, એટલું જ નહિ પણ તેઓ એક ડગલું આગળ વધીને હિંમતથી જણાવે છે કે, શૂદ્રના મૃતદેહ ઉપરના ચણતરનું માપ આમ ઉલ્લેખાયેલું છે:– "**परिमाण-प्रसंगात्**" (માપને ખાતર)! આપણે કહી ગયા છીએ કે, શૂદ્ર સાથેના લગ્ન બદલ ધીમેધીમે નિષેધ દાખલ થતો ગયો હતો.

આર્યો પૈકી એક તરફથી બ્રાહ્મણો તથા ક્ષત્રિયો અને વૈશ્યો તથા બીજી તરફથી શૂદ્રો વચ્ચેનું અંતર વધતું જતું હતું, એમ આથી જણાઇ આવે છે. શૂદ્રો કહેવાતો પચરંગી જનસમૂહ સંઘના સ્વરૂપનો ન હતો તેમ એકંદર આર્ય પ્રજા પણ તેવા સ્વરૂપની ન હતી; એમ કહી શકાય.

[૩]

આર્યો અને શૂદ્રો વચ્ચેના સામાજિક અંતરાય પાછળના સમયમાં વધતા ગયા. પ્રથમ તો આપણે ખોરાકની વાત કરીશું.

**પાછળના સમયમાં બ્રાહ્મણો અને શૂદ્રો વ-**

"આપસ્તંબધર્મસૂત્ર" માં કહ્યું છે કે, "(વિશ્વદેવના કામે વપરાતો ગૃહસ્થાશ્રમીનો) ખોરાક પહેલા ત્રણ વર્ણોના લોકોની દેખરેખ નીચે શૂદ્ર તૈયાર કરી શકે."[૬૫૯] એમ સ્પષ્ટ રીતે

૬૫૯ સે. બુ. ઇ., ૨. પૃ. ૧૦૪.

**એનો ભેદ ધીમે ધીમે વધતો ગયો.** કહેલું છે કે, "આવો ખોરાક દેવાને માટે લાયક છે," તેમ જ "કુટુંબનાં પતિ અને પત્ની, ધણી અને ધણિયાણી" તે ખાતાં. આથી એમ જણાઈ આવે છે કે, પહેલાંના વખતમાં બ્રાહ્મણો શૂદ્રોએ આપેલો ખોરાક છૂટથી ખાતા. પરંતુ એ જ ગ્રંથમાં આવું ધોરણ ઠરાવેલું છેઃ– "કેટલાકના કહેવા પ્રમાણે કોઈ પણ વર્ણના, શૂદ્રો સિવાયના ( જે લોકો ) પોતાને માટે ઠરેલાં ધોરણોને અનુસરતા હોય ( તેમણે આપેલો ખોરાક ) ખાઈ શકાય."[૬૬૦] તેમ છતાં પણ જૂના રિવાજનો અવશેષ "ગૌતમધર્મસૂત્ર", ૧૭ માં જળવાઈ રહેલો છે.[૬૬૧] તેમાં એમ કહ્યું છે કે, "ગુજરાનનાં સાધન બીજી રીતે (મળી) શકે નહિ તો શૂદ્ર પાસેથી ( તે લઇ શકાય)." બ્રાહ્મણો અને શૂદ્રો વચ્ચે ધીમેધીમે કેવો સખ્ત અંતરાય નાખવામાં આવતો રહ્યો હતો તેનો ખ્યાલ આવા નિયમો ઉપરથી આવી શકે છે. શરૂઆતમાં જે બાબતની પૂરતી છૂટ અપાયેલી હતી તે બાબતમાં પાછળથી ખાસ જરૂરી પ્રસંગે જ છૂટ અપાતી થઇ હતી; અને એવી છૂટ ધીમેધીમે સદંતર બંધ કરવા તરફ સાધારણ રીતે વલણ રહેતું સ્પષ્ટ જણાતું હતું. સ્પર્શાસ્પર્શનો સિદ્ધાંત પણ ધીમેધીમે ઘુસતો ગયો હતો. "આપસ્તંબધર્મસૂત્ર" માં આમ કહ્યું છેઃ– "તેના (બ્રાહ્મણના) ભોજન દરમ્યાન કોઈ શૂદ્ર તેને અડકે ( તો તેણે ભોજન કરવાનું છોડી દેવું )."[૬૬૨] વળી, "અશુદ્ધ શૂદ્રે જે આણ્યું હોય (તેને તેનો સ્પર્શ થયો હોય કે ન થયો હોય તો પણ ) તે ખાવું જોઈએ નહિ."[૬૬૩] "ગૌતમધર્મસૂત્ર" માં એમ પણ ઠરા-

---

૬૬૦ સે. બુ. ઈ., ૨. પૃ. ૧૦૪. વળી સરખાવો "મનુસંહિતા," ૪, ૨૧૧; "વસિષ્ઠધર્મસૂત્ર," ૧૪; "વિષ્ણુસંહિતા," ૪૧, ૧૩–૧૪.

૬૬૧ સદર, પૃ. ૨૬૫.

૬૬૨ સદર, પૃ. ૬૧. ૬૬૩ સદર, પૃ. ૬૦.

વેલું છે કે, સ્નાતકે "શૂદ્રે આપેલું પાણી મોંએ અડાડવું પણ ન જોઈએ."[૬૬૪]

ત્યારપછી લગ્નનો પ્રશ્ન આપણે વિચારીશું. આપણે પ્રથમ કહી ગયા છીએ કે, આવાં લગ્ન બદલ સ્પષ્ટ નિષેધ ન હતો તો પણ સાધારણ રીતે લોકોને તે બદલ વિરોધ હતો. પરંતુ પાછળથી ધીમેધીમે આ બાબતમાં સ્પષ્ટ નાલાયકીઓ ટરતી ગઈ. "જેની એકાકી પત્ની શૂદ્ર સ્ત્રી હોય" તેને શ્રાદ્ધના પ્રસંગે જમાડી શકાય નહિ.[૬૬૫] તે જ ગ્રંથના આધારે, મરણ પામેલો જે બ્રાહ્મણ પોતાની પાછળ (બીજું) પુરુષ સંતાન મૂકતો ગયો ન હોય તેની (મિલ્કતમાંથી) માત્ર ગુજરાનનું સાધન તેની શૂદ્ર પત્નીથી થયેલા તેના પુત્રને મળી શકે. આખરે આવાં લગ્ન સદંતર બંધ થઈ ગયાં. વસિષ્ઠ કહે છે કે,

"કેટલાક લોકો કહે છે કે, તે (અન્ય બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈસ્ય સ્ત્રીની) માફક શૂદ્ર વર્ણની સ્ત્રીને પણ વેદોચ્ચાર વગર (દ્વિજ પરણી શકે). તેણે એમ ન વર્તવું જોઈએ; કારણ કે, આવા (લગ્ન) ના પરિણામમાં કુળની અવનતિ અવશ્ય થવા પામે છે, અને મૃત્યુ પછી સ્વર્ગ મળતું નથી."[૬૬૬]

મનુ પણ આવું જ કહે છે:– "બ્રાહ્મણની કે ક્ષત્રિયની પત્ની[૬૬૭] તરીકે શૂદ્ર સ્ત્રીનો ઉલ્લેખ કોઈ (પ્રાચીન) વાર્તામાં પણ કરવામાં આવેલો નથી; તેઓ (ભારેમાં ભારે) દુઃખી જીવન ગાળતાં. જે દ્વિજો ભૂલથી અધમ (શૂદ્ર) વર્ણની સ્ત્રીને પરણે છે તેઓ પોતાનાં કુટું-બોને તેમ જ સંતાનોને શૂદ્રોની સ્થિતિમાં અવનત કરે છે.

---

૬૬૪ સદર, પૃ. ૨૨૦. ૬૬૫ ગૌતમ, ૧૫, ૧૯; સે. બુ. ઈ., ૨, ૨૫૮.

૬૬૬ સે. બુ. ઈ., પુ. ૧૪, પૃ. ૫–૬.

૬૬૭ ભાષાંતરકારે આ શબ્દની પહેલાં 'પ્રથમ' શબ્દ ઉમેર્યો છે; પણ મૂળ લખાણમાંથી આને માટે કાંઇ આધાર મળતો નથી.

"અત્રિ અને ઉતથ્યનો પુત્ર (ગૌતમ) કહે છે તેમ, જે શૂદ્ર સ્ત્રીને પરણે છે તે, સૌનકના કહેવા પ્રમાણે, પુત્રજન્મ થતાં, અને ભૃગુના કહેવા પ્રમાણે જેને (શૂદ્ર સ્ત્રીથી)[૬૬૮] (પુરુષ) સંતાન થાય છે તે, જ્ઞાતિબહિષ્કૃત થાય છે. જે બ્રાહ્મણ શૂદ્ર પત્ની સાથે સૂશે તે (મૃત્યુ પછી) નરકમાં પડશે; તેનાથી તેને સંતાન થશે તો તે બ્રાહ્મણ-પદમાંથી ચ્યુત થશે. મુખ્યતઃ (શૂદ્ર પત્નીની) મદદથી દેવોના, પિતૃઓના અને અભ્યાગતોના માનમાં જે માણસ વિધિ કરશે તેનો હવિ પિતૃઓ અને દેવો આરોગશે નહિ, અને આવો (માણસ) સ્વર્ગે જશે નહિ. શૂદ્ર (સ્ત્રી)ના ઓઠની ભીનાશનું પાન જે (માણસ) કરે, તેના શ્વાસથી જે અભડાય, અને તેનાથી જેને પુત્ર થાય, તેને માટે કોઈ પણ જાતનું પ્રાયશ્ચિત્ત ઠરેલું નથી."[૬૬૯]

આમ બ્રાહ્મણોએ પોતાની અને શૂદ્રોની વચ્ચે અભેદ્ય અંતરાયો ઊભા કર્યાં હતા. શૂદ્રની સાથે લગ્ન કરી શકાય નહિ તેમ જ તેમણે રાંધેલો ખોરાક પણ ખાઇ શકાય નહિ. તેમને અડકવામાં પણ અશુદ્ધિ ગણાય. આમ સામાજિક દૃષ્ટિએ અતડા રહેવાનું બ્રાહ્મણોએ ઠરાવ્યું તેમાં પણ આગળ વધીને અંતરાયો વધારતાંવધારતાં છેવટે તેઓ હાલ જોવામાં આવતા ચુસ્ત સંઘના રૂપમાં ફેરવાઈ ગયા. જે સિદ્ધાંતોને અનુસરીને તેઓ શૂદ્રોથી એકદમ અલગ પડી ગયા તે જ સિદ્ધાંતો બીજા વર્ગોને (ક્ષત્રિયોને અને વૈશ્યોને) ધીમેધીમે લાગૂ પાડવામાં આવ્યા. આખરે તેઓ પોતાને અપૂર્વ પ્રકારના માણસો ગણવા લાગ્યા અને એવો સિદ્ધાંત હિંમતથી ઠોકી બેસાડવા લાગ્યા કે, "જન્મથી જ બ્રાહ્મણ બનાય છે, અને બીજા કોઈ વર્ગના કોઇ પણ માણસથી તેમાં દાખલ થઈ શકાય નહિ." આથી બ્રાહ્મણોનો અંતિમ વિજય કરાવનાર આ મહત્ત્વની બાબતનો વિચાર હવે આપણે કરીશું.

---

૬૬૮ ભાષાંતરકારે 'ફક્ત' શબ્દ ઉમેર્યો છે; પણ મૂળ લખાણમાંથી આને માટે કાંઇ આધાર મળતો નથી.

૬૬૯ સે. બુ. ઇ., પુ. ૨૫, પૃ. ૭૮–૭૯

[ ૪ ]

**બ્રાહ્મણોના ઈલા- આમાં ક્રમશઃ વૃદ્ધિ; સંઘના પાયા તરીકે જન્મ.**

જન્મથી જ બ્રાહ્મણ બનાય છે, એ સિદ્ધાંત ધીમેધીમે વૃદ્ધિગત થયો હતો. વેદમાં કે બ્રાહ્મણગ્રંથોમાં આવો કોઇ સિદ્ધાંત જણાતો જ નથી. આપણે પ્રથમ કહી ગયા તેમ, કેટલાક ગ્રંથો તો એમ જ કહે છે કે, આ બાબતનું નિર્ણાયક તત્ત્વ જન્મ નથી પણ જ્ઞાન છે. આ બાબતના વિચારોમાં ફેરફાર કેવી રીતે થયો તે વિશ્વામિત્રની અને જનકની વાત મતંગની વાત સાથે સરખાવતાં સારી રીતે સ્પષ્ટ થાય છે. પ્રાચીન સાહિત્યમાં લખ્યું છે કે, વિશ્વામિત્ર અને જનક મૂળે રાજન્યવર્ગના હતા તો પણ તપથી અને વિદ્યાથી બ્રાહ્મણ બન્યા હતા.[૧૭૦] મતંગની વાત[૧૭૧] એમ સ્પષ્ટ કરે છે કે, બીજા વર્ગોના લોકો બ્રાહ્મણ થવા માટે ગમે તેટલા ભારે પ્રયત્ન કરતા તો પણ, તેઓ તેમાં ફાવી શકતા નહિ. વાર્તામાં ઇંદ્રના મુખમાંથી આવા શબ્દો નીકળેલા છેઃ– "એક હજાર જન્મ લીધા પછી જ ચંડાલ શૂદ્ર થઇ શકે; તેનાથી ત્રીસ ગણી મુદતે જ શૂદ્ર વૈશ્ય થઈ શકે; તેનાથી સાઠ ગણી મુદતે જ વૈશ્ય રાજન્ય થઇ શકે; તેનાથી સાઠ ગણી મુદતે જ રાજન્ય બ્રાહ્મણ થઈ શકે; વગેરે વગેરે." આ શબ્દોની બાબતમાં મૂર આવી ટીકા કરે છેઃ—

"જન્મો પછી જન્મો લીધા વગર ક્ષત્રિયથી બ્રાહ્મણ થઇ શકાય નહિ, એ સૂત્ર વિશ્વામિત્ર, વીતહવ્ય વગેરેની વાતોનો કટ્ટો વિરોધ કરે છે."

આ સિદ્ધાંત ધીમેધીમે આગળ ધપ્યો, અને પછી એમ ઠર્યું કે, સંતાનને બ્રાહ્મણ ગણી શકાય તેટલા માટે તેનાં માબાપ પણ બ્રાહ્મણ હોવાં જોઈએ. મિશ્ર લગ્નના સિદ્ધાંતનો મેળ આ સિદ્ધાંતની

---

૧૭૦ વિગતો માટે જુઓ મૂરકૃત સે. ટે., પુ. ૧, પૃ. ૩૩૭–૪૩૦.

૧૭૧ સદર, પૃ. ૪૪૦ અને આગળ.

સાથે કેવી રીતે પડી શકતો, તે સમજવું મુશ્કેલ થઇ પડે છે. દાખલા તરીકે, જે બાળકનો બાપ બ્રાહ્મણ હશે અને જેની મા ક્ષત્રિય હશે તે બાળકની શી સ્થિતિ થતી હશે? સિદ્ધાંતગ્રંથોને આવા પ્રશ્નોનો જવાબ આપવામાં કાંઇ મુશ્કેલી નડે તેમ નથી. જેમ મિશ્ર લગ્નથી ઉત્પન્ન થયેલા દરેક બાળકને માટે તેઓ જૂદો વર્ણ ઠરાવે છે તેમ આ બાબતમાં પણ તેઓ ઠરાવે છે. (સરખાવો ગૌતમ, ૪, ૧૬ વગેરે.) પરંતુ આવા મનમાન્યા સિદ્ધાંતોને માટે પૂરાવાનો આધાર મળતો નથી. દાખલા તરીકે, યવનોને ક્ષત્રિય પિતાથી શૂદ્ર માતાને થયેલાં સંતાનો તરીકે ગણાવેલા છે! (ગૌતમ, ૪, ૨૧.)

ખરી વાત એમ છે કે, આ બાબતમાં પણ બ્રાહ્મણોનો ઇલાખો વધતો ગયો હતો. "મહાભારત"માંના એક શ્લોકમાં એમ કહ્યું છે કે, કોઇ પુત્રની માતા ક્ષત્રિય કે વૈશ્ય વર્ણની હોય તો પણ તેનો પિતા બ્રાહ્મણ હોય તો તે બ્રાહ્મણ ગણાય (૧૩, ૪૭, ૧૭). પણ "મનુસંહિતા" (૧૦, ૬)માં એમ કહ્યું છે કે, "પોતાથી ઊતરતા વર્ણની પત્નીથી દ્વિજ પુરુષને થયેલા પુત્રો (તેમના પિતા) જેવા (પણ) તેમની માતામાંની કુદરતી ખોડને લીધે દૂષિત ગણાય છે."[૬૭૨] જે સિદ્ધાંતથી છેવટે આવાં સંતાનોને પિતાની પદવી મળતી બંધ થઈ તેની પ્રગતિનું આ પહેલું પગથિયું હતું. બ્રાહ્મણોના આ ઇલાખા જે વિચિત્ર રીતે ક્રમશઃ સ્થપાયા તેનો ઉત્તમોત્તમ દાખલો "ગૌતમ, ૪, ૨૨, ૨૩" પૂરો પાડે છે. ટીકાકારે સમજુતી આપી છે તેને અનુસરીને આ ફકરાઓનો પૂર્ણ સારાંશ અહીં આપણે આપીશું (સે. બુ. ઈ., ૨, પૃ. ૧૯૯):– "બ્રાહ્મણની ક્ષત્રિય પત્નીથી જન્મેલી સવર્ણ સ્ત્રી બ્રાહ્મણને પરણે, અને તે જ પ્રમાણે સાત પેઢી સુધી તેવી સ્ત્રીના વંશની સ્ત્રીઓ લગ્ન કરે, તો તેવી સાતમી પેઢીની સ્ત્રીને તેના બ્રાહ્મણ પતિથી જે સંતાન થાય તે બ્રાહ્મણના વર્ણ સમાન વર્ણનું ગણાય. તેવી જ રીતે ક્ષત્રિય પત્નીથી બ્રાહ્મણને થયેલો

---

૬૭૨ સે. બુ. ઇ., પુ. ૨૫, ૧૦, ૬,

સવર્ણ પુરુષ પાછો ક્ષત્રિય સ્ત્રીને પરણે, અને તેજ પ્રમાણે સાત પેઢી સુધી તેવા પુરુષના વંશજો લગ્ન કરે, તો તેવો સાતમી પેઢીનો વંશજ ક્ષત્રિય વર્ણનો ગણાય. ક્ષત્રિય વર્ણના પુરુષોને વૈશ્ય વર્ણની સ્ત્રીથી થયેલાં સંતાનોને, તેમ જ વૈશ્ય વર્ણના પુરુષોને શૂદ્ર વર્ણની સ્ત્રીથી થયેલાં સંતાનોને એ જ સિદ્ધાંત લાગૂ કરવો જોઇએ." ગૌતમ એમ પણ કહે છે કે, બીજા આચાર્યોનાં કથન પ્રમાણે, પાંચમી પેઢીએ આવા વર્ણભેદ સિદ્ધ થાય છે. શૂદ્ર બ્રાહ્મણની પદવી પ્રાપ્ત કરે, અને બ્રાહ્મણ શૂદ્રની પદવીએ અવનત થાય, એવી જાતના આ વર્ણભેદનો ઉલ્લેખ "મનુસંહિતા, ૧૦, ૬૪–૬૫"માં પણ થયો છે.

આમ ઉત્ક્રાંતિની પાયરીઓનું સંપૂર્ણ ચક્ર અહીં સિદ્ધ થાય છે. એટલું બેશક કહી શકાય છે કે, સૌથી પહેલાં ક્ષત્રિય કે વૈશ્ય કે શૂદ્ર સ્ત્રીથી બ્રાહ્મણને થયેલો પુત્ર બ્રાહ્મણવર્ણનો ગણાતો; પછી તેની એ પદવી ચાલૂ રહી તો પણ તેની સ્થિતિ ઊતરતા પ્રકારની ગણાવા લાગી; ધીમેધીમે આ બાબતમાં પણ સંપૂર્ણ નિષેધ દાખલ થયો. અલબત્ત, પુરુષના કે સ્ત્રીના વંશજોમાં પાંચ પેઢી સુધી બ્રાહ્મણનું લોહી વહેતું રહેતું તો તેનાથી મૂળ વર્ણમાં પાછા દાખલ થઇ શકાતું. ત્યારબાદ સાત પેઢીનું ધોરણ દાખલ થયું, અને છેવટે આ ધોરણને પણ એકદમ રદબાતલ કરવામાં આવ્યું. આમ, (૧) બ્રાહ્મણના પુત્ર સિવાયનો કોઈ પણ પુરુષ બ્રાહ્મણ હોઈ શકે નહિ, અને (૨) બ્રાહ્મણ પિતાના અને બ્રાહ્મણ માતાના પુત્ર સિવાયનો કોઈ પણ પુરુષ બ્રાહ્મણ થઈ શકે નહિ: એ બે બરોબરિયા સિદ્ધાંતો ક્રમશઃ સ્થાપિત થયા તેના પરિણામમાં છેવટે જેને 'બ્રાહ્મણ જાતિ' કહી શકાય તે ચુસ્ત સામાજિક સંઘ સ્થપાયો.

[ ૫ ]

બ્રાહ્મણવર્ણની આ ક્રમિક ઉત્ક્રાંતિની બાબતમાં કાલક્રમની નોંધ સુભાગ્યે જળવાઇ રહેલી છે. પાલિ ત્રિપિટકો (બૌદ્ધ સંપ્રદાયની

**વર્ણવ્યવસ્થાની પ્રગતિ વિષે બૌદ્ધ સાહિત્યનો પૂરાવો.**

ધારાપોથીઓ) આ પ્રશ્નની બાબતમાં રસિક માહિતી પૂરી પાડે છે, અને એ ગ્રંથો કયા સમયે લખાયેલા તે અંદાજે નક્કી કરવાનું સુંદર સાધન આપણને મળી રહે તેમ છે. આથી પ્રસ્તુત પ્રશ્નના સંબંધમાં આ સાહિત્ય શું કહે છે તે કાંઇક વિગતે આપણે તપાસીશું. મહત્ત્વના ગ્રંથોનો ટૂંક સાર શરૂઆતમાં આપણે નોંધીશું.

**જાતકો:—** (૧) "ભદ્દસાલ-જાતક"ની લાંબી પ્રસ્તાવનામાં એવી વાર્તા આપી છે કે, કોઈ શાક્ય અમીરને ગુલામની સ્ત્રીથી થયેલી વાસભખત્તિયા નામની પુત્રી સાથે કોસલનો રાજા પરણ્યો, અને આ વાતની ખબર પડી ત્યારે રાણીને તેમ જ તેના પુત્રને તેમની પદવી ઉપરથી ઊતારી પાડવામાં આવ્યાં. બુદ્ધ ભગવાન ગામમાં આવ્યા ત્યારે રાજાએ આ વાત તેમને કહી, એટલે બુદ્ધ ભગવાને આમ કહ્યું:—

"હે રાજા! શાક્યોએ કાંઈ ખોટું કર્યું નથી. તેઓ કોઈ સ્ત્રી આપવા માગતા હતા તો તેમણે પોતાના લોહીની કોઈ કન્યા આપવી જોઇતી હતી. પણ, હે રાજા! હું આમ કહું છું:-વાસભખત્તિયા રાજાની પુત્રી છે, અને અમીર રાજાના ઘરમાં તેને વિધિસર સિંચન થયેલું છે; વિડૂડભ પણ અમીર રાજાથી ઉત્પન્ન થયો હતો. જૂના જમાનાના ડાહ્યા પુરુષોએ કહ્યું છે કે, માતાના જન્મની શી ગણતરી છે? પિતાનો જન્મ જ માપ છે;[૧૭૩] અને લાકડા વીણનારી ગરીબ પત્નીને તેમણે રાણીની પદવી આપી; અને તેનાથી જન્મેલો પુત્ર બાર યોજનના વિસ્તારવાળા વારાણસીનો સર્વસત્તાધીશ થયો અને લાકડાં ઊંચકી લઈ જનારો રાજા કઠ્ઠવાહન થયો." ("જાતક", અંક ૭, ૧, ૧૩૩ અને આગળ ઉપર આ વાર્તા વિગતે આપેલી છે.)

---

૧૭૩ સરખાવો "મહાભારત," અનુશાસન પર્વ, અ. ૪૭, શ્લોક ૧૭.

"કોસલના રાજાએ આ ભાષણ સાંભળ્યું ત્યારે તે ખુશ થયો; અને 'પિતાનો જન્મ માણસનું માપ છે' એમ મનમાં વિચારીને તેણે માતા તથા પુત્ર સાથે યોગ્ય વર્તન પાછું રાખ્યું."૬૭૪

(૨) "કુમ્માસપિંડ-જાતક" ની પ્રસ્તાવનામાં કહ્યું છે કે, સાવત્થિના બાગવાનોના મુખીની પુત્રી મલ્લિકાને કોસલના રાજાની પટરાણી બનાવવામાં આવી હતી. (૩, ૪૦૫).

(૩) "ઉદ્દાલક-જાતક" (૪, ૨૯૩)માં કહ્યું છે કે, વારાણસીના રાજાનો બ્રાહ્મણ ઉપાધ્યાય કોઇ વંઠેલ સ્ત્રીના પ્રેમપાશમાં પડયો, અને તેમને ઉદ્દાલક નામનો પુત્ર પ્રાપ્ત થયો. એ છોકરો મોટો થયો ત્યારે પોતાના બાપની કને ગયો, અને તે છોકરાની માને તેણે પોતે આપેલી મુદ્રાના આધારે તે છોકરાની પાકી ઓળખાણ તેને પડી એટલે તુરત જ તેણે ઉદ્દાલકને બ્રાહ્મણ તરીકે સ્વીકાર્યો, અને પોતાના તાબામાં ઉપાધ્યાય તરીકે તેની નીમણુક તેણે કરાવી.

(૪) (ક) "માતંગ-જાતક" માં કહ્યું છે કે, ચંડાલનું એઠું ખાધા બદલ સોળ હજાર બ્રાહ્મણોને બાકીના બ્રાહ્મણોએ જ્ઞાતિબહિષ્કૃત કર્યા હતા ("જાતક", ૪, ૩૮૮). (સરખાવો "સતધમ્મ-જાતક", ૨, ૮૨ અને આગળ.)

(ખ) "ચિત્તસંભૂત-જાતક" (૪, ૩૯૦ અને આગળ) માં કહ્યું છે કે, બે સ્ત્રીઓ-વેપારીની પુત્રી અને ઉપાધ્યાયની પુત્રી-શહેરના દરવાજાની બહાર જતી હતી તેવામાં તેમને બે ચંડાળો સામા મળ્યા. તેઓ બોલીઃ "આ તો અપશુકન થયા!" પછી સુગંધી જળથી પોતાની આંખો ધોઇ નાખીને તેઓ પાછી ફરી. લોકોએ પેલા બે ચંડાળોને મારીને ખોખરા કર્યા અને તેમને બહુ દુઃખ દીધું તથા નુકસાન કર્યું. ( સરખાવો "માતંગ-જાતક," પુ. ૪, પૃ. ૩૭૬ નો પૂર્વ ભાગ.)

---

૬૭૪ "જાતક", પુ. ૪, પૃ. ૧૪૭-૧૪૮.

**સુત્તો**:—(૫) "અંબટ્ઠસુત્ત"૬૭૫ ("દીઘનિકાય", અંક ૩.)

અંબટ્ઠ નામનો જુવાન બ્રાહ્મણ ગૌતમબુદ્ધની કને ગયો અને એવો દાવો કરવા લાગ્યો કે, ચાર વર્ણો પૈકી ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો બ્રાહ્મણની તહેનાતમાં રહેનારા અનુચરો છે. એ ગુમાની બ્રાહ્મણના ગર્વ ઉપર અંકુશ મૂકતાં બુદ્ધ ભગવાને તેને યાદ દેવડાવ્યું કે, તે પોતે જે કૃષ્ણાયન જાતિનો હતો તે ક્ષત્રિય રાજાની ગુલામડીના વંશની છે. એ ગુલામડીનો પુત્ર મહર્ષિ થયો હતો અને ક્ષત્રિય રાજાની કુંવરીને પરણ્યો હતો.

પછી ગૌતમબુદ્ધે અંબટ્ઠને આમ પૂછ્યું:—"કોઈ માણસ બ્રાહ્મણ પત્નીથી ક્ષત્રિયને થયેલો પુત્ર હોય તો તેને બ્રાહ્મણોમાં સ્થાન અને પાન મળે?" "અલબત્ત, મળે." "તેમના ભોજનમાં અને ભિક્ષાપાત્રમાં તેને ભાગ મળે?" "હા." "તેઓ તેને મંત્રોના અભ્યાસી તરીકે દાખલ કરે?" "હા." "તેઓ પોતાની પુત્રી તેની સાથે પરણાવે?" "હા." "ક્ષત્રિયો તેને ક્ષત્રિયની કોટીમાં અભિષિક્ત કરે?" "ના." "કેમ?" "કારણ કે, તે માતૃપક્ષે (તેમની જાતિમાં) જન્મ્યો નથી." "ક્ષત્રિય સ્ત્રીથી બ્રાહ્મણને થયેલા પુત્રને બ્રાહ્મણમાં સ્થાન, પાન, ભિક્ષાપાત્ર અને ભોજન બદલ છૂટ મળે?" "હા." "તેઓ તેને વિદ્યાર્થી તરીકે દાખલ કરે?" "હા." "તેઓ પોતાની કન્યા તેને આપે?" "હા." "ક્ષત્રિયો તેને અભિષિક્ત કરે?" "ના." "કેમ?" "કારણ કે, તે પિતૃપક્ષે (તેમની જાતિમાં) જન્મ્યો નથી."

પછી ગૌતમબુદ્ધે આમ કહ્યું:—"તો પછી, માતૃપક્ષની કે પિતૃપક્ષની દૃષ્ટિએ તમે વિચારો તો પણ, ક્ષત્રિયો ઉચ્ચતર છે અને બ્રાહ્મણો નીચતર છે. બ્રાહ્મણોએ અપમાન કરીને બહિષ્કૃત કરેલા બ્રાહ્મણનો દાખલો લ્યો. બ્રાહ્મણો તેનો સ્વીકાર કરશે કે તેની સાથે

૬૭૫ ઉક્ત સુત્તનો સારાંશ કૉપલ્સ્ટન કૃત "બુદ્ધિઝમ", પૃ. ૧૪૫ અને આગળ ઉપરથી ઉતાર્યો છે.

જમશે કે તેને શીખવશે ?" "ના." "તેઓ પોતાની કન્યા તેને આપશે ?" "ના" "પણ ક્ષત્રિયોએ ક્ષત્રિયને બહિષ્કૃત કર્યો હોય તો બ્રાહ્મણો તેનો સ્વીકાર કરશે કે તેને ખવડાવશે કે તેને શીખવશે ?" "હા." "તેઓ પોતાની પુત્રી તેને આપશે ?" "હા." "તો પછી ક્ષત્રિય અતિશય અપમાન પામેલો હોય ત્યારે પણ ક્ષત્રિયો ચઢિયાતા છે અને બ્રાહ્મણો ઊતરતા છે." "હે અંબઠ્ઠ ! બ્રાહ્મણ જ નીચેનો શ્લોક બોલ્યો હતો:—

"જેઓ કુળની ગણના કરે છે તેઓમાં ક્ષત્રિય સર્વોત્તમ છે. પણ અણીશુદ્ધ વર્તન અને સંપૂર્ણ જ્ઞાન ધરાવનારો માણસ દેવોમાં અને મનુષ્યોમાં સર્વોત્તમ છે.' હે અંબઠ્ઠ ! મને લાગે છે કે, આ બરાબર કહ્યું છે."

(૬) "અસ્સલાયનસુત્ત":[૬૭૬] ("મજ્ઝિમનિકાય", અંક ૯૩.)

એની શરૂઆતમાં એવું વર્ણન કર્યું છે કે, ચારે વર્ણો એકસરખી રીતે વિશુદ્ધ છે, એવો જે અભિપ્રાય ગૌતમબુદ્ધે દર્શાવ્યો હતો તેની ચર્ચા કરી શકે એવા કોઇ માણસને ખોળી કાઢવાનો પ્રયત્ન સાવત્થિના કેટલાક બ્રાહ્મણો કરી રહ્યા હતા. અસ્સલાયન નામનો જુવાન અને પ્રસિદ્ધ વિદ્વાન આવી ચર્ચામાં બરાબર ઊતરી શકે તેમ છે, એવું તેઓ ધારતા હતા તેથી પોતાની મુશ્કેલીના ઉક્ત પ્રસંગે તેમણે તેને ચર્ચામાં ઊતરવા વિષે વિનંતિ કરી. અસ્સલાયન ગૌતમબુદ્ધની પાસે ગયો અને આમ બોલ્યો:—

"હે ગૌતમ ! બ્રાહ્મણો આમ કહે છે:—'બ્રાહ્મણો સર્વોત્તમ વર્ણ છે; બીજો દરેક વર્ણ ઊતરતો છે. બ્રાહ્મણોનો વર્ણ શ્વેત છે; બીજો દરેક વર્ણ શ્યામ છે. બ્રાહ્મણો જ શુદ્ધ છે; જેઓ બ્રાહ્મણો નથી તેઓ શુદ્ધ નથી. બ્રાહ્મણો જ બ્રહ્માના મુખમાંથી જન્મેલા,

---

૬૭૬ ઉક્ત સુત્તનો સારાંશ ટી. ડબ્લ્યુ. રહાઇસ ડેવિડ્ઝ કૃત "ઇંડિયન બુદ્ધિઝમ" (હિબર્ટ લેક્ચર્સ, પૃ. ૫૧ અને આગળ) ઉપરથી ઉતાર્યો છે.

બ્રહ્મામાંથી ઉત્પન્ન થયેલા, બ્રહ્માએ ઉત્પન્ન કરેલા, બ્રહ્માના વંશજો, બ્રહ્માના ખરા પુત્રો છે.' પરંતુ, હે પ્રભુ! આપ આ બાબતમાં શું કહો છો?"

પછી બુદ્ધ ભગવાને તેને પૂછ્યું કે, 'બીજી સ્ત્રીઓને પ્રસવકાળની વેદના વગેરે થાય છે તેમ બ્રાહ્મણની પત્નીને નથી થતું?' અસ્સલાયને કબૂલ કરતાં કહ્યું કે, 'એ વાત ખરી છે–અર્થાત્, એમ થાય છે–છતાં પણ બ્રાહ્મણો પોતાનો ઇલાખો આગળ કરે છે.'

પછી, તપાસ વિષેની આપણી આધુનિક તુલનાત્મક પદ્ધતિનો ઉપયોગ કરીને બુદ્ધ ભગવાને તેને પૂછ્યું કે, 'બ્રાહ્મણો અને બીજા વર્ણો વચ્ચે જેવા રંગભેદ છે તેવા રંગભેદ આપણા પડોસના બૅક્ટ્રિયા કે અફઘાનિસ્તાન જેવા દેશોમાં નથી શું? તેમ છતાં પણ તે દેશોમાં ગુલામો શેઠ નથી થઈ શકતા? શેઠો ગુલામો નથી થઈ શકતા?' પાછું અસ્સલાયને કબૂલ કરતાં કહ્યું કે 'એ વાત ખરી છે—અર્થાત્, એમ છે ખરૂં–છતાં પણ બ્રાહ્મણો પોતાનો ઇલાખો આગળ કરે છે.'

પછી આગળ વધીને ગૌતમ બુદ્ધે તેને પૂછ્યું કે, 'કોઇ ખૂની ક્ષત્રિય અથવા વૈશ્ય કે શૂદ્ર હોય તો તેનું મૃત્યુ થતાં તેનો દેહ ભસ્મીભૂત થયા પછી તે દુઃખી અવસ્થામાં જન્મે, પણ તે બ્રાહ્મણ હોય તો તેમ ન બને?' અસ્સલાયને જવાબ આપ્યો કે 'આ બાબતમાં બ્રાહ્મણની સ્થિતિ બીજા લોકોની સ્થિતિના જેવી જ છે.' ગૌતમ બુદ્ધે એનાથી વિરુદ્ધ પ્રકારનો દાખલો આપીને તેની પાસેથી જવાબ મેળવ્યો.

આમ વધુ પ્રશ્નો પૂછતાંપૂછતાં ગૌતમબુદ્ધે તેને જણાવ્યું કે, ઘોડીની સાથે ગધેડાનો સંયોગ થતાં ખચ્ચર ઉત્પન્ન થાય, ને તે પિતાથી તેમ જ માતાથી જૂદું નીવડે; પરંતુ ક્ષત્રિયની સાથે બ્રાહ્મણનો કે બ્રાહ્મણની સાથે ક્ષત્રિયનો સંયોગ થતાં જે સંતાન થાય તે પિતાને તેમ જ માતાને મળતું આવે.

છેવટે ગૌતમબુદ્ધે પેલા બ્રાહ્મણ વિદ્વાનને આમ પૂછ્યું:–"બે

ભાઈઓ પૈકીનો એક ભાઈ દીક્ષિત વિદ્યાર્થી હોય ને બીજો ભાઈ દીક્ષિત વિદ્યાર્થી ન હોય, તો માંગલિક અને ધાર્મિક પ્રસંગે બ્રાહ્મણો પોતે તે પૈકીના કયા ભાઈને અગ્રસ્થાન આપે?" અસ્સલાયને કહ્યું કે, "દીક્ષિત વિદ્યાર્થીને." ગૌત્તમ બુદ્ધે પૂછ્યું કે, "પરંતુ દીક્ષિત વિદ્યાર્થી દુરાચારી અને દુર્વ્યસની હોય, અને બીજો વિદ્યાર્થી સદાચારી અને સદ્વ્યસની હોય, તો પછી બ્રાહ્મણો પોતે તે પૈકીના કોને અગ્રસ્થાન આપે?" અસ્સલાયને જવાબ આપ્યો કે, "દીક્ષિત ન હોય તેને." ગૌતમ ભગવાને કહ્યું કે, "હે અસ્સલાયન! તમારા પ્રથમના જવાબમાં તમે પોતે જ જન્મની સર્વોપરિતા છોડી દીધી છે, અને પછીના જવાબમાં તમે પોતે જ પુણ્ય વિદ્યાની માહિતીની સર્વોપરિતા છોડી દીધી છે. તમામ વર્ણોની જે શુદ્ધિ હું જાહેર કરૂં છું તેનો સ્વીકાર તમે પોતે જ આમ કરીને કર્યો છે."

(૭) "વાસેઠ્ઠસુત્ત": (સે. બુ. ઇ., પુ. ૧૦, પૃ. ૧૦૮ અને આગળ)

ભારદ્વાજ અને વાસેઠ્ઠ નામના બે યુવકો વચ્ચે સંવાદ થયો. વાસેટ્ઠે પૂછ્યું કે, "માણસ બ્રાહ્મણ કેવી રીતે થાય છે?" ભારદ્વાજે કહ્યું કે, "માણસ માતૃપક્ષે તેમ જ પિતૃપક્ષે જન્મથી અમીર હોય, પૂર્વજોની સાતમી પેઢી સુધી શુદ્ધ ગર્ભવાળો હોય, અને જન્મ પરત્વે તિરસ્કૃત ને નિંદિત ન હોય ત્યારે તે બ્રાહ્મણ થાય છે." વાસેટ્ઠે કહ્યું કે, "માણસ સદ્ગુણી અને વિદ્યાવ્યાસંગી હોય ત્યારે તે બ્રાહ્મણ થાય છે." તેઓ એકબીજાનું સમાધાન કરી શકયા નહિ, એટલે ગૌતમબુદ્ધને આ બાબત વિષે પૂછવાને તેઓ સંમત થયા. ગૌતમબુદ્ધના જવાબનો સારાંશ એ હતો કે, "માણસ જન્મથી બ્રાહ્મણ નથી થતો, તેમ માણસ જન્મથી બ્રાહ્મણ નથી થતો એમ પણ નથી; ક્રિયાથી માણસ બ્રાહ્મણ થાય છે; ક્રિયાથી માણસ બ્રાહ્મણ થાય છે એમ પણ નથી; કારણ કે, માણસો પૈકીનો જે માણસ ગાયોનું રખવાળું કરીને જીવન ગુજારે છે તે બ્રાહ્મણ નથી પણ ખેડુત છે, અને માણસો પૈકીનો જે માણસ ગૃહસ્થાશ્રમની

ક્રિયાઓ કરીને જીવન ગાળે છે તે બ્રાહ્મણ નથી પણ યાજ્ઞિક છે, વગેરે વગેરે." (બ્રાહ્મણની ચોક્કસ લાયકીઓ ૨૭ મા શ્લોકથી ૫૪ મા શ્લોક સુધીમાં આપવામાં આવેલી છે.) વર્ણોમાં જાતિભેદ છે, એ વિચારનો રદિયો પણ વિવિધ દલીલોથી ગૌતમબુદ્ધે આપ્યો.

(૮) "કણ્ણકથાલ–સુત્ત" ("મજ્ઝિમનિકાય," અંક ૯૦) માં ગૌતમબુદ્ધે નીચે પ્રમાણે કહ્યું છે:—

"ક્ષત્રિયો, બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રો–એ ચાર વર્ણો છે. એ ચાર વર્ણો પૈકીના ક્ષત્રિયોને અને બ્રાહ્મણોને નમસ્કાર, સન્માન, અભિવંદન અને લાયક સેવા પરત્વે અગ્રસ્થાન મળે છે."[૬૭૭]

(૯) બુદ્ધ ભગવાનને જે પ્રશ્ન "અસ્સલાયન–સુત્ત" માં પૂછવામાં આવ્યો હતો તે જ પ્રશ્ન "મધુર–સુત્ત" માં [૬૭૮] મહાકચ્ચાને પૂછ્યો હતો. બુદ્ધ ભગવાને એવો જવાબ આપ્યો હતો કે, બ્રાહ્મણો ઉત્તમોત્તમ વર્ણના છે (વગેરે વગેરે), એમ લોકોમાં જાહેર કરવું, એ માત્ર ખાલી બકવાટ છે. આ બાબતનાં પાંચ કારણો બુદ્ધ ભગવાને તેને આમ જણાવ્યાં હતાં:–

(क) કોઇ ક્ષત્રિય આબાદી ભોગવતો હોય તો તે કોઈ પણ ક્ષત્રિયને, બ્રાહ્મણને, વૈશ્યને કે શૂદ્રને પોતાની નોકરીમાં રાખી શકે. તે જ પ્રમાણે બાકીના ત્રણ વર્ણો પૈકીના કોઇ પણ વર્ણનો તવંગર માણસ ક્ષત્રિયને, બ્રાહ્મણને, વૈશ્યને કે શૂદ્રને નોકરીમાં રાખી શકે. એવા સેવકો ગમે તે વર્ણના હોય તો પણ પોતાના શેઠની નોકરી ઉઠાવવામાં એકસરખી રીતે ઉત્સાહી રહે.

(ख) ખૂની, ધાડપાડુ, વ્યભિચારી, જૂઠો, ચુગલીખોર, કટુવચની, દુરાચારી, અતિલોભી, કીનાખોર અને અસત્યમતાવલંબી

---

૬૭૭ જ. રૉ. એ. સો., ૧૮૯૪, પૃ. ૩૪૧.

૬૭૮ આ સુત્તના મૂળ વસ્તુ અને તેના ભાષાંતર માટે જુઓ જ. રૉ. એ. સો., ૧૮૯૪, પૃ. ૩૪૯ અને આગળ.

ક્ષત્રિય મૃત્યુપછી શિક્ષા ભોગવવાની સ્થિતિ પ્રાપ્ત કરે તેમ તેવો બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર પણ પ્રાપ્ત કરે.

(ग) જે ક્ષત્રિય ઉપર્યુક્ત દુર્ગુણોથી મુક્ત રહે તે મૃત્યુપછી સૌખ્ય અને સ્વર્ગ પ્રાપ્ત કરે તેમ તેવો બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર પણ પ્રાપ્ત કરે.

(घ) જે ક્ષત્રિય ઘરફોડ ચોરી કરે કે લૂંટ કરે કે ધાડપાડુ બને કે છિનાળું કરે તેને દેહાંતદંડ થાય કે બાળી મૂકવામાં આવે કે દેશપાર કરવામાં આવે કે યોગ્યતા પ્રમાણે શિક્ષા થાય તેમ તેવા બ્રાહ્મણની, વૈશ્યની અને શૂદ્રની બાબતમાં પણ બને

(ङ) જે ક્ષત્રિય સાધુ બને તેની સાથે પ્રજા સન્માનપૂર્વક વર્તે તેમ તેવા બ્રાહ્મણની, વૈશ્યની અને શૂદ્રની સાથે પણ વર્તે.

જીવનના ભૌતિક વિજય ઉપર, પારલૌકિક સુખ અને શિક્ષા ઉપર, અદાલતોના ફેંસલા ઉપર, અને સાધુઓને અપાતા સમાન સન્માન ઉપર વર્ણની અસર કોઇ પણ રીતે થઈ શકતી નથી, એવું પ્રતિપાદન આમ થયું ત્યારપછી મહાકચ્ચાને અંતમાં એમ પૂછ્યું કે, " આવી વસ્તુસ્થિતિ હોય તો આ ચારે વર્ણો બરાબર એકસરખા છે કે નહિ ? આપને શું લાગે છે ? " બુદ્ધ ભગવાન આટલો જ જવાબ આપી શકયા:—" હે કચ્ચાન ! અલબત્ત, આવી વસ્તુસ્થિતિ હોય તો મને તેમની વચ્ચે કાંઈ ભેદ જણાતો નથી. "

ઉપર્યુક્ત બૌદ્ધ ગ્રંથોના આધારે એમ બેશક સાબીત થાય છે કે, વર્ણોની સમાનતા સંબંધી સિદ્ધાંતનો તથા ઉચ્ચ અને નીચ વર્ણ વિષેના તાર્કિક વિચારોનો અભાવ ન હતો તો પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વચ્ચેનો વ્યાવહારિક ભેદ સારી પેઠે સ્થાપિત થઇ ગયેલો હતો. અલબત્ત પ્રથમના જેટલો તે અતિમર્યાદિત ન હતો. બ્રાહ્મણનો વર્ણ અભેદ્ય ન હતો; કેમ કે, " અંબઠસુત્ત " માં બ્રાહ્મણ થયેલા

**વર્ણવ્યવસ્થાની પ્રગતિ ઉપર બૌદ્ધ સાહિત્યની અસર.**

ક્ષત્રિયનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે.[૧૭૯] અલબત્ત એટલું ખરૂં છે કે, પિતૃપક્ષે તેમ જ માતૃપક્ષે જે માણસ ક્ષત્રિય વર્ણમાં ન જન્મ્યો હોય તે ક્ષત્રિય વર્ણનો ન હોઈ શકે, એવો ગર્વિષ્ઠ દાવો ક્ષત્રિયોએ કરેલો છે. પરંતુ બૌદ્ધ લેખકોનો ક્ષત્રિય પ્રત્યેનો સ્પષ્ટ પક્ષપાત આપણે યાદ કરીશું તો આપણે એટલું કબૂલ કરવું પડશે કે, આ જાતનો જે દાવો બ્રાહ્મણો કરતા હતા તે જેમ અસ્તિત્વ ધરાવતો ન હતો તેમ ક્ષત્રિયોનો આ દાવો પણ ખરેખર અસ્તિત્વ ધરાવતો ન હતો. તદુપરાંત 'માતાના જન્મની શી ગણતરી છે? પિતાનો જન્મ જ માપ છે' એવો જે સિદ્ધાંત "ભદ્સાલ–જાતક"-માં કોસલના રાજાને બુદ્ધ ભગવાને ઉપદેશ્યો હતો તેની સાથે એનો સ્પષ્ટ વિરોધ સિદ્ધ છે. આ સિદ્ધાંત ઉપરથી તેમ જ ઉપર્યુક્ત (અંક ૧, ૩, ૫) ઉલ્લેખોથી એમ સ્પષ્ટ થાય છે કે, વર્ણાંતર લગ્ન તે સમયે રૂઢ હતું. અલબત્ત, "જાતકો" માંના અનેક ઉલ્લેખો સિદ્ધ કરે છે તેમ, સવર્ણ લગ્ન પ્રત્યે જ સાધારણતઃ વલણ રહેતું હતું.[૧૮૦] વર્ણવ્યવસ્થાનું મોટું લક્ષણ એ છે કે, જે

---

૧૭૯ બૌદ્ધ ગ્રંથોની શોધખોળ થઇ તેથી આપણા વિચારો કેટલા અંશે વિસ્તૃત થયા છે તેનું માપ, બૌદ્ધ પંથના ઉદયના સમયની હિંદુસ્તાનની સામાજિક સ્થિતિ વિષેના હ્રાંસ ડેવિડ્ઝના સન ૧૮૮૧ ના નીચેના કથનની સાથે તેના "બુદ્ધિસ્ટ ઇંડિયા"-ના ચોથા પ્રકરણમાંના આ બાબતના વિચારોની સરખામણી કરવાથી નીકળી શકે છેઃ "સમાન વર્ણો સિવાયના કોઇ પણ વર્ણોમાં વર્ણાંતર લગ્ન થઈ શકતું નહિ. કોઈ પણ ક્ષત્રિય બ્રાહ્મણ થઈ શકતો નહિ." ("હિબર્ટ લેક્ચર્સ", પૃ. ૨૪.) ઉપર્યુકત ઉલ્લેખો એમ અચૂક સાબીત કરે છે કે, પાલિ-ભાષાના એ મહાભ્યાસી વિદ્વાને બેશક ભૂલ ખાધી છે. સરખાવો જ. રૉ. એ. સો., ૧૮૯૪, પૃ. ૩૪૩, પાદલેખ ૧.

૧૮૦ एकं समजातिककुलाकुमारिकं गह्ण' જાતક, ૩, ૪૨૨;

ક્ષત્રિય મૃત્યુપછી શિક્ષા ભોગવવાની સ્થિતિ પ્રાપ્ત કરે તેમ તેવો બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર પણ પ્રાપ્ત કરે.

(ગ) જે ક્ષત્રિય ઉપર્યુક્ત દુર્ગુણોથી મુક્ત રહે તે મૃત્યુપછી સૌખ્ય અને સ્વર્ગ પ્રાપ્ત કરે તેમ તેવો બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર પણ પ્રાપ્ત કરે.

(ઘ) જે ક્ષત્રિય ઘરફોડ ચોરી કરે કે લૂટ કરે કે ધાડપાડુ બને કે છિનાળું કરે તેને દેહાંતદંડ થાય કે બાળી મૂકવામાં આવે કે દેશપાર કરવામાં આવે કે યોગ્યતા પ્રમાણે શિક્ષા થાય તેમ તેવા બ્રાહ્મણની, વૈશ્યની અને શૂદ્રની બાબતમાં પણ બને

(ङ) જે ક્ષત્રિય સાધુ બને તેની સાથે પ્રજા સન્માનપૂર્વક વર્તે તેમ તેવા બ્રાહ્મણની, વૈશ્યની અને શૂદ્રની સાથે પણ વર્તે.

જીવનના ભૌતિક વિજય ઉપર, પારલૌકિક સુખ અને શિક્ષા ઉપર, અદાલતોના ફેંસલા ઉપર, અને સાધુઓને અપાતા સમાન સન્માન ઉપર વર્ણની અસર કોઇ પણ રીતે થઈ શકતી નથી, એવું પ્રતિપાદન આમ થયું ત્યારપછી મહાકચ્ચાને અંતમાં એમ પૂછ્યું કે, "આવી વસ્તુસ્થિતિ હોય તો આ ચારે વર્ણો બરાબર એકસરખા છે કે નહિ ? આપને શું લાગે છે ?" બુદ્ધ ભગવાન આટલો જ જવાબ આપી શકયા:—"હે કચ્ચાન ! અલબત્ત, આવી વસ્તુસ્થિતિ હોય તો મને તેમની વચ્ચે કાંઈ ભેદ જણાતો નથી."

ઉપર્યુક્ત બૌદ્ધ ગ્રંથોના આધારે એમ બેશક સાબીત થાય છે કે, વર્ણોની સમાનતા સંબંધી સિદ્ધાંતનો તથા ઉચ્ચ અને નીચ વર્ણ વિષેના તાર્કિક વિચારોનો અભાવ ન હતો તો પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વચ્ચેનો વ્યાવહારિક ભેદ સારી પેઠે સ્થાપિત થઇ ગયેલો હતો. અલબત્ત પ્રથમના જેટલો તે અતિમર્યાદિત ન હતો. બ્રાહ્મણનો વર્ણ અભેદ્ય ન હતો; કેમ કે, "અંબટ્ઠસુત્ત" માં બ્રાહ્મણ થયેલા

**વર્ણવ્યવસ્થાની પ્રગતિ ઉપર બૌદ્ધ સાહિત્યની અસર.**

ક્ષત્રિયનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે.[૧૭૯] અલબત્ત એટલું ખરૂં છે કે, પિતૃપક્ષે તેમ જ માતૃપક્ષે જે માણસ ક્ષત્રિય વર્ણમાં ન જન્મ્યો હોય તે ક્ષત્રિય વર્ણનો ન હોઈ શકે, એવો ગર્વિષ્ઠ દાવો ક્ષત્રિયોએ કરેલો છે. પરંતુ બૌદ્ધ લેખકોનો ક્ષત્રિય પ્રત્યેનો સ્પષ્ટ પક્ષપાત આપણે યાદ કરીશું તો આપણે એટલું કબૂલ કરવું પડશે કે, આ જાતનો જે દાવો બ્રાહ્મણો કરતા હતા તે જેમ અસ્તિત્વ ધરાવતો ન હતો તેમ ક્ષત્રિયોનો આ દાવો પણ ખરેખર અસ્તિત્વ ધરાવતો ન હતો. તદુપરાંત 'માતાના જન્મની શી ગણતરી છે ? પિતાનો જન્મ જ માપ છે' એવો જે સિદ્ધાંત "ભદ્દસાલ–જાતક"-માં કોસલના રાજાને બુદ્ધ ભગવાને ઉપદેશ્યો હતો તેની સાથે એનો સ્પષ્ટ વિરોધ સિદ્ધ છે. આ સિદ્ધાંત ઉપરથી તેમ જ ઉપર્યુક્ત (અંક ૧, ૩, ૫) ઉલ્લેખોથી એમ સ્પષ્ટ થાય છે કે, વર્ણાંતર લગ્ન તે સમયે રૂઢ હતું. અલબત્ત, "જાતકો" માંના અનેક ઉલ્લેખો સિદ્ધ કરે છે તેમ, સવર્ણ લગ્ન પ્રત્યે જ સાધારણતઃ વલણ રહેતું હતું.[૧૮૦] વર્ણવ્યવસ્થાનું મોટું લક્ષણ એ છે કે, જે

---

૧૭૯ બૌદ્ધ ગ્રંથોની શોધખોળ થઇ તેથી આપણા વિચારો કેટલા અંશે વિસ્તૃત થયા છે તેનું માપ, બૌદ્ધ પંથના ઉદયના સમયની હિંદુસ્તાનની સામાજિક સ્થિતિ વિષેના હ્રાંકેસ ડેવિડઝના સન ૧૮૮૧ ના નીચેના કથનની સાથે તેના "બુદ્ધિસ્ટ ઇંડિયા"-ના ચોથા પ્રકરણમાંના આ બાબતના વિચારોની સરખામણી કરવાથી નીકળી શકે છેઃ "સમાન વર્ણો સિવાયના કોઇ પણ વર્ણોમાં વર્ણાંતર લગ્ન થઈ શકતું નહિ. કોઈ પણ ક્ષત્રિય બ્રાહ્મણ થઈ શકતો નહિ." ("હિબર્ટ લેક્ચર્સ", પૃ. ૨૪.) ઉપર્યુક્ત ઉલ્લેખો એમ અચૂક સાબીત કરે છે કે, પાલિ-ભાષાના એ મહાભ્યાસી વિદ્વાને બેશક ભૂલ ખાધી છે. સરખાવો જ. રૉ. એ. સો., ૧૮૯૪, પૃ. ૩૪૩, પાદલેખ ૧.

૧૮૦ एकं समजातिककुलाकुमारिकं गह्ण' જાતક, ૩, ૪૨૨;

ક્ષત્રિય મૃત્યુપછી શિક્ષા ભોગવવાની સ્થિતિ પ્રાપ્ત કરે તેમ તેવો બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર પણ પ્રાપ્ત કરે.

(ગ) જે ક્ષત્રિય ઉપર્યુક્ત દુર્ગુણોથી મુક્ત રહે તે મૃત્યુપછી સૌખ્ય અને સ્વર્ગ પ્રાપ્ત કરે તેમ તેવો બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર પણ પ્રાપ્ત કરે.

(ઘ) જે ક્ષત્રિય ઘરફોડ ચોરી કરે કે લૂટ કરે કે ધાડપાડુ બને કે છિનાળું કરે તેને દેહાંતદંડ થાય કે બાળી મૂકવામાં આવે કે દેશપાર કરવામાં આવે કે યોગ્યતા પ્રમાણે શિક્ષા થાય તેમ તેવા બ્રાહ્મણની, વૈશ્યની અને શૂદ્રની બાબતમાં પણ બને

(ઙ) જે ક્ષત્રિય સાધુ બને તેની સાથે પ્રજા સન્માનપૂર્વક વર્તે તેમ તેવા બ્રાહ્મણની, વૈશ્યની અને શૂદ્રની સાથે પણ વર્તે.

જીવનના ભૌતિક વિજય ઉપર, પારલૌકિક સુખ અને શિક્ષા ઉપર, અદાલતોના ફેંસલા ઉપર, અને સાધુઓને અપાતા સમાન સન્માન ઉપર વર્ણની અસર કોઇ પણ રીતે થઈ શકતી નથી, એવું પ્રતિપાદન આમ થયું ત્યારપછી મહાકચ્ચાને અંતમાં એમ પૂછ્યું કે, "આવી વસ્તુસ્થિતિ હોય તો આ ચારે વર્ણો બરાબર એકસરખા છે કે નહિ ? આપને શું લાગે છે ?" બુદ્ધ ભગવાન આટલો જ જવાબ આપી શકયા:—"હે કચ્ચાન ! અલબત્ત, આવી વસ્તુસ્થિતિ હોય તો મને તેમની વચ્ચે કાંઈ ભેદ જણાતો નથી."

ઉપર્યુક્ત બૌદ્ધ ગ્રંથોના આધારે એમ બેશક સાબીત થાય છે કે, વર્ણોની સમાનતા સંબંધી સિદ્ધાંતનો તથા ઉચ્ચ અને નીચ વર્ણ વિષેના તાર્કિક વિચારોનો અભાવ ન હતો તો પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વચ્ચેનો વ્યાવહારિક ભેદ સારી પેઠે સ્થાપિત થઇ ગયેલો હતો. અલબત્ત પ્રથમના જેટલો તે અતિમર્યાદિત ન હતો. બ્રાહ્મણનો વર્ણ અભેદ્ય ન હતો; કેમ કે, "અંબઠસુત્ત" માં બ્રાહ્મણ થયેલા

**વર્ણવ્યવસ્થાની પ્રગતિ ઉપર બૌદ્ધ સાહિત્યની અસર.**

ક્ષત્રિયનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે.[૧૭૯] અલબત્ત એટલું ખરું છે કે, પિતૃપક્ષે તેમ જ માતૃપક્ષે જે માણસ ક્ષત્રિય વર્ણમાં ન જન્મ્યો હોય તે ક્ષત્રિય વર્ણનો ન હોઈ શકે, એવો ગર્વિષ્ઠ દાવો ક્ષત્રિયોએ કરેલો છે. પરંતુ બૌદ્ધ લેખકોનો ક્ષત્રિય પ્રત્યેનો સ્પષ્ટ પક્ષપાત આપણે યાદ કરીશું તો આપણે એટલું કબૂલ કરવું પડશે કે, આ જાતનો જે દાવો બ્રાહ્મણો કરતા હતા તે જેમ અસ્તિત્વ ધરાવતો ન હતો તેમ ક્ષત્રિયોનો આ દાવો પણ ખરેખર અસ્તિત્વ ધરાવતો ન હતો. તદુપરાંત 'માતાના જન્મની શી ગણતરી છે ? પિતાનો જન્મ જ માપ છે' એવો જે સિદ્ધાંત "ભદ્દસાલ–જાતક"-માં કોસલના રાજાને બુદ્ધ ભગવાને ઉપદેશ્યો હતો તેની સાથે એનો સ્પષ્ટ વિરોધ સિદ્ધ છે. આ સિદ્ધાંત ઉપરથી તેમ જ ઉપર્યુક્ત (અંક ૧, ૩, ૫) ઉલ્લેખોથી એમ સ્પષ્ટ થાય છે કે, વર્ણાંતર લગ્ન તે સમયે રૂઢ હતું. અલબત્ત, "જાતકો" માંના અનેક ઉલ્લેખો સિદ્ધ કરે છે તેમ, સવર્ણ લગ્ન પ્રત્યે જ સાધારણતઃ વલણ રહેતું હતું.[૧૮૦] વર્ણવ્યવસ્થાનું મોટું લક્ષણ એ છે કે, જે

---

૧૭૯ બૌદ્ધ ગ્રંથોની શોધખોળ થઈ તેથી આપણા વિચારો કેટલા અંશે વિસ્તૃત થયા છે તેનું માપ, બૌદ્ધ પંથના ઉદયના સમયની હિંદુસ્તાનની સામાજિક સ્થિતિ વિષેના હ્રાઇસ ડેવિડ્ઝના સન ૧૮૮૧ ના નીચેના કથનની સાથે તેના "બુદ્ધિસ્ટ ઇન્ડિયા"-ના ચોથા પ્રકરણમાંના આ બાબતના વિચારોની સરખામણી કરવાથી નીકળી શકે છે: "સમાન વર્ણો સિવાયના કોઈ પણ વર્ણોમાં વર્ણાંતર લગ્ન થઈ શકતું નહિ. કોઈ પણ ક્ષત્રિય બ્રાહ્મણ થઈ શકતો નહિ." ("હિબર્ટ લેક્ચર્સ", પૃ. ૨૪.) ઉપર્યુક્ત ઉલ્લેખો એમ અચૂક સાબીત કરે છે કે, પાલિ-ભાષાના એ મહાભ્યાસી વિદ્વાને બેશક ભૂલ ખાધી છે. સરખાવો જ. રૉ. એ. સો., ૧૮૯૪, પૃ. ૩૪૩, પાદલેખ ૧.

૧૮૦ एकं समजातिककुलाकुमारिकं गह्व" જાતક, ૩, ૪૨૨;

ખોરાકને બીજા લોકો અડક્યા હોય તે ખાઈ શકાય નહિ; પણ નિદાન ઉચ્ચ વર્ણો પરત્વે બૌદ્ધ ગ્રંથોમાંથી આની સાબીતી જરા પણ મળતી નથી. "જાતકો"નો ખાસ અભ્યાસ આ દ્રષ્ટિથી કરનાર ફિકની ટીકા અહીં આપણે સાદ્યંત ઉતારીશું.

"આર્ય લોકો તમામ ધાર્મિક બાબતોમાં ખોરાકના પ્રશ્નને હંમેશાં અતિશય મહત્ત્વ આપતા, તેમ જ પંક્તિભોજન હંમેશાં લોહીની એકતાના બાહ્ય ચિહ્ન તરીકે ગણાતું આવેલું છે, એ વાત આપણે ધ્યાનમાં લઈશું તો આપણને એમ સમજાઇ આવશે કે, જે કાંઈ અશુદ્ધ હોય તે બધું પંગતમાંથી બાતલ રાખવાનો સિદ્ધાંત પ્રાચીન હતો, અને તે કુટુંબના ક્ષેત્રમાંથી જ્ઞાતિના ક્ષેત્રમાં ઉતરી આવ્યો હતો, અને જ્ઞાતિમાં તેણે ખાસ ચુસ્ત રૂપ પકડી લીધું હતું. તેમ છતાં પણ આપણે એટલી હકીકત છૂપાવવી ન જોઈએ કે, પંગતમાંથી હલકા લોકોને બાતલ રાખવાની જે પદ્ધતિ હિંદુસ્તાનમાં આજે આપણા જોવામાં આવે છે તેનું મૂળ 'જાતકો'માંથી ભાગ્યે જ મળી આવી શકે તેમ છે."[૬૮૧]

ફિકે આવો એક જ દાખલો ગણાવ્યો છે. કોઇએક શાક્ય સરદારે ગુલામની છોકરીની સાથે ખોરાક ખાવાની ના પાડી હતી. (૪, ૧૪૪ અને આગળ.) "જાતકો" બેશક સાબીત કરે છે કે, ચંડાલનું એઠું ધાન્ય બ્રાહ્મણ ખાય, એ મહાપાપ ગણાતું હતું. [ઉપર્યુક્ત અંક ૪ (ક).] "જાતકો" એમ પણ બતાવી આપે છે કે, ચંડાળનું દર્શન પણ અશુદ્ધ ગણાતું હતું. (ઉપર્યુક્ત અંક ૪ ख.) અલબત્ત "માતંગ-જાતક" માં એમ કહ્યું છે કે, ચંડાળના દર્શનથી

---

સરખાવો જાતક, ૧, ૧૯૯; ૨, ૧૨૧, ૨૨૫; ૩, ૯૩, ૧૬૨; ૪, ૨૨; વળી સરખાવો "અસિતાભૂ-જાતક" (૨, ૨૨૯) ની ઉપકથા તથા "સુવણ્ણમિગ-જાતક" (૩, ૧૨૮)ની ઉપકથા. ફિકે આ દાખલાઓ એકત્રિત કર્યા છે (પૃ. ૩૪-૩૫).

૬૮૧ ફિક, પૃ. ૨૯-૩૦.

વેપારીની જે પુત્રીને અપમાન લાગ્યું હતું તે છેવટે તેની પત્ની બની હતી. પરંતુ એટલું યાદ રાખવું જોઈએ કે, આવી અસાધારણ સખ્તાઇ માત્ર ચંડાળના સંબંધમાં રહેતી હતી; શૂદ્રો સહિત બાકીના વર્ણોના સંબંધમાં ખોરાક અને સ્પર્શ પરત્વે આવી જાતની કાંઇ બંધી હોવાનું કોઇ પણ રીતે સાબીત થતું નથી.

[ ૬ ]

**ક્ષત્રિયો અને બ્રાહ્મણો વચ્ચેની સ્પર્ધા.**

તેમ છતાં પણ એ સમયનું વિશિષ્ટ લક્ષણ તો ક્ષત્રિયો અને બ્રાહ્મણો વચ્ચેની સર્વોપરિતા માટેની સ્પર્ધા હોવાનું જણાય છે. (સરખાવો ઉપર્યુક્ત અંક ૫ થી ૯.) આવી સ્પર્ધા હયાતી જ ધરાવતી ન હતી, તેમ જ સર્વોપરિતા બદલના બ્રાહ્મણના હક્કની બાબતમાં કોઇએ કદિ પણ પ્રશ્ન ઊઠાવ્યો ન હતો, એવું અનુમાન બ્રાહ્મણોના ગ્રંથો ઉપરથી થાય, એમાં કાંઇ નવાઈ નથી.[૬૮૨] પરંતુ પ્રાચીન ગ્રંથોમાં પ્રસંગવશાત્ જે ઉલ્લેખો થયેલા છે તેના આધારે એમ સમજાઇ આવે છે કે, સર્વોપરિતા માટેની આવી સ્પર્ધા ખરેખર હયાતી ધરાવતી હતી. મ્યૂરે આ બાબતનું પૃથક્કરણ બહુ કાળજીથી કરેલું છે.[૬૮૩] પણ તેણે કેવળ બ્રાહ્મણોના ગ્રંથો ઉપર આધાર રાખ્યો હતો એટલે નિષ્પક્ષપાત રીતે પુરેપુરૂં સત્ય પ્રકાશિત થાય એવી આશા રાખી શકાય નહિ. એ તો ઢાલની એક બાજુ થઈ. પણ એ ઢાલની બીજી બાજુ બૌદ્ધ ગ્રંથોમાં દૃષ્ટિગોચર થાય છે. તેમાં ક્ષત્રિયોની સર્વોપરિતાને માટે એટલો જ ઇલાખો રાખેલો જણાય છે. ઉપરિનિર્દિષ્ટ "અંબટ્ઠસુત્ત" ઉપરથી તેમ જ ચાર વર્ણોને ગણાવતાં બૌદ્ધ લેખકોએ પ્રથમ ક્ષત્રિયોને ગણાવીને પછી જ બ્રાહ્મણોને હંમેશાં ગણાવ્યા છે

---

૬૮૨ વેબર, ઇં. સ્ટુ., ૧૦, પૃ. ૨૭–૪૧.

૬૮૩ મ્યૂર, સે. ટે., પૃ. ૩૩૭–૩૭૧.

તેથી આ વાત સિદ્ધ થાય છે. આ બાબતમાં જૈન ગ્રંથો બૌદ્ધ લેખકોને પુરેપુરૂં અનુમોદન આપે છે. દાખલા તરીકે, "કલ્પસૂત્ર"-માં[૬૮૪] એમ કહ્યું છે કે, અર્હતો વગેરે નીચાં કુળમાં, હલકાં કુળમાં......કે બ્રાહ્મણ કુળમાં જન્મે, એ કદિ બન્યું નથી તેમ બનશે પણ નહિ. કર્મના પરિણામમાં તેઓ આવાં કુટુંબોની સ્ત્રીઓની કૂખે ગર્ભનું રૂપ લે; પણ એવી કૂખમાંથી તેમનો જન્મ કદિ ન થતાં ઉચ્ચ અને અમીર કુટુંબોમાં પ્રસ્થાન પામીને તેઓ જન્મે છે. આથી રાજાઓના ને દેવોના અગ્રેસર શક્રે પૂજ્ય સાધુ મહાવીરને બ્રાહ્મણી દેવાનંદાની કૂખમાંથી પ્રસ્થાન કરાવીને ક્ષત્રિયાણી ત્રિશલાની કૂખે ગર્ભરૂપે સ્થાપિત કરાવવાનો ઠરાવ કર્યો હતો.

બૌદ્ધ લેખકો ક્ષત્રિયોને માટે પુષ્કળ પક્ષપાત ધરાવતા હતા તેમ જૈન લેખકોની બાબતમાં પણ કહી શકાય તેમ છે. બ્રાહ્મણો પોતાના ગ્રંથોમાં જે દાખલા દર્શાવે છે તે જેમ પૂર્ણાંશે સ્વીકારી શકાય નહિ તેમ જૈન લેખકોનું કથન પણ એમ ને એમ સ્વીકારી શકાય નહિ. બીજી તરફથી જોતાં, બૌદ્ધ અને જૈન લેખકો ક્ષત્રિયો પરત્વે પક્ષપાત ધરાવતા હતા એટલા ઉપરથી તેમનાં કથનને છેક ઉતારી પાડવાં એ પણ યોગ્ય ન ગણાય; કેમ કે, એ રીતે તો બ્રાહ્મણોના ગ્રંથોમાંનાં કથન ઉપર પણ વિશ્વાસ ન રાખવો જોઇએ. ખરૂં જોતાં એમ છે કે, આ બાબતમાં બૌદ્ધ અને જૈન લેખકોની પરિસ્થિતિ અનુકૂળ છે. તેઓ સાધુઓ હતા એટલે સમાજની બહાર રહેતા હતા, અને તેથી વર્ણની સર્વોપરિતાના પ્રશ્નની સાથે તેમને કોઈ જાતનો અંગત સંબંધ ન હતો. પરંતુ બ્રાહ્મણ લેખકો તો સર્વોપરિતાની સ્પર્ધામાં ભાગ લેતા હતા,[૬૮૫] અને તેમાં તેઓ

---

૬૮૪ સે. બુ. ઈ., પુ. ૨૨ પૃ. ૨૨૫–૨૨૬

૬૮૫ બ્રાહ્મણ લેખકો પણ સાધુઓ હતા, એમ કહેવામાં આવે તો જૂદી વાત છે. પરંતુ આ બાબતમાં બૌદ્ધ અને જૈન લેખકો

જીતે કે હારે તેના ઉપર દુનિયામાંની તેમની સ્થિતિનો આધાર ઘણા અંશે રહેલો હતો. આથી તેમની પોતાની હકીકત વધારે વિકૃત અને પક્ષપાતી હોય એ સંભવિત છે. એ બન્ને પ્રકારના ગ્રંથોની સરખામણી કરતાં એવું અનુમાન જાય છે કે, બ્રાહ્મણો તેમ જ ક્ષત્રિયો સર્વોપરિતાને માટે સ્પર્ધા કરી રહ્યા હતા તો પણ તેમના-માંના કોઇના હક્કનો સ્વીકાર સૌએ કર્યો ન હતો. બૌદ્ધ ગ્રંથો ક્ષત્રિયોનો પક્ષ તાણે છે તો પણ ખરી હકીકત કદિ પણ છૂપાવતા નથી. ઉપર્યુક્ત અંક ૫, ૬, ૮ અને ૯ બ્રાહ્મણોના હક્ક છૂટથી પ્રદર્શિત કરે છે. બ્રાહ્મણોના ગ્રંથો સાધારણ રીતે ક્ષત્રિયોની સર્વો-પરિતાનો ઉલ્લેખ કરતા નથી; પણ નજરચૂકથી કેટલાક ફકરાઓમાં ખરી વસ્તુસ્થિતિ નોંધાઈ ગયેલી છે. દાખલા તરીકે, "વાજસનેય-સંહિતા" ( ૩૮, ૧૯) માં ક્ષત્રિયોને બ્રાહ્મણોની પૂર્વે ગણાવેલા છે; અને " કાઠક " (૨૮, ૫) માં એમ સ્પષ્ટ કર્યું છે કે, ક્ષત્રિયો બ્રાહ્મણોથી ચઢિયાતા છે.[૬૮૬] "શતપથબ્રાહ્મણ" માં કહ્યું છે તેમ " રાજાની પાછળપાછળ બ્રાહ્મણ જતો " (૧, ૨, ૩, ૨) તેમ જ " રાજાની પછી તેને માન મળતું " ( ૫, ૪, ૨, ૭ ). બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચેની સર્વોપરિતા માટેની સ્પર્ધાનું સૂચન "ઐતરેયબ્રાહ્મણ"માંના એક પરિચ્છેદ (૭, ૨૨) માં થયેલું છે, અને તેમની વચ્ચેના વૈમનસ્યનો સ્પષ્ટ ઉલ્લેખ "પંચવિંશબ્રાહ્મણ" (૧૮, ૧૦, ૮) માં થયેલો છે. "હિંદુ ઇતિહાસના શરૂઆતના સમયમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે જે સ્પર્ધા બેશક ચાલી રહી હતી તેના

---

પરત્વે જેટલી સાબીતી મળે છે તેટલી સાબીતી તેમના પરત્વે મળતી નથી. પણ એવું હોય તથાપિ એથી તેમના મતનું શ્રવણ કરાવવાનો તેમને સમાન હક્ક છે એટલું જ સાબીત થાય છે; એથી બ્રાહ્મણ લેખકોની સર્વોપરિતા કાંઇ સાબીત થતી નથી.

૬૮૬ ઈં. સ્ટુ., ૧૦, પૃ. ૩૦.

તેથી આ વાત સિદ્ધ થાય છે. આ બાબતમાં જૈન ગ્રંથો બૌદ્ધ લેખકોને પુરેપુરૂં અનુમોદન આપે છે. દાખલા તરીકે, "કલ્પસૂત્ર"-માં[૬૮૪] એમ કહ્યું છે કે, અર્હતો વગેરે નીચાં કુળમાં, હલકાં કુળમાં......કે બ્રાહ્મણ કુળમાં જન્મે, એ કદિ બન્યું નથી તેમ બનશે પણ નહિ. કર્મના પરિણામમાં તેઓ આવાં કુટુંબોની સ્ત્રીઓની કૂખે ગર્ભનું રૂપ લે; પણ એવી કૂખમાંથી તેમનો જન્મ કદિ ન થતાં ઉચ્ચ અને અમીર કુટુંબોમાં પ્રસ્થાન પામીને તેઓ જન્મે છે. આથી રાજાઓના ને દેવોના અગ્રેસર શક્રે પૂજ્ય સાધુ મહાવીરને બ્રાહ્મણી દેવાનંદાની કૂખમાંથી પ્રસ્થાન કરાવીને ક્ષત્રિયાણી ત્રિશલાની કૂખે ગર્ભરૂપે સ્થાપિત કરાવવાનો ઠરાવ કર્યો હતો.

બૌદ્ધ લેખકો ક્ષત્રિયોને માટે પુષ્કળ પક્ષપાત ધરાવતા હતા તેમ જૈન લેખકોની બાબતમાં પણ કહી શકાય તેમ છે. બ્રાહ્મણો પોતાના ગ્રંથોમાં જે ઇલાખા દર્શાવે છે તે જેમ પૂર્ણાંશે સ્વીકારી શકાય નહિ તેમ જૈન લેખકોનું કથન પણ એમ ને એમ સ્વીકારી શકાય નહિ. બીજી તરફથી જોતાં, બૌદ્ધ અને જૈન લેખકો ક્ષત્રિયો પરત્વે પક્ષપાત ધરાવતા હતા એટલા ઉપરથી તેમનાં કથનને છેક ઊતારી પાડવાં એ પણ યોગ્ય ન ગણાય; કેમ કે, એ રીતે તો બ્રાહ્મણોના ગ્રંથોમાંનાં કથન ઉપર પણ વિશ્વાસ ન રાખવો જોઇએ. ખરૂં જોતાં એમ છે કે, આ બાબતમાં બૌદ્ધ અને જૈન લેખકોની પરિસ્થિતિ અનુકૂળ છે. તેઓ સાધુઓ હતા એટલે સમાજની બહાર રહેતા હતા, અને તેથી વર્ણની સર્વોપરિતાના પ્રશ્નની સાથે તેમને કોઈ જાતનો અંગત સંબંધ ન હતો. પરંતુ બ્રાહ્મણ લેખકો તો સર્વોપરિતાની સ્પર્ધામાં ભાગ લેતા હતા,[૬૮૫] અને તેમાં તેઓ

---

૬૮૪ સે. બુ. ઈ., પુ. ૨૨ પૃ. ૨૨૫-૨૨૬

૬૮૫ બ્રાહ્મણ લેખકો પણ સાધુઓ હતા, એમ કહેવામાં આવે તો જૂદી વાત છે. પરંતુ આ બાબતમાં બૌદ્ધ અને જૈન લેખકો

જીતે કે હારે તેના ઉપર દુનિયામાંની તેમની સ્થિતિનો આધાર ઘણા અંશે રહેલો હતો. આથી તેમની પોતાની હકીકત વધારે વિકૃત અને પક્ષપાતી હોય એ સંભવિત છે. એ બન્ને પ્રકારના ગ્રંથોની સરખામણી કરતાં એવું અનુમાન જાય છે કે, બ્રાહ્મણો તેમ જ ક્ષત્રિયો સર્વોપરિતાને માટે સ્પર્ધા કરી રહ્યા હતા તો પણ તેમનામાંના કોઇના હક્કનો સ્વીકાર સૌએ કર્યો ન હતો. બૌદ્ધ ગ્રંથો ક્ષત્રિયોનો પક્ષ તાણે છે તો પણ ખરી હકીકત કદિ પણ છૂપાવતા નથી. ઉપર્યુક્ત અંક ૫, ૬, ૮ અને ૯ બ્રાહ્મણોના હક્ક છૂટથી પ્રદર્શિત કરે છે. બ્રાહ્મણોના ગ્રંથો સાધારણ રીતે ક્ષત્રિયોની સર્વોપરિતાનો ઉલ્લેખ કરતા નથી; પણ નજરચૂકથી કેટલાક ફકરાઓમાં ખરી વસ્તુસ્થિતિ નોંધાઈ ગયેલી છે. દાખલા તરીકે, "વાજસનેય–સંહિતા" ( ૩૮, ૧૯) માં ક્ષત્રિયોને બ્રાહ્મણોની પૂર્વે ગણાવેલા છે; અને "કાઠક" (૨૮, ૫) માં એમ સ્પષ્ટ કર્યું છે કે, ક્ષત્રિયો બ્રાહ્મણોથી ચઢિયાતા છે.[૬૮૬] "શતપથબ્રાહ્મણ" માં કહ્યું છે તેમ "રાજાની પાછળપાછળ બ્રાહ્મણ જતો" (૧, ૨, ૩, ૨) તેમ જ "રાજાની પછી તેને માન મળતું" (૫, ૪, ૨, ૭). બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચેની સર્વોપરિતા માટેની સ્પર્ધાનું સૂચન "ઐતરેયબ્રાહ્મણ"માંના એક પરિચ્છેદ (૭, ૨૨) માં થયેલું છે, અને તેમની વચ્ચેના વૈમનસ્યનો સ્પષ્ટ ઉલ્લેખ "પંચવિંશબ્રાહ્મણ" (૧૮, ૧૦, ૮) માં થયેલો છે. "હિંદુ ઇતિહાસના શરૂઆતના સમયમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે જે સ્પર્ધા બેશક ચાલી રહી હતી તેના

---

પરત્વે જેટલી સાબીતી મળે છે તેટલી સાબીતી તેમના પરત્વે મળતી નથી. પણ એવું હોય તથાપિ એથી તેમના મતનું શ્રવણ કરાવવાનો તેમને સમાન હક્ક છે એટલું જ સાબીત થાય છે; એથી બ્રાહ્મણ લેખકોની સર્વોપરિતા કાંઇ સાબીત થતી નથી.

૬૮૬ ઇ. સ્ટ્ડુ., ૧૦, પૃ. ૩૦.

લોકકથામાંના કેટલાક દાખલાઓ" વિગતવાર મૂરે આપેલા છે.[૧૮૭]

ઉપર્યુક્ત બૌદ્ધ ગ્રંથો—જાતકોની ઉપકથાઓ અને સુત્તનું સાહિત્ય-ઇ. સ. પૂ. ચોથી સદીના સાહિત્ય તરીકે ગણાવી શકાય. આથી એમ સ્પષ્ટ થાય છે કે, એ સમયે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો એટલા બધા વિકસિત થયા ન હતા કે તેમને આજના સમયની 'જાતિ'ના જેવું મર્યાદિત સ્વરૂપ પ્રાપ્ત થયેલું ગણાવી શકાય. 'બાપના વર્ણથી સંતાનનો વર્ણ નક્કી થાય' એ એમના પ્રધાન સૂત્રનો સ્વીકાર સર્વત્ર સિદ્ધાંતરૂપે થયો હતો ખરો; પણ, આપણે ઉપર જોઈ ગયા તેમ, તે સમયે એક વર્ણમાંથી બીજા વર્ણમાં દાખલ થઈ શકાતું હતું ખરૂં. વળી, વર્ણાંતર લગ્ન તે સમયે પણ પ્રચલિત હતું, અને નિદાન ઉપલા ત્રણ વર્ણો પરત્વે તો ખોરાક લેવાની બાબતમાં કાંઈ બંધન ન હતું. છેવટે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે, તમામ વર્ણોમાં બ્રાહ્મણોની નિઃશંક સર્વોપરિતાનો સ્વીકાર થવાનાં વહાણાં તે વખતે પણ હજી વાયાં ન હતાં.

[ ૭ ]

પરંતુ સર્વોપરિતા માટેની સ્પર્ધાનો અંત થોડા સમયમાં જ આવી જાય, એવું નિર્માણ થયું હતું. ધીમેધીમે પણ દૃઢતાપૂર્વક બ્રાહ્મણોએ પોતાના વિશિષ્ટ અધિકાર સ્થાપિત કર્યા, અને આખરે તેમની સર્વોપરિતા વિષે કોઇ પણ માણસ શંકા ઊઠાવનારો રહ્યો નહિ.

**બ્રાહ્મણોનો અંતિમ વિજય.**

આ ઉત્ક્રાંતિનાં ક્રમિક પગથિયાં નક્કી કરવાનું સાધન આપણી પાસે નથી; કેમ કે, બૌદ્ધ ગ્રંથોની માફક બ્રાહ્મણોના પ્રમાણભૂત ગ્રંથોને તપાસી જોવા માટે કાંઈ પણ સ્વતંત્ર પૂરાવો મળી આવતો નથી. પરંતુ એટલું તો સહીસલામતીથી સ્વીકારી શકાય કે ગુપ્તકાળમાં બૌદ્ધ પંથની પડતી થઇ અને બ્રાહ્મણધર્મનો પુનરુદ્ધાર થયો તેથી બ્રાહ્મણોની સર્વોપરિતા છેવટે સ્થાપિત અને સિદ્ધ થઇ.

---

૧૮૭ મૂર, સે. ટે., પુ. ૧, પૃ. ૨૯૬ અને આગળ.

આપણે જોઈ ગયા છીએ તેમ, બૌદ્ધ પંથે ક્ષત્રિયોના ઇલાખાનો સ્વીકાર કર્યો હતો, અને બૌદ્ધ પંથ તથા બ્રાહ્મણધર્મ વચ્ચે જે સ્પર્ધા ચાલી રહી હતી તેના પરિણામમાં આડકતરી રીતે બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે બળની કસોટી થઈ. બૌદ્ધ પંથની પડતીનાં કારણો અત્યારે શોધી કાઢી શકાય તેમ નથી; પણ બૌદ્ધ પંથની પડતી તો થતી જ ચાલી, અને તેની સાથેસાથે તે પંથના માનીતા ક્ષત્રિયોની પણ અવનતિ થતી ચાલી; અને અંતે વિજેતા બ્રાહ્મણો સમરાંગણમાં એકલા મલકાવા લાગ્યા.

ઇ. સ. ની છઠ્ઠી સદીના તાલગુંડના શિલાલેખમાં[૬૮૮] સર્વોપરિતા માટેની ઉક્ત સ્પર્ધાનું સંભારણું નોંધાઈ રહેલું લાગે છે. એમાં એમ કહ્યું છે કે, કદંબ વંશનો સ્થાપક બ્રાહ્મણ મયૂરશર્મા વેદવિદ્યા મેળવવાની આકાંક્ષાથી પલ્લવ રાજાઓના નગરમાં ગયો. “ત્યાં કોઈ પલ્લવ ઘોડાવાળા સાથેની જબરી લડાઈથી ગુસ્સે થઈને (તે મનનાં આમ વિચારવા લાગ્યો.):–‘અરેરે ! આ કલિયુગમાં ક્ષત્રિયો કરતાં બ્રાહ્મણો આટલા બધા નબળા રહે, એ ખરેખર દિલગીરીની વાત છે! જેણે પોતાના ગુરુના કુટુંબની સેવા કરી હોય અને પોતાના વેદનો અભ્યાસ અંતઃકરણપૂર્વક કર્યો હોય તેની પવિત્રતાની સંપૂર્ણતાનો આધાર રાજા ઉપર રહે, તેનાથી વધારે દુઃખદાયક બીજું શું હોઇ શકે ?’ આથી કુશ ઘાસ, બળતણ, પથરા, કડછી, વીઘરેલું ઘી અને આહુતિપાત્ર ધરવામાં કુશળતા ધરાવનાર પોતાના હાથે તેણે પૃથ્વી જીતવાની આતુરતાથી તરવાર મ્યાનમાંથી બહાર ખેંચીને લડાઈ કરી.” તેણે પલ્લવોના લશ્કરને કેવી રીતે હરાવ્યું તથા પોતાનું સંસ્થાન કેવી રીતે સ્થાપ્યું, તેનું વર્ણન બાકીના શ્લોકોમાં કરેલું છે.

આ લડાઈમાં બ્રાહ્મણોનો વિજય થયો અને કિલ્લાને તેમણે સર કર્યો. ત્યારપછી આસપાસ મજબૂત અંતરાયો ઊભા કરીને એ

---

૬૮૮ એ. ઇં., ૮, પૃ. ૩૧, ૩૪.

**બ્રાહ્મણ સંઘોની સખ્તાઇ સંપૂર્ણતાએ પહોંચી.**

કિલ્લાને અભેદ્ય કરવાના પ્રયત્નો તેમણે આદર્યા. આ માટેનાં સાધનો સહેલાઇથી હસ્તગત થાય તેમ હતું. તેમનો જે સંઘ હતો તેમાં જરાક ફેરફાર કરતાંની સાથે તે ચુસ્ત અને મર્યાદિત બની શકે તેમ હતું, એટલે તેઓ આતુરતાથી એ કામે લાગ્યા. તેનું પરિણામ આજે આપણે જોઈ શકીએ છીએ. તેમણે વર્ણાંતર લગ્નનો સ્પષ્ટ નિષેધ કર્યો; અને ખોરાક તથા સ્પર્શ પરત્વે પણ બંધનો ઠરાવી દીધાં. આમ ઈતિહાસનું પુનરાવર્તન થયું. ગર્વિષ્ઠ આર્યોએ જે સાધનથી પોતાની અને શૂદ્રોની વચ્ચે અંતરાય ઊભો કર્યો હતો તે જ સાધનનો સફળ પ્રયોગ બ્રાહ્મણોએ કર્યો અને બાકીના વર્ણોની ઊતરતી સ્થિતિ કાયમને માટે સ્થાપી દીધી. પ્રથમના શૂદ્રોની જે સ્થિતિ થઇ પડી હતી તેની અને આ બાકીના વર્ણોની સ્થિતિની વચ્ચે નહિ જેવો જ ફરક રહેવા પામ્યો.

બ્રાહ્મણોનું આ સામાજિક કૈવલ્ય કયા સમયે સંપૂર્ણતાએ પહોંચ્યું, એ નક્કી કરવાનું કામ મુશ્કેલ થઈ પડે છે. શિલાલેખોના પૂરાવાથી એમ સાબીત થાય છે કે, બ્રાહ્મણો અને અન્ય વર્ણો વચ્ચે પાછળના સમયમાં પણ લગ્નો થતાં હતાં. દાખલા તરીકે, ઇ. સ.-ની નવમી સદીના ઉત્તરાર્ધના પ્રતિહાર બાઉકના જોધપુરના શિલાલેખમાં[૬૮૯] એમ કહ્યું છે કે, એ કુળનો સ્થાપક બ્રાહ્મણ હરિચંદ્ર બે સ્ત્રીને પરણ્યો હતો તેમાંની એક સ્ત્રી બ્રાહ્મણી હતી અને બીજી સ્ત્રી ક્ષત્રિયાણી હતી. બ્રાહ્મણીથી થયેલી પ્રજા પ્રતિહાર બ્રાહ્મણ ગણાઈ, અને ક્ષત્રિયાણીથી થયેલી પ્રજા પ્રતિહાર ક્ષત્રિય ગણાઈ. આ વિશિષ્ટ પ્રસંગ વિષે આપણે ગમે તેમ માનીએ; પરંતુ એથી એટલું તો અલબત્ત સાબીત થાય છે કે, જે સમયે એ શિલાલેખ કોતરાયેલો તે સમયે વર્ણાંતર લગ્નનો રિવાજ રૂઢ હતો; કારણ કે, જે પદ્ધતિ

---

૬૮૯ જ. રૉ. એ. સો., ૧૮૯૪, પૃ. ૧ અને આગળ.

પોતાના સમયમા રૂઢ ન જ હોય તે પદ્ધતિથી કુળની ઉત્પત્તિ દર્શાવવાની હિંમત કોઈ પણ વહીવંચો ન કરે. ઈબ્ન ખોરદાદબેહ નામના આરબ મુસાફરનું વર્ણન આપણા નિર્ણયને સંપૂર્ણ ટેકો આપે છે. તે ઇ. સ. ના નવમા સૈકામાં હયાત હતો અને ઇ. સ. ૯૧૨ માં મરણ પામ્યો હતો. ખતરિયો (અર્થાત્, ક્ષત્રિયો) વિષે લખતાં તે કહે છે કે, "બ્રહ્મના વર્ગ ( અર્થાત્, બ્રાહ્મણો )ની પુત્રીઓ આ વર્ણના પુત્રોને પરણાવવામાં આવતી નથી, પણ બ્રાહ્મણો તેની પુત્રીઓને પરણે છે."[૬૯૦] દક્ષિણ હિંદુસ્તાનમાં પણ એવી જ સ્થિતિ હોવાનું જણાય છે. ઇ. સ. ના છઠ્ઠા સૈકાના પુર્વાર્ધનો[૬૯૧] કાકુસ્થવર્માનો તાલગુંડનો શિલાલેખ[૬૯૨] એમ સાબીત કરે છે કે, જે કદંબોના કુળનો એ રાજા હતો તે કદંબો બ્રાહ્મણો હતા તો પણ તેણે પોતાની પુત્રીને ગુપ્તકુળમાં પરણાવી હતી. ગુપ્તો પોતે માતૃપક્ષે વ્રાત્ય લિચ્છવીઓમાંથી ઉતરી આવેલા હતા છતાં પણ, બ્રાહ્મણત્વનો પૂર્ણ દાવો કરનારા કદંબ કુળના રાજાએ શાસ્ત્રોના ઉગ્ર નિષેધની સામે થઈને પોતાની પુત્રી તેમના કુળમાં પરણાવી હતી. તદુપરાંત આવનીના એક શિલાલેખ ઉપરથી એમ સમજાય છે કે, છેક ઇ. સ. ની દસમી સદીમાં પણ કદંબ કુળમાં જન્મેલી દિવલાંબા નોલંબ રાજાની પટરાણી હતી.[૬૯૩] નોલંબો પોતાને પલ્લવોના વંશજો[૬૯૪] કહેવડાવે છે; અને ઉપર્યુક્ત તાલગુંડના શિલાલેખમાં પલ્લવોને ક્ષત્રિયો કહેલા છે. આ દાખલાઓથી એમ સાબીત થાય છે કે, બ્રાહ્મણોનો સામાજિક સંઘ નિદાન ઇ. સ. ની દસમી સદીની પૂર્વે પ્રગતિની પૂર્ણ સ્થિતિએ પહોંચ્યો ન હતો.

---

૬૯૦ ઈલિયટકૃત "હિસ્ટરી ઑફ ઇંડિયા" પુ. ૧, પૃ. ૧૬.

૬૯૧ એ. ઈ., પુ. ૮, પૃ. ૩૧.

૬૯૨ એ. ઈ., પુ. ૮, પૃ. ૨૪ અને આગળ.

૬૯૩ એ. ઈ., પુ. ૧૦, પૃ. ૬૧–૬૨.

૬૯૪ એ. ઈ., પુ. ૧૦. પૃ. ૫૭.

આપણે પ્રથમ કહી ગયા છીએ કે, છેક શરૂઆતથી બ્રાહ્મણોના સંઘના અનેક ગૌણ ઉપસંઘો પડેલા હતા. પુરોહિતના કર્તવ્ય માટે જરૂરની વિદ્યા સંઘના પાયા તરીકે ગણાઈ ત્યારે અભ્યાસના વિશિષ્ટ વિષયોને અનુસરીને ઉપસંઘો બંધાયા. સંઘના પાયા તરીકે વિદ્યાનું સ્થાન જન્મે લીધું તે વખતે સ્થળના અનુસારે ભેદ ઉપસ્થિત થયા હોવા જોઇએ. "જાતકો"માં જ 'ઉદિચ્ચ બ્રાહ્મણ' નો તથા આવા કુળમાં જન્મ થયા બદલનો સ્પષ્ટ ગર્વ દર્શાવનારાં વાક્યોનો ઉલ્લેખ થયેલો આપણા જોવામાં આવે છે.[૬૯૫] પાછળના સમયના કનૌજ બ્રાહ્મણનું, ગૌડ બ્રાહ્મણનું, કંકણસ્થ બ્રાહ્મણનું અને તૈલંગ બ્રાહ્મણનું એ પૂર્વચિહ્ન હતું. ખોરાક અને લગ્ન વિષે વિગતવાર નિયમો સ્થપાયા ત્યારે લોકોના વિવિધ વિભાગો જે પ્રમાણમાં એવા નિયમોનું પાલન કરતા રહ્યા તે પ્રમાણને અનુસરીને વિવિધ પેટાભાગ પડયા વગર ન રહ્યા, એ દેખીતું છે. આવાં વિવિધ કારણોને લઈને બ્રાહ્મ-ણોના સંખ્યાબંધ સંઘો સ્થપાયા. એવા દરેક સંઘનું વ્યક્તિગત સહ-કારી સ્વરૂપ એટલું બધું સંપૂર્ણ છે કે, એવા બધા સંઘો એક જ મહાસંઘના પેટાભાગ છે, એમ સ્થાપિત કરવાનું કામ કાંઈ અઘરૂં નથી. સેનાર્ત યોગ્ય જ કહે છે કે, "સાધારણ રીતે આપણે 'બ્રાહ્મણ વર્ણ' કહીએ છીએ; પણ ખરૂં જોતાં આપણે 'બ્રાહ્મણ વર્ણો' કહેવા જોઈએ. સામાન્ય શબ્દમાં આપણે સંખ્યાબંધ વર્ણોનો સમાવેશ કરીએ છીએ; અને એવા દરેક વર્ણનું પોતાનું વ્યક્તિત્વ હોય છે."[૬૯૬]

[ ૮ ]

જે બ્રાહ્મણો[૬૯૭] તુલનાત્મક દૃષ્ટિએ લગભગ નિશ્ચિત સમૂહ

---

૬૯૫ "જાતક," ૨, ૮૨ અને આગળ, ૪૩૮ અને આગળ, ૧, ૩૫૬ અને આગળ, ૩૭૧ અને આગળ.

૬૯૬ સેનાર્ત, પૃ. ૧૩૯.

૬૯૭ ક્ષત્રિયોના પણ આવા સમૂહો પડયા હોવા જોઈએ; પણ

જેવા હતા તેમના પણ સંખ્યાબંધ ભાગલા પડી શક્યા ને તેમની નનામી તો પણ તેટલી જ જાતિઓ બંધાઇ, તો પછી વૈશ્યોની તથા શૂદ્રોની (અને તેની સાથેસાથે જેઓ પ્રથમ આર્યોના વાડાની બહાર હતા પણ પછીથી તેમાં દાખલ થઈ ગયા હતા તેમની) બાબતમાં એવું જ બને, એવી આશા આપણે ખુશીથી રાખી શકીએ.

**બીજા સામાજિક સંઘોની ક્રમિક સ્થાપના.**

આપણે પ્રથમ કહી ગયા છીએ કે, વૈશ્યો તથા શૂદ્રો કદિપણ સવર્ણ લોકો ન હતા. છેક શરૂઆતના સમયથી તેમના વિશિષ્ટ સમૂહો બંધાયા હોવા જોઇએ, અને તેમાંથી છેવટે જાતિઓ બંધાઈ હોવી જોઈએ. હાલની કેટલીક જાણીતી જાતિઓને મળતા આવતા અનેક ધંધાદારી સમૂહોનાં નામો વેદસાહિત્યમાંથી મળી આવે છે.[૧૯૮] નમૂના તરીકે થોડાંક નામો અહીં આપણે આપીશું:—

| વેદસાહિત્યમાંના ધંધાદારી સમૂહો.[૧૯૯] | હાલની જાતિ | ધંધો. |
|---|---|---|
| કર્માર | કર્મકાર | લોહાર |
| કુલાલ | કુમાર | કુંભાર |
| કૈવર્ત | કૈવર્ત | માછીમાર |
| ગણક | ગણક | જોષી |
| ગોપાલ | ગોવાળ | ગોવાળ |
| તક્ષન્, તષ્ટૃ | સૂથાર | સૂથાર |

હાલ તેમનો શોધ કરવાનું બની શકે તેમ નથી. તેમ છતાં પણ બંગાળાના સેન રાજાઓના શિલાલેખોમાં ‘બ્રહ્મ-ક્ષત્રિય’, ‘કર્ણાટ-ક્ષત્રિય’ જેવાં નામો જોવામાં આવે છે.

૧૯૮ ખાસ કરીને સરખાવો “વાજસનેય-સંહિતા”, ૧૬, ૩૦.

૧૯૯ વે. ઇ.. ૨, પૃ. ૫૮૫-૫૮૬ ઉપરથી.

| | | |
|---|---|---|
| ધૈવર | ધીવર | માછીમાર |
| નાપિત | નાપિત | હજામ |
| મલગ | ધોબી | ધોબી |
| વયિત્રિ | તાંતી | વણકર |
| સુરાકાર | સુરી | કલાલ |

**તેમની સ્થાપના કરવામાં કારણરૂપ થયેલાં વિવિધ તત્ત્વો.**

સાધારણ રીતે એવું અનુમાન થઈ શકે કે, વેદકાળમાં પણ આમાંના અનેકનો વિકાસ થઈને સ્વીકૃત વર્ગો બંધાયા હતા. 'ધૈવર' (ધીવરનો વંશજ) જેવાં કુળનામોથી આ વાત સાબીત થાય છે. આપણે પ્રથમ કહી ગયા છીએ કે, તે પૈકીના લોહારો, કુંભારો, ગોવાળો, સૂથારો અને વણકરો જેવા અનેક લોકોની પોતાની શ્રેણીઓ સ્થપાયેલી હતી. આવી ઔદ્યોગિક સંસ્થાઓ વિકસિત થઇને છેવટે સામાજિક સંઘો સ્થપાયેલા, એમાં તો કાંઇ પણ શંકાને સ્થાન હોઇ શકે નહિ.[૭૦૦]

ભિન્નજાતિવિષયક તત્ત્વે પણ આ દિશામાં મહત્ત્વનો ભાવ ભજવ્યો હતો. દાખલા તરીકે, જે નિષાદોને વેદસાહિત્યમાં (વે. ઇ., ૧, ૪૫૪) વખતોવખત મહત્ત્વની જાતિ તરીકે ગણાવેલા છે તેમને "મનુસંહિતા" (૧૦, ૮)માં સામાજિક સંઘ તરીકે ઉલ્લેખેલા છે. રાજકીય સંઘો ધીમેધીમે સામાજિક સંઘો બનવા તરફ જે વલણ ધરાવતા હતા તેનો ઉત્તમોત્તમ દાખલો કપિલવસ્તુના શાકયો પૂરો પાડે છે. તેમણે ખોરાક અને લગ્ન પરત્વે સ્પષ્ટ નિયમો ઘડેલા હતા. (સરખાવો "ભદ્દસાલ–જાતક", ૪, ૧૪૫ ની પ્રસ્તાવના.) કદાચ એ જ પદ્ધતિએ લિચ્છવીઓ છેવટે સામાજિક સંઘ જેવા બની ગયા

---

૭૦૦ સા. ડે. મૉ. ગે., પુ. ૫૧, પૃ. ૨૮૯ ઉપરનું ઓલ્ડન્બર્ગનું કથન સરખાવો.

હતા; કારણ કે, મનુએ (૧૦, ૨૨માં) તેમને એવા અલબત્ત ગણાવ્યા છે. હાલના ગોસાંઇના અને વૈરાગીના દાખલાથી એમ પણ જણાઈ આવે છે કે, ધાર્મિક સંસ્થાઓ પણ સામાજિક સંઘોની વૃદ્ધિ કરવામાં કારણરૂપ બનતી હતી.

આથી એમ માની શકાય છે કે, હાલના સમયના સંખ્યાબંધ સામાજિક સંઘો વિવિધ ઔદ્યોગિક, જાતિવિષયક, રાજકીય અને ધાર્મિક સંઘરૂપ સંસ્થાઓમાંથી ઉદ્‌ભૂત થયા હતા. હાલની દરેક જાતિ ઉપર્યુક્ત પ્રકારની અમુક સંસ્થામાંથી ઉદ્‌ભવેલી, એમ ઠરાવવાનું બની શકે તેમ નથી; તેમ જ પૂર્વની કોઈ સંસ્થામાંથી સંઘ રૂપે તે જાતિ ક્યા સમયે ઉદ્‌ભવને પામી હતી તે અંદાજે ઠરાવવાની આશા પણ રાખી શકાય તેમ નથી.

આ રૂપાંતર ધીમેધીમે ક્યારે ને કયી રીતે થયું, તેનો સાધારણ ખ્યાલ "વિનયપિટક"માંના એક ફકરા ઉપરથી આવી શકે છે.[૭૦૧]

૭૦૧ "ओमसवादो नाम दशहि आकारेहि ओमसति: जातियापि नामेनपि गोत्तेनपि कम्मेनपि सिप्पेनपि ** जाति नाम द्वे जातियो, हीना च जाति, उक्कट्ठा च जाति। हीना नाम जाति, चंडाल जाति, वेण जाति, नेषाद जाति, रथकार जाति, पुक्कुस जाति, एसा हीना नाम जाति। उक्कट्ठा नाम जाति, खत्तियजाति, ब्राह्मण जाति, एसा उक्कट्ठा नाम जाति। * * *" "सिप्पं नाम द्वे सिप्पानि, हीनं च सिप्पं, उक्कट्ठं च सिप्पं। हीनं नाम सिप्पं, नलकारसिप्पं, कुंभकारसिप्पं, पेसकारसिप्पं, चम्मकारसिप्पं, नहायितसिप्पं, तेसु तेसु वा पन जनपदेसु ओञ्ञातं, अवञ्ञातं, हीळतं, परिभूतं, अचित्तिकतं, एत हीनं नाम सिप्पं। उक्कट्ठं नाम सिप्पं, मुद्दा, गणना, लेखा, तेसु तेसु वा पन जनपदेसु अनोञ्ञातं, अनवञ्ञातं, अहीळतं, अपरिभूतं, चित्तिकतं, एतं उक्कट्ठं नाम

તેમાં એમ કહ્યું છે કે, જાતિ, નામ, ગોત્ર, કર્મ, શિલ્પ, વગેરે દસ રીતે કોઈ પણ માણસ બીજા માણસને અપવાદ આપી શકે. એ

---

**सिप्पं।**" તે જ પ્રમાણે, "**हीनं नाम कम्मं कोट्ठककम्मं, पुप्फछड्डुककम्मं...उक्कट्ठं नाम कम्मं कसि, वाणिज्जा, गोरक्खा।**" ("વિનયપિટક", ૪, પૃ. ૬ અને આગળ. "સુત્તવિભંગ પાચિત્તિય," ૧૧, ૨.) આ ફકરાના સંબંધમાં ઓલ્ડનબર્ગ આમ કહે છેઃ—

"ઉચ્ચ કે નીચ ગણી શકાય એવી બીજી જાતિઓ પણ છે, એવું કાંઇ પણ સૂચન કરવામાં આવ્યું નથી; એવી શકયતાની પણ ના પાડવામાં આવી છે; આથી ઉચ્ચ અને નીચ વચ્ચેની મધ્ય નીતિના અસ્તિત્વ વિષે સ્વાભાવિક રીતે ના પાડી શકાય નહિ." (સા. ડો. મૉ. ગે., પુ. ૫૧, પૃ. ૨૮૧.)

પ્રાચીન સમયમાં વૈશ્યો અને શૂદ્રો પણ વ્યવસ્થિત વર્ણો હતા, એવા પોતાના સિદ્ધાંતનો દેખીતી રીતે બચાવ કરવાના હેતુથી ઓલ્ડનબર્ગે 'મધ્ય જાતિ'ના અસ્તિત્વની કલ્પના કરી છે તે શંકાસ્પદ છે. ઉપર્યુકત દાખલાઓની માફક શૂદ્રોનો પણ વ્યવસ્થિત વર્ણ હોત તો 'હીન જાતિ'મા તેમની ગણના થઇ હોત, અને વૈશ્યોનાં યોગ્ય કર્તવ્યો ગણાતાં 'કૃષિ', 'વાણિજ્ય' અને 'ગોરક્ષા' 'કર્મ'ની કક્ષામાં મૂકાયાં ન હોત. વળી, મધ્ય અને ઉચ્ચ કે નીચ જાતિ વચ્ચે ભેદ પાડી શકાય તેમ નથી. ગમે તેમ પણ એટલું તો ચોક્કસ છે કે, આવી કોઈ મધ્ય જાતિ હયાતી ધરાવતી હોત તો દેશના વિવિધ ભાગોમાં એક કે બીજી જાતિ તરીકે તેનો સ્વીકાર થયો હોત, અને 'ગોત્ર', 'કર્મ,' 'શિલ્પ' વગેરે પરત્વે જે અપવાદનો ઉલ્લેખ ઉપર્યુક્ત ફકરામાં થયો છે તેનો ઉલ્લેખ એ જાતિ પરત્વે પણ તેમાં થયો હોત. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—એ ચાર વર્ણોને બૌદ્ધ ગ્રંથોએ ગણાવ્યા છે, એ ખરૂં; પણ ખરૂં જોતાં તે સવડને ખાતર વપરાતાં વ્યાપક નામો હતાં, એમ સમજવું જોઇએ. પ્રજાના સાધારણ વર્ગોની

દસ પ્રકાર ગણાવીને પછી એમ કહ્યું છે કે, અમુકઅમુક નીચ જાતિ, નામ, કર્મ વગેરે છે, અને અમુકઅમુક ઉચ્ચ જાતિ, નામ, કર્મ વગેરે છે. જાતિ સિવાયના દરેક પ્રસંગે ઉચ્ચ તથા નીચ કર્મ, શિલ્પ વગેરેના થોડાક દાખલા આપવામાં આવ્યા છે, અને પછી એમ કહ્યું છે કે, "બીજા દેશોમાં જે અન્ય ઉચ્ચ કે નીચ ગણાય છે તે." જાતિના સંબંધમાં તો એટલું જ કહ્યું છે કે, "ચંડાલ, વેણુ, નિષાદ, રથકાર અને પુક્કુસ જેવી નીચ જાતિ; ક્ષત્રિય અને બ્રાહ્મણ જેવી ઉચ્ચ જાતિ." "બીજા દેશોમાં જે અન્ય ઉચ્ચ કે નીચ ગણાય છે તે"— એ સૂચક વાક્ય માત્ર જાતિના સંબંધમાં વપરાયું નથી તેથી આપણે એવો નિર્ણય કરી શકીએ છીએ કે, ઉચ્ચ અને નીચ જાતિઓની જે યાદી ઉક્ત ફકરામાં આપી છે તે પૂર્ણ છે.

આથી "વિનયપિટક"માંના ઉપર્યુક્ત ફકરા ઉપરથી એમ જણાઈ આવે છે કે, માત્ર વેણુ, ચંડાલ, નિષાદ અને રથકાર લોકોના ખરેખરા જાતિસમૂહ બંધાયેલા છે, અને નીચ શિલ્પના તથા નીચ કર્મના વર્ગમાં જે ચામડિયા, કુંભારો વગેરેને ગણાવેલા છે તેમનામાં

---

ગણના કરવાના દરેક પ્રસંગે વેણુ, રથકાર, પુક્કુસ વગેરે પચરંગી સમૂહોનો ઉલ્લેખ વિગતે કરવો પડે, એ અશક્ય નહિ તો પણ અત્યંત અગવડભર્યું તો થઈ જ પડે. બ્રાહ્મણ અને ક્ષત્રિય સિવાયની વિવિધ જાતિઓનો સમાવેશ વૈશ્યમાં અને શૂદ્રમાં થઇ જતો હતો, એમ ન માનવામાં આવે તો "અસ્સલાયન–સુત્ત"માં બુદ્ધ ભગવાને વર્ણોની સમાનતાનો જે નિર્ણય આપેલો છે તેમાંથી આવી અનેક જાતિઓને રદબાતલ કરી હોવી જોઇએ, એમ માની લેવું પડે. ખરી વસ્તુસ્થિતિ જોતાં આ વાત અશક્ય લાગે છે એટલે આપણે એમ જ માની લેવું પડે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણની ગણના કરવામાં બૌદ્ધ ગ્રંથો બ્રાહ્મણોના ગ્રંથોને અનુસરે છે તે પ્રસંગે તેઓ આ શબ્દોને વ્યાપક અર્થમાં જ લે છે.

એવો ફેરફાર હજી થયો નથી. હજી તેમનું વિશિષ્ટ લક્ષણ 'જાતિ' નથી પણ 'શિલ્પ' છે. જે "વિનયપિટક"માંથી ઉક્ત ફકરો આપણે લીધો છે તે ઈ. સ. પૂ. ચોથી સદીનો ગ્રંથ હોવાથી આપણે ખુશીથી એમ કહી શકીએ કે (નિષાદ અને પુક્કુસ જેવા) ભિન્નજાતિવિષયક સમૂહોનો તથા (રથકાર, વેણુ વગેરે) ઔદ્યોગિક સમૂહોનો આવો ફેરફાર તે સમયે અલબત્ત શરૂ થઇ ગયો હતો પણ બહુ અંશે પ્રગતિને પામ્યો ન હતો.

[ ૯ ]

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર— એ ચાર વિભાગમાં સમાજ વહેંચાયેલો હતો : એવા બ્રાહ્મણોના સિદ્ધાંતની સાથે ઉપર્યુક્ત જાતિઓની ક્રમિક સ્થાપનાનો મેળ પડે તેમ ન હતું.

**'મિશ્ર જાતિ'નો સિદ્ધાંત.**

ઉક્ત નવી જાતિઓની હયાતીની અવગણના થઇ શકે એમ ન હતું, તેમ બીજી તરફથી પોતાની જાતને બેવકૂફ બનાવ્યા વગર બ્રાહ્મણો પોતાના ધર્મચુસ્ત સિદ્ધાંતમાં ભાગ્યે જ ફેરફાર કરી શકે તેમ હતું. તેમનો પોતાનો સિદ્ધાંત અણીશુદ્ધ રહે, અને તેની સાથેસાથે સમાજમાંનાં આ નવીન તત્ત્વોનો પણ વિચાર કરી શકાય, એવી કાંઇક પેરવી દેખીતી રીતે કરવી પડે તેમ હતું.

તેમણે 'મિશ્ર જાતિ'નો સિદ્ધાંત સ્થાપીને વચલો રસ્તો કાઢ્યો. એ સિદ્ધાંત એવો છે કે, ચાર વર્ણો સિવાયની દરેક જાતિ સંકરથી ઉત્પન્ન થયેલી છે. જૂનાંમાં જૂનાં ધર્મસૂત્રોમાં[૭૦૨] આ સિદ્ધાંત જોવામાં આવે છે, અને "મનુસંહિતા"માં[૭૦૩] તેની પૂર્ણ પ્રગતિ દૃગ્ગોચર થાય છે. આ સિદ્ધાંત કેટલો બધો અશક્ય છે, એ દરેક વાચક પોતે સમજી શકે તેમ છે. તેનું હડહડતું જૂઠાણું ગમે તેવા

૭૦૨ "ગૌતમધર્મસૂત્ર", ૪, ૧૬ અને આગળ.

૭૦૩ "મનુસંહિતા", ૧૦, ૮ અને આગળ.

વાચકના ધ્યાનમાં આવે તેમ છે. સેનાર્ત યોગ્ય જ કહે છે કે, "મિશ્ર જાતિના ખુલાસાથી કોઇ પણ માણસ છેતરાઈ જાય તેમ નથી. એ વાતની કેવળ અશકયતા તેને વખોડી કાઢવાને પુરતી છે."૭૦૪ જૉલી પણ આવી જ ટીકા કરે છે:—"મિશ્ર જાતિની પદ્ધતિમાં બનાવટીપણાની છાપ ચોકખેચોખ્ખી દેખાઈ આવે છે."૭૦૫

**એ સિદ્ધાંતનું ઐતિહાસિક મહત્ત્વ.**

એ સિદ્ધાંત અશક્ય છે તેમ જ એ પદ્ધતિ એકદમ બનાવટી છે તો પણ તેનું મોટું ઐતિહાસિક મહત્ત્વ પણ છે. પ્રથમ તો એ કે, આર્યોના સમાજના જે ચાર ભાગ પડેલા હતા તે પ્રથમથી જ સિદ્ધાંતરૂપ હતા, તેમ જ 'વૈશ્ય' શબ્દથી તથા 'શૂદ્ર' શબ્દથી લગભગ વિશિષ્ટ પ્રકારના જનસમૂહો સૂચવાય છે, અને છેવટે 'વર્ણ'નાં લગભગ તમામ લક્ષણો તેમને પ્રાપ્ત થયાં હતાં, એવું સૂચન એથી થાય છે. બીજું એ કે, બ્રાહ્મણલેખકોએ પોતે જે સામાજિક પદ્ધતિ વિકસાવી હતી તેને હિંદુસ્તાનની પ્રજાના તમામ વિવિધ વર્ગોને લાગૂ પાડવાની તીવ્ર આકાંક્ષા તેઓ ધરાવતા હતા, એમ એ બતાવી આપે છે.૭૦૬

**જાતિની પ્રગતિ ઉપર બહારની અસર.**

પ્રસ્તુત પ્રશ્નના આ નવીન રૂપાંતર વિષે માત્ર ઉપરછલ્લો વિચાર ન કરતાં જરા વિગતે વિચાર કરવાની જરૂર રહે છે; કારણ કે ખાસ કરીને ઔદ્યોગિક તથા ઇતર સમૂહો વિકસિત થઇને સામાજિક સંઘો સ્થપાયા તેનો ખુલાસો કાંઇક અંશે એથી આપણને મળે છે. ઘણુંખરૂં એમ કહેવામાં આવે છે કે, વર્ણ-વ્યવસ્થા તો સ્વાભાવિક આંતરિક ઉત્ક્રાંતિનું

૭૦૪ સેનાર્ત, પૃ. ૧૨૧.

૭૦૫ સા. ડે. ઑ. ગે., પુ. ૫૦, પૃ. ૫૮૭.

૭૦૬ સા. ડે. ઑ. ગે., પુ. ૫૧, પૃ. ૨૭૭ ઉપરના ઓલ્ડનબર્ગના વિચારો સરખાવી જુઓ.

પરિણામ છે. પરંતુ એકંદર વસ્તુસ્થિતિનો પૂર્ણ વિચાર કરતાં એમ જણાઇ આવે છે કે, આ વાક્યમાં પુષ્કળ ફેરફાર કરવો પડે તેમ છે. સંઘની ભાવનાનો પ્રશ્ન તેમ જ જીવનની દરેક બાબતમાં સમાનતા આણવા પ્રત્યેના હિંદી જનતાના સામાન્ય વલણનો પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ, આવા સંખ્યાબંધ સામાજિક સંઘોનો વિકાસ કરવામાં મદદરૂપ થયેલાં નિદાન બે સબળ તત્ત્વો ઓળખાવી શકાય તેમ છેઃ—(૧) ધાર્મિક; અને (૨) રાજકીય.

**(૧) ધાર્મિક પ્રચારકાર્ય.**

પોતાની જાતિનો ધર્મ જે લોકો પાળે તેમને જે પુણ્ય થાય તેની વિગત આપતાં બ્રાહ્મણગ્રંથોના લેખકોને કદિ પણ કંટાળો આવ્યો નથી. દાખલા તરીકે, આપસ્તંબ[૭૦૭] કહે છે કે, "નીચ જાતિઓના લોકો પોતપોતાનો જાતિધર્મ બજાવે છે તો ઉત્તરોત્તર જન્મે તેઓ ઉપલી ઉચ્ચ જાતિમાં જન્મ પામે છે." ગૌતમ[૭૦૮] આમ કહે છેઃ—"(વિવિધ) જાતિઓ (ના) અને સંપ્રદાય (ના) (લોકો) હંમેશાં પોતાના ધર્મ બજાવતા રહે છે તેઓ મૃત્યુ પછી પોતાનાં કર્મનું ફળ ભોગવે છે, વગેરે......" કૌટિલ્ય[૭૦૯] એમ કહે છે કે, "પોતાનો જાતિધર્મ (સ્વધર્મ) બજાવવાથી માણસ સ્વર્ગને અને અનંત સુખને પામે છે." મનુ[૭૧૦] કહે છે કે; લોકો "સંકટના સમયે ચાર વર્ણોના ધર્મોને અનુસરશે તો પરમ સુખના ધામને પામશે." ધર્મશાસ્ત્રો એટલી જ ચોક્કસ રીતે ભવિષ્ય ભાખે છે કે, જેઓ પોતાની 'જાતિ'નો ધર્મ બજાવતા નથી તેમને ભાવિ જન્મમાં ભારે દુઃખ પડે છે. આપસ્તંબ[૭૧૧] કહે છે કે;

---

૭૦૭ ૨, ૧૧, ૧૦; ૨, ૨–૩.

૭૦૮ ૧૧, ૨૯.

૭૦૯ પુ. ૧, પ્રકરણ ૩.

૭૧૦ ૧૦, ૧૩૦.

૭૧૧ ૨, ૧૧, ૧૧.

"ઉચ્ચ જાતિઓના લોકો પોતપોતાનો જાતિધર્મ બજાવતા નથી તો ઉત્તરોત્તર જન્મે તેઓ નીચલી નીચ જાતિમાં જન્મ પામે છે." મનુ[૭૧૨] કહે છે કે, પોતાના જાતિધર્મની અવગણના કરનાર બ્રાહ્મણ ઓકી કાઢેલું ખાનાર 'ઉલ્કામુખ પ્રેત' થાય છે, તેવો ક્ષત્રિય અશુદ્ધ ચીજો અને મુડદાં ભક્ષનાર 'કટપૂતન પ્રેત' થાય છે, તેવો વૈશ્ય પરુ ખાનાર 'મૈત્રાક્ષજ્યોતિક પ્રેત' થાય છે, અને તેવો શૂદ્ર કીડા ભક્ષનાર 'ચૈલાસક પ્રેત' થાય છે.

તેમ છતાં પણ જાતિધર્મ યોગ્ય રીતે જળવાય તેને માટે બ્રાહ્મણો ફક્ત ઉક્ત વિધાનો ઉપર આધાર રાખીને બેસી રહ્યા ન હતા. તેનો અમલ કરાવવાના હેતુથી તેમણે રાજસત્તાને વિશિષ્ટ અધિકાર આપ્યા હતા. દાખલા તરીકે, આપસ્તંબ[૭૧૩] કહે છે કે, જાતિધર્મનું ઉલ્લંઘન કરનાર માણસને રાજાએ દેહાંતદંડ પણ કરવો જોઈએ. ગૌતમ[૭૧૪] પણ આવા લોકોને સજા કરવાની સત્તા રાજાને આપે છે. કૌટિલ્ય[૭૧૫] કહે છે કે, લોકો પોતાના જાતિધર્મમાંથી ચ્યુત થાય તે રાજાએ કદિ પણ ચલાવી લેવું ન જોઇએ. મનુ[૭૧૬] પણ એમ કહે છે કે "(રાજાએ) વૈશ્યો તથા શૂદ્રો માટે (ઠરેલા) ધર્મ બજાવવાની ફરજ (તેમને) પાડવી જોઇએ; કારણ કે, એ બે (જાતિઓ) પોતપોતાના ધર્મમાંથી ચ્યુત થાય તો આ (આખી) પૃથ્વીને અસ્તવ્યસ્ત કરી મૂકે." "વિષ્ણુસંહિતા"માં[૭૧૭] તેમ જ "યાજ્ઞવલ્ક્યસંહિતા"માં[૭૧૮]

**(૨) રાજકીય સત્તા.**

---

૭૧૨ ૧૨, ૭૧-૭૨.

૭૧૩ ૨, ૧૦, ૧૨-૧૬; ૨, ૧૧, ૧-૪; ૨, ૨૭, ૧૮.

૭૧૪ ૧૧, ૩૧.

૭૧૫ પુ. ૧, પ્રકરણ ૩.

૭૧૬ ૮, ૪૧૮.

૭૧૭ ૩, ૨. ૭૧૮ ૧. ૩૬૦.

પરિણામ છે. પરંતુ એકંદર વસ્તુસ્થિતિનો પૂર્ણ વિચાર કરતાં એમ જણાઇ આવે છે કે, આ વાક્યમાં પુષ્કળ ફેરફાર કરવો પડે તેમ છે. સંઘની ભાવનાનો પ્રશ્ન તેમ જ જીવનની દરેક બાબતમાં સમાનતા આણવા પ્રત્યેના હિંદી જનતાના સામાન્ય વલણનો પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ, આવા સંખ્યાબંધ સામાજિક સંઘોનો વિકાસ કરવામાં મદદરૂપ થયેલાં નિદાન બે સબળ તત્ત્વો ઓળખાવી શકાય તેમ છેઃ—(૧) ધાર્મિક; અને (૨) રાજકીય.

**(૧) ધાર્મિક પ્રચારકાર્ય.**

પોતાની જાતિનો ધર્મ જે લોકો પાળે તેમને જે પુણ્ય થાય તેની વિગત આપતાં બ્રાહ્મણગ્રંથોના લેખકોને કદિ પણ કંટાળો આવ્યો નથી. દાખલા તરીકે, આપસ્તંબ[૭૦૭] કહે છે કે, "નીચ જાતિઓના લોકો પોત-પોતાનો જાતિધર્મ બજાવે છે તો ઉત્તરોત્તર જન્મે તેઓ ઉપલી ઉચ્ચ જાતિમાં જન્મ પામે છે." ગૌતમ[૭૦૮] આમ કહે છેઃ—"(વિવિધ) જાતિઓ (ના) અને સંપ્રદાય (ના) (લોકો) હંમેશાં પોતાના ધર્મ બજાવતા રહે છે તો મૃત્યુ પછી પોતાનાં કર્મનું ફળ ભોગવે છે, વગેરે......" કૌટિલ્ય[૭૦૯] એમ કહે છે કે, "પોતાનો જાતિધર્મ (સ્વધર્મ) બજાવવાથી માણસ સ્વર્ગને અને અનંત સુખને પામે છે." મનુ[૭૧૦] કહે છે કે; લોકો "સંકટના સમયે ચાર વર્ણોના ધર્મોને અનુસરશે તો પરમ સુખના ધામને પામશે." ધર્મશાસ્ત્રો એટલી જ ચોક્કસ રીતે ભવિષ્ય ભાખે છે કે, જેઓ પોતાની 'જાતિ'નો ધર્મ બજાવતા નથી તેમને ભાવિ જન્મમાં ભારે દુઃખ પડે છે. આપસ્તંબ[૭૧૧] કહે છે કે;

---

૭૦૭ ૨, ૧૧, ૧૦; ૨, ૨–૩.

૭૦૮ ૧૧, ૨૯.

૭૦૯ પુ. ૧, પ્રકરણ ૩.

૭૧૦ ૧૦, ૧૩૦.

૭૧૧ ૨, ૧૧, ૧૧.

"ઉચ્ચ જાતિઓના લોકો પોતપોતાનો જાતિધર્મ બજાવતા નથી તો ઉત્તરોત્તર જન્મે તેઓ નીચલી નીચ જાતિમાં જન્મ પામે છે." મનુ[૭૧૨] કહે છે કે, પોતાના જાતિધર્મની અવગણના કરનાર બ્રાહ્મણ ઓકી કાઢેલું ખાનાર 'ઉલ્કામુખ પ્રેત' થાય છે, તેવો ક્ષત્રિય અશુદ્ધ ચીજો અને મુડદાં ભક્ષનાર 'કટપૂતન પ્રેત' થાય છે, તેવો વૈશ્ય પરૂ ખાનાર 'મૈત્રાક્ષજ્યોતિક પ્રેત' થાય છે, અને તેવો શૂદ્ર કીડા ભક્ષનાર 'કૈલાસક પ્રેત' થાય છે.

તેમ છતાં પણ જાતિધર્મ યોગ્ય રીતે જળવાય તેને માટે બ્રાહ્મણો ફક્ત ઉક્ત વિધાનો ઉપર આધાર રાખીને બેસી રહ્યા ન હતા. તેનો અમલ કરાવવાના હેતુથી તેમણે રાજસત્તાને વિશિષ્ટ અધિકાર આપ્યા હતા.

**(૨) રાજકીય સત્તા.**

દાખલા તરીકે, આપસ્તંબ[૭૧૩] કહે છે કે, જાતિધર્મનું ઉલ્લંઘન કરનાર માણસને રાજાએ દેહાંતદંડ પણ કરવો જોઈએ. ગૌતમ[૭૧૪] પણ આવા લોકોને સજા કરવાની સત્તા રાજાને આપે છે. કૌટિલ્ય[૭૧૫] કહે છે કે, લોકો પોતાના જાતિધર્મમાંથી ચ્યુત થાય તે રાજાએ કદિ પણ ચલાવી લેવું ન જોઇએ. મનુ[૭૧૬] પણ એમ કહે છે કે "(રાજાએ) વૈશ્યો તથા શૂદ્રો માટે (ઠરેલા) ધર્મ બજાવવાની ફરજ (તેમને) પાડવી જોઇએ; કારણ કે, એ બે (જાતિઓ) પોતપોતાના ધર્મમાંથી ચ્યુત થાય તો આ (આખી) પૃથ્વીને અસ્તવ્યસ્ત કરી મૂકે." "વિષ્ણુસંહિતા"માં[૭૧૭] તેમ જ "યાજ્ઞવલ્ક્યસંહિતા"માં[૭૧૮]

---

૭૧૨ ૧૨, ૭૧–૬૨.

૭૧૩ ૨, ૧૦, ૧૨–૧૬; ૨, ૧૧, ૧–૪; ૨, ૨૭, ૧૮.

૭૧૪ ૧૧, ૩૧.

૭૧૫ પુ. ૧, પ્રકરણ ૩.

૭૧૬ ૮, ૪૧૮.

૭૧૭ ૩, ૨.

આવી જ આજ્ઞાઓ થયેલી છે. "શુક્રનીતિ" પણ આવું જ કહે છે:—"દરેક જાતિ માટે જે ધર્મ ઠરાવી આપેલા હોય ને પૂર્વજો (તેવા જે ધર્મ) પાળતા હોય તે ધર્મ દરેક જાતિએ બજાવવા જોઈએ, અને તેમ ન થાય તો રાજાએ તેમને શિક્ષા કરવી જોઇએ."૭૧૯ "રામાયણ"માં કહ્યું છે તેમ, રામે શુદ્ર શંબૂકનો વધ કર્યો હતો, તે આનો નમૂનેદાર દાખલો છે. ગૌતમી બલશ્રીનો નાશિકનો ગુહાલેખ પણ જાતિધર્મ પરત્વેની રાજાની દરમ્યાનગીરીનો સુંદર દાખલો પૂરો પાડે છે. રાજા ગૌતમીપુત્રના સદ્ગુણોની યાદી આપતા તેમાં આમ કહ્યું છે:—"ચાર વર્ણોનો વટાળ તેણે બંધ કર્યો હતો."૭૨૦

આ લોકમાં તેમ જ પરલોકમાં શિક્ષા થશે, એવી બીક બેસાડીને લોકોને જાતિધર્મ પાળવાની ફરજ એ રીતે પાડવામાં આવી હતી. આથી રાજકીય કે ઔદ્યોગિક સંઘોની માફક પાછળ ન પડી જતાં, સામાજિક સંઘો વધારે ને વધારે સંપૂર્ણ થતા ગયા તથા હાલના સમય સુધી ચાલૂ રહ્યા, એમાં કાંઈ નવાઈ નથી. સામાજિક સંઘોને પવિત્રતાનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું તેથી આખા દેશમાં તેઓ ઝપાટાબંધ ફેલાઈ ગયા, એટલું જ નહિ પણ તેમનામાં કાયમનું મક્કમપણું આવ્યું. શ્રેણીઓ તથા ગણો અને આવા સંઘો એક જ સહકારી ભાવનાના પરિણામે ઉદ્ભુત થયાં હતાં તો પણ ઉક્ત મક્કમપણાને તથા ચુસ્તપણાને લીધે એવા સામાજિક સંઘો બન્યા, અને ઉક્ત શ્રેણીઓ તથા ગણો લઘુજીવી નીવડયાં.

[ ૧૦ ]

જે ઉત્ક્રાંતિના પરિણામમાં હિંદુસ્તાનની પ્રજા વિભક્ત થતાં

---

૭૧૯ પ્રકરણ ૪, ભાગ ૪, ૮૨–૮૩.

૭૨૦ એ. ઈ., ૮, પૃ. ૬૦–૬૧.

**'જાતિ' નામક સામાજિક સંઘનું સ્વરૂપ અને બંધારણ.** લગભગ મર્યાદિત અને સખ્ત પ્રકારના સંખ્યાબંધ સામાજિક સંઘો બંધાયા તે ઉત્ક્રાંતિનો ઇતિહાસ અહીં પૂરો થાય છે. હવે એવા સામાજિક સંઘોના સ્વરૂપ અને બંધારણ વિષે કાંઇક માહિતી આપવાનું કામ બાકી રહે છે.

સામાજિક સંઘોનું સ્વરૂપ તો સાધારણ રીતે બધા લોકો જાણે છે. હાલના સમયમાં નિયમોનું પાલન કરવામાં ઢીલાપણું જોવામાં આવે છે તેને અપવાદરૂપ ગણીએ તો પહેલાંના સમયની અને હાલના સમયની સ્થિતિ વચ્ચે કાંઇ બહુ ફેર લાગતો નથી, એવું માનવાને કારણો મળે છે. સામાજિક સંઘના પાયા તરીકે જન્મનું મહત્ત્વ મનાતું હતું, અને તેનાં મુખ્ય સંયોજક તત્ત્વો તરીકે ખાસ કરીને જ્ઞાતિજનો સાથેના ભોજનવ્યવહાર, લગ્નવ્યવહાર તથા ઇતર વ્યવહાર વિષે ઠરેલાં સંખ્યાબંધ ધોરણો ગણાતાં હતાં. એ ધોરણોનું ઉલ્લંઘન કરનાર ગુનેગારને પ્રાયશ્ચિત્તની નાની ક્રિયાથી માંડીને જ્ઞાતિબહિષ્કાર સુધીની શિક્ષા ગુનાના પ્રમાણમાં થતી હતી. આવા અનેક સામાજિક સંઘો ઔદ્યોગિક સમૂહોમાંથી વિકસિત થયેલા હતા તેથી

**સામાજિક સંઘોના પાયા તરીકે ધંધો નહિ પણ જન્મ.** કેટલાક વિશિષ્ટ ધંધાઓ એવા સંઘોને કુદરતથી પ્રાપ્ત થયેલા હોવાનું મનાય છે. પરંતુ એવા ધંધાઓ આવા સામાજિક સંઘોના પાયા તરીકે તો શું પણ સંયોજક તત્ત્વ તરીકે મનાતા હશે કે કેમ, એ વિષે શંકા રહે છે. બીજી રીતે કહીએ તો, હાલના સમયની માફક તે સમયે પણ કોઇ માણસ પોતાની જાતિનો વિશિષ્ટ ધંધો છોડી દેતો હશે અગર તો બીજી જાતિનો ધંધો સ્વીકારતો હશે તો પણ પોતાની જાતિમાંથી બહિષ્કૃત નહિ થતો હોય, એમ સંભવિત લાગે છે. જ્યાંસુધી તે ઉપર્યુક્ત નિયમોનું પાલન કરતો હશે ત્યાંસુધી તે પોતાની જ્ઞાતિમાં જ ચાલૂ રહેતો હશે, એમ લાગે છે. તે પોતાના વંશપરંપરાગત ધંધાને નિમ-

કહલાલીથી વળગી રહેતો હશે તો પણ એ નિયમોનું પાલન નહિ કરતો હોય તો ગુના બદલ ઠરેલી શિક્ષામાંથી તે બચી જતો નહિ જ હોય. "મનુસંહિતા"માંના સુપ્રસિદ્ધ શ્લોકો (૩, ૧૫૧ અને આગળ) આ વાત સાબીત કરે છે. એથી એમ સમજાય છે કે, ઊંચામાં ઊંચી જાતિ પણ આ બાબતમાં તદ્દન બેદરકાર રહેતી હતી; તે એટલે સુધી કે, દુકાન ચલાવવાનો, માંસ વેચવાનો, ધીરધાર કરવાનો, ઢોર ચારવાનો અને નાટકમાં ભાવ ભજવવાનો ધંધો પણ બ્રાહ્મણો કરતા હતા છતાં પણ તેઓ પોતાની જ્ઞાતિમાંથી બહિષ્કૃત થતા નહિ. આમ કર્યાથી કાંઈ ગુનો બનતો હોય, એવું પણ લાગતું નથી; કારણ કે, પ્રાયશ્ચિત્તની ક્રિયાને પાત્ર ગણાય એવા ગુનાની લાંબી યાદી ("મનુસંહિતા," ૧૧, ૧–૭૧)માં આવા ગુનાનો સમાવેશ કરેલો નથી.[૭૨૧] મનુ ભગવાને એમ ઠરાવેલું છે કે, જે માણસ પોતાની જાતિના વિશિષ્ટ ધંધાથી પોતાનું ગુજરાન ચલાવી શકતો ન હોય તે પોતાની જાતિથી ઊતરતી જાતિના વિશિષ્ટ ધંધા કરી શકે. દાખલા તરીકે, બ્રાહ્મણ ક્ષત્રિયનો અને વૈશ્યનો ધંધો કરી શકતો; ક્ષત્રિય વૈશ્યનો ધંધો કરી શકતો; વૈશ્ય શૂદ્રનો ધંધો કરી શકતો; અને શૂદ્ર એવા જ સંજોગોમાં હસ્તકળાના ઉદ્યોગથી પોતાનો ગુજારો ચલાવી શકતો.[૭૨૨] આથી અલબત્ત એમ સિદ્ધ થાય છે કે, ઉદ્યોગ તથા ધંધા ચલિત રહી શકતા. આથી, સામાજિક સંઘોના પાયા તરીકે કે સંયોજક તત્ત્વ તરીકે આવા ધંધાઓ ગણાતા, એ વિચારની સાથે આનો મેળ પડી જ શકતો નથી. લોકોના અમુક સમૂહમાં ધંધો સ્થાયી રહેવા તરફ ઘણુંખરું વલણ રહેતું, એ વાતની ના પાડી શકાય તેમ નથી;

---

૭૨૧. "મનુસંહિતા,", ૧૦, ૯૨ માં અલબત્ત એમ ઠરાવ્યું છે કે, માંસ (વેચવા)થી બ્રાહ્મણ એકદમ જ્ઞાતિબહાર મૂકાય છે; પણ "મનુસંહિતા," ૩, ૧૫૨ના આધારે એમ કહી શકાય છે કે, વ્યવહારમાં આ શિક્ષાનો અમલ ભાગ્યે જ થતો હશે.

૭૨૨. "મનુસંહિતા", ૧૦, ૮૧–૮૩, ૯૮–૯૯.

તેમ છતાં પણ આ લક્ષણને સામાજિક સંઘોનું પોતાનું લક્ષણ ન ગણતાં જે પ્રાથમિક ઔદ્યોગિક સંસ્થાઓમાંથી એ સંઘો વિકસિત થયેલા તે સંસ્થાઓનું લક્ષણ ગણવું જોઈએ.

પ્રાચીન ધર્મશાસ્ત્રો અન્ય સંઘરૂપ સંસ્થાઓ સાથેનો 'જાતિ-ઓ'નો સંબંધ દર્શાવે છે.[૭૨૩] શ્રેણીઓ જેવી ઇતર સંઘરૂપ સંસ્થાઓ જે પદ્ધતિથી રચાઈ હતી તે જ પદ્ધતિથી આવી સામાજિક સંઘરૂપ સંસ્થાઓ રચાઇ હતી, એમ લાગે છે. શ્રેણીઓ વિષેના પ્રકરણમાં આ વિષયની સંપૂર્ણ ચર્ચા કરેલી છે, એટલે અહીં તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર રહેતી નથી. "ગૌતમધર્મસૂત્ર" (૧૧, ૨૦)માં તથા "મનુસંહિતા" (૮, ૪૧, ૪૬)માં જાતિઓએ ઠરાવેલાં ધોરણોના સત્તાવાર સ્વરૂપનો ઉલ્લેખ થયેલો છે. પ્રથમ પ્રસંગે ગુનેગારની તપાસ કરવા માટેની રાજ્યમાંની રીતસર અદાલતો પૈકીની એક અદાલત તરીકે એ જાતિઓની સંસ્થા કામ કરતી.[૭૨૪] "શાંતિપર્વ"-ના ૩૬મા પ્રકરણના ૧૯મા શ્લોકમાં (જુઓ ૩૧, પૃ. પાદલેખ ૯૫) આવા પ્રકારની સંઘરૂપ સંસ્થાને પવિત્રતાનું સ્વરૂપ પણ અપાયેલું છે.

આ બાબતનું સૌથી વધારે આકર્ષક તત્ત્વ તો એ છે કે, આજે પણ એ પ્રાચીન સંસ્થાનાં સ્મરણચિહ્નો આપણા જોવામાં આવે છે. આજે પણ દરેક જ્ઞાતિમાં આગેવાન, કારોબારી મંડળ, સામાન્ય સભા અને હકુમત વિષેનું કાયદાનું સ્વરૂપ આપણે જોઇ શકીએ છીએ. આજે જોવામાં આવતા આવા બંધારણનું અતિશય રસિક

---

૭૨૩ "યાજ્ઞવલ્ક્યસંહિતા," ૧, ૩૬૧ માં આમ કહ્યું છે:—
"कुलानि ज्ञातीः श्रेणीश्च गणान् जानपदांस्तथा ।" વળી, સરખાવો "ગૌતમધર્મસૂત્ર," ૧૧; "મનુસંહિતા," ૮, ૪૧, ૨૧૯–૨૨૧.

૭૨૪ પૃ. ૫૧ ઉપર આપેલા ઉતારાઓ જુઓ. એમાં 'कुल' શબ્દ પેટાજ્ઞાતિ માટે વપરાયેલો છે.

વર્ણન સેનાર્તે આપેલું છે.[૭૨૫] જે કોઈ એ વર્ણન વાંચશે તેને આ ગ્રંથના પહેલા પ્રકરણમાં પ્રાચીન હિંદુસ્તાનમાંની સંઘરૂપ સંસ્થાઓના બંધારણ વિષે આપેલી હકીકતની સાથેનું તેનું મળતાપણું જણાઈ આવ્યા વિના રહેશે નહિ.

[ ૧૧ ]

**સામાજિક જીવનમાંની સહિયારી પ્રવૃત્તિનાં બીજાં સ્વરૂપો.**

સામાજિક જીવનમાંની સહિયારી પ્રવૃત્તિના પરિણામમાં જાતિઓના સમૂહો રચાયા. તદુપરાંત બીજી પણ કેટલીક સંસ્થાઓમાં સહિયારી પ્રવૃત્તિ દેખા દેતી હતી. એવી દરેક સંસ્થાનું વિગતવાર વર્ણન આ ગ્રંથના કારણે અપ્રસ્તુત ગણાય તેથી આપણે માત્ર થોડા દાખલા નમૂનારૂપે અહીં ટાંકીશું.

**શિક્ષણની સંસ્થાઓ.**

કેળવણીની વાત કરીએ તો નાલંદની વિદ્યાપીઠ જેવી મોટી સંસ્થાથી માંડીને ગામડાની નાનકડી શિક્ષણસંસ્થા સુધી સર્વત્ર સહિયારી પ્રવૃત્તિ દૃગ્ગોચર થતી હતી. દાખલા તરીકે, "લોસક–જાતક" (૧, ૨૩૪)માં એમ કહ્યું છે કે, ગામલોકોએ કોઈ શિક્ષકને તેનો ખર્ચ આપીને તથા રહેવાને માટે ઘર આપીને તેની નીમણુક કરી હતી. તે જ પ્રમાણે વારાણસી તથા તક્ષશિલા જેવાં શહેરોમાં મોટા ભાગે પ્રજાના સાથથી ચાલતી મોટી શિક્ષણસંસ્થાઓ હયાતી ધરાવતી હતી. એ જ "જાતક"માં એમ કહ્યું છે કે, વારાણસીમાં બોધિસત્ત્વ નામનો વિશ્વવિખ્યાત ગુરુ હતો તેની પાસે પાંચ સો યુવાન બ્રાહ્મણો શિક્ષણ લેતા હતા. "તે સમયે વારાણસીના લોકો ગરીબ વિદ્યાર્થીઓને દરરોજ ભોજનનું દાન દેતા અને મફત શિક્ષણ અપાવતા." પ્રજાના સાથનો અને સંસ્થાના સંઘાત્મક

---

૭૨૫ પૃ. ૭૩, ૮૩; વળી સરખાવો આ ગ્રંથનું પૃ. ૭૩.

સ્વરૂપનો સુંદર દાખલો "તિત્તિર–જાતક"માં જળવાઈ રહેલો છે (૩, ૫૩૭). એમાં એમ કહ્યું છે કે, "વારાણસીનો કોઇ જગવિખ્યાત ગુરુ પાંચ સો યુવાન વિદ્યાર્થીઓને વિજ્ઞાનનું શિક્ષણ આપતો હતો. એક દિવસે તેને એવો વિચાર આવ્યો કે, 'હું અહીં રહું છું ત્યાંસુધી ધાર્મિક જીવનમાં મને અડચણો આવ્યાં કરે છે, અને મારા વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસમાં નિષ્ણાત થઇ શકતા નથી. હિમાલયના ઢોળાવ ઉપર જંગલમાં ઘર બાંધીને હું ત્યાં રહીશ અને મારૂં શિક્ષણ-કાર્ય ત્યાં કરીશ.' તેણે પોતાના વિદ્યાર્થીઓને આ બાબતની વાત કરી, અને તલ, ચોખા, તેલ, વસ્ત્રો વગેરે ચીજો પોતાની સાથે લેતા આવવાનું તેમને કહીને તે જંગલમાં ગયો, અને ત્યાં ધોરી રસ્તા પાસે પર્ણકુટી બાંધીને તે તેમાં રહેવા લાગ્યો. તેના દરેક વિદ્યાર્થીએ પણ પોતાને માટે પર્ણકુટી બાંધી લીધી. વિદ્યાર્થીઓનાં સગાંવહાલાંએ ચોખા વગેરે ચીજો મોકલી; 'લોકો કહે છે કે, કોઈ પ્રસિદ્ધ ગુરુ જંગલમાં અમુકઅમુક સ્થળે રહે છે અને વિજ્ઞાનનું શિક્ષણ આપે છે' : એમ કહેતા ગામલોકો ચોખાની ભેટ ત્યાં લઇ ગયા; જંગલી લોકોએ પણ પોતાની ભેટો ગુરુને ધરી; અને વિદ્યાર્થીઓને તથા ગુરુને દૂધ મળે તેટલા માટે કોઇએક માણસે દૂઝણી ગાય તથા વાછરડો બક્ષીસરૂપે આપ્યાં." "જાતકો"માં આવી સંઘરૂપ શિક્ષણસંસ્થાઓના ઉલ્લેખો વખતોવખત થયેલા છે; જેમ કે, ૪, ૩૯૧; ૧, ૩૧૭, ૪૦૨, ૪૪૭, ૪૬૩, ૫૧૦; ૩, ૧૨૨; ૨, ૪૮; ૫, ૧૨૮, ૪૫૭. આ દાખલાઓ પૈકીના પહેલા બે દાખલા એમ સાબીત કરે છે કે, વિદ્યાર્થીઓ સહભોજન કરતા અને ગુરુની દેખરેખ નીચે વ્યવસ્થિત સંઘ તરીકે જીવન ગાળતા. તે પૈકીના છેલ્લા ત્રણ દાખલા એમ બતાવી આપે છે કે, સમાજમાંના તવંગર લોકોના પુત્રો પારિતોષિકની રકમ આપતા તેમાંથી આવી સંસ્થાઓનો ખર્ચ અમુક અંશે નીકળતો. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, આવી શિક્ષણસંસ્થાઓમાં વેદો જેવા ધર્મગ્રંથો શીખવવામાં આવતા એટલું જ નહિ પણ વિવિધ વ્યાવહારિક

કળાઓનું તથા વિજ્ઞાનનું શિક્ષણ પણ આપવામાં આવતું.[૭૨૬]

"જાતકો"માં આપેલું વર્ણન બ્રાહ્મણોના ગ્રંથોમાં આપેલી માહિતીની સાથે બરાબર મળતું આવે છે. પોતાના ગુરુના ઘરમાં રહીને વિદ્યાર્થીએ પાળવાનાં જે ધારાધોરણો પ્રાચીન ધર્મશાસ્ત્રોએ ઠરાવી આપેલાં છે તેનો મેળ જાતકકથાઓમાં દર્શાવેલા શિક્ષણસંસ્થાઓના સંઘાત્મક સ્વરૂપની સાથે બરાબર પડે છે.

નાલંદની વિદ્યાપીઠના જેવી સંસ્થાઓ "તિત્તિર–જાતક"માં જણાવેલી પદ્ધતિમાંથી વિકસેલી હતી, એમાં તો કાંઈ જ શંકા નથી. અતિપ્રાચીન સમયમાં તેમની ઉત્પત્તિ થઇ હતી, એમ સંભવિત લાગે છે. "બૃહદારણ્યકોપનિષદ્"માં "પાંચાલોની સમિતિ"નો ઉલ્લેખ થયેલો છે; અને પૂર્વાપરસંબંધથી એમ સાબીત થાય છે કે, એ શિક્ષણસંસ્થા હતી.

ઉપનિષદોના સમયથી માંડીને નાલંદના તથા વિક્રમશિલાના વિનાશના સમય સુધીમાં હિંદુસ્તાનમાં બીજી અનેક વિદ્યાપીઠો આબાદ થઇ ગઈ હતી; પણ કમનસીબે તેમના સંબંધમાં આપણને કશી પણ માહિતી મળી શકતી નથી.

દક્ષિણ હિંદુસ્તાનમાંની શિક્ષણસંસ્થાઓનો ઉલ્લેખ પ્રથમ આપણે કરી ગયા છીએ.[૭૨૭] આવી જાતના દાખલાઓ કાંઈ અસાધારણ નથી. પરંતુ હિંદુસ્તાનની શિક્ષણસંસ્થાઓના શિરોમણિ તરીકે તો નાલંદની વિદ્યાપીઠ હતી. સમકાલીન ચીનાઇ યાત્રાળુઓનાં લખાણોમાં એનું કાંઈક વિગતવાર વર્ણન અપાયેલું આપણા જોવામાં આવે છે.[૭૨૮]

---

૭૨૬ ફિક, પૃ. ૧૩૦ અને આગળ; જ. એ. સો. બેં., ૧૯૧૬, પૃ. ૧૭ અને આગળ.

૭૨૭. પૃ. ૧૭૭ અને આગળ.

૭૨૮. યવનચંગના જીવનચરિતનું બીલકૃત ભાષાંતર, પૃ. ૧૦૫–

દસ હજાર સભાસદોવાળી આ મહાન્ સંઘરૂપ સંસ્થાને કેળવણીના ક્ષેત્રમાંના ઉત્તમોત્તમ નમૂનાઓ પૈકીના એક નમૂના તરીકે તેમ જ હિંદુસ્તાનની પ્રાચીન પ્રજાની સંઘશક્તિની ભાવનાની સફળ સિદ્ધિઓ પૈકીની એક સિદ્ધિ તરીકે આપણે ગણીએ તો કાંઈ ખોટું નહિ.

પ્રાચીનમાં પ્રાચીન સમયથી આનંદોત્સવ જેવી ગૌણ બાબતોમાં પણ એ જ ભાવના દૃગ્ગોચર થતી રહેતી હતી. ઝિમરે[૭૨૯] એમ બતાવ્યું છે કે, વેદકાળની સભા ગંભીર પ્રકારનું કામકાજ પૂરું કરીને પછી હાલના સમાજ (club)ના રૂપમાં ફેરવાઇ જતી હતી.

**સમાજો, મિજલસો, વગેરે.**

વેદકાળ પછીના સમયમાં 'સમાજ' અથવા 'સમજ્જ' નામની સંસ્થા પ્રચલિત હતી તે પણ આવી જ જાતની હતી. "ચુલ્લવગ્ગ" ૫, ૨, ૬ ઉપરથી તેમ જ "સિગાલોવાદ-સુત્તંત"[૭૩૦] ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, આવી પ્રજાકીય સંસ્થાઓના કાર્યક્રમમાં નૃત્ય, સંગીત, નાટક (अक्खान),[૭૩૧] કસરતના ખેલો, જાદુના ખેલો, વગેરેનો સમાવેશ થતો હતો. જૈનોના[૭૩૨] અને બ્રાહ્મણોના[૭૩૩] ગ્રંથો ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, આવા

---

૧૧૩; વૉટર્સકૃત યવનચંગ, પુ. ૨, પૃ. ૧૬૪–૧૬૯; જે. તાકાકુસુકૃત ઇત્સિગના વર્ણનનું ભાષાંતર, પૃ. ૬૫, ૮૬, ૧૪૫, ૧૫૪, ૧૭૭, ૧૭૮.

૭૨૯. આ. લે., પૃ. ૧૭૨ અને આગળ.

૭૩૦. ગ્રિમ્બ્લોકૃત "સેવન સુત્તઝ પૅલિસ", પૃ. ૩૦૦.

૭૩૧. "બુદ્ધિસ્ટ ઇંડિયા," પૃ. ૧૮૫.

૭૩૨. જે સ્થળોની મુલાકાત જૈન સાધુ લઇ શકે તેમની યાદીમાં 'સમાજ'નો સમાવેશ કરવામાં આવેલો છે. (જેકોબી, જૈન સૂત્રો, ૨, પૃ. ૧૭૭.)

૭૩૩. જે સ્થળે પરદેશી ગુપ્તચરનો શોધ કરવો જોઈએ તે

સમાજને અમુક નિશ્ચિત સ્થળે નિયમિત રીતે ભરાતા હતા.

આવી મિજલસો પાછળના સમયમાં 'ગોષ્ઠી'[૭૩૪] કહેવાતી હતી. વાત્સ્યાયને[૭૩૫] તેનું વર્ણન કાંઈક વિગતે કરેલું છે. એ સંસ્થા હાલના સમયના સમાજની સાથે ઘણા અંશે મળતી આવતી હતી. એ સંસ્થા અમુક ઠરેલા સ્થળે બેસતી, અને ત્યાં સંગીત, નૃત્ય, સુરાપાન, સાહિત્ય તથા કળા સંબંધી વિવિધ ચર્ચા વગેરેનો આનંદ ભોગવવા માટે દરરોજ સાંજે લોકો ભેગા થતા. કોઈક પ્રસંગે કોઈ સભાસદને ઘેર ઉપવનસંમેલન તથા સુરાપાનમિજલસ પણ થતાં. આવી સંસ્થાઓ દેખીતી રીતે આનંદ ભોગવવા તથા આરામ મેળવવા માટે સ્થપાયેલી હતી, અને તે અતિશય સંસ્કારી કે અતિશય ગામડી મંડળી બની ન જાય તેની કાળજી રાખવામાં આવી હતી. નીચેના શ્લોક ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે:—

" नात्यंतं संस्कृतेनैव नात्यंतं देशभाषया ।
कथां गोष्ठीषु कथयंल्लोके बहुमतो भवेत् ॥ "

ત્યારપછીના શ્લોક ઉપરથી એમ સમજાય છે કે, તેવી સંસ્થા હાંસીનું કે તિરસ્કારનું કેંદ્રસ્થાન બની ન જાય તેને માટે રક્ષણનાં પગલાં ભરવામાં આવતાં હતાં:—

---

સ્થળોની યાદીમાં ભીષ્મે 'સમાજ'નો સમાવેશ કરેલો છે. ("શાંતિપર્વ," અ. ૬૯, શ્લોક ૧૧.)

"या गोष्ठी लोकविद्विष्टा या च स्वैरविसर्पिनी।
परहिंसात्मिका या च न तामवतरेद्बुधः॥"

અહીં 'स्वैरविसर्पिनी' શબ્દ વપરાયો છે તેથી એમ જણાઈ આવે છે કે, હાલના સમાજોના જેવી વધુ માન્ય ગોષ્ઠીઓએ તેમના પોતાના સભાસદો તરફથી પળાવાનાં ધારાધોરણો ઘડેલાં હતાં.

આવી સંસ્થાઓ બીજું પણ એક કાર્ય કરતી હતી. વાત્સ્યાયને ગામલોકોને એવી સલાહ આપેલી છે કે, તેમણે શહેરીઓનું અનુકરણ કરીને 'ગોષ્ઠી'ની સ્થાપના કરવી, એટલે (સંગીત, નાટક વગેરે વડે) લોકોના મનનું રંજન કરી શકાય એટલું જ નહિ પણ, તેમનાં કાર્યોમાં તેમને મદદ કરીને તેમનો અનુગ્રહ કરી શકાય તથા બીજા લાભ તેમને આપીને તેમના ઉપર ઉપકાર કરી શકાય.[૭૩૬] આથી એમ સ્પષ્ટ થાય છે કે, જાહેર ઉપયોગનાં બીજાં કામોમાં પણ આવી સંસ્થાઓનું સંઘાત્મક સ્વરૂપ કામમાં આવતું હતું.

પ્રાચીન હિંદુસ્તાનમાંના સંઘાત્મક જીવનનું આ અલબત્ત મહત્ત્વનું લક્ષણ હતું. આ ગ્રંથના પૃ. ૧૨૧ થી ૧૨૩ ઉપર "અર્થશાસ્ત્ર"માંના જે ફકરાઓ ટાંકેલા છે તે એમ સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, પ્રાચીન સમયના લોકો સર્વસાધારણ હિતનાં કામો કરવાને ટેવાઈ જ ગયા હતા. બોધિસત્ત્વની દેખરેખ નીચે ત્રીસ ગ્રામજનોએ કરેલી પ્રવૃત્તિનું નીચલું વર્ણન પ્રાચીન હિંદુસ્તાનના લોકોની સંઘરૂપ ભાવનાનો સુંદર નમૂનો પૂરો પાડે છે:—

**સમાજસેવા.**

"બોધિસત્ત્વે આ ત્રીસ માણસોને તેમના પોતાના જેવા સમચિત્ત કરી દીધા હતા; તેમણે તેમને પંચશાસનમાં સ્થાપિત કર્યા

---

૭૩૬. "जनमनुरंजयेत् कर्मसु च साहाय्येन चानुगृह्णीयादुपकारयेच्चेति" (પૃ. ૫૭).

સમાજો અમુક નિશ્ચિત સ્થળે નિયમિત રીતે ભરાતા હતા.

આવી મિજલસો પાછળના સમયમાં 'ગોષ્ઠી'[૭૩૪] કહેવાતી હતી. વાત્સ્યાયને[૭૩૫] તેનું વર્ણન કાંઇક વિગતે કરેલું છે. એ સંસ્થા હાલના સમયના સમાજની સાથે ઘણા અંશે મળતી આવતી હતી. એ સંસ્થા અમુક ઠરેલા સ્થળે બેસતી, અને ત્યાં સંગીત, નૃત્ય, સુરાપાન, સાહિત્ય તથા કળા સંબંધી વિવિધ ચર્ચા વગેરેનો આનંદ ભોગવવા માટે દરરોજ સાંજે લોકો ભેગા થતા. કોઇક પ્રસંગે કોઈ સભાસદને ઘેર ઉપવનસંમેલન તથા સુરાપાનમિજલસ પણ થતાં. આવી સંસ્થાઓ દેખીતી રીતે આનંદ ભોગવવા તથા આરામ મેળ-વવા માટે સ્થપાયેલી હતી, અને તે અતિશય સંસ્કારી કે અતિશય ગામઠી મંડળી બની ન જાય તેની કાળજી રાખવામાં આવી હતી. નીચેના શ્લોક ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છેઃ—

" **नात्यंतं संस्कृतेनैव नात्यंतं देशभाषया ।**
**कथां गोष्ठीषु कथयंल्लोके बहुमतो भवेत् ॥** "

ત્યારપછીના શ્લોક ઉપરથી એમ સમજાય છે કે, તેવી સંસ્થા ઇર્ષાનું કે તિરસ્કારનું કેંદ્રસ્થાન બની ન જાય તેને માટે રક્ષણનાં પગલાં ભરવામાં આવતાં હતાંઃ—

---

સ્થળોની યાદીમાં ભીષ્મે 'સમાજ'નો સમાવેશ કરેલો છે. ("શાંતિ-પર્વ," પ્ર. ૬૯, શ્લોક ૨૧.)

૭૩૪. "અમરકોશ"માં 'ગોષ્ઠી'ને માટે 'સમજ્યા' શબ્દ આપેલો છે તે પાલિભાષાના 'સમજ્જ' શબ્દનું સંસ્કૃતરૂપ લાગે છે. એ બન્ને શબ્દોની વ્યુત્પત્તિ તેમનું પ્રજાકીય સ્વરૂપ બતાવી આપે છે. ક્ષીરસ્વામિન્ કહે છે તેમ, "**समजंति मिलंत्यस्यां समज्या**" તથા "**गावो नानोक्तयस्तिष्ठंत्यस्यां गोष्ठी.**"

૭૩૫. "કામસૂત્ર", પ્ર. ૪. પ. ૪૭ અને આગળ. ( ચૌખં-બાની આવૃત્તિ. )

" या गोष्ठी लोकविद्विष्टा या च स्वैरविसर्पिणी ।
परहिंसात्मिका या च न तामवतरेद्बुधः ॥ "

અહીં 'स्वैरविसर्पिणी' શબ્દ વપરાયો છે તેથી એમ જણાઇ આવે છે કે, હાલના સમાજોના જેવી વધુ માન્ય ગોષ્ઠીઓએ તેમના પોતાના સભાસદો તરફથી પળાવાનાં ધારાધોરણો ઘડેલાં હતાં.

આવી સંસ્થાઓ બીજું પણ એક કાર્ય કરતી હતી. વાત્સ્યાયને ગામલોકોને એવી સલાહ આપેલી છે કે, તેમણે શહેરીઓનું અનુકરણ કરીને 'ગોષ્ઠી'ની સ્થાપના કરવી, એટલે (સંગીત, નાટક વગેરે વડે) લોકોના મનનું રંજન કરી શકાય એટલું જ નહિ પણ, તેમનાં કાર્યોમાં તેમને મદદ કરીને તેમનો અનુગ્રહ કરી શકાય તથા બીજા લાભ તેમને આપીને તેમના ઉપર ઉપકાર કરી શકાય.[૭૩૬] આથી એમ સ્પષ્ટ થાય છે કે, જાહેર ઉપયોગનાં બીજાં કામોમાં પણ આવી સંસ્થાઓનું સંઘાત્મક સ્વરૂપ કામમાં આવતું હતું.

**સમાજસેવા.**

પ્રાચીન હિંદુસ્તાનમાંના સંઘાત્મક જીવનનું આ અલબત્ત મહત્ત્વનું લક્ષણ હતું. આ ગ્રંથના પૃ. ૧૨૧ થી ૧૨૩ ઉપર "અર્થશાસ્ત્ર"માંના જે ફકરાઓ ટાંકેલા છે તે એમ સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, પ્રાચીન સમયના લોકો સર્વસાધારણ હિતનાં કામો કરવાને ટેવાઇ જ ગયા હતા. બોધિસત્ત્વની દેખરેખ નીચે ત્રીસ ગ્રામજનોએ કરેલી પ્રવૃત્તિનું નીચલું વર્ણન પ્રાચીન હિંદુસ્તાનના લોકોની સંઘરૂપ ભાવનાનો સુંદર નમૂનો પૂરો પાડે છે:—

" બોધિસત્ત્વે આ ત્રીસ માણસોને તેમના પોતાના જેવા સમચિત્ત કરી દીધા હતા; તેમણે તેમને પંચશાસનમાં સ્થાપિત કર્યા

---

૭૩૬. " जनमनुरंजयेत् कर्मसु च साहाय्येन चानुगृह्णीयादुपकारयेच्चेति " (પૃ. ૫૭).

હતા, અને તે સમયથી તેઓ તેમની સાથે રહીને સત્કર્મો કરતા રહ્યા હતા. તેઓ પણ હંમેશાં બોધિસત્તના સંગમાં રહીને સત્કર્મો કરતા કરતા, વહેલા ઊઠતા અને પોતાના હાથમાં અસ્ત્રા તથા કુહાડી અને ગદા લઈને ભેગા થતા. ગામના ચાર રાજમાર્ગો તથા બીજા રસ્તાઓ ઉપર પડેલા તમામ પથરાઓને તેઓ પોતાની ગદા વડે બાજુએ ગબડાવી દેતા; રથોની ધરીઓને જે ઝાડ લાગતાં તેમને તેઓ કાપી નાખતા; ખડબચડી જગ્યાઓને તેઓ સપાટ કરતા; ભેજવાળી જમીનથી ઉંચા રસ્તાઓ તેઓ બાંધતા; તેઓ પાણીનાં તળાવો ખોદતા અને મંડપ બાંધતા; તેઓ દયાભાવ દર્શાવતા અને શાસનોનું પાલન કરતા. એ રીતે ગામલોકો સાધારણ રીતે બોધિસત્તના બોધને અનુસરતા અને શાસનોનું પાલન કરતા.'૭૩૭

આ વાતના દરમ્યાનમાં એમ કહ્યું છે કે, ગામલોકોએ મોટો જાહેર મંડપ બાંધ્યો હતો, અને તેની ટોચે મૂકવાનો કળશ તેમને જોઇતો હતો. કોઈ સ્ત્રીના કબજામાં એવો કળશ હતો તેની ખબર તેમને પડી; પણ મોંમાગી રકમ આપવાનું વચન આપ્યા છતાં તેઓ તે સ્ત્રીની પાસેથી તે કળશ ખરીદી લઈ શક્યા નહિ. તે બાઇએ એમ કહ્યું કે, "તમે એ સત્કાર્યમાં મને ભાગીદાર બનાવશો તો હું એ કળશ તમને મફત આપી દઈશ." ગામલોકોએ એ વાત કબૂલ રાખી અને પેલો કળશ લીધો તથા મંડપનું બાંધકામ પૂરું કર્યું.

પ્રાચીન હિંદુસ્તાનનાં સ્ત્રીપુરુષોમાં સંઘશક્તિની ભાવના કેટલા બધા અંશે જાગૃત થયેલી હતી, તેનો સારામાં સારો દાખલો ઉક્ત પ્રસંગથી પૂરો પડે છે.



---

૭૩૭. "જાતક", પુ. ૧, પૃ. ૧૯૯.

# પરિશિષ્ટ.

---

## સારંગદેવનો પાલણપુરનો સં. ૧૩૪૮ નો શિલાલેખ.

[ ટીપ:—લેખની શરૂઆતમાં વચ્ચે ગાયનું ચિત્ર છે. તેને વાછરડું ધાવે છે. તેની બન્ને બાજુએ સૂર્યચંદ્ર તથા છત્રચામર છે. ]

१ [ॐ] ॥ वेदानुद्धरते जगं निवहते भूगोलमुद्बिभ्रते दैत्यान् दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्व्व

२ [ते । ] सेतुं बंधयते हलिं कलयते कारुण्यमातन्वते म्लेच्छान् मूर्च्छयते दशाकृतिकृते कृष्णाय

३ [तुभ्यं नमः] ॥ संवत् १३४८ वर्षे आषाढ शुदि १३ रवावद्येह श्रीमदणहिलपाटकाधिष्ठित महाराजा

४ [धि] राज श्री सारंगदेवकल्याणविजयिराज्ये तत्पाद-पद्मोपजीविनि महासांधि० महामा [त्य]

५ [श्री] मधुसूदने श्री श्रीकरणादिसमस्तमुद्राव्यापारान् परिपंथयतीत्येवं काले प्रवर्त्तमानेऽमु

६ [ना ?] स्वामिना पाल्हणपुरमुद्रायां नियुक्तमहं० श्री पेथडप्रभृति पंचकुलप्रतिपत्तौ देव

७ कृष्णपादानां पूजानैवेद्यप्रेक्षणीकनिमित्तं अग्रे पलमान-स्थितकस्य तथा संप्रतिमहं

८ [श्री] पेथडप्रभृतिपंचकुलेन तथा पंचमुखसमस्तनगरेण च कृतनव्यदेवदायस्य च शा ॥

९ सनपट्टिका यथा ॥ अग्रीक पलमान देवदायस्य व्यक्तिः ॥ [• •] करणस्थितके द्र १८० तथा [.]

१० मंडपिकायां स्थितके द्र ७२ तथा श्रे [.] देवलेन आत्मनः श्रियोऽर्थं पलमान आत्मीय [सो] किरि

११ सक्त श्रीकृष्णपादानां दत्त द्र ७२ तथा तस्थ द्र ३६ तथा अमावास्यां [२] स्थितके द्र ४ वर्षं प्रतिजात

१२ द्र ४८ एवमेतत् पूर्वस्थितकं ॥ सांप्रतं उपविष्टमहं श्री पेथडप्रभृतिपंचकुलेन तथा पुरो० ध

१३ रणीधर । पुरो स्थिरधर । पुरो० मोषादित्य । पुरो० हरिसर्म्म । सा० आसा । सा० हेमा । सा० महण

१४ सीह । ठ० वेजा । सा० मदधर । [श्रे]० सोढल । श्रे० देवल । सा० समरा । सा० धणपति । श्रे० आसधर

१५ सा० गुणधर । सा० भडसीह । श्रे० नागड । श्रे० सामत । सा० काका । सा० वयजलदेव । सा० कूंर

१६ पाल । सा० पदमसीह । श्रे० मदनसीह । श्रे० देव-सीह । भणशा० षेता । भण० गांधी । सा० जा ॥

१७ ल्हण । श्रे० गुणराज । सा० केसव । सा० ऊका । श्रे० रतन । सा० त्रीकम । सोनी० अर्जुन । सा० चांग

१८ देव । सा० दामर । कंसा० जयता । पूगी० तेजा । सा० केसव । सा० सूरा । सा० कुंदा । सा० नागपाल

१९ प्रभृति समस्तमहाजन । तथा समस्त वणिज्यारक । तथा समस्त नौवित्तक प्रभृति पंचमुखन

२० गरेण निजपूर्वजानां श्रेयसे देव श्रीकृष्णपादानां पूजा-नैवेद्यप्रेक्षणीकनिमित्तं कृतनव्य

२१ देवदायस्य व्यक्तिः ॥ मांजिष्टा धडी १ द्र० ६० ॥ विक्रेतुकामो ददाति । तथा हींगुदा वडी १ द्र० ६१

२२ दायकग्राहकौ ददतः ॥ कणश [·] १ पायली १ छाटडी १ पायली पा० । घृततैल धडी १ प ॥

२३ ली १ पतल विक्रेता ददाति । एष समस्त देवदायो आचंद्रार्कतारकयावत् समस्तपंचमुखनग

२४ रेण दातव्यः पालनीयश्च ॥

સદરહુ શિલાલેખ આજસુધી અપ્રસિદ્ધ હતો તે આથી પ્રસિદ્ધ થાય છે. એ શિલાલેખ આજે વડોદરાના અજાયબઘર (મ્યુઝિયમ)માં મોજુદ છે. તેની ૨૪ લીટીઓ છે. તે બાળબોધ લિપિમાં લખેલો છે. તેના વિષે વિગતવાર લેખ અમારા તરફથી અન્યત્ર લખવામાં આવશે.

આ ગ્રંથમાં આ શિલાલેખ દાખલ કરવાનો હેતુ એ છે કે, સહકાર્યની ભાવના આપણા ગુજરાતમાં પણ આશરે સાડા છસો વર્ષ એટલી જૂની છે, એમ સાબીત કરી શકાય છે. આ શિલાલેખમાં કહ્યું છે કે, શ્રીકૃષ્ણના મંદિરમાં પૂજા, નૈવેદ્ય તથા દર્શન પરત્વે ધર્મદાન કરવાની ગામલોકોની ફરજ હતી, એટલે ધર્મના કામે મહાજનનો સહકાર અવશ્ય સધાતો હતો. આ ગ્રંથમાં આવી બાબત પરત્વે કરેલાં વિધાનને ગુજરાતમાંના આ લેખથી પુષ્ટિ મળે છે, એટલું એનું વિશેષ મહત્ત્વ છે.





"સોનીઓ અને બીજા (કળાકારો) [અર્થાત્ રૂપાનું, સૂતરનું, લાકડાનું, પત્થરનું અથવા ચામડાનું કામ કરનારા કારીગરો] પોતાની કળાનું કામ ભેગા થઈને કરે ત્યારે પોતાના કામના પ્રકારને અનુસરીને તેમણે યોગ્ય પ્રમાણમાં ભાગે પડતો નફો લેવો."[૧૭૩] એ જ સિદ્ધાંતને અનુસરીને, "સંખ્યાબંધ કારીગરો ભેગા મળીને ઘર કે મંદિર બાંધે, અથવા તળાવ ખોદે, અથવા ચામડાની ચીજો બનાવે ત્યારે તેમના મુખ્ય કારીગરને (મહેનતાણાનો) બેવડો ભાગ મેળવવાનો હક્ક રહે," [૧૭૪] અને સંગીતશાસ્ત્રીઓમાં "જેને તાલનું જ્ઞાન હોય તેને દોઢો ભાગ મળે, પણ ગાનારા માણસોને સરખેસરખા ભાગ મળે." [૧૭૫] ચોરો અને લૂટારાઓ પોતાની લૂટના ભાગ પાડવા બેસતા ત્યારે પણ આ જ સિદ્ધાંતને અનુસરતા. "તેમના આગેવાનને ચાર ભાગ મળે; જે (ખાસ) પરાક્રમી હોય તેને ત્રણ ભાગ મળે; જે (ખાસ) શક્તિમાન હોય તેને બે ભાગ મળે; અને બાકીના સાથીદારોને સરખેસરખા ભાગ મળે." [૧૭૬] તેની સાથે-સાથે તેમનામાંનો કોઇ માણસ પકડાઈ જાય તો તેને છોડવવા માટે જે ખર્ચ થાય તે સૌએ સરખા ભાગે ભોગવવો જોઈએ.[૧૭૭]

એટલું ખાસ નોંધવા જેવું છે કે, યજ્ઞ સંબંધી ક્રિયાઓ અને વિધિઓ કરાવવામાં ધર્મગુરુઓ પણ આ પંત્યાળાના સિદ્ધાંતનો ઉપયોગ કરતા. [૧૭૮] દાખલા તરીકે, એવું ઠર્યું હતું કે, યજ્ઞ કરાવવા માટે સોળ ધર્મગુરુઓ હાજર હોય તેમાંના પહેલા જે ચાર ધર્મગુરુઓ મુખ્ય કાર્યકર્તા હોય તેમને અર્ધો ભાગ મળે, અને બીજા તથા ત્રીજા તથા ચોથા ચચ્ચાર ધર્મગુરુઓને અનુક્રમે અર્ધો, ત્રીજો અને ચોથો

---

૧૭૩ સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૪૦.

૧૭૪ સદર, પૃ. ૩૪૧. ૧૭૫ સદર. ૧૭૬ સદર.

૧૭૭ કાત્યાયન ( "વિવાદરત્નાકર"માંનો ઊતારો ), પૃ. ૧૨૬

૧૭૮ યાજ્ઞવલ્કય, ૨; ૨૬૮; નારદ, ૩; ૮, ૯; બૃહસ્પતિ, ૧૪; ૧૫.

ભાગ મળે. ટીકાકાર આની સમજુતી આપતાં કહે છે કે, દાખલા તરીકે યજ્ઞ કરવાનું મહેનતાણું ૧૦૦ ગાય હોય તો પહેલા જથ્થાના ચાર ધર્મગુરુઓ પૈકીના દરેક ધર્મગુરુને ૧૨ ગાય મળે, અને બાકીના ત્રણ જથ્થામાંના દરેક ધર્મગુરુને અનુક્રમે ૬, ૪ અને ૩ ગાય મળે.[૧૭૯]

પ્રાચીન હિંદુસ્તાનના આર્થિક જીવનમાં બીજી એક જાતની[૧૮૦] શ્રેણી હયાતી ધરાવતી હતી તેને આપણે 'વેપારીસંઘ' તરીકે ઓળખાવીશું. આપણે પ્રથમ જોઈ ગયા છીએ કે, શરૂઆતના સમયના વેપારીઓમાં કોઈક જાતની સંઘશક્તિની ભાવના હતી ખરી; પણ પ્રાચીન હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ સંબંધે નિષ્ણાત ગણાતાં શ્રીમતી હ્રાઇસ ડેવિસે[૧૮૧] તેમ જ શ્રીયુત રીચર્ડ ફિક[૧૮૨] કહ્યું છે કે, જેને 'સંઘ' શબ્દ લાગૂ પાડી શકાય એવી કોઈ પણ ચોક્કસ સંસ્થા હયાતી ધરાવતી ન હતી. પરંતુ ઉક્ત વ્યક્તિઓએ કેવળ જાતકકથાઓ ઉપર જ ધ્યાન આપ્યું છે, અથવા બહુબહુ તો બૌદ્ધ સાહિત્ય જ જોયું છે. આ સાહિત્યમાં પણ જે હકીકત આપેલી છે તેના સંબંધમાં બીજા પૂરાવાઓની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો આ બાબતમાં શંકાને સ્થાન રહે જ નહિ.

**વેપારીસંઘ**

અનેક જાતકકથાઓમાં દરિયાઈ મુસાફરી કરનારા વેપારીઓનો ઉલ્લેખ થયેલો છે. દાખલા તરીકે "વલાહસ્સ–જાતક"[૧૮૩]માંની એક

---

૧૭૯ વીરમિત્રોદય, પૃ. ૩૮૭.

૧૮૦ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે (પૃ. ૯ માં) શ્રેણીઓની યાદીમાં 'વેપારીઓ'નો સમાવેશ કરેલો છે. સાધારણ કળાકારોની શ્રેણી અનેક રીતે જૂદી પડે છે તેથી જ નહિ, પણ શ્રીમતી હ્રાઇસ ડેવિસે તેની હયાતીનો સ્વીકાર નથી કર્યો તેથી ખાસ એ સંબંધે અહીં ખાસ જૂદી નોંધ કરી છે.

૧૮૧ જ. રૉ. એ. સો., ૧૯૦૧, પૃ. ૮૬૯. ૧૮૨ ફિક, પૃ. ૧૭૮.

૧૮૩ જાતક, ૨; પૃ. ૧૨૭.

વાર્તામાં કહ્યું છે કે, પાંચસો વેપારીઓએ એક મુખીની આગેવાની હેઠળ સિંહલદ્વીપમાં વેપાર કરવા માટે એક વહાણ ખાસ કરાર કરી ભાડે રાખ્યું હતું. "પંડર–જાતક"માં[૧૮૪] પણ કહ્યું છે કે 'પાંચસો વેપારીઓ'એ એક વહાણ ખાસ કરાર કરીને ભાડે રાખ્યું હતું. "સુપ્પારક–જાતક"માં[૧૮૫] પણ કહ્યું છે કે, સાતસો[૧૮૬] વેપારીઓએ એક વહાણ તૈયાર કર્યું હતું અને એક નોકર રોક્યો હતો, અને મુસાફરી દરમ્યાન જે ખજાનો તેમને મળ્યો હતો તે તેમણે પોતે વહેંચી લીધો હતો.

બીજી જાતકકથાઓમાં ખુશ્કીમાર્ગે સંઘરૂપે વેપાર ચલાવનારા વેપારીઓનો ઉલ્લેખ થયેલો છે. "જરુદપાન–જાતક"માં[૧૮૭] (ખુદ વાર્તામાં તેમ જ **'पच्चुप्पन्नवत्थु'** નામક તેની પ્રાસ્તાવિક આડકથામાં) કહ્યું છે કે શ્રાવસ્તીના (અને વારાણસીના) સંખ્યાબંધ વેપારીઓ માલનાં અનેક ગાડાં સાથે લઇને પોતાના મુખી (**जेट्ठक**)ની આગેવાની નીચે નીકળી પડયા હતા. પ્રાસ્તાવિક આડકથામાં ઉલ્લેખેલા વેપારીઓ પોતાનો કિંમતી ખજાનો લઇને પાછા ફર્યા હતા, અને પોતાની મુસાફરીના આગલા દિવસે જેમ તેમણે બુદ્ધ ભગવાનને નમસ્કાર કર્યા હતા તેમ જ નમસ્કાર કરવાને તેઓ એકસાથે બુદ્ધની મૂર્તિ કને ગયા હતા. "ગુત્તિલ–જાતક"માં[૧૮૮] કહ્યું છે કે વારાણસીના કેટલાક વેપારીઓએ વેપાર કરવા સારૂ ઉજ્જયિની સુધી મુસાફરી કરી હતી. તેમણે એક જ મકાનમાં મુકામ કર્યો હતો અને સાથે રહીને મોજમજા કરી હતી, એ જ એમ બતાવી આપે છે કે તેમણે સંઘરૂપે જ આમ કર્યું હતું.

---

૧૮૪ જાતક, પુ. ૫, પૃ. ૭૫.

૧૮૫ જાતક, પુ. ૪, પૃ. ૧૩૬.

૧૮૬ આ સંખ્યા ચોક્કસ જણાવી નથી; પણ એમ કહ્યું છે કે ખલાસીઓ સાથે કુલ સાતસો ઇસમો વહાણના તૂતક ઉપર હતા.

૧૮૭ જાતક, પુ. ૨, પૃ. ૨૯૪. ૧૮૮ સદર, પૃ. ૨૪૮.

ઉપરના દાખલાઓથી એમ સ્પષ્ટ થાય છે કે વેપારીઓ વ્યવસ્થિત સંઘરૂપે વ્યાપારી પ્રવૃત્તિઓ હાથ ધરતા હતા. બીજી કેટલીક હકીકત ઉપરથી એમ પણ જણાય છે કે, તેમની આ વ્યવસ્થા કેટલાક પ્રસંગે કાયમના સ્વરૂપની હતી.

બૌદ્ધ સાહિત્યમાં **'सेट्ठि'** શબ્દ બહુ વપરાયેલો છે. એનો અર્થ 'વેપારીઓની જાતિઓનો પ્રતિનિધિ' કરવો જોઈએ. દાખલા તરીકે, "ચુલ્લવગ્ગ, ૬, ૪, ૧"માં કહ્યું છે કે, "અનાથ-પિંડિક રાજગહના સેટ્ઠિનો બનેવી થતો હતો."[૧૮૯] દેખીતી રીતે અહીં 'રાજગહ સેટ્ઠિ' શબ્દો 'અમુક વિશિષ્ટ વ્યક્તિ'ના અર્થમાં વપરાયેલ છે; 'સાધારણ વેપારી'ના અર્થમાં તે વપરાયેલ નથી. વળી, "મહાવગ્ગ, ૮, ૧-૧૬ અને આગળ"માં[૧૯૦] 'રાજગહના સેટ્ઠિ'ની માંદગી વિષે લખ્યું છે. એ અઠવાડિયાની અંદર મૃત્યુ પામશે એવું વૈદ્યે જાહેર કર્યું ત્યારે "રાજાની તેમ જ વેપારીઓની" જે મહાન સેવા[૧૯૧] (**बहूपकारो देवस्स चेव नेगमस्स च**) તેણે ઉઠાવેલી તેનો વિચાર કરીને એક વેપારી રાજા બિંબિસાર પાસે ગયો, અને રાજવૈદ્યને 'સેટ્ઠિ'ને સારો કરવા જવાનું કહેવા બદલ તેણે રાજાને વિનતિ કરી. તેની વિનતિ માન્ય રાખવામાં આવી અને રાજવૈદ્યે 'સેટ્ઠિ'ને સારો કર્યો. રાજવૈદ્યે મહેનતાણા તરીકે બે લાખ કાહાપણ માગ્યા તે તેને મળ્યા. એ રકમ રાજવૈદ્યે અને રાજાએ સરખા ભાગે વહેંચી લીધી. 'સેટ્ઠિ'નો દરજ્જો કેટલો હતો અને તેની સંપત્તિ પણ કેટલી હતી, તેનો ખ્યાલ આ હકીકત ઉપરથી આવી શકે છે. એથી એમ પણ જણાઈ આવે છે કે, રાજદરબારમાં તે વેપારી વર્ગના પ્રતિનિધિ તરીકે બેસતો હતો.

---

૧૮૯ સે. બુ. ઈ., ૨૦, પૃ. ૧૭૯.

૧૯૦ સે. બુ. ઈ., ૧૭, પૃ. ૧૮૧ અને આગળ.

૧૯૧ "વિનયપિટક", પુ. ૧, પૃ. ૨૭૩. સે. બુ. ઈ., પુ. ૧૭, પૃ. ૧૮૧ માં 'નિગમ' શબ્દનો અર્થ 'વેપારીઓની શ્રેણી' આપ્યો છે. પરંતુ આ ગ્રંથનું પૃ. ૩૨ જુઓ.

આ મતના સમર્થનમાં એમ કહી શકાય કે, પાછળના સમયના સંસ્કૃતભાષાના સાહિત્યમાં 'सेट्ठि'નો મૂળ સંસ્કૃત 'श्रेष्ठिन्' શબ્દ હંમેશાં 'શ્રેણીના મુખી'ના અર્થમાં વપરાયેલો છે. ફિક કહે છે કે, એ શબ્દ રાજદરબારના અમલદારના અર્થમાં વપરાયેલો છે; છતાં તે એમ તો કબૂલે છે કે, તે રાજદરબારમાં વેપારી વર્ગના પ્રતિનિધ તરીકે બેસતો હતો. જાતકોના ભાષાંતરકારોએ પણ આ જ અર્થ કર્યો છે, અને તેને માટે 'કોષાધ્યક્ષ' શબ્દ વાપર્યો છે. આ મતનું મુખ્ય કારણ એમ જણાય છે કે, 'સેટ્ઠિ'ઓ રાજાઓની મુલાકાત લેતા, એમ જાતકકથાઓમાં અનેક પ્રસંગે કહેલું છે.[૧૯૨] ગૌતમના નીચેના લખાણ ઉપરથી ઉપલી વાતની સમજુતી મળે છે એટલું જ નહિ, પણ 'સેટ્ઠિ'નું ખરૂં સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજાય છેઃ—

"ખેડુતો, વેપારીઓ...પોતપોતાના વર્ગ માટે ( નિયમો ઘડવાને અધિકાર ધરાવે છે ). ( દરેક વર્ગમાં ) જેમને ( બોલવાનો ) આધકાર હોય તેમની પાસેથી વસ્તુ(સ્થિતિ)નો ખ્યાલ લઇને ન્યાયનો ફેંસલો (તેણે આપવો)."[૧૯૩]

વેપારીઓની વ્યવસ્થિત પ્રવૃત્તિઓના દાખલાઓ આપણે પ્રથમ આપી ગયા છીએ; અને ગૌતમના ઉપલા ફરમાનથી એમ સ્પષ્ટ થાય છે કે, વેપારીઓની સંસ્થા તે સમયના કાયદાથી સ્વીકારાયેલી હતી. તેમના પોતાના પ્રતિનિધિઓ રહેતા, અને ફેંસલો આપતા પહેલાં રાજાએ તેમની સાથે મસલત કરવી પડતી. આવા પ્રતિનિધિ તરીકે કામ કરતા 'સેટ્ઠિ'ઓ રાજાની મુલાકાત શા માટે લેતા, તે હવે સમજાશે.

'સેટ્ઠિ'ઓના ખરા સ્વરૂપનો પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ, જાતકકથાઓમાંના જે દાખલાઓ ઉપર આપેલા છે તેમને ગૌતમના

---

૧૯૨ જાતક, ૧; ૨૬૯, ૩૪૯; ૩; ૧૧૯, ૨૯૯, ૪૭૫; ૪; ૬૩.
૧૯૩ ગૌતમ, ૧૧; ૨૧–૨૨; સે. બુ. ઈ., પુ. ૨, પૃ. ૨૩૭.

ઉપલા લખાણુની દષ્ટિએ તપાસતાં એમ ચોક્કસ સમજાય છે કે, વેપારીઓની સંસ્થાઓ કાયમના સ્વરૂપની હતી.

"વેપારી, વાણિયા અને આડતિયા લોકોના વેપાર" વિષે શ્રીમતી ર્‌હાઈસ ડેવિસ કહે છે કે, "શ્રેણીના કે સંઘના સ્વરૂપની સંસ્થા દર્શાવનાર એક પણ દાખલો હજી સુધી બહાર આવ્યો નથી."[૧૯૪] અલબત્ત તેણે જાતકોમાંથી કેટલાક દાખલાઓ આપ્યા છે; પણ દેખીતી રીતે તે તેમને ક્ષણિક સંઘ તરીકે ગણે છે; અને એક બાબતમાં તે કહે છે કે "૫૦૦ વેપારીઓમાં વ્યવસ્થાપક મંડળ કે સંપ કે બીજી કોઈ જાતનો કરાર હોય તેનું કાંઈ પણ સૂચન થતું નથી."[૧૯૫] પરંતુ જે સમયે જાતકો રચાયેલાં તે જ સમયના પ્રાચીન હિંદુસ્તાનના નિબંધસંગ્રહમાં વેપારીઓની સંસ્થાનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે અને પોતાના નિબંધ ઘડવાનો અધિકાર તેમને હતો અને એ રીતે રાજવહીવટમાં તેમનું ચોક્કસ સ્થાન હતું, એ વાતને શ્રીમતી ર્‌હાઈસ ડેવિસે ખાસ મહત્ત્વ આપ્યું નથી. શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે કે, 'ગૌતમધર્મસૂત્રો'નો અને 'જાતકકથાઓ'નો સમય લગભગ એક જ છે એ વાત ધ્યાનમાં લેતાં, વેપારીઓની જે કાયમની સંસ્થા વિષે 'ગૌતમધર્મસૂત્રો'માં ઉલ્લેખ થયેલો છે તેમની સંઘમય પ્રવૃત્તિના દાખલા 'જાતકકથાઓ'માંના ઉપર્યુક્ત ઊતારાઓ પૂરા પાડે છે, એમ માન્યા વગર ચાલે તેમ નથી.

વેપારીઓની શ્રેણીઓ ઝપાટાબંધ વિકાસને પામી હતી; અને બે સૈકા જેટલી મુદતમાં તેમણે જે પ્રવૃત્તિ કરી હતી તે છેક આધુનિક પ્રવૃત્તિઓના જેવી જ હતી, એમ સમજાતાં નવાઈ લાગે છે, "અર્થશાસ્ત્ર"માં કૌટિલ્ય કહે છે કે, "માલની કિંમત વધરાવવાને તેમ જ ઘટાડાવવાને એકસંપ થતા અને સોએ સો ટકા નફો

---

૧૯૪ જ. રૉ. એ. સો., ૧૯૦૧, પૃ. ૮૬૮–૮૬૯.

૧૯૫ સદર.

મેળવીને જીવન ગુજારતા વેપારીઓ" હતા.[૧૯૬] આજના જમાનામાં વેપારીબળને લીધે કોઈ પણ માલ બદલ કોઇ પણ ભાવ પોતાની મરજી મુજબ બોલાવવાની પદ્ધતિના જેવી પદ્ધતિ અથવા માલની કિંમત ઠરાવનાર અને તે પૂરો પાડનાર મંડળીના જેવી પ્રવૃત્તિ સાથે આનો બહુ મેળ પડે છે.

[૧૨]

**દક્ષિણ હિંદુસ્તાનમાંની શ્રેણીઓ**

છેક પાછળના સમય સુધી દક્ષિણ હિંદુસ્તાનના વેપારીઓમાં અને કારીગરોમાં સહકારી પ્રવૃત્તિઓ ચાલૂ હતી, એમ અનેક શિલાલેખો વગેરે ઉપરથી જણાઇ આવે છે. આશરે ઇ. સ. ૭૨૫ના, કુમાર વિક્રમાદિત્યના લક્ષ્મેશ્વરના શિલાલેખમાં[૧૯૭] રેણુ દેનારા કારીગરોનો ઉલ્લેખ થયેલો છે; અને પોરિગેડે ગામ માટે તેમાં જે બંધારણ આપેલું છે તેમાં ચોકખું કહ્યું છે કે તમામ પ્રકારના લોકોના કર "ત્યાંની શ્રેણીને કાર્તિક મહિનામાં ભરી દેવા." આથી એમ સ્પષ્ટ થાય છે કે, શ્રેણી સ્થાનિક પેઢી અને ખજિના તરીકે કામ કરતી હતી. એ જ સ્થળના, ઇ. સ. ૭૯૩ના બીજા એક શિલાલેખમાં[૧૯૮] વણકરોની શ્રેણીનો અને તેના 'મુખ્ય'નો ઉલ્લેખ થયેલો છે. ઈ. સ. ૯૦૨–૯૦૩ના, બીજા કૃષ્ણના મુલગુંડના શિલાલેખમાં[૧૯૯] કહ્યું છે કે, ૩૬૦ શહેરોના ચાર મુખ્યોએ અમુક ધર્મદાન કર્યું હતું. સહકારી સંસ્થા કેટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચેલી હતી અને તેનો અમલ કેટલા મોટા વિસ્તાર ઉપર ચાલતો હતો, તે

---

૧૯૬ वैदेहकास्तु संभूयपण्यानामुत्कर्षापकर्षं कुर्वाणाः पणे पणशतं कुंभे कुंभशतं" इत्याजीवंति ॥ ("અર્થશાસ્ત્ર", પૃ. ૩૩૧.)

૧૯૭ એ. ઈ., પુ. ૧૪, પૃ. ૧૮૮.

૧૯૮ એ. ઇ., પુ. ૬, પૃ. ૧૬૬ અને આગળ.

૧૯૯ એ. ઈ., પુ. ૧૩, પૃ. ૧૯૩.

આથી તુર્ત સમજાઈ આવે છે. ત્રિભુવન-ચક્રવર્તી રાજાધિરાજદેવના તામિલભાષાના શિલાલેખ[200] ઉપરથી એમ જણાય છે કે, કાંચીના તેમ જ તેની આસપાસનાં ગામોના અને ૨૪ 'નગરો'ના ઘાંચીઓ કાંચીમાંના એક મંદિરમાં ભેગા થયા હતા, અને તેમણે એમ નક્કી કર્યું હતું કે તિરુક્કચ્ચુરના ઘાંચીઓએ એ ગામમાંના મંદિરમાં નૈવેદ્ય આપવા તથા દીવા બાળવા માટે વ્યવસ્થા કરવી જોઈએ. આ નિર્ણયને "જાતિધર્મ" તરીકે પાળવાનું તેમણે કબૂલ કર્યું હતું. ઈ. સ. ૧૧૧૦ના, છઠ્ઠા વિક્રમાદિત્યના સમયના એક શિલાલેખમાં[201] અનેક શ્રેણીઓએ એકત્ર થઈને કરેલા ધર્મદાન વિષે ઉલ્લેખ કરેલો છે. એમાં એમ કહ્યું છે કે, "શ્રેણીઓના ૧૨૦ (સભાસદોએ) (ભેગા) થઇને એહૂરના કમ્મટેશ્વર દેવને ધર્મદાન કર્યું: સલાટોની શ્રેણીએ સોનાના સિક્કાનો એકચતુર્થાંશ આપ્યો; રેણ દેનારા કારીગરોની શ્રેણીએ પવિત્ર મૂર્તિઓ બનાવવા (જોઈએ) તેટલો ચૂનો આપ્યો; સૂતારોએ, લૂહારોએ, સોનીઓએ, બેરડુંબરો(?)એ અને બીજા કારીગરોએ પ્રત્યેક નિવાસસ્થાન બદલ એક 'અદ' આપ્યો." તદુપરાંત, ઈસ્વી સનના બારમા અને તેરમા સૈકાના શિલાલેખોમાં ઘાંચીઓ, વણકરો, કારીગરો, કુંભારો વગેરેની શ્રેણીઓના ઉલ્લેખો ઘણુંખરું થયેલા જોવામાં આવે છે. [202]

તે જ પ્રમાણે, દક્ષિણ હિંદુસ્તાનના વેપારીઓ પણ પોતાની સંઘરૂપ સંસ્થાઓ માટે જાણીતા હતા. ઈ. સ. ૧૨૦૪ના બેલગામના શિલાલેખમાં[203] સંખ્યાબંધ વેપારી સંસ્થાઓનો

---

૨૦૦ ગ. એ.રી., ૧૯૧૦, પૃ. ૯૪, પરિચ્છેદ ૨૮.

૨૦૧ એ. ઈ., પુ. ૧૨, પૃ. ૩૩૩.

૨૦૨ એ. ઇ., પુ. ૫, પૃ. ૨૩; ગ. એ. રી; ૧૯૦૭, પૃ. ૫૦, અંક ૫૨૪; ગ. એ. રી; ૧૯૧૩, પૃ. ૨૧, અંક ૧૩૬.

૨૦૩ એ. ઈ., પુ: ૧૩, પૃ. ૧૮.

**દક્ષિણ હિંદુસ્તાનમાંની વેપારી સંસ્થાઓ**

અને શ્રેણીઓનો ઉલ્લેખ થયેલો છે. વળી, છઠ્ઠા વિક્રમાદિત્યના અને બીજા તૈલપના નિડગુંડીના શિલાલેખમાં[૨૦૪] કહ્યું છે કે, ૫૦૫ વેપારીઓએ ધાર્મિક કામે અનેક વસ્તુઓનું ધર્મદાન કર્યું હતું. જટાવર્મા વીર પાંડયના દસમા વર્ષના શિલાલેખમાં [૨૦૫] કહ્યું છે કે ૭૯ પ્રાંતોના ૧૮ મહાલોના વેપારીઓની સભા ભરાઈ હતી તેમાં તેમણે એમ નક્કી કર્યું હતું કે વેપારના માલમાંથી જે ઉત્પન્ન આવે તે મંદિરના સમારકામ બદલ જૂદું પાડી આપવું; જેમ કે, સ્ત્રીઓ માટેના કાપડના દરેક ગઠ્ઠા દીઠ ¼ પણ, મરી, સોપારી વગેરેના દરેક 'પોદિ' દીઠ ¼ પણ, અને દરેક સોનાના સિક્કા બદલ ¼ પણ, વગેરે. વળી, ઈ. સ. ૧૦૭૭ના ચેવુરના એક શિલાલેખમાં[૨૦૬] એમ કહ્યું છે કે, શિવપુરના વેપારીઓના સંઘને ૨૫ ટકાના વ્યાજે એક રકમ સોંપવામાં આવી હતી, અને તેના વ્યાજમાંથી તેમણે અગ્નિદેવતાના નૈવેદ્યનો ખર્ચ કરવાનો હતો. બીજા એક શિલાલેખમાં[૨૦૭] એમ કહ્યું છે કે, વ્યાજની રકમમાંથી બ્રાહ્મણને ભોજન કરાવવામાં આવે એ શરતે વેપારીઓને એક રકમ સોંપવામાં આવી હતી.

તિરુમુરુગણપુંડીમાંના મંદિરના, વિક્રમ ચોલના સમયના એક શિલાલેખમાં[૨૦૮]વેપારીઓની શ્રેણીનો ખાસ ઉલ્લેખ થયેલો છે. એ સંસ્થાનો અમલ લગભગ આખા દક્ષિણ હિંદુસ્તાનમાં ચાલતો હતો, અને તેના પાંચસો સભાસદો હતા. પશ્ચિમચાલુક્ય રાજા બીજા જગદેકમલ્લના સમયના, ઇ. સ. ૧૧૭૮ના શિલાલેખમાં[૨૦૯] કહ્યું છે તેમ,

---

૨૦૪ સદર, પૃ. ૧૨.

૨૦૫ ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૧૦૪.

૨૦૬ એ. ઈ., પુ. ૧૨, પૃ. ૨૭૩

૨૦૭ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૨૧, અંક ૧૪૧.

૨૦૮ ગ. એ. રી., ૧૯૧૬ પૃ. ૧૨૧.

૨૦૯ ગ. એ. રી., ૧૯૧૫, પૃ. ૪૮, અંક ૪૭૮.

દક્ષિણનું અય્યવોળે (આધુનિક ઐહોલે) પાંચસો વેપારીઓનું નિવાસ-સ્થાન હતું. દક્ષિણ હિંદુસ્તાનના શિલાલેખોમાં વેપારીઓની આ શ્રેણી સંબંધી પુષ્કળ ઉલ્લેખો થયેલા છે. દાખલા તરીકે, કાનડીભાષાના એક શિલાલેખમાં[૨૧૦] એમ કહ્યું છે કે, અય્યવોળેના પાંચસો 'સ્વામીઓ,' 'નાનાદેશીઓ', 'સેટ્ટિઓ' વગેરેએ એકત્ર થઇને આહવમલ્લેશ્વર દેવની પૂજા માટે કર આપ્યો હતો. વળી, ઇ. સ. ૧૧૬૧ના મનગોળીના શિલાલેખમાં[૨૧૧] પ્રસિદ્ધ અય્યવોળે (શહેર)ના પાંચસો 'સ્વામીઓ'નો ઉલ્લેખ થયો છે. તેમાં કહ્યું છે તે પ્રમાણે તેઓ "ચુસ્ત બણંજ ધર્મ પાળનારા હતા."

આ વાક્ય બીજા અનેક શિલાલેખોમાં પણ વપરાયેલું જોવામાં આવે છે. 'વળંજિયમ્', 'વળંજિયર,' 'બલંજિ', 'બણંજિ,' વગેરે વિવિધ નામથી ઓળખાતી, વેપારીઓની વિસ્તૃત જાતિની હયાતી તે દર્શાવી આપે છે. વિવિધ વર્ગોના વેપારીઓની બનેલી આ શ્રેણી દેખીતી

**બણંજ જાતિ.**

રીતે બહુ પ્રાચીન સમયથી વ્યવસ્થિત થયેલી હતી, અને હિંદુસ્તાનના દૂરદૂરના ભાગમાં તેણે પોતાની અસર પહોંચાડી હતી. લિપિના આધારે જેને પહેલા રાજેંદ્ર ચોલનો શિલાલેખ કહી શકાય એવા એક શિલાલેખમાં[૨૧૨] વેપારીઓની આ શ્રેણીની સ્તુતિ કરેલી છે અને કહ્યું છે કે "તેમનાં કામનાં વખાણ કરતાં ૫૦૦ 'વીરશાસનો' (લેખો) વડે તેમની પ્રશસ્તિ કરવામાં આવી હતી; તેઓ વીર-વળંજિક (કે વળંજિય) ધર્મના પરાક્રમી રક્ષકો હતા; વાસુદેવ, કંડલિ અને વીરભદ્ર —એમનાથી તેઓ જન્મ્યા હતા; તેઓ ભટ્ટારકી (અર્થાત્ દુર્ગાદેવી ?)-ના ભક્તો હતા, અને ચારે દિશામાંના ૧૦૦૦ (પ્રાંતો)માંથી, ૧૮ શહેરોમાંથી, ૩૨ 'વેલરપુર'માંથી અને ૬૪ 'ઘટિકાસ્થાન'માંથી

૨૧૦ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૧૮, અંક ૨૧૬.

૨૧૧ એ. ઇં., પુ. ૫, પૃ. ૯.

૨૧૨ એ. ઇ., પુ ૪, પૃ. ૨૯૬.

'સેટ્ટિઓ,' 'સેટ્ટિપુત્રો' ('સેટ્ટિપ્પિલ્લઈ'?), 'કવરેઓ', 'કંડલિઓ', 'ભદ્રકો','ગાવુંડ–સ્વામીઓ,''શિંગ' 'શિરુપુલિ,' 'વલટુકઈ (અર્થાત્ વલંગઇ) વારિયણુ' અને બીજા લોકોના વિવિધ પેટાભાગના તેઓ બનેલા હતા." આ 'નાનાદેશીઓ' મયિલારપુ (આધુનિક માઇલાપોર)માં ભેગા થયા, અને કાટ્ટૂર (મૂળ અય્યપુલલ)ને 'વીરપત્તન'રૂપે બદલી નાખવાનો ઠરાવ તેમણે કર્યો, અને એ રીતે તમામ જાતીય ફાળામાંથી તેના રહીશોને મુક્ત કર્યા તેમ જ (માનનીય અધિકારો પરત્વે ?) તે સમય સુધી તેમને જે મળતું હતું તેનાથી બમણું મળવાનો અધિકાર તેમને આપ્યો. વળી, તેમણે એવો પણ ઠરાવ કર્યો કે, (૧) જેઓ ખુલ્લી તરવારથી લોકોને ત્રાસ આપીને અથવા તેમને કેદમાં નાખીને (?) કર કે લાગતો ઉઘરાવતા હોય, અને (૨) જેઓ મનસ્વી રીતે લોકોની ખોરાકી પડાવી લેતા હોય કે બીજી રીતે તેમને હેરાન કરતા હોય, એવા વેપારી વર્ગના લોકોને તે સમયથી એ ગામમાં રહેવા દેવા નહિ. તદુપરાંત તેમણે એમ પણ જાહેર કર્યું કે, ઉક્ત નિર્ણયની વિરુદ્ધ વર્તન કરનારા લોકોને વળંજિય જાતિની બહાર કાઢી મૂકવામાં આવ્યા છે (અર્થાત્ તેમને નાતબહાર મૂકવામાં આવ્યા છે). આ લેખમાં વેપારીઓને માટે જે 'નાનાદેશી' શબ્દ વાપર્યો છે તે જ એમ બતાવી આપે છે કે અનેક દેશો સાથે તેમનો વ્યવહાર ચાલતો હતો. માઇસોર રાજ્યમાંના બલિગામિના એક લેખમાં પણ આ વેપારીઓને માટે બહુ લાંબી પ્રશસ્તિ કરેલી છે, અને કાટ્ટૂરના લેખમાં આપેલી માહિતીના ઉપરાંત તેમાં એમ પણ કહ્યું છે કે, કૃતયુગની શરૂઆતથી માંડીને અનેક દેશોમાં રખડવાને જન્મેલા, ખુશ્કીમાર્ગે અને તરીમાર્ગે છ ખંડોના દેશોમાં દાખલ થનારા, અને ઘોડાઓ, ઝવેરાત, અત્તરો અને દવાઓ જથાબંધ કે છૂટક વેચનારા વીરપુરુષો તેઓ હતા.[૨૧૩] તેમના આ જાત્યભિમાનની સાબીતી પણ મળે છે. છેક સિંહલદ્વીપમાં અને બ્રહ્મદેશમાં કેટલાક

---

૨૧૩ એ. ક., પુ. ૭; ૧૧૮.

શિલાલેખો છે તેમાં તેમની જાતિનાં દાનના ઉલ્લેખ થયેલા છે. ઉપલા બ્રહ્મદેશના પાગન શહેરમાંનું વૈષ્ણવ મંદિર તે ગામના વેપારીઓ ('નાનાદેશી')એ બંધાવ્યું હતું.[૨૧૪] બસિનિકોંડના લેખમાં કહ્યું છે કે 'નાડુ', 'નગર' અને 'નાનાદેશી' લોકોનો સમાવેશ એ જાતિમાં થતો, અને શીરાવલ્લીમાં જે ખાસ સભા મળી હતી તેમાં ચાર દિશામાંથી ને આઠ ખૂણેથી આવેલા તમામ 'સમય' (જાતિ)ના ૧૫૦૦ પ્રતિનિધિઓ, તથા 'એરિ–વીરો', 'મુણ્ડઈ–વીરો', 'ઇળંજિગ વીરો', 'કોંગવાળો' જેવા તેમના અનુયાયીઓ તેમ જ વિવિધ સંપ્રદાયના અનેક લોકો, વળંગઇ વણકરો વગેરે હાજર રહ્યા હતા. શીરવલ્લી ગામને 'નાનાદેશીય–દશમડિ–એરિ–વીરપત્તન' તરીકે જાહેર કરવું, અને કદાચ કાત્તૂરના લેખમાં જણાવેલા અધિકારોના જેવા જ કેટલાક અધિકારો એ ગામના રહીશોને આપવા, એ ઉક્ત સભા મેળવવાનો હેતુ હતો.[૨૧૫]

ઉપર્યુક્ત વેપારીઓની જાતિભાવના વિષે એ શિલાલેખો ઉપરથી માહિતી મળે છે. તેમાંના એક શિલાલેખમાં[૨૧૬] કહ્યું છે કે, 'સમય'-(જાતિ)નો દ્રોહ કરનાર કારપાકલ કાતિ–નાયકને મારી નાખ્યા બદલ પુલિયમ–સેટ્ટિને કરમાંથી મુક્ત રહીને અમુક ચીજોનો વેપાર કરવાનો અધિકાર નંદ્યાલસ્થલમાં રહેતા, તમામ દેશોના, અઢાર 'સમય'ના વેપારીઓએ આપ્યો હતો. બીજા શિલાલેખમાં[૨૧૭] કહ્યું છે કે જકાતખાતાના બે હીસાબી કારકુનોને મારી નાખ્યા બદલ એ જ વેપારીઓએ એ જ જાતના અધિકાર અટ્ટેનને આપ્યા હતા.

---

૨૧૪ એ. ઇં., પુ. ૭. પૃ. ૧૯૭.

૨૧૫ પહેલા વાક્ય સિવાયનો આ આખો પરિચ્છેદ, થોડાક સુધારા-વધારા સાથે, ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૯૯–૧૦૦, પરિચ્છેદ ૨૫ જ છે એમ કહી શકાય.

૨૧૬ ગ. એ. રી., ૧૯૧૯, પૃ. ૫, અંક ૧૦.

૨૧૭ સદર, અંક ૧૧.

વેપારીઓની ઉક્ત શ્રેણીના એક અંગ વિષે ( અર્થાત્ વળંગઈ જાતિ વિષે) તે સમયનાં લખાણોમાંથી કાંઈક વિગતવાર માહિતી મળી શકે છે. ત્રિચિનોપલ્લી પ્રાંતમાંના એક શિલાલેખમાં[૨૧૮] કહ્યું છે કે, વળંગઈ ૯૮ વર્ગોએ અને ઇદંગઈ ૯૮ વર્ગોએ અંદરઅંદર એવો કરાર કર્યો હતો કે, સરકારી અમલદારોના ઉત્તેજનથી વન્નિય ખાતાદારો તથા બ્રાહ્મણો અને વેલ્લાલ જાગીરદારો તરફથી જે ત્રાસ આપવામાં આવે છે તેની સામે એકસંપ કરીને ઊભા રહેવું.

**વળંગઈ અને ઇદંગઈ જાતિ**

" વળંગઇ ૯૮ વર્ગો તથા ઇદંગઇ ૯૮ વર્ગો " એ વાક્ય એમ બતાવી આપે છે કે એવી દરેક જાતિ વિવિધ સંપ્રદાયોની બનેલી સંઘરૂપ સંસ્થા હતી. આને અનુમોદન આપનારો તેમ જ વધુ મોટી શ્રેણીની સ્થાપનાનો સ્પષ્ટ ખુલાસો કરનારો શિલાલેખ ઉદ્દુરમાંથી મળી આવેલો છે. તેમાંથી નીચેની રસિક માહિતી મળી આવે છે:—[૨૧૯]

" અમારા રાજાના ૪૦મા વર્ષમાં અમે ૯૮ સંપ્રદાયોના લોકો કરાર કરીએ છીએ કે, હવેથી અમે એક જ માબાપના દીકરાઓની માફક વર્તીશું, અને અમારામાંના કોઈ માણસનું જે કાંઈ હિત કે અહિત થશે તેના અમે સૌ ભાગીદાર થઇશું. ઇદંગઇ જાતિને હલકી પાડનારૂં કાંઇ પણ બની આવશે તો અમારા હક્ક સ્થપાશે ત્યાં સુધી અમે એકત્ર રહીને અમારા હક્ક આગળ કરીશું. એમ પણ સમજવાનું છે કે, જ્ઞાતિના ઝગડા પતાવવા માટેની સમગ્ર સભા દરમ્યાન જેઓ તુરાઇનું, રણશિંગાનું અને છત્રનું બીરુદ ધરાવતા હોય તેઓ જ અમારા વર્ગના ગણાશે. અત્યારે અને હવે પછી જાહેરમાં અમને જેઓ ઓળખવા માગતા હોય તેમણે અમારી

---

૨૧૮ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૭૩, અંક ૩૪; વળી, સરખાવો પૃ. ૧૦૯.

૨૧૯ સદર, પૃ. ૧૦૯.

વિશિષ્ટ નિશાની–બગલાનું પીંછું અને છૂટા લટકતા વાળ (?) જોઇને અમને ઓળખવા; અમારી સમક્ષ તુરાઇ તથા શંખ વગાડવાં જોઇએ તેમ જ ઇદંગઇ લોકોની પ્રણાલિકાને અનુસરીને રણશિંગું વગાડવું જોઇએ. આ નિયમોની વિરુદ્ધ જેઓ વર્તશે તેઓ અમારા વર્ગના દુશ્મનો ગણાશે. ઇદંગઈ વર્ગોના વર્તન માટે (આમ) સ્થાપેલા નિયમોને ન અનુસરતાં જેઓ જૂદી રીતે વર્તશે તેઓને નાતબહાર મૂકવામાં આવશે અને 'શ્રુતિમાન' તરીકે તેમને સ્વીકારવામાં આવશે નહિ. તેઓને અમારી વિરુદ્ધના વર્ગના ગુલામો ગણવામાં આવશે."

'વળંગઈ ૯૮ વર્ગો'ની સંસ્થા પણ આવી જ રીતે ઉદ્‌ભવ પામેલી, એમ કહી શકાય. વળંગઈ ૯૮ વર્ગોની અને ઇદંગઇ ૯૮ વર્ગોની એકત્ર સંસ્થાની પ્રવૃત્તિ વિષે અનેક લેખો[220] ઉલ્લેખ કરે છે; પણ તેમાં દક્ષિણ આર્કોટ પ્રાંતના વૃદ્ધચલમ્ ગામનો શિલાલેખ પાછળના સમયનો (ઇ. સ. ૧૪૨૯ નો) હોવા છતાં પણ સૌથી વધારે મહત્ત્વનો છે. તે "સારી સ્થિતિમાં જળવાઈ રહેલો નથી તો પણ તેનો જે કાંઇ ભાગ બચવા પામેલો છે તેના આધારે એમ નક્કી થાય છે કે, વળંગઇ અને ઇદંગઇ વર્ગોના લોકો સ્થાનિક મંદિરના ચોગાનમાં ભેગા થયા, અને તેમણે એમ ઠરાવ્યું 'કે રાજાના અમલદારો તથા "જીવિત"ના માલીકો ત્રાસ આપે છે.... ......અને કાણિયાળણ તથા બ્રાહ્મણો "રાજ–કર" ઊઘરાવે છે તેથી વળંગઇ અને ઇદંગઈ લોકોમાંના કોઇ પણ માણસે તેમને આશરો આપવો નહિ તેમ જ દેશમાં જન્મેલા (બન્ને વર્ગોના લોકોમાંના) કોઈએ તેમને માટે હીસાબ લખી આપવો નહિ તેમ જ તેમની ભલામણો કબૂલ રાખવી નહિ. (આ કરારની વિરુદ્ધ જઇને) કોઇ માણસ દેશદ્રોહી થાય તો તેને અણીદાર હથિયારથી ઘાયલ કરવો.'"[221] આ શિલાલેખ અધૂરો છે તો પણ એમ સ્પષ્ટ રીતે

---

૨૨૦ ગ. એ. રી., અંક ૫૯, ૩૬૧, ૩૬૨, સન ૧૯૧૪.
૨૨૧ ગ. એ. રી., ૧૯૧૮, પૃ. ૧૬૩

અને બીજા કેટલાક વિદ્વાનો કહે છે કે, તે તામ્રપત્રો છેક હમણાંના એટલે ઇસ્વી સનની ચૌદમી સદીના છે.[૨૨૪] શ્રીયુત વેંકય્યા કહે છે તેમ, આ તામ્રપત્રોથી ઉક્ત સંસ્થાઓ ઉત્પન્ન થયેલી એમ માનવું એ ભૂલભરેલું છે. એ ત્રણ તામ્રપત્રો પૈકીનો સૌથી પહેલો તામ્રપત્ર પ્રસિદ્ધ થયો તે પહેલાં અનેક વર્ષોથી અંજુવણ્ણમ્ અને મણિગ્રામમ્ સંસ્થા તરીકે હયાતી ધરાવતાં આવ્યાં હોવાં જોઈએ, એમ બેશક કહી શકાય.

આથી એ તો દેખીતું છે કે, હિંદુ યુગના છેક છેવટના સમય સુધી ઉત્તમ બંધારણવાળી વેપારી સંસ્થાઓ દક્ષિણ હિંદુસ્તાનનું વિશિષ્ટ લક્ષણ હતી.

## બીજું પ્રકરણ

### રાજકીય જીવનમાં શ્રેણીઓની પ્રવૃત્તિઓ
( ભાગ પહેલો )

[ ૧ ]

જે પ્રજા જે પ્રકારના રાજતંત્ર તળે પોતાનું જીવન ગુજારતી હોય તે પ્રજાના રાજકીય જીવનમાંની સંઘરૂપ પ્રવૃત્તિઓ તે પ્રકાર-રના રાજતંત્ર પ્રમાણે જૂદીજૂદી હોય છે. જ્યાં રાજસત્તા ચાલતી હોય ત્યાં રાજાની પોતાની ફરજો અદા કરવામાં રાજાને મદદ કર-વાની તેમ જ રાજા ઉપર એક પ્રકારનો દાબ રાખવાની પ્રજાની ફરજ થઈ પડે છે; અને જ્યાં રાજસત્તા સિવાયની સત્તા ચાલતી હોય ત્યાં રાજતંત્ર ચલાવવામાં જે કામો જરૂરનાં થઈ પડે તે તમામ

---

૨૨૪. સરખાવો એ. ઇ., પુ. ૪, પૃ. ૨૯૩; એ. ઇ., પુ. ૬. પૃ. ૮૩. આગલા સમયના કરતાં પાછલો સમય વધારે સંભવિત લાગે છે.

કામો કરવાની પ્રજાની ફરજ થઈ પડે છે. આથી કરીને આ વિવ-ચના બે ભાગ પડી શકે છેઃ—(૧) રાજસત્તાક રાજ્યો અને (૨) બિનરાજસત્તાક રાજ્યો.

જે પ્રકારની પ્રવૃત્તિ સૌથી પહેલી નોંધવા જેવી છે અને ખુદ પ્રજાને પણ અત્યંત રસિક લાગતી હતી તે **રાજાની ચૂંટણી** ગણાય.

**રાજાની ચૂંટણી.**

લગભગ તમામ વિદ્વાનો કબૂલ કરે છે કે રાજાની ચૂંટણી કરવાની પદ્ધતિ વેદકાળના લોકોને અજાણી ન હતી. ઝિમર કહે છે કે 'કેટલાંક રાજ્યોમાં પ્રજા તરફથી રાજાની ચૂંટણી થતી તેનો ચોક્કસ પૂરાવો મળી આવે છે.[૨૨૫] વેબર[૨૨૬] તેમ જ બ્લુમફીલ્ડ[૨૨૭] આ મતને અનુમોદન આપે છે; પણ ગેલ્નર[૨૨૮] તેની વિરુદ્ધ જઈને દલીલ કરે છે કે પ્રજા રાજાની પસંદગી ન કરતી પણ તેનો સ્વીકાર જ કરતી. ગેલ્નરનો અભિપ્રાય વધારે સંભવિત છે, એમ મૅકડોનેલ[૨૨૯] કહે છે; તેમ છતાં પણ તે એમ કબૂલે છે કે 'કોઇક પ્રસંગે રાજાની ચૂંટણી થતી' એ સિદ્ધાંતનો બહિષ્કાર ગેલ્નરની દલીલમાંથી થતો નથી.

રાજાની ચૂંટણી થતી, એ સિદ્ધાંતના અનુમોદનમાં જે ફકરાઓ ઉતારી શકાય તેમ છે તેથી ઝિમર વગેરે વિદ્વાનોની દલીલમાંનું બળ સાબીત થઇ શકે તેમ છે એટલું જ નહિ, પણ ઉક્ત ચૂંટ-ણીની ધમાલમાં કોઇક પ્રસંગે જે તીવ્ર હરીફાઈ ચાલી રહેતી તેનો કાંઇક ખ્યાલ પણ આવી શકે તેમ છે.

---

૨૨૫. આ. લે., પૃ. ૧૬૨.

૨૨૬. ઈં. સ્ટુ., પુ. ૧૭, પૃ. ૧૮૯.

૨૨૭. "હીમ્સ ઑફ અથર્વવેદ," પૃ. ૩૩૦.

૨૨૮. વે. સ્ટુ., ૨, પૃ. ૩૦૩.

૨૨૯. વે. ઇં., ૨, પૃ. ૨૧૧.

(૧) "રાજાની પસંદગી કરતી પ્રજાની માફક તેઓ બીકના માર્યા વૃત્ર કનેથી નાસી છૂટયા."[૨૩૦]

રાજાને તેનું પોતાનું પૂર્વનું રાજ્ય પાછું સોંપવાની ક્રિયાના સંબંધમાં કૌશિતકીમાં[૨૩૧] વપરાયેલા અથર્વવેદમાંના[૨૩૨] નીચલા બે ફકરા ચૂંટણીની પદ્ધતિ ચોક્કસ રીતે સાબીત કરે છે.

**વેદના સાહિત્યમાં-ના ઉલ્લેખ.**

(૨) "પાણી માટે રાજા વરુણ તને બોલાવે; પર્વતો માટે સોમ તને બોલાવે; આ પ્રજા (**विश्**) માટે ઇંદ્ર તને બોલાવે; બાજ બની આ પ્રજા કને ઊડી જા. (૩)

"બીજા લોકોના પ્રદેશ (**क्षेत्र**)માં હદપાર થઇને રહેતા જેને બોલાવવાનો છે તેને એ બાજ દૂર (**पर**)થી અહીં દોરી લાવે; (બન્ને) અશ્વિનો તારે માટેનો રસ્તો જવા સારૂ સરળ કરી આપે; તેના હે માણસો! તમે આ માણસ વિષે ભેગા થઇને નક્કી કરો. (૪)

"તારા વિરોધી લોકો તને બોલાવે; તેમની વિરુદ્ધ (**प्रति ?**) તારા મિત્રોએ (તને) પસંદ કર્યો છે; ઇંદ્ર અને અગ્નિ, તમામ દેવો—એમણે પ્રજા (**विश्**)માં તારે માટે ક્ષેમકુશળતા (**क्षेम**) જાળવી રાખેલ છે. (૫)

"જે કોઈ માણસ તારા આહ્વાન બદલ શંકા ઊઠાવે, જે કોઈ બહારનો માણસ (ત્રાહિત માણસ તેમ કરે) તેને દૂર થવાની (**अपाञ्च**) ફરજ પાડીને, હે ઇંદ્ર! તું આ માણસને અહીં પાછો સ્થાપ (**अवगमय**)."[૨૩૩] (૬)

---

૨૩૦. ઋગ્વેદ, ૧૦; ૧૨૪; ૮. જુઓ આ. લે., પૃ. ૧૬૨.

૨૩૧. કૌ., ૧૬; ૩૦. ૨૩૨. અથર્વવેદ, ૩; ૩; ૪.

૨૩૩. વ્હિ. અ. વે., પૃ. ૮૮. છેલ્લી ઋચાનું ભાષાંતર બ્લુમફીલ્ડ આમ કરે છેઃ—"હે ઇંદ્ર! જે સગો કે પરાયો માણસ તારા આદેશની સામે થાય તેને હાંકી કાઢ; પછી આ (રાજા)નો અહીં સ્વીકાર કરાવ." ("હીમ્સ ઓફ ધી અથર્વવેદ," પૃ. ૧૧૨.)

(૩) "રાજ્ય તારી પાસે આવ્યું છે; હે એકાકી રાજા, પ્રજાના ઉપરિ તરીકે દમામ સાથે આગળ ડગ ભર.....(૧)

"રાજપદ માટે પ્રજા તને પસંદ કરે. (૨)

"દૂરદૂરના અંતરેથી ઉતાવળે અહીં આવી પહોંચ......(૫)

"હે ઇંદ્ર! ઇંદ્ર! માણસોની ટોળી કને તું આવ, કારણ કે વરુણોની માફક તેં કબૂલ કર્યું છે. એણે દેવોને આહુતિ આપવી જોઈએ અને લોકોને તાબેદાર કરવા જોઇએ (એમ ધારીને) તેના સ્થાનથી અહીં તને બોલાવ્યો છે. (૬)

"ભલું કરનારી બહુરૂપી અને સર્વવ્યાપી તમામ દેવીઓએ એકત્ર થઈને તારો માર્ગ ચોકખો કરી આપ્યો છે. તમામ લોકો એકસૂરે તને બોલાવે......"[૨૩૪] (૭)

(૪) [ રાજાને પાછો ગાદીએ બેસાડવાના સંબંધમાં કૌશિત-

---

૨૩૪. આ ઋચાનું ભાષાંતર કરવામાં ભારે મુશ્કેલી નડે છે. શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે બ્લુમફીલ્ડનું, વ્હિટનીનું અને ઝિમરનું ભાષાંતર સરખાવી જોયું છે, અને તે પૈકીના ઝિમરના ભાષાંતરને તેમણે અહીં પસંદ કર્યું છે.

છઠ્ઠી ઋચાનો અર્થ કરવામાં વિદ્વાનો વચ્ચે મતભેદ જોવામા આવે છે. વ્હિટનીએ પહેલા વાકયનું ભાષાંતર આમ કર્યું છેઃ—"હે ઇંદ્ર! મનુષ્યની માફક તું ચાલ્યો જા." ત્યારપછીના વાકયમાંના "**वरुणेन**" શબ્દનો અર્થ જૂદીજૂદી રીતે અપાયેલો જોવામાં આવે છે. આપણે જોઈ ગયા તેમ, ઝિમરે '**वरुण**'નો અર્થ 'દેવો' કર્યો છે. વેબર એમ સૂચવે છે કે તે '**वरण**' (ચૂંટણી કરનાર) છે. વ્હિટની-'**वर्ण**' (જ્ઞાતિ) શબ્દ ગણે છે. વ્હિટની પોતે કબૂલ કરે છે કે તેણે પોતે સૂચવેલો અર્થ કેવળ મનસ્વી અને ક્ષણિક સ્વરૂપનો છે. વેબરે કરેલો અર્થ અહીં બરાબર બંધ બેસે છે, કેમ કે, રાજાની ચૂંટણીનો ઉલ્લેખ બીજી ઋચામાં થયેલો છે.

કીએ[૨૩૫] વાપરેલા અથર્વવેદમાંના[૨૩૬] નીચેના ફકરામાં પણ ( ઝિમરના[૨૩૭] કહેવા પ્રમાણે, એક જ કુટુંબના ) અનેક ઉમેદવારોમાંથી રાજાની ચૂંટણી કરવાની બાબતનો ઉલ્લેખ થયેલો છે. ]

" હે દેવો ! એના આદેશ (**प्रदिश्**)થી પ્રકાશ, સૂર્ય, અગ્નિ અથવા સોનું પણ થાઓ; તેના હરીફો (**सपत्न**) તેનાથી ઊતરતા નીવડો......(૨)

" જે ઉચ્ચોચ્ચ પૂજ્યભાવ (**ब्रह्मन्**)થી, હે જાતવેદસ્! તેં ઇંદ્રને માટે જળ-(**पयस्**)નો જમાવ કરેલો તેનાથી જ, હે અગ્નિ ! તું અહીં આ માણસની વૃદ્ધિ કર; તેના પોતીકા માણસો (**सजात**) ઉપર તેને શ્રેષ્ઠતા (**श्रैष्ठ्य**)થી સ્થાપ. (૩)

"...હે અગ્નિ ! તેના હરીફો તેનાથી ઊતરતા નીવડો."(૪)[૨૩૮]

(૫) [ લડાઈમાં વિજય થયા બાબતની ક્રિયામાં તેમ જ રાજાને અભિષેક કરવા માટેની ક્રિયામાં [૨૩૯] કૌશિતકીએ[૨૪૦] વાપરેલા અથર્વવેદમાંના[૨૪૧] નીચલા ફકરામાં પણ ચૂંટણીની પદ્ધતિનો ઉલ્લેખ થયેલો છે.]

" હે ઇંદ્ર ! મારે માટે આ ક્ષત્રિયની વૃદ્ધિ કર; તું આ માણસને પ્રજા(**विश्**)નો સર્વાધીશ આગેવાન બનાવ; તેના તમામ દુશ્મનોને નાહિંમત કર (**मिशक्ष**); સર્વોપરિપણાની હરીફાઇમાં તેમને તેના તાબે કર." (૧)

"ગામમાં, ઘોડાઓમાં અને ગાયોમાં આ માણસને તું ભાગ આપ; જે માણસ તેનો દુશ્મન હોય તેને ભાગ ન આપ..." (૨)

"હે ઇંદ્ર ! તેનામાં મહાન દીપ્તિ મૂક; તું તેના દુશ્મનને દીપ્તિહીન કર." (૩)

---

૨૩૫. કૌ. ૧૬; ૨૭. ૨૩૬. અ. વે., ૧; ૯.
૨૩૭. આ. લે., પૃ. ૧૬૩. ૨૩૮. વ્હિ. અ. વે., પૃ. ૯–૧૦ માંથી.
૨૩૯. ૧૭; ૨૮. ૨૪૦. ૧૪; ૨૪ ૨૪૧. ૪; ૨૨.

"જે ઇંદ્ર સર્વોપરિતા (? उत्तरवंत) અર્પે છે, જેનાથી માણસો વિજય મેળવે છે, જીતાતા નથી, જે તને પ્રજા(जन)નો સર્વાધીશ આગેવાન બનાવશે અને મનુથી ઊતરી આવેલા રાજાઓમાં સૌથી ઉચ્ચ પણ બનાવશે તે ઇંદ્ર હું તને સંયોજી આપું છું." (૫)

"તું સર્વોપરિ (છે); તારા હરીફો, હે રાજા! જે કોઈ તારી વિરુદ્ધના દુશ્મનો છે તે ઊતરતી પંક્તિના (છે); સર્વાધીશ આગેવાન, ઇંદ્રને ગોઠિયા તરીકે સાથે રાખીને, વિજય મેળવીને, તું જેઓ દુશ્મનનો ભાવ ભજવતા હોય તેમનો ઉપભોગ (भोजन) સ્થાપિત કરે છે." (૬)[૨૪૨]

'રાજકર્તા'નો ઉલ્લેખ નીચેના ફકરાઓમાં થયેલો છે.

(૬) "ચરણો તેની (સોમની) આસપાસ પરિચારકો તરીકે કામ કરે છે; જે પ્રમાણે બિનબાદશાહી રાજકર્તાઓ, બંદિજનો (सूत) અને મુખીઓ (ग्रामणी) રાજા(ની હાજરઆસી કરે છે) તે જ પ્રમાણે ચરણો તેની (સોમની) આસપાસ પરિચારકો તરીકે કામ કરે છે."[૨૪૩]

(૭) "જે પ્રમાણે રાજાને બિનબાદશાહી રાજકર્તાઓ, બંદિજનો અને મુખીઓ હોય છે તે જ પ્રમાણે ઘોડાને પેલાં 'પર્યંગો' (મુખ્ય પ્રાણીની આસપાસ ફરતાં પ્રાણીઓ) હોય છે."[૨૪૪]

(૮) "જેઓ રાજાઓ, રાજકર્તાઓ છે, જેઓ રથિઓ અને રસાલદારો (ग्रामण्याः)[૨૪૫] છે તે આસપાસના તમામને હે 'પર્ણ'! તું મારા તાબામાં આણ."[૨૪૬] (પૂર્વાપર સંબંધ ઉપરથી સમજાય છે તેમ રાજાની ફતેહની સાથેસાથે સર્વસાધારણ સમૃદ્ધિ માટે તાવિજ

---

૨૪૨ વ્હિ. અ. વે., પૃ. ૧૮૮–૧૮૯

૨૪૩ શ. બ્રા; ૩, ૪, ૧, ૭; સે. બુ. ઈ., પુ. ૨૬, પૃ. ૮૭

૨૪૪ શ. બ્રા; ૧૩, ૨, ૨, ૧૮; સે. બુ. ઈ., પુ. ૪૪, પૃ. ૩૦૩.

૨૪૫ "શતપથ બ્રાહ્મણ"માંના ઉપર્યુક્ત ફકરાઓ સાથે સરખાવતાં આ શબ્દનો અર્થ ખરૂં જોતાં 'મુખીઓ' ગણવો જોઇએ.

૨૪૬ અ. વે; ૩, ૫, ૭. વ્હિ. અ. વે; પૃ. ૯૨.

બાંધવાના સંબંધમાં કૌશિતકીએ[247] વાપરેલો આ ફકરો અથર્વવેદમાં જોવામાં આવે છે.)

શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે આ પ્રશ્નની સાથે સંબંધ ધરાવતા તમામ મહત્ત્વના ફકરાઓ અહીં એકત્ર કર્યા છે. તેઓ પોતે વેદના ઊંડા અભ્યાસી નથી તેથી તેમણે ઉપર આપેલા વેદમાંના ઊતારાઓના અર્થના ખરાપણા વિષે તેઓ ખાતરી આપી શકતા નથી. તેમ છતાં પણ એકંદરે એ ફકરાઓનાં ભાષાંતર ખરાં હોય—અને તેના ખરાપણા વિષે હજી શંકા ઊઠાવાઈ નથી—તો પછી એટલું તો બેશક સમજાય છે કે, લોકો તરફથી રાજાની ચૂંટણી કેટલાક પ્રસંગે જરૂર થતી હતી. ઉપર્યુક્ત તમામ ફકરાઓના સામાન્ય ભાવાર્થને બાજુએ રાખીએ તો પણ, ફકરા (૧)માં અને (૩)માં રાજાની ચૂંટણીનો, ફકરા (૨)માં, (૪)માં અને (૫)માં હરીફ ઉમેદવારોનો અને ફકરા (૬)માં, (૭)માં અને (૮)માં ચૂંટણી કરનારા લોકોનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે. હરીફાઈમાં ફતેહ મળે તેટલા માટે પ્રાર્થનાઓનો અને વિધિઓનો ઉપયોગ છૂટથી કરવામાં આવ્યો છે, અને હરીફોનો વિનાશ કરવા બદલ ઈંદ્રરાજાને ગંભીરતાથી આહ્વાન કરવામાં આવેલ છે. ફકરા (૧)માં જોવામાં આવે છે તેમ, આ વિષયનો ઉપયોગ ઉપમાના કામે કરવામાં આવ્યો છે તે એમ બતાવી આપે છે કે, રાજાની ચૂંટણી, એ કાંઇ અસાધારણ બનાવ ન હતો; તે વાત તો સામાન્ય પ્રજાને સારી રીતે જાણીતી હતી. મતદારોને પોતાના પક્ષમાં મેળવી લેવા માટે મંત્રજંત્ર આબાદ નીવડે છે એવી માન્યતાથી [ફકરો (૮)] તેમ જ પોતાના હરીફો પોતાથી ઊતરતા નીવડે તે માટે ઈશ્વરને કરવામાં આવતી લગભગ દયાજનક પ્રાર્થનાથી [ફકરા (૪), (૫)] એમ સાબીત થાય છે કે કોઈ પ્રસંગે હરીફાઇ બહુ તીવ્ર ભાવનાથી થતી હતી.

---

૨૪૭. ૧૯; ૨૨.

ઉપર્યુક્ત ફકરાઓમાં પ્રજા તરફથી થતા રાજાના સ્વીકારનો ઉલ્લેખ થયેલો છે, પણ પ્રજા તરફથી થતી રાજાની ચૂંટણીનો ઉલ્લેખ થયેલો નથી, એવો જે અભિપ્રાય ગેલ્નરે દર્શાવ્યો છે તેથી "સર્વોપરિપણાની હરીફાઈ"નો [ફકરો (૫)] તેમ જ હરીફો ઉપર વિજય મેળવાય તે માટેની જે તીવ્ર લાગણી ઉપર્યુક્ત લગભગ તમામ ફકરાઓમાં દૃગ્ગોચર થાય છે તે તીવ્ર લાગણીનો ખુલાસો ભાગ્યે જ થઈ શકે છે. એટલું પણ યાદ રાખવું જોઇએ કે, પ્રજા રાજાનો સ્વીકાર કરે તે, રોમ દેશમાં બન્યું હતું તેમ, પોતાનો રાજા ચૂંટવા સંબંધી જે સત્તા પ્રજા એક સમયે ભોગવતી તેનો અવશેષ જ સાધારણતઃ ગણાય. આ રિવાજની ઉત્પત્તિ બીજી કોઇ રીતે સમજાવી શકાય તેમ નથી. આથી ગેલ્નરના અભિપ્રાયમાં પણ પ્રાચીન હિંદુસ્તાનમાંની ચૂંટણીની પદ્ધતિની પૂર્વકલ્પના જોઇ શકાય છે. બીજા વિદ્વાનો કહે છે તેમ એવી ચૂંટણીની પદ્ધતિ વિષે ઉપર્યુક્ત ફકરાઓમાં સ્પષ્ટ ઉલ્લેખો થયેલા છે.[૨૪૮]

---

૨૪૮ "ઐતરેય બ્રાહ્મણ"માંનો એક ફકરો (૮, ૨, ૭) રાજાની ચૂંટણીની સીધી સાબીતી પૂરી પાડે છે. રાજાના અભિષેકના સંબંધમાં કહ્યું છે કે **भूरिति य इच्छेदिममेव प्रत्यन्नमद्यादित्यथ य इच्छेद् द्विपुरुष भूर्भुव इत्यथ य इच्छेत् त्रिपुरुषं वाऽप्रतिमं वा भूर्भुवः स्वरिति।** શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલ કહે છે તે પ્રમાણે, આ ફકરો એમ બતાવી આપે છે કે, ચૂંટાયેલા રાજાનો અભિષેક તેના પોતાના જીવનકાળ સુધીને માટે કરવાનો હોય કે બે અથવા ત્રણ પેઢી સુધીને માટે કરવાનો હોય તે પ્રમાણે વિવિધ મંત્રોનું ઉચ્ચારણ કરવું જોઈએ. ("મૉડર્ન રીવ્યુ", ૧૯૧૩, ૨, પૃ. ૮૦.) પરંતુ હૉગ આ ફકરાનો અર્થ જૂદી રીતે આપે છે. તે આમ અર્થ કરે છેઃ—" જે અધ્વર્યું રાજાનો અભિષેક કરતો હોય તે ફક્ત એ જ રાજા સારૂં આરોગ્ય ભોગવે (શબ્દશઃ 'તે અન્ન ખાય') એમ ઇચ્છતો હોય તો તેણે (અભિષેક કરવાના પ્રસંગે) પવિત્ર શબ્દ

બાંધવાના સંબંધમાં કૌશિતકીએ[૨૪૭] વાપરેલો આ ફકરો અથર્વવેદમાં જોવામાં આવે છે.)

શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે આ પ્રશ્નની સાથે સંબંધ ધરાવતા તમામ મહત્ત્વના ફકરાઓ અહીં એકત્ર કર્યા છે. તેઓ પોતે વેદના ઊંડા અભ્યાસી નથી તેથી તેમણે ઉપર આપેલા વેદમાંના ઊતારાઓના અર્થના ખરાપણા વિષે તેઓ ખાતરી આપી શકતા નથી. તેમ છતાં પણ એકંદરે એ ફકરાઓનાં ભાષાંતર ખરાં હોય—અને તેના ખરાપણા વિષે હજી શંકા ઊઠાવાઈ નથી—તો પછી એટલું તો બેશક સમજાય છે કે, લોકો તરફથી રાજાની ચૂંટણી કેટલાક પ્રસંગે જરૂર થતી હતી. ઉપર્યુક્ત તમામ ફકરાઓના સામાન્ય ભાવાર્થને બાજુએ રાખીએ તો પણ, ફકરા (૧)માં અને (૩)માં રાજાની ચૂંટણીનો, ફકરા (૨)માં, (૪)માં અને (૫)માં હરીફ ઉમેદવારોનો અને ફકરા (૬)માં, (૭)માં અને (૮)માં ચૂંટણી કરનારા લોકોનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે. હરીફાઈમાં ફતેહ મળે તેટલા માટે પ્રાર્થનાઓનો અને વિધિઓનો ઉપયોગ છૂટથી કરવામાં આવ્યો છે, અને હરીફોનો વિનાશ કરવા બદલ ઇંદ્રરાજાને ગંભીરતાથી આહ્વાન કરવામાં આવેલ છે. ફકરા (૧)માં જોવામાં આવે છે તેમ, આ વિષયનો ઉપયોગ ઉપમાના કામે કરવામાં આવ્યો છે તે એમ બતાવી આપે છે કે, રાજાની ચૂંટણી, એ કાંઇ અસાધારણ બનાવ ન હતો; તે વાત તો સામાન્ય પ્રજાને સારી રીતે જાણીતી હતી. મતદારોને પોતાના પક્ષમાં મેળવી લેવા માટે મંત્રજંત્ર આબાદ નીવડે છે એવી માન્યતાથી [ફકરો (૮)] તેમ જ પોતાના હરીફો પોતાથી ઊતરતા નીવડે તે માટે ઇશ્વરને કરવામાં આવતી લગભગ દયાજનક પ્રાર્થનાથી [ફકરા (૪), (૫)] એમ સાબીત થાય છે કે કોઈ પ્રસંગે હરીફાઇ બહુ તીવ્ર ભાવનાથી થતી હતી.

---

૨૪૭. ૧૯; ૨૨.

ઉપર્યુક્ત ફકરાઓમાં પ્રજા તરફથી થતા રાજાના સ્વીકારનો ઉલ્લેખ થયેલો છે, પણ પ્રજા તરફથી થતી રાજાની ચૂંટણીનો ઉલ્લેખ થયેલો નથી, એવો જે અભિપ્રાય ગેલ્નરે દર્શાવ્યો છે તેથી "સર્વોપરિપણાની હરીફાઈ"નો [ફકરો (૫)] તેમ જ હરીફો ઉપર વિજય મેળવાય તે માટેની જે તીવ્ર લાગણી ઉપર્યુક્ત લગભગ તમામ ફકરાઓમાં દૃગ્ગોચર થાય છે તે તીવ્ર લાગણીનો ખુલાસો ભાગ્યે જ થઈ શકે છે. એટલું પણ યાદ રાખવું જોઇએ કે, પ્રજા રાજાનો સ્વીકાર કરે તે, રોમ દેશમાં બન્યું હતું તેમ, પોતાનો રાજા ચૂંટવા સંબંધી જે સત્તા પ્રજા એક સમયે ભોગવતી તેનો અવશેષ જ સાધારણતઃ ગણાય. આ રિવાજની ઉત્પત્તિ બીજી કોઇ રીતે સમજાવી શકાય તેમ નથી. આથી ગેલ્નરના અભિપ્રાયમાં પણ પ્રાચીન હિંદુસ્તાનમાંની ચૂંટણીની પદ્ધતિની પૂર્વકલ્પના જોઇ શકાય છે. બીજા વિદ્વાનો કહે છે તેમ એવી ચૂંટણીની પદ્ધતિ વિષે ઉપર્યુક્ત ફકરાઓમાં સ્પષ્ટ ઉલ્લેખો થયેલા છે.[૨૪૮]

---

૨૪૮ "ઐતરેય બ્રાહ્મણ"માંનો એક ફકરો (૮, ૨, ૭) રાજાની ચૂંટણીની સીધી સાબીતી પૂરી પાડે છે. રાજાના અભિષેકના સંબંધમાં કહ્યું છે કે **भूरिति य इच्छेदिममेव प्रत्यन्नमद्यादित्यथ य इच्छेद् द्विपुरुष भूर्भुव इत्यथ य इच्छेत् त्रिपुरुषं वाऽप्रतिसं वा भूर्भुवः स्वरिति ।** શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલ કહે છે તે પ્રમાણે, આ ફકરો એમ બતાવી આપે છે કે, ચૂંટાયેલા રાજાનો અભિષેક તેના પોતાના જીવનકાળ સુધીને માટે કરવાનો હોય કે બે અથવા ત્રણ પેઢી સુધીને માટે કરવાનો હોય તે પ્રમાણે વિવિધ મંત્રોનું ઉચ્ચારણ કરવું જોઈએ. ("મૉડર્ન રીવ્યુ", ૧૯૧૩, ૨, પૃ. ૮૦.) પરંતુ હૉગ આ ફકરાનો અર્થ જૂદી રીતે આપે છે. તે આમ અર્થ કરે છેઃ—" જે અધ્વર્યુ રાજાનો અભિષેક કરતો હોય તે ફક્ત એ જ રાજા સારૂં આરોગ્ય ભોગવે (શબ્દશઃ 'તે અન્ન ખાય') એમ ઈચ્છતો હોય તો તેણે (અભિષેક કરવાના પ્રસંગે) પવિત્ર શબ્દ

"શતપથ બ્રાહ્મણ"માં તેમ જ "અથર્વવેદ"માં ચૂંટણી કરનારા લોકો પૈકી સારથિઓને અને ગામના મુખીને જ ગણાવેલા છે. સામાન્ય પ્રજાના લશ્કરી અને મુલ્કી વિભાગના પ્રતિનિધિઓ તરીકે એ બે પ્રકારના મતદારોને આપણે ખુશીથી ગણી શકીએ. "મહાવગ્ગ"-માં[૨૪૯] કહ્યું છે કે બિંબિસાર રાજા ૮૦,૦૦૦ ગામડાં ઉપર રાજ્ય ચલાવતો હતો, અને તેણે ૮૦,૦૦૦ મુખીઓ (**गामिक**) ની સભા બોલાવી હતી. દંતકથામાંની આ સંખ્યાનો પ્રશ્ન બાજુએ રાખીએ તો, જે સભામાં રાજ્યમાંના દરેક ગામનો એક પ્રતિનિધિ આવેલો હોય તે સભાને તેનાથી પહેલાંની કોઈ સંસ્થાના અવશેષ રૂપે ખુશીથી ગણી શકાય. વેદસાહિત્યમાં એનાં ઝાંખાંઝાંખાં દર્શન આજે પણ આપણને થઈ શકે છે. વેદકાળમાં પ્રજા તરફથી આમ રાજાની ચૂંટણી થતી, એ હકીકતથી "શતપથ બ્રાહ્મણ"માંના નીચેના ફકરાનો ખુલાસો તુર્ત મળી જાય છે:—

" તું (રાજા અને ઈંદ્ર) બ્રહ્મન્ છે ! તું ઈંદ્ર છે, **લોકો વડે બળવાન** છે (અથવા તારૂં બળ પ્રજા છે–ઈંદ્રની બાબતમાં મરુતો, અને રાજાની બાબતમાં પ્રજા અથવા ખેડુતવર્ગ)."[૨૫૦]

"ઇંદ્ર અને અગ્નિ–તમામ દેવો–એમણે પ્રજામાં તારે માટે ક્ષેમકુશળતા જાળવી રાખેલ છે"[૨૫૧] એવી જે ખાતરી તાજેતરમાં ચૂંટાયેલા રાજાને આપવામાં આવતી તેના મહત્ત્વનો ખુલાસો પણ

---

'**भुर**'નું ઉચ્ચારણ કરવું." પરંતુ 'અન્ન ખાય' એ સૂચક વાક્યને રાજાના અભિષેકની ક્રિયાના સંબંધમાં ન લેતાં આરોગ્યના સંબંધમાં શા માટે લેવું, એ જ સમજી શકાતું નથી. ખરૂં જોતાં અહીં રાજા-ભિષેકની વાત ઉદ્દિષ્ટ છે. આથી એકંદર ભાવાર્થ લઈને શ્રીયુત કાલિપ્રસન્ન જયસ્વાલનો અર્થ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે અહીં ગ્રાહ્ય રાખેલો છે.

૨૪૯ ૫; ૧ ૨૫૦ સે. બુ. ઈ., પુ. ૪૧, પૃ. ૧૦૯.
૨૫૧ જુઓ ઉપર્યુક્ત ફકરો.

એથી થઇ જાય છે. આ બાબતમાં એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે દેશનો ઉલ્લેખ ન થતાં પ્રજાનો ઉલ્લેખ ઘણુંખરૂં થયેલો જણાય છે. એવી પ્રાર્થના કરવામાં આવી છે કે રાજા "પ્રજા, પ્રજાનો ઉપરિ" થાય, "પ્રજા(**विश्**)નો સર્વાધીશ આગેવાન" થાય, "લોકો-(**जन**) નો સર્વાધીશ આગેવાન" થાય, અને "સિંહના જેવા દેખાવનો તે તમામ (દુશ્મનરૂપ) 'પ્રજા'ને ખાઈ જાય."[૨૫૨] "ઋગ્-વેદ" માં[૨૫૩] કહ્યું છે કે, મહાબળવાન્ અગ્નિએ "પોતાના બળથી **પ્રજાને** દબાવી દઈને તેને નહુષના ખંડિયા જેવી બનાવી દીધી છે."[૨૫૪] "શતપથ બ્રાહ્મણ"માં પદભ્રષ્ટ કરેલા રાજા દુષ્ટઋતુ પૌંસાયનને '**સૃંજય**' **લોકો ઉપરના રાજ્યનું** વચન આપવામાં આવ્યું હતું."[૨૫૫] "અથર્વવેદ"માં કહ્યું છે કે અગ્નિએ **એક પ્રજા પછી બીજી પ્રજા** વિષે પ્રવેશ કર્યો હતો,[૨૫૬] અને રાજાનો ઉલ્લેખ "પ્રજા(**विशाम्**)નો આ રાજા " એ રીતે તેમાં કરવામાં આવેલો છે.[૨૫૭] આવી જાતના દાખલાઓ હજી પણ વધારે સંખ્યામાં આપી શકાય તેમ છે. જે સમયે ઋચાઓ રચાઇ તે સમયે રાજ્ય-તંત્રમાં પ્રજાકીય તત્ત્વનું મહત્ત્વ કેટલું હતું તે આવા દાખલાઓ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાઈ આવે છે. ઇ. સ. ૧૮૩૦ માં ફ્રાન્સ દેશના રાજતંત્રમાં પ્રજાકીય તત્ત્વ અત્યંત સબળ બની ગયેલું તે વખતે લુઇ ફિલિપને 'ફ્રેંચ લોકોનો રાજા' એ ઇલ્કાબ આપીને રાજગાદીએ બેસાડવામાં આવ્યો હતો, એ હકીકત જે લોકોને યાદ હશે તે લોકો ઉપર્યુકત ફકરાઓનો પુરેપુરો અર્થ અવશ્ય સમજી શકશે.

---

૨૫૨ અ. વે. ૪, ૨૨.
૨૫૩ ઋ. વે., ૬,૬, ૫.
૨૫૪ વિલ્સનકૃત ભાષાંતર, પુ. ૪, પૃ. ૪૨.
૨૫૫ શ. બ્રા. ૧૨, ૯, ૩; સે. બુ. ઈ., પુ. ૪૪, પૃ. ૨૬૯.
૨૫૬ અ. વે., ૪,૨૩,૧; વ્હિ. અ. વે., પૃ. ૧૯૦
૨૫૭ અ. વે., ૬, ૮૮, ૧; વ્હિ. અ. વે., પૃ. ૩૪૬

રીતે લાયક હતા તે ગુણોનું વિગતવાર વર્ણન સભાએ રાજા સમક્ષ કરી બતાવ્યું એટલે છેવટે વૃદ્ધ રાજાને તે સભાના નિર્ણયથી સંતોષ થયો. સભાએ રાજાને અભિનંદન આપ્યું તેવી જ રીતે રાજાએ "બે હાથ જોડીને" સભાનો નિર્ણય સ્વીકાર્યો.[૨૬૨]

પોતાના ભાવિ રાજાની પસંદગી કરવામાં તે સમયે પણ બંધારણની રૂઇએ પ્રજાની સત્તા કેટલી હતી તેનો દાખલો ઉપરની હકીકતથી પૂરો પડે છે. એ જ મહાકાવ્યના બીજા શ્લોકોમાં પણ એ જ સત્તાના ઉલ્લેખો થયેલા જોવામાં આવે છે. દાખલા તરીકે, બીજા અધ્યાયના ૬૭–૨ શ્લોકમાં કહ્યું છે કે, દશરથ રાજાના મૃત્યુ પછી રાજાની પસંદગી કરવાને "રાજકર્તાઓ" ભેગા થયા.

"**व्यतीतायांतु शर्वर्यामादित्यस्योदये ततः ।**
**समेत्य राजकर्तारः सभामीयुर्द्विजातयः ॥**"

તેમનામાંના કેટલાક લોકોએ એવી સૂચના કરી કે, ઇક્ષ્વાકુ-વંશના એક માણસને તે જ દિવસે રાજા તરીકે નીમવો (શ્લોક ૮મો); પણ રાજગુરુ વસિષ્ઠે જવાબમાં કહ્યું કે, ભરતને રાજ્ય સોંપાયેલું હોવાથી ભરતને તુર્ત તેડાવવા જોઇએ અને તે આવી પહોંચે ત્યાં-સુધી રાહ જોવી જોઇએ (અધ્યાય ૨, શ્લોક ૬૮, ૩). "રાજકર્તા-ઓએ" આ વાત કબૂલ રાખી, અને તેથી ભરતને બોલાવી મંગાવવામાં આવ્યા (અધ્યાય ૨, ૬૮; ૪–૩). વળી, અધ્યાય ૧, ૧૩૩માં ભરતને "**वसिष्ठप्रमुखैर्द्विजैः न्नियुज्यमानो राज्याय**" કહ્યા છે.

વળી, "રામાયણ" ૧, ૪૨૧ માં કહ્યું છે કે,

"**कालधर्मं गते राम सगरे प्रकृतिजनाः ।**
**राजानं रोचयामासुरंशुमंतम् सुधार्मिकम् ॥**"

"રાજા સગર મૃત્યુ પામ્યા ત્યારે પ્રજાએ પોતાના રાજા તરીકે ધર્મિષ્ટ અંશુમાનને પસંદ કર્યો."

---

૨૬૨ અધ્યાય ૩, શ્લોક ૧

"મહાભારત"માં પણ રાજાની પસંદગીના સંબંધમાં પ્રજા જે સત્તા ભોગવતી હતી તેના દાખલાઓ નોંધાયેલા છે. દાખલા તરીકે, રાજા પ્રતીપે પોતાના પુત્ર દેવાપીના રાજ્યાભિષેકને માટે તૈયારીઓ કરી ત્યારે બ્રાહ્મણોએ તથા વૃદ્ધ પુરુષોએ તેમ જ શહેરના અને ગામડાંના લોકોએ એ વિધિ થતો અટકાવ્યો. રાજાને આ સમાચાર મળ્યા ત્યારે તે ચોધાર આંસુએ રોઈ પડ્યો અને પોતાના પુત્રને માટે શોક કરવા લાગ્યો. પ્રજાએ એવો દોષ મૂક્યો કે દેવાપીમાં તમામ આવશ્યક ગુણો છે તો પણ તેની પોતાની ત્વચાના રોગને લીધે તે રાજાના પદને માટે લાયક નથી. પ્રજાના આગ્રહનો છેવટે વિજય થયો, અને દેવાપીનો ત્યાગ થયો.

**"મહાભારત" માં ચૂંટણીની પદ્ધતિના અંશો.**

" अथ कालस्य पर्याये वृद्धो नृपतिसत्तमः ।
संभारानभिषेकार्थं कारयामास शास्त्रतः ।
मंगलार्थानि सर्वाणि कारयामास च प्रभुः ॥२१॥
तं ब्राह्मणाश्च वृद्धाश्च पौरजानपदैः सह ।
सर्वे निवारयामासुर्देवापेरभिषेचनम् ॥२२॥
स तच्छ्रुत्वा तु नृपतिरभिषेकनिवारणम् ।
अश्रुकण्ठोऽभवद्राजा पर्यशोचत चात्मजम् ॥२३॥
एवं वदान्यो धर्मज्ञः सत्यसंधश्च सोऽभवत् ।
प्रियः प्रजानामपि स त्वग्दोषेण दूषितः ॥२४॥
हीनांगं पृथिवीपालं नाभिनंदंति देवताः ।
इति कृत्वा नृपश्रेष्ठं प्रत्यषेधन् द्विजर्षभाः ॥२५॥

("ઉદ્યોગપર્વ", ૧૪૯ મો અધ્યાય.)

વળી, યયાતિ રાજા પોતાના સૌથી નાના પુત્ર પુરુને રાજગાદી ઉપર બેસાડવા માગતો હતો ત્યારે પ્રજાએ વાંધો ઉઠાવ્યો કે સૌથી મોટા કુંવરના હક ડુબાવી શકાય નહિ. પછી યયાતિએ પોતાના

નિર્ણય માટેનાં કારણો કહી બતાવ્યાં અને પુરુને રાજા તરીકેનો અભિષેક કરવા બદલ પ્રજાને વીનવણી કરીઃ–**भवतोऽनुनयाम्येवं पुरु राज्येऽभिषिच्यताम् ॥**

લોકોએ સંમતિ આપી ત્યારે જ રાજ્યાભિષેકનો વિધિ થઈ શક્યો.

" **पौरजानपदैस्तुष्टैरित्युक्तो नाहुपस्तदा ।**
**अभ्यषिणंचत् ततः पुरुं राज्ये स्वे सुतमात्मनः ॥** "

("આદિપર્વ", ૮૫ મો અધ્યાય.)

આ દાખલાઓથી એમ સાબીત થાય છે કે, " મહાકાવ્યના યુગ"માં પણ ચૂંટણીની પદ્ધતિ નિર્મૂળ ગઈ ન હતી. વેદકાળમાં "રાજકર્તાઓ" હતા તેમ એ યુગમાં પણ "રાજકર્તાઓ" હતા, અને તેઓ જરૂર પડતી ત્યારે રાજાની પસંદગી કરવાનો અધિકાર ધરાવતા, તેમ જ કોઈક પ્રસંગે રાજાએ કરેલી નીમણુકને પણ તેઓ રદબાતલ કરી શકતા.

"દીઘનિકાય"માંના એક ફકરાથી આ જ બાબતનો દાખલો પૂરો પડે છે.[૨૬૩] તેમાં કહ્યું છે કે, રેણુનો પિતા દિશંપતિ મૃત્યુ પામે ત્યારપછી રાજકર્તાઓ રેણુને પોતાને રાજપદે નિયોજે તો પોતાના ગોઠિયાઓને બક્ષીસ આપવાનું વચન રાજકુમાર રેણુએ આપ્યું હતું. છેવટે રાજકર્તાઓએ કુમાર રેણુને જ રાજગાદી સોંપી. આ ફકરાથી એમ ચોક્કસ સમજાય છે કે રાજકર્તાઓ માત્ર નામની સત્તા ભોગવતા નહિ પણ ખરેખરી સત્તા ભોગવતા.

ચૂંટણીની આ સત્તાના અવશેષો પાછળના સમયના શિલાલેખોમાંથી પણ મળી આવે છે. દાખલા તરીકે, ઈ. સ. ૧૫૦ના ગિરનાર શિલાલેખમાં રુદ્રદામન્ વિષે કહ્યું છે કે, "**सर्ववर्णैरभिगभ्य रक्षणार्थं पतित्वे वृतेन...**" (જેને તમામ વર્ણોએ પોતાના રક્ષણને માટે પસંદ કરેલો એવાએ...).[૨૬૪]

---

૨૬૩ ૧૯; ૩૬ (ડેવિડ્ઝ અને કાર્પેંટર, ભાગ ૨, પૃ. ૨૩૩-૨૩૪).
૨૬૪ એ. ઈ., પુ. ૮, પૃ. ૪૩–૪૭.

વળી ખલિમપુરના શિલાલેખમાં[૨૬૫] કહ્યું છે કે, ચાલુ અરાજકતા દૂર કરવાના હેતુથી લોકોએ પાલવંશના સ્થાપક ગોપાલને રાજા તરીકે ચૂંટી કાઢયો હતો:—

" मात्स्यन्यायमपोहितुं प्रकृतिभिर्लक्ष्म्याः करं ग्राहितः।
श्रीगोपाल इति क्षितीशशिरसां चूडामणिस्तत्सुतः ॥ "

આના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે, યવન ચંગની હકીકતના આધારે, [૨૬૬] હર્ષવર્ધન પણ ચૂંટણીથી ગાદીએ બેઠો હતો. તેણે એમ કહ્યું છે કે, રાજ્યવર્ધનનું ખૂન કરવામાં આવ્યું ત્યારપછી અમાત્યો ભેગા થયા, અને તેમનામાંના ભંડી નામના એક અમાત્યે હર્ષવર્ધનનું નામ સૂચવ્યું. " તે પોતાના કુટુંબ પ્રત્યે ખૂબ દિલસોજી ધરાવે છે તેથી લોકોને તેનામાં વિશ્વાસ પડશે. તે રાજ-સત્તાનું ધારણ કરે, એવી દરખાસ્ત હું કરૂં છું. આ બાબતમાં દરેક જણ જે કાંઇ ધારતો હોય તેને અનુસરીને પોતાનો અભિપ્રાય આપે." આ દરખાસ્તનો સ્વીકાર થયો, અને હર્ષવર્ધનને રાજગાદી આપવામાં આવી.

કસકુડીના તામ્રપત્રોમાં[૨૬૭] પણ એમ કહ્યું છે કે, પલ્લવ રાજા નંદિવર્મન્ પણ લોકો તરફથી ચૂંટાયો હતો (वृतः प्रजाभिः).

[ ૩ ]

**'સભા' અને 'સમિતિ.'**

લોકોની 'સમિતિ' દ્વારા રાજકીય ક્ષેત્રમાં સહકારી પ્રવૃત્તિ કરવાને લોકોને પુષ્કળ અવકાશ મળતો હતો. એ સંસ્થા બળવાન હતી અને રાજસત્તા ઉપર અસરકારક દબાણ કરી શકતી હતી, એવું સાબીત કરનારા પુષ્કળ પૂરાવા વેદકાળના સાહિત્યમાં મોજુદ છે. તેના વિષે સંખ્યાબંધ ઉલ્લેખો થયા છે. તેથી એમાં

૨૬૫ એ. ઈ., પુ. ૪, પૃ. ૨૪૮

૨૬૬ બીલકૃત ભાષાંતર, પુ. ૧, પૃ. ૨૧૧.

૨૬૭ સા. ઈ. ઈ., પુ. ૩, ભાગ.૨, પૃ. ૩૪૯

ચોક્કસ થાય છે કે તે સમયના રાજતંત્રની એ ખૂબ જાણીતી ખાસિયત હતી. કમનસીબે સાધનોના અભાવે તેની સત્તા અને વ્યવસ્થા ચોક્કસપણે નક્કી કરવાનું અશકય થઇ પડે છે; તેમ છતાં પણ તેનું સામાન્ય સ્વરૂપ અને મહત્ત્વ બતાવી આપે એવી જાતના પૂરાવા તો મળી આવે છે.

સમિતિ માત્ર નામની સંસ્થા ન હતી પણ રાજા ઉપર ખરે-ખરો અસરકારક દાબ ધરાવનારી સંસ્થા હતી, એમ બતાવી આપ-નાર પૂરાવો મળી આવે છે. કોઇ રાજાએ કોઈ બ્રાહ્મણને (કદાચ તેની ગાય ખાઈ જઇને) નુકસાન કરેલું તેથી પેલા બ્રાહ્મણે એ રાજાને નીચે પ્રમાણે શાપ આપ્યો હતોઃ—

**સમિતિના સ્વરૂપ અને મહત્ત્વ સંબંધી વેદકાળના સાહિત્યમાંના ઉલ્લેખો.**

"જે રાજા પોતાને પ્રબળ માનતો હોય (અને) બ્રાહ્મણનો કોળિયો કરી જવા ઇચ્છતો હોય તેનું રાજ્ય જ્યારે બ્રાહ્મણને હાનિ કરવામાં આવે ત્યારે નષ્ટ થાય છે." (૬)

"આઠ પગવાળી, ચાર આંખવાળી, ચાર કાનવાળી, ચાર જડબાંવાળી, બે મોંવાળી, બે જીભવાળી તે બ્રાહ્મણના હાનિકર્તાના રાજ્યને હચમચાવી નાખે છે." (૭)

"જેમ ફાટેલી નૌકા (**नौ**)માં પાણી ભરાય છે તેમ તે એ રાજ્યમાં ખરેખર ઘુસે છે; જે રાજ્યમાં બ્રાહ્મણને ઈજા કરવામાં આવે તે રાજ્યને દુર્દૈવ તોડી પાડે છે." (૮)

"માણસના મરણ પછી જે 'કુડી' (હાડકી) બાંધવામાં આવે છે તેને જ, હે બ્રાહ્મણના હાનિકર્તા! તારી પથારી (**उपस्तारण**) દેવોએ કહી છે." (૧૨)

"રોનાર માણસ(**क्लृप्**)નાં જે આંસુ તેને હાનિ કરવામાં આવી ત્યારે ઢળ્યાં તેને જ, હે બ્રાહ્મણના હાનિકર્તા! તારા ભાગના પાણી તરીકે દેવોએ જાળવી રાખ્યાં." (૧૩)

"જેનાથી મરેલા માણસને નવડાવવામાં આવે છે, જેનાથી દાઢીને ભીંજવવામાં (ઉન્દૂ) આવે છે તેને જ, હે બ્રાહ્મણના હાનિકર્તા! તારા ભાગના પાણી તરીકે દેવોએ જાળવી રાખ્યું." (૧૪)

"મિત્રવરુણનો વરસાદ બ્રાહ્મણના હાનિકર્તા ઉપર વરસતો નથી; **સમિતિ તેને અનુકૂળ થતી નથી; તે કોઈ પણ મિત્રને જીતીને પોતાને વશ કરતો નથી.**"[૨૬૮] (૧૫)

નિંદાની આ અખંડ માળાના છેલ્લા મણકામાં જે વાત કહી છે તેનું મહત્ત્વ કમી કરી શકાય તેમ નથી. પહેલાંના શ્લોકોમાં તેમ જ આગલી ઋચામાં[૨૬૯] જે ભયંકર અપમાનોની ધમકી રાજાને આપવામાં આવી છે તેમની યાદી આપણે વાંચી જઈએ ત્યારે જ, સમિતિ સંમત ન થાય તેના પરિણામમાં ઊભા થતા ભયનું ખરું સ્વરૂપ આપણા ધ્યાનમાં પુરેપુરું આવી શકે. આ ઋચાનો કર્તા રાજાને અનેક જાતના શાપ આપે છે, અને ઉગ્રતામાં ધીમેધીમે આગળ વધીને છેવટે તેણે જે ધમકી આપી છે તે તેને અલબત્ત સૌથી વધારે ગંભીર લાગી હોવી જોઈએ. જે રાજા સમિતિને પોતાના દાબમાં ન રાખી શકે તેની ખરેખર દયા ખાવી જોઈએ. વળી મિત્ર અને વરુણ જીવનના પ્રાણરૂપ વરસાદને અટકાવી રાખે ત્યારે બહુ લંબાયેલા વરસાદથી જેવી દુઃખદ સ્થિતિ ઊભી થાય તેવી રાજ્યની સ્થિતિ થઇ પડે એ દેખીતું છે.

"ઋગ્વેદ", ૧૦, ૧૬૬, ૪ અન્વયે સમિતિનું મહત્ત્વ વધારે સિદ્ધ થાય છે. ઝિમરે સૂચવ્યું છે તેમ, રાજગાદી મેળવવામાં સફળ

---

૨૬૮. અ. વે., ૫. ૧૯; વ્હિ. અ. વે., પૃ. ૨૫૩–૨૫૪. ઉપર જે ભાગ કાળા અક્ષરે છાપ્યો છે તેનું ભાષાંતર બ્લુમફીલ્ડે આમ આપ્યું છે:–"તેને માટે (જે રાજા બ્રાહ્મણને સતાવે છે તેને માટે) સમિતિ પ્રસન્ન નથી; તે પોતાની મરજી પ્રમાણે પોતાના મિત્રને દોરવતો નથી."

૨૬૯ વ્હિ. અ. વે., પૃ. ૨૫૦

નીવડેલા અને કેવળ બળથી તેને છીનવી લેવાની ઇચ્છા રાખતા કોઈ ઉમદવારે ઋચા કદાચ ઉચ્ચારી હશે.

" હું ચઢિયાતો છું અને સર્વ કાંઈ કરી શકે એવા બળ સાથે અહીં આવ્યો છું. તમારા હેતુઓનો, તમારા ઠરાવોનો અને તમારી સમિતિનો હું ધણી થઈ પડીશ."[૨૭૦]

આ ઋચાનો પાંચમો એટલે છેલ્લો શ્લોક કદાચ પાછળથી ઉમેરાયો લાગે છે, એમ તેના છંદના આધારે ઝિમરે સૂચવ્યું છે. એમાં પણ હરીફ રાજાને છેવટની ધમકી એ જ અપાઈ છે કે તેની સમિતિનો કબજો લઈ લેવામાં આવશે.

વળી, "અથર્વવેદ", ૬, ૮૮ અન્વયે, રાજાને તેની પોતાની રાજગાદી ઉપર સ્થાયી રાખવાના હેતુથી છેવટે એટલી જ પ્રાર્થના કરવામાં આવી છે કે, તેની અને સમિતિની વચ્ચે બનાવ રહે.

" સ્થિર, અચળ, તું દુશ્મનોનું નિકંદન કર, જેઓ દુશ્મનનો ભાવ ભજવતા હોય તેમને (તારાથી) નીચા ઉતારી પાડ; તમામ દિશાઓ (**दिश्**) સમચિત્ત, અનુરૂપ (**सध्रंच्**) (થાઓ); સ્થિર (એવા) તને અહીંની સમિતિ અનુકૂળ નીવડો."[૨૭૧]

પ્રજાકીય વહીવટના તંત્રમાં સમિતિનું મહત્ત્વ કેટલું હતું, તેનો ખ્યાલ આપણે લઈ ગયા. હવે તેના ખરા બંધારણનો અને સ્વરૂપનો વિચાર આપણે કરીશું.

ઝિમર કહે છે કે, 'સભા' એટલે ગામડાના લોકોની મિજલસ, અને 'સમિતિ' એટલે પ્રજાની મધ્યસ્થ મિજલસ; રાજા સમિતિમાં હાજર રહેતો.[૨૭૨] પરંતુ મૅકડોનેલ કહે છે

**'સભા' અને** તેમ, "શતપથ બ્રાહ્મણ", ૩, ૩, ૪, ૧૪

---

૨૭૦ આ. લે., પૃ. ૧૭૫.

૨૭૧ વ્હિ. અ. વે., પૃ. ૩૪૬

૨૭૨ આ. લે., પૃ. ૧૭૨–૧૭૪.

'સમિતિ' વચ્ચે-ના ભેદ,

તથા "છાંદોગ્ય ઉપનિષદ્" ૫, ૩, ૬ અન્વયે એમ સ્પષ્ટ થાય છે કે, રાજા 'સભા'માં હાજર રહેતો તેમ 'સમિતિ'માં પણ હાજર રહેતો. સભાને સમિતિથી જૂદી ઓળખાવી શકાય નહિ, એવો જે અભિપ્રાય હિલેબ્રાંએ દર્શાવેલો છે તેને મૅકડોનેલે સ્વીકારેલો છે.[૨૭૩] ઝિમરે પોતાના ગ્રંથના ૧૭૪ મા પાન ઉપર ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જે દલીલ કરી છે તેના ઉપરાંત એમ પણ કહી શકાય કે, "અથર્વવેદ", ૭, ૧૨, ૧ માં તો એ બે સંસ્થાઓ વચ્ચેનો ભેદ બતાવ્યો જ છે.

3|016

"પરસ્પર અનુકૂળ, પ્રજાપતિની બે પુત્રીઓ જેવી સભા અને સમિતિ મારો અનુગ્રહ કરો."[૨૭૪] "અથર્વવેદ", ૧૦, ૫-૬ માં પણ સભા અને સમિતિ વચ્ચેનો ભેદ દર્શાવવામાં આવ્યો છે.

આમ આ બે સંસ્થાઓ તદ્દન અલગ હતી, એમાં તો કાંઇ શક નથી. અલબત્ત, તેમની વચ્ચેના ભેદનું ખરૂં સ્વરૂપ નક્કી થઈ શકતું નથી. સભાનો ઉપયોગ ક્રીડાભવન તરીકે પણ થતો હતો, એ વાત ઉપરથી એવું સૂચન થાય છે કે, મૂળે તે ગ્રામમંડળ હોવું જોઈએ. ઝિમરે સૂચવ્યું છે[૨૭૫] તેમ, "ગ્રીસ દેશની 'લેસ્ખે' નામની સંસ્થાની માફક એ ગ્રામમંડળનો ઉપયોગ સામાજિક વ્યવહાર માટેની બેઠકના સ્થળ તરીકે તેમ જ ગાયો વગેરે સંબંધી સામાન્ય વાતચીત માટે તથા કદાચ ચર્ચા અને સામસામી મોઢાની લડાઇ માટે થતો હતો." "છાંદોગ્ય ઉપનિષદ્" વગેરે ગ્રંથોમાં જે ઉલ્લેખો કરેલા છે તેમનો ખુલાસો એવી રીતે કલ્પી શકાય કે, કાં તો આ શબ્દનો અર્થ પાછળના સમયમાં વિસ્તૃત કરવામાં આવ્યો હતો, અથવા તો આ સ્થાનિક સંસ્થાઓની મુલાકાત રાજા પોતે લે એ અસાધારણ ન હતું. વળી, એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે

---

૨૭૩. વે. ઇ., પુ. ૨, પૃ. ૪૨૭.

૨૭૪. વ્હિ. અ. વે., પૃ. ૩૯૬. ૨૭૫. આ. લે., પૃ. ૧૭૨.

કે, સમિતિનું મહત્ત્વ સ્થાપિત કરવા માટે ઉપર જે ત્રણ દાખલાઓ આપ્યા છે તેમાં 'સમિતિ' શબ્દ મોટી સંસ્થા માટે વપરાયો છે, અને "વાજસનેય સંહિતા"માંના[૨૭૬] બે ફકરામાં ગામડાના સંબંધમાં જ 'સભા' શબ્દ વપરાયેલો છે. આથી આ શબ્દોની ચોક્કસ વ્યાખ્યાની બાબતમાં અતિશય ઊંડા ન ઊતરતાં આપણે સાધારણ રીતે એમ કહી શકીએ કે, 'સભા' એટલે 'સ્થાનિક મિજલસ' અને 'સમિતિ' એટલે 'મધ્યસ્થ મિજલસ'.

[ ૪ ]

**'સમિતિ' અથવા 'મધ્યસ્થ મિજલસ.'**

સમિતિમાં (તેમ જ સભામાં) પક્ષાપક્ષીની ભાવના ઉગ્ર સ્વરૂપ ધરાવતી, અને તેથી વેદકાળ પછીનાં ત્રણ હજાર વર્ષો દરમ્યાન હિંદુસ્તાનમાં ભાગ્યે જ જોવામાં આવી હોય એવી ચર્ચા અને વાટાઘાટ તેમાં થતી હતી. આગળ ધપતા પહેલાં આપણે આ વિષયને લગતા વેદસાહિત્યમાંના મહત્ત્વના ફકરાઓ અહીં એકત્ર કરી લઈએ તો વધારે સારું.

**સમિતિ વિષેના વેદસાહિત્યમાંના ફકરાઓ.**

(૧) (જાહેર તકરારમાં સામાવાળાને જીતી લેવા માટેના વિધિ કે તાવિજ પરત્વે કૌશિતકીએ[૨૭૭] "અથર્વવેદ"માંની[૨૭૮] નીચેની ઋચા વાપરેલી છે; વ્યક્તિએ અમુક વનસ્પતિનું મૂળ ચાવતાંચાવતાં ઈશાનખૂણામાંથી સમિતિમાં આવવું જોઈએ, બોલતાંબોલતાં એ મૂળને પોતાના મોંમાં તેણે રાખવું જોઇએ, તેમ જ તે મૂળનું તાવિજ બાંધવું જોઈએ તથા તે વનસ્પતિનાં સાત પાનડાંની માળા પણ પહેરવી જોઈએ.)

"(મારો) દુશ્મન તકરારમાં[૨૭૯] કોઈ પણ પ્રકારે ન જીતે

૨૭૬. ૩, ૪૫; ૨૦, ૧૭. ૨૭૭. ૩૮, ૧૮, ૨૧.
૨૭૮. ૨, ૨૭. ૨૭૯. બ્લુમફીલ્ડે સર્વત્ર 'ચર્ચા' શબ્દ વાપર્યો છે.

(जि); તું વ્યાકુળ કરનારી, વશ કરનારી છે; (મારી) સામે તકરાર કરનારાની તકરારનો નાશ કર; તેને નીરસ કર, હે વનસ્પતિ!" (૧)

"ગરુડે તને શોધી કાઢી (अनुविद्); ડુક્કરે પોતાના નાળચાથી તને ખોદી કાઢી; (મારી) સામે તકરાર......"વગેરે વગેરે. (૨)

"અસુરોને નમાવવા (स्तृ) સારૂ ઇંદ્રે તને પોતાના હાથ-ઉપર મૂકી (कृ); (મારી) સામે તકરાર......" વગેરે વગેરે. (૪)

"ઇંદ્રે શાલાવૃકોને વ્યાકુળ કરેલા તેમ હું તેના વડે દુશ્મનોને વ્યાકુળ કરીશ; (મારી) સામે તકરાર......" વગેરે વગેરે. (૫)

"શ્યામળા (नील) માંજરની રોગહર (?) ઔષધિવાળા, કાર્યકર્તા હે રુદ્ર! (મારી) સામે તકરાર......" વગેરે વગેરે. (૬)

"હે ઇંદ્ર! જે અમને પજવે છે [જે અમારા વિરોધી છે (બ્લુમફીલ્ડ)] તેની તકરારનો તું નાશ કર; અમને શક્તિ અર્પ; તકરારમાં મારો હાથ ઊંચો રાખ."[૨૮૦]

(૨) [ચર્ચામાં વિજય મેળવવા માટેની અથવા સમિતિની વાટાઘાટ માટેની ક્રિયા પરત્વે "અથર્વવેદ"માંની[૨૮૧] નીચેની ઋચા કૌશિતકીએ[૨૮૨] વાપરેલી છે.]

"પરસ્પર અનુકૂળ, પ્રજાપતિની બે પુત્રીઓ જેવી સભા અને સમિતિ મારો અનુગ્રહ કરો; હું જેના સંગમમાં આવું તે મને મદદ કરવાની ઇચ્છા કરે; હે પિતૃઓ! જે લોકો ભેગા થયા હોય તેમની સમક્ષ હું જે મીઠાશવાળું હોય તે જ બોલું." (૧)

"હે સમિતિ! અમે તારૂં નામ જાણીએ છીએ; તારૂં નામ ખરેખર ક્રીડા (नरिष्टा) છે; જે લોકો તારામાં (સમિતિમાં) બેસનારા હોય તેઓ મારી વાણીના જેવી વાણી ઉચ્ચારે છે." (૨)

"એકત્ર બેસનારા આ લોકો પૈકી હું પોતે દીપ્તિ; વિજ્ઞાન લઉં છું; હે ઇંદ્ર! આ આખી મિજલસ(संसद्)માં મને નસીબદાર (भगिन्) બનાવ." (૩)

---

૨૮૦ વ્હિ. અ. વે., પૃ. ૬૭–૬૮. ૨૮૧ ૭; ૧૨. ૨૮૨ ૩૮; ૨૭

"તમારૂં જે ચિત્ત દૂર થયું હોય, અહીંતહીં ચલિત થયું હોય તેને અમે આ તરફ વાળીએ છીએ; મારામાં તમારૂં ચિત્ત સ્થિર થાઓ."[૨૮૩]

(૩) [કદાચ એકરાગ માટેની ક્રિયાના સંબંધમાં "અથર્વ-વેદ" માંની[૨૮૪] નીચેની ઋચા વપરાતી હતી.]

"અમે તમારાં ચિત્ત એકસાથે વાળીએ છીએ, તમારા માર્ગ એકસાથે વાળીએ છીએ, તમારા હેતુઓ એકસાથે વાળીએ છીએ; તે તરફના જે તમે પ્રતિકૂળ માર્ગવાળા છો તેમને એકસાથે આ તરફ વળવાની ફરજ અમે પાડીએ છીએ." (૧)

"હું (મારા) ચિત્તથી (તમારા) ચિત્તને ગ્રસ્ત કરૂં છું; (તમારા) હેતુ સાથે મારા હેતુની પાછળપાછળ આવો; હું તમારાં હૈયાંને મારા તાબામાં મૂકું છું; મારા વિચારને અનુસરીને (તમારા) માર્ગે આવો." (૨)

"મારી સાથે સ્વર્ગ અને પૃથ્વી સામેલ (છે); દિવ્ય સરસ્વતી સામેલ (છે); મારી સાથે ઇંદ્ર તેમ જ અગ્નિ સામેલ (છે); હે સર-સ્વતી ! અહીં અમે સફળ થઇએ." (૩)[૨૮૫]

(૪) [જાદુનું નિવારણ કરવા માટેની ક્રિયાના સંબંધમાં "અથ-ર્વવેદ"માંની[૨૮૬] નીચેની ઋચા કૌશિતકીએ વાપરેલી છે.]

"સભામાં તારે માટે તેમણે જે (જાદુમંત્ર) કર્યો છે તે હું પાછો લઈ લઉં છું." (૬)[૨૮૭]

(૫) [પૃથ્વીને ઉદ્દેશીને રચેલી નીચેની સુપ્રસિદ્ધ ઋચા પરિ-ષદમાં જતાંજતાં ઉચ્ચારવી જોઇએ, એવું કૌશિતકીનું ફરમાન છે.]

"હું પૃથ્વી (**ભૂમિ**) ઉપર તારા નામે વશ કરનાર, ચઢિયાતો

૨૮૩. વ્હિ. અ. વે., પૃ. ૩૯૬–૩૯૭. ૨૮૪. ૬; ૯૪.
૨૮૫. વ્હિ. અ. વે., પૃ. ૩૫૦. ૨૮૬. વિ. સં. ૩૧.
૨૮૭. વ્હિ. અ. વે., પૃ. ૨૭૯.

છું; હું દરેક પ્રદેશમાં તાબે કરનાર, સર્વવશ કરનાર, હરાવનાર છું."[288]

(૬) [કૌશિતકી કહે છે તેમ, એ જ ઋચામાંનો નીચેનો શ્લોક સમિતિને ખુશ કરવા ઇચ્છનારે ઉચ્ચારવાનો છે; તે એ મંત્રથી સમિતિના મંડપને સંબોધે છે અને તેની સામે જુવે છે.]

"હું જે બોલું છું તે મધથી ભરેલું બોલું છું; હું જે જોઉં છું તે તેઓ મારે માટે જીતી આપે છે (? वन्); હું કાંતિમાન છું, ચંચળતાવાળો છું; જેઓ ઉદ્ધત (? दोधत्) છે તેમનો હું નાશ કરૂં છું." (૫૮) [289]

(૭) [નીચેનો શ્લોક પણ પૃથ્વીને ઉદ્દેશીને રચેલી ઋચામાં જોવામાં આવે છે.]

"પૃથ્વી (भूमि) ઉપર જે કાંઇ ગામડાં, જંગલ, સમિતિઓ, જે કાંઈ યજમાનો, મિજલસો (હોય) તેમાં અમે તને ગમતું હોય તેવું બોલીએ." (૫૬) [290]

(૮) [નીચેનો શ્લોક "વ્રાત્યસૂક્ત"માં આપેલો છે અને વ્રાત્યને ઉદ્દેશે છે.]

"૧. તે લોકો તરફ આગળ વધ્યો."

"૨. તેની પાછળ સમિતિ તેમ જ સભા અને લશ્કર તથા માદક પેય આગળ વધ્યાં."[291]

(૯) "જે પ્રમાણે હોમવા યોગ્ય પ્રાણીઓવાળા ઘર તરફ હોતાર જાય છે, જે પ્રમાણે ન્યાયી રાજા સમિતિમાં જાય છે, તે

---

૨૮૮ અ. વે. ૧૨, ૧; કૌ. ૩૮–૩૦; વ્હિ. અ. વે., પૃ. ૬૭૦

૨૮૯ કૌ., ૨૪–૧૪; ૩૮, ૨૯; બ્લુમફીલ્ડકૃત "હીમ્સ ઑફ અથર્વવેદ" પૃ. ૨૦૬; વ્હિ. અ. વે., પૃ. ૬૭૧

૨૯૦ વ્હિ. અ. વે., પૃ. ૬૭૧.

૨૯૧ અં. વે., ૧૫, ૯; વ્હિ. અ. વે., પૃ. ૭૮૩.

પ્રમાણે શુદ્ધ કરેલો સોમ કરવડામાં દાખલ થાય છે, અને જેમ જંગલમાં ભેંસ રહે છે તેમ તે તેમાં રહે છે."[૨૯૨]

(૧૦) [અગ્નિને ઉદ્દેશીને રચેલી એક ઋચામાં નીચેની હકીકત આપેલી છે.]

"સમિતિનો તું મારી સભાનું અને જેઓ સભાના છે, સભામાં બેસનારા છે તેમનું રક્ષણ કર; હે ઈંદ્ર! તને પુષ્કળ આરાધીને તેઓ આખો જીવનકાળ પ્રાપ્ત કરો."[૨૯૩]

ઉપર્યુક્ત ફકરાઓથી "સમિતિ"ના સ્વરૂપ અને કામકાજ વિષે પુષ્કળ માહિતી મળી રહે છે. જે પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે તે પરત્વે તે કેટલો પ્રકાશ પાડી શકે છે તેની ઝીણી વિગતમાં તો ઊતરી શકાય તેમ નથી. તેમ છતાં પણ "સમિતિ"ની મુખ્ય ખાસિયતો તેમાંથી આપણે મેળવી શકીએ તેમ છે. અંક (૭) ઉપરથી એમ જણાય છે કે, 'સમિતિ' મૂળે સામાન્ય પ્રજા(**विश्**)ની મિજલસ હતી, અને જે પાછલા વેદકાળમાં "વ્રાત્યસૂક્ત"ની રચના થઈ તે કાળ સુધી લોકો નામની પણ સત્તા એ સમિતિ ઉપર ધરાવતા હતા.[૨૯૪]

અત્યારસુધીમાં આપણે કહી ગયા છીએ કે પ્રાચીન હિંદુસ્તાનના રાજ્યવહીવટમાં સમિતિ મહત્ત્વનો ભાવ ભજવતી હતી. અંક (૮) ઉપરથી એમ જણાય છે કે, તે સમયની રાજકીય પદ્ધતિ સાથે તે એટલી બધી ઓતપ્રોત થઈ ગઈ હતી કે સમિતિ વિનાના રાજાનો વિચાર પણ થઈ શકતો નહિ. જેમ ભેંસને જંગલ જોઇએ, સોમરસને કરવડો જોઇએ, હોમ કરાવનારને હોમ કરનાર જોઇએ, તેમ રાજાને સમિતિ જોઇએ. બીજી રીતે કહીએ તો, સમિતિ પ્રધાન

૨૯૨ ઋ. વે., ૯, ૯૨-૬; ઝિમરકૃત આ. લે., પૃ. ૧૭૪.

૨૯૩ અ. વે., ૧૯, ૫૫-૬; વ્હિ. અ. વે., પૃ. ૯૯૩.

૨૯૪ સરખાવો ઝિમરકૃત આ. લે., પૃ. ૧૯૪.

સ્તંભરૂપ હતી, અને તેના વિના રાજસત્તાનું અસ્તિત્વ પણ કલ્પી શકાતું નહિ.

આવું હોવાથી, ધાર્મિક ક્રિયાઓ અને પ્રાર્થનાઓ વડે સમિતિને મંગળ સ્વરૂપ આપવામાં આવતું હતું તે જોઇને નવાઈ લાગતી નથી [અંક (૧૦)]. તેના તરફથી હોમ કરવામાં આવતો હતો (હિલેબ્રાંકૃત "વેદિશે માઇથૉલૉજી", ૨, ૧૨૩–૧૨૫), અને સમિતિનું તથા તેના સભ્યોનું રક્ષણ સમિતિના આશ્રયદાતા દેવ તરીકે કરવાનું આહ્વાન અગ્નિને ભાવપૂર્વક કરવામાં આવતું હતું. કદાચ સમિતિની બેઠક મળતા પહેલાં હૃદયના જે ભાવપૂર્ણ ઉદ્દગારો નીકળતા હતા તેનો સુંદર નમૂનો "ઋગ્વેદ" ની છેલ્લી ઋચામાંથી મળી આવે છે.

> "એકત્ર થાઓ; એકઅવાજે બોલો; તમારાં ચિત્ત એકરાગતે પામો, જેમ પ્રાચીન દેવો પોતાના નિયુક્ત કામે એકમતે બેસતા તેમ.
>
> સ્થળ સર્વસાધારણ છે, સમિતિ સર્વસાધારણ છે, ચિત્ત સર્વસાધારણ છે, તેમ તેમના વિચાર એક થાઓ.
>
> હું તમારી સમક્ષ સર્વસાધારણ હેતુ રજુ કરૂં છું અને તમારા સામાન્ય બલિથી પૂજન કરૂં છું.
>
> તમારો નિશ્ચય એ ને એ જ થાઓ, અને તમારાં ચિત્ત એકરાગને પામો.
>
> સૌના વિચાર સંયુક્ત થાઓ એટલે સૌ સુભાગ્યે સંમત થવા પામે."[૨૯૫]

સમિતિમાં ઐક્ય અને એકરાગ પરત્વે આવી ભાવભરી પ્રાર્થના કરવામાં આવતી તે યોગ્ય જ હતું; કારણ કે, તે સમયે ચર્ચા તથા વાદવિવાદ જેટલું ઉગ્ર સ્વરૂપ લેતાં તેટલું ઉગ્ર સ્વરૂપ અગાઉ કદિ પણ લેવાતું દૃગ્ગોચર થતું ન હતું; તેમ જ ગ્રન્જકીય

---

૨૯૫ ગ્રિફિથકૃત ભાષાંતર, પૃ. ૬૦૯; ઋગવેદ, ૧૦, ૧૯૧.

સમિતિમાં સર્વોપરિતા મેળવવા માટેની હરીફાઈ તે સમયે જેટલી તીવ્ર બનતી તેટલી અગાઉ કદિ પણ બનતી દૃગ્ગોચર થતી ન હતી. સમિતિમાં સર્વોપરિતા પ્રાપ્ત કરવા માટે જે ચિંતાતુર વિચાર અને અંતરની ઈચ્છા ઉપર્યુક્ત ફકરાઓમાં જણાય છે તેનો નમૂનો દુનિયાના બીજા કોઇ પણ સાહિત્યમાંથી ભાગ્યે જ મળી આવશે. સમિતિમાં પ્રથમ પદ પ્રાપ્ત કરવા માટે વેદકાળના હિંદુસ્તાનના દેવોને જે ભાવિક પ્રાર્થના કરવામાં આવતી હતી [ અંક (૧), (૨), (૭), (૧૦) ] તેનાથી વધારે ભાવિક પ્રાર્થના અગાઉ કદિ પણ પરમાત્માને કરવામાં આવેલી જાણવામાં નથી. ઉક્ત હેતુને પાર પાડવા માટે વિસ્તારપૂર્વક થતી નિયમિત ધાર્મિક ક્રિયાઓ [ અંક (૧), (૨) ] કદાચ દુનિયાના બીજા કોઈ પણ દેશમાં થતી ન હતી. વેદકાળના હિંદુસ્તાનનો બહાદૂર રાજનીતિનિપુણ પુરુષ પોતાની ફતેહને માટે માત્ર દૈવી મદદ ઉપર જ આધાર રાખી બેસતો ન હતો; તાવિજો અને મંત્રના નુસખા [ અંક (૪), (૫), (૬) ] છૂટથી યોજી કાઢવામાં આવતાં હતાં, અને પોતાના હેતુને બર આણવા માટે તેમનો ઉપયોગ છૂટથી કરવામાં આવતો હતો. પોતાનો હેતુ પાર પાડવામાં મંત્રજંત્ર અને તેની અસરનું નિવારણ કરનાર મંત્રજંત્ર [ અંક (૪) ] તથા ઈલિમો – તાવિજ, વનસ્પતિનાં મૂળિયાનું ચર્વણ, વનસ્પતિનાં પાનડાંની માળાનું ધારણ [અંક (૧) ]– બહુ અસરકારક નીવડે છે, એવી માન્યતા અત્યાતુર લોકોમાં એટલી બધી ઘર ઘાલી બેઠી હતી કે, તે સૌની અશક્યતાનું ભાન પણ તેમને રહેતું ન હતું. લોકોની અતિશ્રદ્ધા વિષે આપણે ગમે તેમ માનીએ તો પણ એટલું તો ચોક્કસ છે કે, તેઓ રાજતંત્રનું કામ ગંભીર ભાવનાથી કરતા હતા; અને વેદકાળના હિંદુસ્તાનના સમાજમાં જાહેર જીવનની તીવ્ર લાગણી તથા ઉત્સાહભરી રાજકીય પ્રવૃત્તિ આપણું ખાસ ધ્યાન ખેંચે છે.

પ્રાચીન હિંદુસ્તાનના રાજકીય જીવનમાંની સંઘરૂપ પ્રવૃત્તિના

એક પ્રમુખ લક્ષણ બદલ આપણને બહુમાન ઊપજ્યા વગર રહેતું નથી. સમિતિ ઉપર વિજય મેળવવાની જરૂરિયાત પરત્વે લોકો પુષ્કળ જાગૃત થયા હતા તો પણ, આ હેતુને બર આણવા માટે તેઓ જે એકાકી રસ્તો લેતા તે ખરેખર માનપ્રદ હતો. તેઓ ચર્ચામાં સર્વોપરિતા મેળવીને સમિતિના સભ્યોનું સમાધાન કરી લેતા. ચર્ચામાં પોતાના હરીફ ઉપર વિજય મેળવવો; ચાલૂ વિષય બદલના પોતાના વિચારો સ્વીકારવાને હાજર સભ્યોને સમજાવવા; પોતાના વિરોધી માણસની દલીલોનું બળ તોડી પાડવું; પોતાની વાણી સભ્યોને આનંદદાયક નીવડે તેમ કરવું, અને વિવિધ અભિપ્રાયો ધરાવતા લોકોનાં ચિત્ત વાળી લેવાં—એ જ હેતુથી તમામ પ્રાર્થનાઓ અને ક્રિયાઓ તથા મંત્રજંત્ર અને નિવારક મંત્રજંત્ર થતાં હતાં. રાજકીય આગેવાનોને ન્યાય આપવા ખાતર એટલું તો કહેવું જોઈએ કે, રાજકીય સંઘજીવનમાં ઝઘડા અને તકરાર ચાલતાં હોય તેવી સ્થિતિમાં પણ એકંદર સમિતિની સર્વોપરિતા અને સ્વતંત્રતા વિષેના મુખ્ય સિદ્ધાંતનું ઉલ્લંઘન તેઓ કદિ પણ કરતા નહિ. વળી, એ સમિતિમાં હાજર રહેનારા લોકોની પ્રતિષ્ઠાને ખાતર એટલું પણ યાદ રાખવું જોઇએ કે, તેમની પ્રામાણિકતા તથા જવાબદારીની ભાવના એટલી બધી હતી કે, મિત્રો તેમ જ શત્રુઓ સમાન રીતે એમ કબૂલ કરતા કે, ન્યાયના અને દલીલના બળ આગળ નમતું આપવું જ પડે.

વેદકાળની મહાન્ રાજકીય સમિતિ આવી હતી. ત્યારપછીના યુગના સાહિત્યમાંથી તેના વિષે વિશેષ માહિતી મળી આવતી નથી

**વેદકાળ પછીના સમયની રાજકીય સમિતિ.**

તો પણ એટલી માહિતી તો મળી રહે છે કે, આ ભૂમિ ઉપરથી એ સંસ્થાનો લોપ થયો ન હતો. "રામાયણ"માંનો અને "વિનયપિટક"માંનો દાખલો આપણે પ્રથમ જોઈ ગયા છીએ (પૃ. ૯૦ તથા ૯૨). "રામાયણ"માંના

હિંદી બંધારણના વહીવટી તંત્ર અને ઇંગ્લાંડના બંધારણના તંત્ર વચ્ચેનું સામ્ય જોવા જેવું છે. જે પ્રમાણે ઇંગ્લાંડની મહાન્ રાષ્ટ્રસભામાંથી કાયમી સભા ઊભી થઈ, અને તેમાંથી મંત્રીપરિષદ્ ઊભી થઈ, અને તેમાંથી પોતાના વિશ્વાસુ મંત્રીઓને પસંદ કરીને રાજા પોતાનું મુત્સદ્દીમંડળ નીમતો, તે જ પ્રમાણે વેદકાલીન સમિતિમાંથી મંત્રીપરિષદ્ ઊભી થઈ, અને તેમાંથી થોડાક મંત્રીઓને પસંદ કરીને રાજા પોતાનું ગુપ્ત મુત્સદ્દીમંડળ ઊભું કરતો. તેમ છતાં પણ ઇંગ્લાંડની મહાન્ રાષ્ટ્રસભાએ પ્રજાને વારસામાં રાજસભા અર્પી તેમ અહીંની સમિતિએ પ્રજાને વારસામાં એવી કોઈ ધારાસભા અર્પી નહિ. આ કામ પરિષદે કરવું પડતું, અને તેમાં નીચેના દસ સભાસદો રહેતા:—ચારે વેદમાં પારંગત થયા હોય એવા ચાર માણસો; પ્રથમ ગણાવેલા (ત્રણ) વર્ણના ત્રણ માણસો, (અને) કાયદાનાં જૂદાંજૂદાં (ત્રણ) સૂત્રો જાણનારા ત્રણ માણસો.[૨૯૭]

**ગ્રીસના લેખકોએ ઉલ્લેખેલી એવી સંસ્થાઓ.**

ગ્રીસના લેખકો પણ આવી સંસ્થાની હયાતી વિષે અનુમોદન આપે છે. દાખલા તરીકે, ડાયોડોરસે સ્પાર્ટાના રાજકીય બંધારણને અનુસરતા રાજકીય બંધારણવાળા 'સુપ્રસિદ્ધ શહેર'નો ઉલ્લેખ કરેલો છે. બંધારણની વિગતોના સંબંધમાં તે કહે છે કે "આ જાતિમાં બે વિવિધ કુટુંબોના બે વંશપરંપરાગત રાજાઓને લડાઇનું સેનાપતિપદ સોંપાતું, અને વૃદ્ધોનું મંડળ સર્વોપરિ સત્તા સાથે આખા રાજ્ય ઉપર અમલ ભોગવતું."[૨૯૮] વૃદ્ધોનું આ મંડળ વેદકાલીન સમિતિના અવશેષરૂપ

---

૨૯૭ "ગૌતમધર્મસૂત્ર", ૨૮, ૪૯; "મનુસંહિતા", ૧૨, ૧૧૦ અને આગળ.

૨૯૮ ડાયોડોરસ, પ્રકરણ ૧૦૪. મૅકક્રિંડલે પોતાના "ઇન્વેઝન ઑફ ઇંડિયા બાય ઍલેક્ઝાંડર ધી ગ્રેઇટ" નામક ગ્રંથના પૃ. ૨૯૬-માં આ ફકરાનું અંગ્રેજી ભાષાંતર આપેલું છે.

અલબત્ત હતું. તે “ સર્વોપરિ સત્તા સાથે આખા રાજ્ય ઉપર અમલ ભોગવતું” એવું સ્પષ્ટ કથન ગ્રીસના લેખકોએ કરેલું છે તેથી તે સમયના રાજવહીવટમાં ‘સમિતિ’ અત્યંત મહત્ત્વ ધરાવતી હતી, એવું જે કથન ઉપર કર્યું છે તેને ટેકો મળે છે. બહુમતિથી થયેલા નિર્ણયને અનુસરવાની રાજાની ફરજ હતી, એવો જે સિદ્ધાંત કૌટિલ્યે રજુ કર્યો છે તેનો દાખલો પણ એથી પૂરો પડે છે.

**દક્ષિણ હિંદુસ્તાનના સાહિત્યમાં અને શિલાલેખોમાં આવી સંસ્થાના ઉલ્લેખો.**

ખ્રિસ્તી યુગની શરૂઆતની સદીઓમાં દક્ષિણ હિંદુસ્તાનમાં આવી સંસ્થાઓ હયાતી ધરાવતી હતી, એમ શ્રીયુત વી. કનકસભાઇએ સાબીત કર્યું છે. તે સમયના તામિલ સાહિત્યનો અભ્યાસ કરીને તેઓ નીચેના નિર્ણય ઉપર આવ્યા છેઃ—

“ રાજતંત્રનો ઉપરિ અધિકારી વંશપરંપરાગત રાજા હતો. તેની સત્તા ઉપર પાંચ મંડળોનો દાબ રહેતો હતો, અને તે ‘ પાંચ મહામંડળ ’ કહેવાતાં હતાં. પ્રજાના પ્રતિનિધિઓની, ધર્મગુરુઓની, વૈદ્યોની, જ્યોતિષીઓની અને મંત્રીઓની તે સંસ્થાઓ હતી. પ્રજાના પ્રતિનિધિઓનું મંડળ પ્રજાના હક્ક અને અધિકાર સાચવતું; ધર્મગુરુઓ તમામ ધાર્મિક ક્રિયાઓ કરાવતા; વૈદ્યો રાજાના અને તેની પ્રજાના આરોગ્યને લગતી બધી બાબતો તરફ લક્ષ દેતા હતા; જ્યોતિષીઓ જાહેર ક્રિયાઓ માટે મંગળ મુહૂર્ત ઠરાવતા અને મહત્ત્વના બનાવોની આગાહી કરતા; મંત્રીઓ મહેસુલ ઊઘરાવવાનું અને ખર્ચવાનું તથા ન્યાય કરવાનું કામ સંભાળતા. દરેક મંડળની સભાઓ ભરી શકાય તથા તે પોતાનું કામકાજ કરી શકે તેટલા માટે પાટનગરમાં દરેક મંડળને જૂદીજૂદી જગ્યાઓ નીમી આપવામાં આવતી. મહત્ત્વના પ્રસંગે એ મંડળોના સભાસદો સિંહાસનવાળા મંડપમાં ભરાયેલા રાજદરબારમાં હાજર રહેતા અથવા તો રાજાની સવારીમાં સામેલ થતા......રાજવહીવટની

સર્વ સત્તા રાજાને તેમ જ 'પાંચ મહામંડળ'ને સોંપાતી હતી. પાંડય, ચોલ અને ચેરા રાજ્ય એકબીજાથી સ્વતંત્ર હતાં છતાં પણ એ ત્રણે રાજ્યોમાં રાજવહીવટની આ પદ્ધતિ પ્રચલિત હતી, એ ખાસ જોવા જેવું છે. આથી એમ માની શકાય કે, જે દેશમાંથી 'ત્રણ રાજ્યો'ના સ્થાપકો સ્થાનાંતર કરી ગયા હતા તે દેશમાં (મગધના સામ્રાજ્યમાં) રાજવહીવટની જે પદ્ધતિ પ્રચલિત હતી તેનું અનુકરણ તેમણે કર્યું હતું."[૨૯૯]

શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે કે આ કહેવાતાં પાંચ મંડળો ખરૂં જોતાં એક મહામંડળની પાંચ સમિતિઓ જેવાં હતાં. ઉપર્યુક્ત લેખકના કથન પ્રમાણે એ મંડળોની ઉત્પત્તિ મગધના સામ્રાજ્યમાં થઈ હતી; પરંતુ શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર કહે છે કે, જે વેદકાલીન સમિતિ હિંદુસ્તાનના દરેક ભાગમાં પોતાના અવશેષો મૂકતી ગઈ હતી તેની ફેરફારવાળી આવૃત્તિરૂપ તે મંડળો હતાં. ગમે તેમ હો; પણ આ સંસ્થા પ્રતિનિધિત્વવાળી હતી અને રાજવહીવટ ઉપર સત્તા ધરાવતી હતી, એ વાત તો સ્પષ્ટ થાય છે. એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, ઉક્ત મંડળો પૈકી 'મંત્રીઓ' પણ હતા. ઉક્ત મંડળોનો એકત્ર વિચાર કરતાં ઉપર્યુક્ત મંત્રીપરિષદની સાથે તેમને સરખાવી શકાય, અને અમુક ચુનંદા મંત્રીઓના મુત્સદ્દીમંડળની સાથે મંત્રીઓના ઉક્ત મંડળને સરખાવી શકાય. એકંદરે જોતાં શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદાર એમ માને છે કે, વેદકાળ પછીના "મહાભારત" અને "અર્થશાસ્ત્ર" જેવા સાહિત્યમાં પ્રાચીન સમયની સમિતિની જે સુધરેલા સ્વરૂપની સંસ્થાનું દર્શન આપણને થાય છે તેને મળતી જ તામિલ સાહિત્યમાંની ઉક્ત સંસ્થાઓ હતી.

ઇ. સ. ના બારમા સૈકાના ત્રાવણકોરના એક શિલાલેખમાં[૩૦૦] કહ્યું છે કે, "વેણાદના છસો અને પ્રાંતના અમલદારો તથા પ્રતિનિધિઓ" મંદિરના અધિકારીઓના ઉપરિ અમલદારો તરીકે

---

૨૯૯ "તામિલ્સ એઇટીન હંડ્રેડ ઈયર્સ અગો", પૃ. ૧૦૯–૧૧૦.

૩૦૦ ઇં. ઍ; ૨૪, પૃ. ૨૮૪–૨૮૫.

નીમાયા હતા. ' ત્રાવણકોર 'નું પ્રાચીન નામ ' વેણાદ ' હતું ઉક્ત શિલાલેખ વિષે ટીકા લખનાર વિદ્વાન કહે છે કે, " એમ જણાય છે કે, આખા રાજ્ય માટે વેણાદમાં ' છસો ' નામની મહત્ત્વની જાહેર સંસ્થા હતી, અને તેનું એક કામ મંદિરોના વહીવટ ઉપર તેમ જ મંદિરને લગતાં દાનો ઉપર દેખરેખ રાખવાનું હતું. 'છસો'ની આ અદ્‌ભુત શ્રેણીને બીજા કયા અધિકાર અને હક્ક મળેલા હતા, તે તો ભવિષ્યમાં સંશોધન થાય ત્યારે માલૂમ પડે. પરંતુ આટલી સંખ્યા—લગભગ બ્રિટિશ આમની સભાના સંખ્યાના જેટલી સંખ્યા—બારમી સદીના વેણાદ જેવા નાનકડા રાજ્યમાં ફક્ત મંદિર ઉપરની દેખરેખના કામ માટે નીમાઇ હતી, એવો અર્થ તો નહિ જ થતો હોય." પ્રાચીન સમિતિના અવશેષરૂપ રાજસભા જેવું તો આ કાંઈ નહિ હોય ?

[ ૫ ]

'સમિતિ' અથવા મધ્યસ્થ મિજલસ વિષે આટલી હકીકત બસ છે. હવે મૂળે 'સભા' તરીકે ઓળખાતી સ્થાનિક મિજલસનો વિચાર આપણે કરીશું.

**' સભા ' અથવા સ્થાનિક મિજલસ.**

છેક શરૂઆતના વેદકાળથી ગામડું એકમ તરીકે ગણાતું આવેલું છે. " ઋગ્વેદ " ( ૧૦, ૬૨, ૧૧; ૧૦૭, ૫ ) માં તેમ જ " સંહિતાઓ "માં અને " બ્રાહ્મણો "માં પણ ગામડાના મુખી (**ગ્રામણી**)નો ઉલ્લેખ થયેલો છે.[૩૦૧] આ ગ્રંથના પૃ ૮૭ ઉપર જે ફકરાઓ આપવામાં આવેલા છે તેના

**સભા સંબંધી વેદસાહિત્યમાંના ઉલ્લેખો.**

આધારે એમ સ્પષ્ટ થાય છે કે, રાજાની ચૂંટણીના કામે મુખીનું ચલણ હતું. ઝિમર કહે છે તેમ, તે સભાનું પ્રમુખસ્થાન લેતો હતો;[૩૦૨] પણ મૅક્‌ડોનેલે આ મતનો સ્વીકાર

---

૩૦૧ વે. ઇં., ૧, પૃ. ૨૪૭, પાદલેખ ૨૬.

૩૦૨ આ. લે., પૃ. ૧૭૨.

કર્યો નથી. ૩૦૩ સભામાં તવંગર તેમ જ ગરીબ લોકો ભેગા થતા. "ઋગ્વેદ", ૮, ૪, ૯ માં કહ્યું છે તેમ, તવંગર લોકો પૂર્ણ ભભકાથી સભામાં જતા:—

"હે ઇંદ્ર! તારો મિત્ર સુંદર છે અને ઘોડાઓ, રથો તથા ગાયો વડે માતબર છે. તેને હંમેશાં ઉત્તમોત્તમ ખોરાક મળે છે; તે દાદમાદથી સભામાં જાય છે." (ઝિમર, આ. લે., પૃ. ૧૭૩.)

સભામાં ચર્ચાતા પ્રિયતમ વિષયો પૈકી ગાયોનો વિષય હતો. "હે ગાયો!......સભામાં તમારી ઉત્તમતાની વાત ઉચ્ચ સ્વરે થાય છે." ("ઋગ્વેદ", ૬, ૨૮, ૬, ઝિમર, આ. લે., પૃ. ૧૭૩.) સભામાં ગંભીર રાજકીય ચર્ચાઓ પણ થતી; અને તે વિષયના નિષ્ણાત બનવું, એ અત્યંત ઇષ્ટ ગણાતું:—

"જે સોમને બલિ અર્પે છે તેને સોમ ઘરના (**सदन्य**), સભાના (**सभेय**)[304] અને યજ્ઞના (**विदथ्य**) કામમાં ચાલાક હોય એવો પુત્ર આપે છે." ("ઋગ્વેદ", ૧, ૯૧, ૧૨૦; ઝિમર આ. લે., પૃ. ૧૭૨.)

"વાજસનેય-સંહિતા" માં બે વાર (૩, ૪૫; ૨૦, ૧૭) આપેલું પ્રાયશ્ચિત્તસૂચક વિચિત્ર સૂત્ર સભાના કામકાજ વિષે રસિક માહિતી પૂરી પાડે છે. "ગામમાં, વેરાનમાં અને સભામાં અમે જે કાંઈ પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત અમે યજ્ઞથી કરીએ છીએ." "૩, ૪૫" માં ઉલ્લેખેલ "**महाजन–तिरस्कारादिकं पनः**" અને

---

૩૦૩ વે. ઇ., પૃ. ૪૨૭.

૩૦૪ '**सभेय**' શબ્દમાંથી સભાના સભાસદોની સંખ્યા ઉપરના અંકુશનો અર્થ જેઓ કાઢતા હોય તેમની માન્યતા પૂર્વાપર સંબંધથી ખોટી ઠરે છે. સભાના સભાસદ થવાને લાયક ગુણ ધરાવનાર પુત્રની વાત અહીં અલબત્ત નથી; કેમ કે, એવો અર્થ બાકીના બે પ્રસંગે—ઘરની અને યજ્ઞની બાબતમાં—બંધ બેસી શકે જ નહિ.

"૨૦, ૧૭" માં ઉલ્લેખેલ "पक्षपाताद्दि यदेनः" સભામાંનાં ઉક્ત પાપ છે, એમ ટીકાકાર મહીધર કહે છે. ચર્ચા દરમ્યાન મોટા માણસો સામે અયોગ્ય ભાષા ઉચ્ચારાતી તેનો ઉલ્લેખ ઉપરના પહેલા વાક્યમાં અલબત્ત થયો છે; અને સભામાં થતા કામકાજના સ્વરૂપનો કાંઈક ખ્યાલ એ બાબત ઉપરથી જ આવી શકે છે. ઉપર્યુક્ત બીજું વાક્ય સભાના ન્યાય સંબંધી કામકાજ પરત્વે વિચારી શકાય. "તકરારનો ફેંસલો આપવામાં વચ્ચે વચ્ચે જે પક્ષપાત કરવામાં આવ્યો હોય તે": એવો અર્થ એ વાક્યનો કરી શકાય.

**સભાની ન્યાય-સંબંધી સત્તા**

સભા ન્યાયનું કામ પણ કરતી, એવું બીજા ઉલ્લેખોના આધારે પણ સાબીત થઈ શકે છે. દાખલા તરીકે, "ઋગ્વેદ", ૧૦ ·૭૧, માંના 'किल्बिषस्पृत्' શબ્દ ઉપરથી લ્યુડ્વિગ્ આવું અનુમાન કરે છે;[૩૦૫] કારણ કે, "આરોપથી માણસને જે કલંક લાગે છે તેને જે દૂર કરે છે તે": એવો જ એ શબ્દનો અર્થ થઈ શકે છે. પુરુષમેધ યજ્ઞમાં જેમનો ભોગ અપાતો તેમાં 'સભાચર' પણ આવી જતો, તેથી આ જ વાત સાબીત થાય છે. મૅક્ડોનેલ કહે છે તેમ "તેનો ભોગ ધર્મને અપાતો હતો તેથી ન્યાયની અદાલત તરીકેની સભાના જે સભાસદો મુકદ્દમાનો ફેંસલો કરવા બેસતા તે પૈકીના એક સભાસદ તરીકે તેને ન ગણવો, એ મુશ્કેલીનું કામ છે." વળી, "સભાસદ" એટલે "સભામાં મુકદ્દમાના ફેંસલા આપનાર સલાહકાર પંચ", એમ પણ મૅક્ડોનેલ કહે છે. વધારામાં તે એમ કહે છે કે, "સાધારણ મનુષ્યના કરતાં સભાસદોએ —કદાચ કુટુંબના મુખ્ય માણસોએ— સભામાં વધારે પ્રસંગે હાજર રહેવું પડતું, એ બનવાજોગ છે; સાધારણ ચર્ચા અને નિર્ણય કરતાં ન્યાય માટે સભાની બેઠકો વધારે પ્રસંગે મળતી હશે."

---

૩૦૫ "ડેર ઋગ્વેદ", ૩, ૨૫૪.

મૅક્ડોનેલ સૂચવે છે તેમ, ન્યાયનું કામકાજ આખી સભા ન કરતી હોય પણ તેની કાયમી સમિતિ કરતી હોય, એમ પણ બનવાજોગ છે.[૩૦૬]

**જાતકોમાં ગામડાની સંસ્થાના ઉલ્લેખો.**

મુખીના તાબામાં રાજકીય એકમ તરીકેના ગામડાની સંસ્થા વિષે જાતકકથાઓમાં ઉલ્લેખ થયેલા છે. "ખરસ્સર-જાતક"માં[૩૦૭] કહ્યું છે કે, મહેસુલ ઊઘરાવવું અને સ્થાનિક માણસોની મદદવડે લૂટારાઓના હુમલાથી ગામડાનું રક્ષણ કરવું, એ ગામડાના મુખી-(**गामभोजक**)ની ફરજ હતી. ખાસ કરીને આ દાખલામાં, આ કામ રાજાના મંત્રીને સોંપવામાં આવ્યું હતું; પરંતુ ગામડાને લૂટી લેનારા લૂટારાઓની ટોળી સાથે છૂપી રીતે ભળી જવાના કારણે તેને ત્યારપછી તુર્ત જ રાજાએ સજા કરી હતી. એ જ "જાતક"ની પ્રસ્તાવનામાં આવી જ બીજી વાત આપેલી છે; પણ તેમાં ફેર એટલો જ છે કે, એ પ્રસંગે મુખીની પાયરી ઊતારી નાખવામાં આવી હતી, અને તેની જગ્યાએ બીજા મુખીને નીમવામાં આવ્યો હતો. "કુલાવક-જાતક"માંથી[૩૦૮] ગામડાના બંધારણ વિષે વધુ માહિતી મળે છે. એમાં એમ સ્પષ્ટ રીતે કહ્યું છે કે, ગામડાના લોકો પોતાના વતનની બાબતો સંભાળી લેતા. તેમનો મુખી નીમાતો તેને દંડ કરવાની અને દારૂ ઉપર જકાત નાખવાની સત્તા હતી, એમ જણાય છે; કારણ કે, બોધિસત્ત્વના પ્રયત્નથી ગામડાના લોકોનું ચારિત્ર્ય સુધરી ગયું ત્યારે તે એમ બોલી ઊઠેલો કે, "આ લોકો પીને ચકચૂર બનતા અને ખૂન વગેરે કરતા ત્યારે તેમણે ખરીદેલા દારૂની કિંમતમાંથી જ નહિ પણ તેઓ જે દંડ અને જકાત ભરતા તેમાંથી પણ હું ખૂબ પૈસા કમાતો."

---

૩૦૬ વે. ઈ., ૨, પૃ. ૪૨૭–૪૨૮.

૩૦૭ "જાતક", પુ. ૧, પૃ. ૩૫૪.

૩૦૮ "જાતક", પુ. ૧, પૃ. ૧૯૮.

બોધિસત્ત્વનું અને તેના અનુયાયીઓનું કાસળ કાઢવાના હેતુથી તેણે રાજાની સમક્ષ તેમના ઉપર 'લૂટારાઓની ટોળી' તરીકેનો ખોટો આરોપ મૂક્યો હતો; પણ રાજાએ તેની દુષ્ટતા પકડી કાઢી હતી અને જેમના ઉપર ખોટો આરોપ મૂકાયો હતો તેમનો ગુલામ તેને બનાવ્યો હતો તેમ જ તેનો બધો પૈસો તેમને અપાવી દીધો હતો. એ પ્રસંગે રાજા તરફથી નવીન મુખીની નીમણુક થઈ હોય એવું એ ગ્રંથમાંથી જણાતું નથી; અને ગામડાના લોકો પોતાના ગામડાની બાબતો પોતે જ સંભાળી લેતા એવું આપણને સ્પષ્ટ રીતે કહેવામાં આવેલું છે તેથી એમ પણ બન્યું હોય કે, મુખીને પણ તેમણે પોતે જ પસંદ કરી લીધો હોય. "ઉભટોભત્થ-જાતક"માં[૩૦૯] મુખી-(**गामभोजक**)ની ન્યાયસંબંધી સત્તાનો ઉલ્લેખ થયેલો છે. કોઈ માછીમારની સ્ત્રીએ કોઇ કજિયો ઊભો કર્યો હશે તેથી મુખીએ તેનો દંડ કર્યો હતો અને "એ દંડ ભરવાની ફરજ તેને પાડવાના હેતુથી તેને બાંધવામાં આવેલી અને માર પણ પડેલો."

"પાનીય-જાતક"માં[૩૧૦] કહ્યું છે કે, કાશીના રાજ્યમાં બે મુખીઓએ (**गामभोजकाभ्याम्**) પ્રાણીનો વધ અને માદક પીણાં અનુક્રમે બંધ કરાવ્યાં હતાં. પરંતુ એ રિવાજો પરાપૂર્વથી ચાલતા આવેલા છે, એવી દલીલ રજુ કરીને લોકોએ એ બન્ને પ્રકારની બંધીના હુકમો રદ કરાવ્યા હતા. "ગહપતિ-જાતક"માં[૩૧૧] કહ્યું છે કે, દુષ્કાળ પડયો તે વખતે ગામડાના લોકો એકત્ર થયા અને તેમણે પોતાના મુખીની મદદ માગી. 'આજથી બે મહિને તમે તમારો પાક લણો તે વખતે તમારે મને અનાજના રૂપમાં મારૂં લેણું પાછું આપવું' એ શરતે મુખીએ તેમને માંસ પૂરૂં પાડયું. જાતકોમાંના આ દાખલાઓના આધારે એમ બેશક સમજાય છે કે,

---

૩૦૯ "જાતક", પુ. ૧, પૃ. ૪૮૨.

૩૧૦ "જાતક", પુ. ૪, પૃ. ૧૪.

૩૧૧ "જાતક", પુ. ૨, પૃ. ૧૩૪.

એ સમયે રાજકીય એકમ તરીકેના ગામડાનું બંધારણ સમાજનું સુપ્રસિદ્ધ લક્ષણ હતું. કોઈક વખતે મુખીની નીમણુક સીધેસીધી રાજા તરફથી થતી; પરંતુ આમ હરહંમેશ બનતું હોય એમ લાગતું નથી. ઉપર એક સ્થળે કહ્યું છે તેમ, આ સંસ્થાનું ખરૂં તત્ત્વ એ હતું કે, **ગામડાની બાબતો ગામડાના લોકો પોતે જ સંભાળી લેતા.** ઉપરના દાખલાઓ બતાવી આપે છે તેમ, મુખીને વહીવટી તેમ જ ન્યાયસંબંધી પુષ્કળ સત્તા હતી; પણ તેના નિર્ણય ઉપર પ્રજાના અવાજનું અસરકારક દબાણ રહેતું હતું.

**વેદકાળ પછીના સમયની સ્થાનિક શ્રેણીઓ**

વેદકાળ પછીના સમયમાં શહેરોની અને ગામડાંની સ્થાનિક શ્રેણીઓને માટે 'પૂગ' અને 'ગણ' શબ્દ વપરાતા હશે, એમ લાગે છે. દાખલા તરીકે "વીરમિત્રોદય"માં કહ્યું છે કે "**गणशब्दः पूगपर्यायः**" તેમ જ "**पूगः समूहः भिन्नजातिनां भिन्नवृत्तिनां एकस्थानवासिनां ग्रामनगरादिस्थानाम्.**" "યાજ્ઞવલ્કય", ૨, ૧૮૭ની પોતાની ટીકામાં વિજ્ઞાનેશ્વર પણ 'ગણ'ની સમજુતી આમ આપે છેઃ—"**ग्रामादिजनसमूह.**" સામાન્ય રીતે કહીએ તો, આ બન્ને શબ્દો, અલબત્ત, માત્ર સંઘરૂપ સંસ્થાઓ પરત્વે વપરાતા હતા; પરંતુ કેટલાક પ્રસંગે અમુક જાતની સંઘરૂપ સંસ્થાઓ પરત્વે પણ તે વપરાતા હતા. દાખલા તરીકે, ઉક્ત પ્રસંગે ટીકાકારોએ ગામડાની કે શહેરની સંઘરૂપ સંસ્થા તરીકેનો તેમનો અર્થ કર્યો છે. "પાણિનિ", ૫, ૩, ૧૧૨-ની કાશિકાથી 'પૂગ'ના આ અર્થને ટેકો મળે છેઃ—"**नानाजातीयाः अनियतवृत्तयः अर्थकामप्रधाना संघाः पूगाः ॥**" પરંતુ 'ગણ' શબ્દ તો બીજા વિશિષ્ટ અર્થમાં પણ વપરાતો હતો. એની નોંધ આગળ ઉપર આપણે લઈશું.

"વિનયપિટક" માં ("ચુલ્લવગ્ગ," ૫, ૫, ૨; ૮, ૪, ૧) વપરાયેલો 'પૂગ' શબ્દ શહેરની કે ગામડાની શ્રેણીના અર્થમાં વપ-

રાયો લાગે છે. તે સમયે "સંઘને ખોરાક પૂરો પાડવાનો કોઈ પૂગનો (**अञ्ञतरस्स पूगस्स**)" વારો હતો, એમ એમાં કહ્યું છે. આ વાક્ય વારંવાર વપરાયેલું છે. અધ્યાપક ર્‌હાઇસ ડેવિડ્ઝે તેમ જ ઓલ્ડનબર્ગે સંદિગ્ધ અને મભમ સમૂહના અર્થમાં એ શબ્દ લીધો છે (સે. બુ. ઇ., પુ. ૨૨, પૃ. ૭૪, ૨૮૪) તેના કરતાં ગામડાની કે શહેરની શ્રેણીના અર્થમાં તેને લેવો, એ અલબત્ત વધારે સારૂં છે. આપણે પ્રથમ જોઈ ગયા તેમ, પાછળના સમયના ટીકાકારે પણ 'પૂગ' શબ્દ શહેરની કે ગામડાની શ્રેણીના અર્થમાં સ્પષ્ટ રીતે વાપરેલો છે. વધારામાં એટલું પણ યાદ રાખવાનું છે કે, "વિનય-પિટક" માં અન્યત્ર (ભિક્ખુનિ–પાટિમોક્ખ, સંઘાદિસેસ ૨) ચોકખું કહ્યું છે કે 'પૂગ' નામની શ્રેણી વહીવટી અધિકાર ધરાવતી હતી, અને તેની પોતાની હકુમતમાંની કોઇ ચોર સ્ત્રીને સાધ્વી તરીકે અભિષેક કરવાને માટે તેની પરવાનગી લેવી પડતી. એ રીતે "વિ-નય–પિટક" માંનો 'પૂગ' શબ્દ શહેરની કે ગામડાની શ્રેણીના અર્થમાં વપરાયો છે, એમ ખુશીથી કહી શકાય.[૩૧૨] આમ શરૂઆતના બૌદ્ધકાળમાં આ જાતની સંસ્થાઓ હયાતી ધરાવતી એમ આપણને માલૂમ પડી આવે છે.

**"અર્થશાસ્ત્ર" માં ગામડાની સંસ્થા-ના ઉલ્લેખો.**

સંઘશક્તિથી કામ કરનાર રાજકીય એકમ તરીકેની ગામડાની સંસ્થાનો ઉલ્લેખ કૌટિલ્યે પણ કર્યો છે. પોતાના "અર્થશાસ્ત્ર" ના વિભાગ ૩, પ્રકરણ ૧૦ માં તેણે નીચેના નિયમો આપેલા છે:—

"આખા ગામના કોઇ કામને માટે ગામના મુખીએ મુસાફરી કરવાની હોય ત્યારે ગામના લોકોએ વારાફરતી તેની સાથે જવું.

---

૩૧૨ શહેરના '**अञ्ञतर पूग**'નો ઉલ્લેખ થયેલો છે ("વિનય-પિટક", ૪, ૩૦). આથી એમ સમજાય છે કે, કેટલાક પ્રસંગે શહેરમાં અનેક સંઘરૂપ સંસ્થાઓ પણ જોવામાં આવતી.

"જેઓ આમ ન કરી શકે તેઓ દર યોજને ૧૩ પણ આપે. ગામનો મુખી ચોર કે વ્યભિચારી સિવાયના કોઇ માણસને ગામમાંથી કાઢી મૂકે તો તેને ૨૪ પણનો દંડ થાય અને ગામના લોકોને (તે ગુનો કર્યા બદલ) કાયદાથી ઠરેલો નહિ પણ અદાલતની મુનસફીથી ઠરેલો દંડ થાય." (આર. શામાશાસ્ત્રીકૃત અંગ્રેજી ભાષાંતર, પૃ. ૨૧૮ ૨૧૯.)

વળી,

"જે ખેડુત કામને માટે ગામમાં આવે છતાં કામ ન કરે તેને જે દંડ થાય તે ગામ પોતે ઊઘરાવી લે......

" જાહેર તમાશાની તૈયારીના કામમાં જે માણસ સહકાર ન કરે તેને તેમ જ તેના કુટુંબને એ તમાશો (પ્રેક્ષા) જોવાનો હક્ક રહે નહિ. જાહેર રમતની કે તમાશાની તૈયારીમાં જે માણસે સહકાર ન કર્યો હોય તે માણસ છૂપી રીતે તે સાંભળતો કે જોતો પકડાય તો તેને, અથવા સૌને લાભદાયક હોય તેવા કામમાં મદદ કરવાની ના જે માણસ પાડે તે માણસને તેની પાસેથી જેટલી મદદ લેણી નીકળે તેટલી મદદની કિંમતથી બેવડી કિંમત ભરી દેવાની ફરજ પાડવી." (આર. શામાશાસ્ત્રીકૃત અંગ્રેજી ભાષાંતર, પૃ. ૨૨૦.)

આ ફરમાનોથી ગામડાંના ચોક્કસ બંધારણનું સ્પષ્ટ સૂચન થાય છે. ગામડાનો મુખી નીમાતો તે ગામડા સંબંધી કામકાજ કરતો, અને પોતાનું ભારે કામ કરવામાં ગામડાના લોકોની મદદ તે માગી શકતો. મુખીને તેમ જ ગામડાના લોકોને ગુનેગારોનો દંડ કરવાનો અધિકાર હતો, તેમ જ તેઓ માણસને ગામમાંથી કાઢી મૂકી પણ શકતા. આ અધિકારનો દુરુપયોગ કરવામાં આવતો ત્યારે મુખીનો તેમ જ ગામના લોકોનો દંડ થતો તેથી એમ જણાય છે કે, મુખીના પ્રમુખપદે મળેલી ગામલોકોની મિજલસમાં એ આધ-

કારનો અમલ થતો હતો. આથી એવો નિર્ણય પણ કરી શકાય કે, વ્યક્તિના હક્કને સંસ્થાના હક્કથી છેક ગૌણ ગણવામાં આવતા ન હતા. પરંતુ શ્રેણીઓની બાબતમાં જેમ બનતું (જુઓ પૃ. ૪૨) તેમ આ બાબતમાં પણ રાજાની દેખરેખનો છેવટનો અધિકાર એ એનું સમાધાન કરાવવાના સાધન તરીકે ગણાતો હતો. ગામડાનું સામાન્ય ભંડોળ રહેતું તેમાં જે ગામલોકો અને ખેડુતો પોતાના કર્તવ્ય પરત્વે બેદરકાર રહેતા તેમને થતા દંડ વગેરેની રકમથી વધારો થતો રહેતો. પોતાના ભાગનું સાર્વલૌકિક કામ કરવાની ફરજ દરેક માણસને પાડવાનો અધિકાર પણ ગામડાને હતો. નીચેના નિયમના જેવા નિયમોથી ગામલોકોની સંઘાત્મક ભાવના ઉત્તેજિત થતી:—

"આખા દેશને લાભદાયક નીવડે એવાં કોઈ પણ જાતનાં મકાનો (સેતુબંધ) રસ્તા ઉપર જે લોકો પોતાના સંયુક્ત પ્રયત્નથી બાંધે તથા જેઓ પોતાનાં ગામડાં રૂપાળાં બનાવે એટલું જ નહિ પણ તેમનું રક્ષણ કરે તેમને રાજા તરફથી ખાસ છૂટછાટ મળે." (આર. શામાશાસ્ત્રીકૃત અંગ્રેજી ભાષાંતર, પૃ. ૨૨૧.)

વેદકાળ પછીના સમયમાં છેવટ સુધી ગામડું સંઘરૂપ રાજકીય એકમ તરીકે ચાલૂ રહ્યું હતું. દાખલા તરીકે, "વિષ્ણુસંહિતા"માં[૩૧૩] તેમ જ "મનુસ્મૃતિ"માં[૩૧૪] ગામડાને રાજબંધારણના નાનામાં નાના રાજકીય એકમ તરીકે ગણેલું છે, અને ગામડાના મુખી-(ग्रामिक)નો ઉલ્લેખ પણ તેમાં થયેલો છે.

"મનુસ્મૃતિ"માં ચોકખું કહ્યું છે કે, જે માણસ ગામડાની સંસ્થાના કરારનો ભંગ કરે તેને રાજાએ દેશપાર કરવો.[૩૧૫] ધર્મ-

---

૩૧૩ ૩, ૭ અને ૧૧. ૩૧૪ ૭, ૧૧૫–૧૧૬

૩૧૫ "મનુસંહિતા" (બ્યુહ્લર તરફથી સંપાદિત), ૮, ૨૧૯ અને નોંધ; તેમ જ ૮, ૨૨૧.

**ધર્મસૂત્રોમાં અને ધર્મશાસ્ત્રોમાં ગામડાની સંસ્થાના ઉલ્લેખો.**

સૂત્રોમાં અને ધર્મશાસ્ત્રોમાં અનેક સ્થળે[૩૧૬] 'ગણ'ના અને 'પૂગ'ના ઉલ્લેખો થયેલા છે. એ બન્ને શબ્દો શહેરની કે ગામડાની સંઘરૂપ સંસ્થા માટે વપરાતા હતા, એમ જણાય છે. પૃ. ૧૨૦ ઉપર "વીરમિત્રોદય"માંથી તથા વિજ્ઞાનેશ્વરની ટીકામાંથી જે ઉતારા આપેલા છે તેમના ઉપરાંત બીજાં સાધનોના આધારે પણ આ મતને સમર્થન મળે છે. પ્રથમ તો "યાજ્ઞવલ્કય, ૨, ૩૧" અને "નારદ, પ્રસ્તાવના, ૯, ૭" વચ્ચે સરખામણી કરતાં એમ સ્પષ્ટ થાય છે કે, 'પૂગ' અને 'ગણ' સમાનાર્થ શબ્દ તરીકે વપરાતા હતા, એટલે શહેરના કે ગામડાના રહીશોની સંઘરૂપ સંસ્થાના અર્થમાં જ કદાચ તે વપરાયેલા હોઈ શકે. વળી, જેઓ 'પૂગ' માટે (૩, ૧૫૧) અથવા 'ગણ' માટે (૩, ૧૫૪) ભોગ આપે તેમને શ્રાદ્ધમાં આવવા દેવા નહિ, એવું મનુનું ફરમાન છે, અને જેઓ ગામડા (**ग्राम**) માટે ભોગ આપે તેમને પણ તેવી ક્રિયામાં દાખલ થવા દેવા નહિ, એવી મતલબનું ગૌતમનું (૧૫, ૧૬) અને વિષ્ણુનું (૮૦, ૧૧–૧૩) ફરમાન છે.

આપણે "યાજ્ઞવલ્કય, ૨, ૧૮૫–૧૯૨" નો ઉતારો પ્રથમ પૃ. ૨૭ ઉપર આપી ગયા છીએ તેનો ઊંડો અભ્યાસ કરતાં પણ આ જ જાતનો નિર્ણય થઈ શકે છે. એમાં લેખકે શરૂઆતમાં શહેર (**पुर**) પ્રત્યેની રાજાની ફરજોનો ઉલ્લેખ કર્યો છે; જેમ કે, રાજાએ શહેરમાં સારા બ્રાહ્મણોનો વાસ કરાવવો જોઈએ (૫, ૧૮૫). ત્યાર-

---

૩૧૬ ગૌતમ, ૧૫, ૧૬, ૧૮; ૧૭, ૧૭; આપસ્તંબ, ૧, ૧૮, ૧૬, ૧૭; વ. ધ., ૧૪, ૧૦; વિ. સં., ૫૦, ૧, ૭; ૮૨, ૧૩; મ. સં., ૩, ૧૫૧, ૧૫૪, ૧૬૪; ૪, ૨૦૯, ૨૧૯; યા. સં., ૧, ૧૬૧, ૩૬૧; ૨, ૩૧, ૧૯૦–૧૯૫, ૨૧૪; નારદ, પ્રસ્તાવના, ૭; બૃ. સૂ., ૧, ૨૮–૩૦.

પછી લેખકે 'ગણ' પ્રત્યેની રાજાની ફરજો ગણાવી છે; જેમ કે, જેઓ 'ગણ'ની મિલ્કત ચોરે તેમને રાજાએ સજા કરવી જોઇએ, વગેરે. છેવટે લેખકે આ પ્રમાણે ટીકા કરી છે:–"શ્રેણીઓ, વેપારીઓની સંઘરૂપ સંસ્થાઓ (**नैगम**) અને વિવિધ ધર્મસંપ્રદાયના અનુયાયીઓની સંઘરૂપ સંસ્થાઓ પરત્વે રાજાએ આવી જ જાતના નિયમો પાળવા જોઇએ." આથી એમ સમજાય છે કે, આ સ્થળે 'ગણ' શબ્દથી શહેરો (**पुर**) ની અથવા ગામડાંની સંઘરૂપ સંસ્થાનો ઉલ્લેખ થાય છે; કેમ કે, તેમ ન હોય તો '**पुर**' શબ્દ અસ્થાને થઇ પડે. આપણે પ્રથમ જોઈ ગયા તેમ, ટીકાકાર વિજ્ઞાનેશ્વરે આ અર્થ સ્વીકાર્યો છે.

ધર્મસૂત્રોના અને ધર્મશાસ્ત્રોના યુગમાં ગામડું સંઘાત્મક સંસ્થા તરીકે ગણાતું હતું, એમ નીચેનાં બે ફરમાનો ઉપરથી પણ સાબીત થાય છે:—

(૧) "પોતાનાં મંગળ કર્તવ્યો ન કરનારા અને વેદ ન જાણનારા બ્રાહ્મણો જે ગામમાં ભીખ માગીને ગુજારો કરતા હોય **તે ગામને** રાજાએ દંડ કરવો; કારણ કે, તે લૂટારાઓનું પોષણ કરે છે." (વસિષ્ઠ, ૩, ૪; સે. બુ. ઈ., ૧૪, પૃ. ૧૭.)

(૨) "જ્યારે ગાયો કે અન્ય (પ્રાણીઓ) ખોવાયાં હોય, અથવા જ્યારે (બીજી) મિલ્કત જોરજુલમથી છીનવી લેવાઈ હોય, ત્યારે જે સ્થળેથી તેનો કબજો લેવાયો હોય તે સ્થળેથી અનુભવી માણસોએ તેની ખોળ કરતા જવું જોઇએ."

"જે જે સ્થળે થઇને પગલાં પડતાં ગયાં હોય તે તે સ્થળ **ગામડું** હોય, ચરો હોય કે ખરાબો હોય તોપણ તે તે સ્થળે (અર્થાત્, તે તે સ્થળના રહીશોએ કે માલીકોએ) નુકસાનની ભરપાઇ કરી આપવી જોઇએ."

"જ્યારે પગલાં અસ્પષ્ટ કે તૂટકતૂટક થઇ ગયાં હોય ત્યારે

સૌથી પાસેના **ગામડાને** અથવા ચરાને જોખમદાર ગણવું જોઇએ કે ગણવો જોઇએ." ( નારદ, ૧૪, ૨૨–૨૪. )

આ બન્ને દાખલામાં ગામડાને કે ગામડાના રહીશોને જોખમદાર ગણેલ છે. પરંતુ ગામડાના લોકોને અનુરૂપ હક્કો ન અપાયા હોત તો આવી જોખમદારીનો પ્રશ્ન જ રહેત નહિ. એટલું પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે, કોઈ અમલદારનો કે અમલદારોનો ઉલ્લેખ થયેલો નથી; ખુદ ગામડા ઉપર જ તમામ જવાબદારી નંખાયેલી છે. આથી એમ કહી શકાય કે, ગામડાને રાજ્યના સંઘરૂપ એકમ તરીકે ગણવામાં આવતું હતું, તેને સ્પષ્ટ અધિકારો મળેલા હતા, તેની ખાસ ફરજો રહેતી હતી, અને એ ફરજો બરાબર અદા કરવા બદલ તેણે ઉપરિઅધિકારીને જવાબ આપવો પડતો હતો.

સ્વરાજ્ય ભોગવતી આ સ્થાનિક સંસ્થાઓના અસ્તિત્વ વિષે સાહિત્યમાંથી જે માહિતી મળે છે તેને પુરાતત્ત્વની શોધોથી પણ ટેકો મળે છે. સમયના અનુક્રમે સૌથી પ્રથમ તો અલ્લાહાબાદ પાસેના ભીતા ગામમાંથી મળી આવેલી પકવેલી માટીની મુદ્રા છે. તેના ઉપર ઇસ્વી સન પૂર્વેની ત્રીજી કે ચોથી સદીની લિપિમાં '**सहिजितिये निगमस**' એટલા અક્ષરો કોતરેલા છે. મૌર્યકાળના એક મકાનમાંથી એ મુદ્રા મળી આવી હતી. સર જૉન માર્શલ કહે છે તેમ, કદાચ એ જ મકાનમાં 'સહિજિતિ'ના નિગમ (શહેરની શ્રેણી)નું કાર્યાલય હશે.[૩૧૭]

**પ્રાચીન શિલાલેખોમાં ગામડાની સંસ્થાના ઉલ્લેખો.**

ભત્તિપ્રોલુમાંથી જડેલા દાબડા ઉપરના, ઇસ્વી સન પૂર્વેની આશરે ત્રીજી સદીના લેખોમાં[૩૧૮] ગામડાના મુખીનો ઉલ્લેખ થયો

૩૧૭ ઍ. રી. આ. સ. ઇં., ૧૯૧૧–૧૨, પૃ. ૩૧.

૩૧૮. એ. ઈં., પુ. ૨, પૃ. ૩૨૮. આ લેખમાંના '**नेगमा**' શબ્દનો અર્થ બ્યુહ્લરે 'શ્રેણીના સભ્યો' એમ આપ્યો છે. પરંતુ આ

છે એટલું જ નહિ, પણ ગામની શ્રેણીના સભાસદોનાં નામ પણ આપેલાં છે. ૪ અને ૮૪ સાલના મથુરાના જૈન લેખ[૩૧૯] જેવા બીજા પ્રાચીન લેખોમાં પણ ગામડાના મુખીનો ઉલ્લેખ થયેલો છે. ઉક્ત બે જૈન લેખો પૈકીના પહેલા લેખમાં ગામડાના મુખીની પહેલી પત્નીનો અને ગામડાના મુખીના દીકરાની વહુનો ઉલ્લેખ થયો છે. આથી એવો અર્થ થાય કે, એ કુટુંબમાં મુખીની જગ્યા વંશપરંપરાગત હતી.

ઉપવદાતના નાશિકના શિલાલેખમાં 'નિગમ–સભા' (શહેરની સભા) નો ઉલ્લેખ થયેલો છે. એ સભામાં તેનું પોતાનું દાનપત્ર જાહેર રીતે વંચાયું હતું અને તે સમયના રિવાજને અનુસરીને રીતસર નોંધાયું હતું.[૩૨૦] એ જ સ્થળના બીજા એક લેખમાં નાશિકના રહીશોએ એક ગામનું દાન કર્યાની નોંધ કરેલી છે.[૩૨૧] એ જ પ્રમાણે સાંચીના સ્તૂપ અંક ૨ ના કઠેરા ઉપર કોતરેલા લેખમાં પાહુકુલિકા ગામે કરેલા દાનનો ઉલ્લેખ કરેલો છે,[૩૨૨] અને અમરાવતીના સ્તૂપ

---

ગ્રંથના પૃ. ૩૨ ઉપર કહ્યું છે તેમ, 'નિગમ' એટલે 'ગામ', એ અર્થ વધારે બંધ બેસતો છે. શ્રીયુત દે. રા. ભાંડારકર કહે છે તેમ '**नेगमा**' શબ્દ કદાચ '**नैगमाः**' શબ્દને માટે વપરાયો હોય. "યાજ્ઞવલ્ક્યસ્મૃતિ"માં તેમ જ "નારદસ્મૃતિ"માં શહેરીઓની આ નામની સંઘરૂપ સંસ્થાનો ઉલ્લેખ થયેલો છે.

૩૧૯ લ્યુડરની યાદી, અંક ૪૮ અને ૬૯ **अ**.

૩૨૦ એ. ઈ., પુ. ૮, પૃ. ૮૨.

૩૨૧ લ્યુડરની યાદી, અંક ૧૧૪૨. શ્રીયુત રમેશચંદ્ર મુઝુમદારે મોં. સેનાર્તના અર્થનો સ્વીકાર ન કરતાં શ્રીયુત ભગવાનલાલ ઈંદ્રજીના અને શ્રીયુત દે. રા. ભાંડારકરના અર્થનો સ્વીકાર કરેલો છે. સરખાવો, "કાર્માઇકલ લેક્ચર્સ", પુ. ૧, પૃ. ૧૭૭, પાદલેખ ૧.

૩૨૨ એ. ઈ., પુ ૨, પૃ. ૧૧૦, અંક ૧.

ઉપર કોતરેલા એક લેખમાં ધન્યકટક નિગમના દાનનો ઉલ્લેખ થયેલો છે.[૩૨૩] આથી આખા શહેરના સંઘાત્મક બંધારણની સાબીતી અલબત્ત મળે છે.

ભીતા ગામમાંથી મળી આવેલી માટીની ચાર મુદ્રાઓ ઉપર કુશન લિપિમાં **'निगमस'** અક્ષરો કોતરેલા છે અને ત્યાંની પાંચમી મુદ્રા ઉપર ગુપ્તવંશની લિપિમાં **'निगमस्य'** અક્ષરો કોતરેલા છે.[૩૨૪] આથી એમ સાબીત થાય છે કે, ખ્રિસ્તી શકની પહેલી ચાર કે પાંચ સદીમાં શહેરની શ્રેણી હયાતી ધરાવતી હતી. આ ગ્રંથના પૃ. ૩૧–૩૨ ઉપર વૈશાલિમાંથી મળી આવેલી માટીની મુદ્રાઓનો ઉલ્લેખ કરેલો છે તેનાથી પણ આ નિર્ણયને અનુમોદન મળે છે.

ગ્વાલિયરમાંના વૈલ્લભટ્ટસ્વામીના મંદિરના વિ. સં. ૯૩૩ ના લેખોમાંથી[૩૨૫] આપણને એવી માહિતી મળે છે કે, વેપારી સવ્વિયાક, વેપારી ઇચ્છુવાક અને સવ્વિયાકોની મંડળીના બીજા સભ્યો **શહેરનો વહીવટ કરતા હતા** ત્યારે આખા શહેરે પોતાની માલકીની કેટલીક જમીન નવદુર્ગાના મંદિરને અર્પિત કરી હતી. તે જ પ્રમાણે એ શહેરે પોતાની માલીકીની કેટલીક જમીન વિષ્ણુમંદિરને અર્પી હતી તેમ જ એ મંદિરમાં તેલ તથા ફૂલહાર દરરોજ પૂરાં પડતાં રહે તેટલા માટે તેલીઓની તથા બાગવાનોની શ્રેણીમાં કાયમની ભેટની રકમ રોકી હતી. આ નાનકડા લેખમાંથી એટલો ખાતરીલાયક પૂરાવો મળે છે કે, શહેરની સંઘરૂપ સંસ્થા રહેતી, અને શહેરનાં કામકાજ કરવા માટે તેનું તંત્ર સારી રીતે વ્યવસ્થિત હતું. એ સંસ્થાની પોતાની માલીકીની જમીન રહેતી, અને આખા ગામના નામે તે ભેટ તથા દાન આપી શકતી. ઇસ્વીસનની દસમી સદીના મધ્યભાગના સમયની શહેરની

---

૩૨૩ એ. ઈ., પુ.૧૫, પૃ.૨૬૩

૩૨૪ ઍ. રી. આ. સ. ઈ., ૧૯૧૧–૧૨, પૃ. ૫૬

૩૨૫ એ. ઈ., પુ. ૧, પૃ. ૧૬૧.

શ્રેણીની આવી જ પ્રવૃત્તિઓનો ઉલ્લેખ સિયદોનીના શિલાલેખમાં થયેલો છે. એના ઉપરથી એમ સમજાય છે કે, ગામનો વહીવટ "'પંચકુલ' નામની પાંચ જણની સંસ્થા તરફથી તથા વખતો-વખત શહેરે નીમેલા બે જણની સમિતિ તરફથી" થતો હતો.[૩૨૬] આથી એમ જણાઈ આવે છે કે પ્રાચીન હિંદુસ્તાનમાં બહુ પાછળના સમય સુધી શહેરની સંઘરૂપ સંસ્થાઓ હયાતી ધરાવતી હતી.

[ ૬ ]

ગામડાની કે શહેરની શ્રેણીનો અભ્યાસ બે દૃષ્ટિથી કરી શકાયઃ– (૧) તેના અધિકાર તથા તેનાં કર્તવ્યો વિષે વિચાર; અને (૨) આનો અમલ જે વહીવટી તંત્ર દ્વારા થતો તેનો વિચાર.

**ગામડાની શ્રેણીના અધિકાર અને તેનાં કર્તવ્યો.**

વેદકાળનો વિચાર કરતાં આપણે કર્યું હતું તેમ, ઉક્ત અધિ-કારના અને કર્તવ્યોના મુખ્ય બે ભાગ પાડી શકાયઃ–(૧) ન્યાયસંબંધી, અને (૨) વહીવટ સંબંધી. ગામડાના મુખી-(गामभोजक)ના ન્યાયસંબંધી અધિકાર આ ગ્રંથના પૃ. ૧૧૮ ઉપર આપેલી જાતકકથાઓમાં ઉલ્લેખેલા છે. ગામડાના લોકોની સાથે રહીને મુખી આ અધિકાર વાપરતો, એમ જાતક-કથાઓમાં સ્પષ્ટ રીતે કહ્યું નથી. તેમ છતાં પણ "કુલાવક–જાતક" (જુઓ પૃ. ૧૧૮) ઉપરથી એમ જણાય છે કે, નિદાન કેટલાંક ગામોમાં તો આ પદ્ધતિ પ્રચલિત હતી. તેમાં કહ્યું છે તેમ, જે દારૂડિયા લોકોની ચાલચલગત બોધિસત્ત્વે સુધારી હતી તેઓ પહેલાં જે દંડ ભરતા તે પાછળથી બંધ થતાં જે નુકસાન ગયેલું તેનો શોક મુખીએ કર્યો હતો. આ પ્રસંગે એમ ચોકખું કહ્યું છે કે, ગામડાના લોકો પોતે જ પોતાના ગામડાનાં કામકાજ સંભાળી લેતા હતા. આથી એમ માની શકાય કે, આવાં

**(૧) ગામડાની શ્રેણીના ન્યાય-સંબંધી અધિકાર**

---

૩૨૬ એ. ઈ., પુ. ૧, પૃ. ૧૬૭ અને આગળ.

કામોમાં ન્યાયસંબંધી સત્તાનો પણ સમાવેશ થઇ જતો. ઉપર્યુક્ત અન્ય પ્રસંગે જાતકકથાના લેખકોએ માત્ર એટલું જ કહ્યું છે કે, મુખીએ ગુનેગારોને સજા કરી હતી. આનો અર્થ એમ જ નથી કરવાનો કે ફક્ત મુખીને જ મુકદ્દમાઓનો નિકાલ કરવાનો અધિકાર હતો; કારણ કે, ગુનેગારને કરવામાં આવતી શિક્ષા નોંધવાનો જ જાતકકથાના લેખકોનો હેતુ હતો; જે ન્યાયાધીશો ફેંસલો આપતી તેનું બંધારણ સમજાવવાને થોભવાનો તેમનો ઇરાદો હતો જ નહિ.

"કુલાવક-જાતક" એમ પણ સાબીત કરે છે કે, પ્રમાણમાં ગંભીર પ્રકારના મુકદ્દમાઓ નિર્ણયને માટે હજુર ન્યાયસભા તરફ મોકલવા પડતા. એ કથામાં એમ કહ્યું છે કે, મુખીએ લૂટારાઓની ટોળીનો મુકદ્દમો ચલાવેલો નહિ. કથાનો એકંદર ભાવાર્થ જોતાં એમ કહી શકાય કે, એમ કરવાનો અધિકાર તેને હોત તો તો અવશ્ય તેણે તેમ કર્યું હોત. પરંતુ તેવો અધિકાર તેને નહિ હોય તેથી જ તેણે આરોપીઓને તપાસ માટે રાજા તરફ મોકલી આપ્યા હતા. અહીં એમ કહી શકાય કે, સાથેસાથે રહેનારા રહીશોની સભાએ માણસમાણસ વચ્ચેના મુકદ્દમાના ફેંસલા કરવા જોઇએ એવું પાછળનાં ધર્મસૂત્રોએ સામાન્યતઃ ઠરાવ્યું છે તો પણ, ગંભીર ગુના ( **साहस** ) સંબંધીના મુકદ્દમાને તેની હકુમતમાંથી તેણે બાતલ રાખેલા છે.

આપણે પ્રથમ જોઈ ગયા તેમ. ગામડાના લોકોની સાથે રહીને મુખી જે ન્યાયસંબંધી સત્તા ભોગવતો તેનો ઉલ્લેખ કૌટિલ્યે પણ કરેલો છે. જે ખેડુત પોતાના કામ બદલ બેદરકાર રહેતો તેને તેઓ દંડી શકતા અને ચોરને તથા વ્યભિચારીને ગામમાંથી હદપાર કરી શકતા.[૩૨૭] ગામડાના લોકોની સંઘરૂપ પ્રવૃત્તિના વિકાસનું આગળનું પગલું આ સ્થળે આપણને દ્દગ્ગોચર થાય છે. તેમને સ્પષ્ટ રીતે સંયુક્ત અધિકારો આપવામાં આવેલા હતા તેમ જ તેમના ઉપર

---

૩૨૭ "અર્થશાસ્ત્ર", પૃ. ૧૭

સંયુક્ત જવાબદારી પણ નાખવામાં આવેલી હતી, અને પોતાની સત્તાનો અન્યાયી ઉપયોગ તેઓ કરતા તો રાજા તેમનો દંડ પણ કરી શકતો.

ધર્મશાસ્ત્રોના સમયમાં પણ ગામડાની શ્રેણીની ન્યાયસંબંધી સત્તા ચાલૂ રહી હતી. આપણે પ્રથમ જોઈ ગયા તેમ, "મનુસ્મૃતિ"-માં તેમ જ "વિષ્ણુસંહિતા"માં મુખીની ન્યાયસંબંધી સત્તાના ઉલ્લેખો થયેલા છે. પરંતુ "બૃહસ્પતિ-સ્મૃતિ"ના પહેલા અધ્યાયના ૨૮મા શ્લોકથી ૩૦મા શ્લોકમાં ગામડાના લોકોની ન્યાયસંબંધી સત્તાનું સંતોષકારક વર્ણન જળવાઇ રહેલું છે. (જુઓ પૃ. ૫૧.)

આ બધી હકીકત ઉપરથી એમ જણાઈ આવે છે કે, દેશની ચાર માન્ય ન્યાયાધીશીઓ પૈકીની એક ન્યાયાધીશી તરીકે ગામડાની સંસ્થા ગણાતી હતી. પ્રતિષ્ઠાની દૃષ્ટિએ તેનું સ્થાન બીજું હતું, અને (કારીગરોની) શ્રેણીઓના ફેંસલા ઉપર કરેલા વિવાદની સુનાવણી તે કરી શકતી હતી. એમ પણ લાગે છે કે, ગંભીર પ્રકારના ન હોય એવા ગુનાના તમામ મુકદ્દમા તે ચલાવી શકતી. "નારદ-સ્મૃતિ"માંના નીચેના ફકરાઓ એમ બતાવી આપે છે કે, ન્યાય-સભાના સભ્યો તરીકેની પોતાની સ્થિતિના અંગે પોતાના માથે કેટલી મોટી જવાબદારી રહેલી હોય છે તેનું ભાન લોકોને કરાવવાના ભારે પ્રયત્ન પ્રાચીન કાળના ધારાશાસ્ત્રીઓ કરતા હતા:—

"કાં તો ન્યાયસભામાં બીલકુલ પ્રવેશ ન કરવો, અથવા તો યોગ્ય અભિપ્રાય આપવો. જે માણસ મૂગો ઊભો રહે છે અથવા ન્યાયવિરુદ્ધ અભિપ્રાય આપે છે તે પાપી છે.

"અન્યાયનો ચોથો ભાગ સાક્ષીને મળે છે, ચોથો ભાગ ન્યાયાધીશીના તમામ સભાસદોને મળે છે, અને ચોથો ભાગ રાજાને મળે છે.

"એટલા માટે ન્યાયાધીશીમાં પ્રવેશ કર્યા પછી દરેક સલાહકાર

પંચે યોગ્ય અભિપ્રાય આપવો અને પ્રેમની તથા તિરસ્કારની અવગણના કરવી, એટલે તેને પોતાને નરકમાં જવાનું થાય નહિ." (સે. બુ. ઈ., પુ. ૩૩, પૃ. ૩૮–૩૯.)

"નારદસ્મૃતિ"માંના નીચલા ફકરાઓથી એમ પણ સાબીત થાય છે કે, 'વૃદ્ધો' ન્યાયસભામાં આગળપડતો ભાગ લેતા, અને ન્યાયસભાના પ્રમુખ તરીકે વરિષ્ઠ ન્યાયાધીશ રહેતોઃ—

"જે પ્રમાણે વાઢકાપ કરનાર વૈદ્ય વાઢકાપ માટેનાં શસ્ત્રોવડે તીર ખેંચી કાઢે છે, તે જ પ્રમાણે **વરિષ્ઠ ન્યાયાધીશે** મુકદ્દમામાંથી (અન્યાયનું) તીર ખેંચી કાઢવું જોઇએ.

"ન્યાયસભાના સભ્યોનો આખો સમૂહ એમ જાહેર કરે કે 'આ ન્યાયી છે' ત્યારે મુકદ્દમામાંનું તીર દૂર થાય છે–નહીતર એ તીર એમાં રહે છે.

"જેમાં **વૃદ્ધો** ન હોય તે ન્યાયસભા નથી. જેઓ ન્યાયી ફેંસલો ન આપે તેઓ વૃદ્ધો નથી......" (સે. બુ. ઇ., પુ. ૩૩, પૃ. ૩૯–૪૦.)

ઉપર્યુક્ત બીજા ફકરાનો અર્થ અનિશ્ચિત છે. એનો અર્થ એમ થતો હશે કે, આરોપીનો ગુનો સાબીત થવા માટે સર્વાનુમતિ હોવી જોઇએ.

**ગામડાની સંસ્થાના ન્યાયસંબંધી અધિકાર વિષે દક્ષિણ હિંદુસ્તાનના શિલાલેખોના પૂરાવા.**

ગામડાની સ્થાનિક સભાની ન્યાય સંબંધી સત્તાના દાખલા પૂરા પાડે એવા કેટલાક મુકદ્દમાઓ દક્ષિણ હિંદુસ્તાનના દસમા અને બારમા સૈકાના શિલાલેખોમાંથી મળી આવે છે. એમાંના કેટલાક મુકદ્દમાનો સારાંશ નીચે આપ્યો છે.[૩૨૮]

(૧) પોતે કર ભરવાને લાયક નથી એવું જે સ્ત્રીએ કહેલું તેની પાસેથી ગામડાના અધિકારી(?)એ કર માગેલો. તેણે એ બાઈની

૩૨૮ અંક ૧ થી ૩ સુધીનો સારાંશ, ગ. એ. રી., ૧૯૦૭, પરિચ્છેદ ૪૨ (પૃ. ૭૭) માંથી અહીં ઉતાર્યો છે.

કસોટી કરી હશે. એ બાઈએ ઝેર પીધું, અને તે મરી ગઈ. "ચાર દિશાઓ(માં), અઢાર પ્રાંતો(માં) અને વિવિધ દેશો(માં)" વસતા લોકોની સભા મળી, અને તેણે ઠરાવ્યું કે એ માણસ ગુનેગાર છે. પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાના હેતુથી તેણે મંદિરમાં દીવો બાળવા માટે ૩૨ 'કાશુ' આપ્યાં.

(૨) કોઈ એક શૂદ્ર શિકાર કરવા ગયો, પોતાનું નિશાન ચૂક્યો, અને કોઈ વેલ્લાળનું ખૂન તેણે કર્યું. "ઓગણ્યાએંસી પ્રાંતો"ના ખેડુતો એકત્ર થયા, અને તેમણે પેલા શૂદ્રને ગુનેગાર ઠરાવ્યો. તેને કોઈ મંદિરને ૬૪ ગાયોની ભેટ આપવાની ફરજ પડી.

(૩) લેખ તૂટકતૂટક છે. પરંતુ તેનો જે ભાગ સાબુત છે તેના આધારે એમ જણાય છે કે, કોઈ એક માણસે પોતાની પત્નીને ધક્કો માર્યો તેથી તે કદાચ પડી ગઈ અને પરિણામે મરી ગઇ. "ચાર દિશાના દોઢ હજાર માણસો" (ભેગા થયા અને તેમણે) પતિને ગુનેગાર ઠરાવ્યો. તેને મંદિરમાંના દીવા માટે તજવીજ કરવાની ફરજ પડી.

(૪) રાજકેસરીવર્માના રાજકાળના એક લેખમાં એમ લખ્યું છે કે, કોઈ એક માણસે ગોળી મારીને પોતાના જ ગામના બીજા માણસને ભૂલથી મારી નાખ્યો. એ ગામ જે પ્રાંતમાં હતું તે પ્રાંતનો સુબો અને ત્યાંના લોકો એકત્ર થયા, અને તેમણે એવો ઠરાવ કર્યો કે, ગુનેગારે બેદરકારીથી કરેલા ગુના માટે તેને મોતની સજા ફરમાવવી નહિ, પણ સ્થાનિક મંદિરમાં તેણે દીવો બળતો રાખવો જોઇએ. તે પ્રમાણે તેણે ૧૬ ગાયોની બક્ષીસ આપી તેના દૂધમાંથી ઘી બનાવીને તેનો દીવો બાળવામાં આવતો.[૩૨૯]

(૫) બીજા એક લેખમાં કહ્યું છે તેમ,[૩૩૦] ગુનેગાર શિકાર

---

૩૨૯ ગ. એ. રી., ૧૯૦૦, પૃ. ૧૧, પરિચ્છેદ ૨૬.

૩૩૦ ગ. એ. રી. ૧૯૦૦, અંક ૭૭.

કરવા ગયેલો ત્યાં નિશાન ચૂકવાથી તેણે કોઈ માણસને ઠાર કરેલો. પ્રાંતના લોકો તુર્ત ભેગા થયા, અને તેમણે ઠરાવ્યું કે, એ ગુનેગારે સ્થાનિક મંદિરને ૧૬ ગાયોનું દાન કરવું.

જે મુકદ્દમાઓ પરત્વે નિયમો કરેલા ન હતા તેમના ફેંસલા માટે ખાસ ન્યાયસભાઓ પણ પ્રાચીન ધારાશાસ્ત્રીઓએ ઠરાવી આપી હતી. ગૌતમ કહે છે કે, આવી ન્યાયસભામાં નિદાન નીચેના દસ સભ્યો હોવા જોઈએઃ-ચારે વેદમાં પારંગત હોય એવા ચાર માણસો; પ્રથમ ગણાવેલા (ત્રણ) વર્ણના ત્રણ માણસો, (અને) કાયદાનાં જૂદાં-જૂદાં (ત્રણ) સૂત્રો જાણનારા ત્રણ માણસો. ("ગૌતમ." ૨૮, ૪૮–૪૯.)

ખૂનના મુકદ્દમાના ફેંસલા બદલ ખાસ ન્યાયસભા આગળ વિવાદ કરવામાં આવેલો તેનો ખરો દાખલો દક્ષિણ હિંદુસ્તાનના એક શિલાલેખમાંથી[૩૩૧] મળી આવે છે. હરણના શિકારમાં એક માણસ અચાનક ઠાર થયો. ગુનેગાર પાસે કયા પ્રકારનું પ્રાયશ્ચિત્ત કરાવવું, એ પ્રશ્નનો નિર્ણય કરવાના હેતુથી ઓલક્કૂરની ગ્રામસભાના બ્રાહ્મણો, મુખ્ય મહાલના રહીશો તેમ જ પેટામહાલોના રહીશો એકત્ર થયા, અને તેમણે ઠરાવ્યું કે, ગુનેગારે મંદિરને દીવાની બક્ષીસ આપવી.

અરગલુરના મંદિરમાં પૂજા કરવાનો કોનો અધિકાર ગણાય, એ સંબંધીનો મુકદ્દમો બીજો દાખલો પૂરો પાડે છે. ન્યાયાધીશે વિવિધ 'અગ્રહાર'ના 'મહાજનો'ને આ ગૂંચવણભરેલા પ્રશ્નનો નિર્ણય કરવાનું કામ સોંપ્યું, અને છેવટે તેમણે જે નિર્ણય કર્યો તે બદલ તેણે પોતાની સંમતિ આપી.[૩૩૨]

શિલાલેખોમાં 'પંચ–મંડળી', 'પાંચાલી', અને 'પાંચાલિક', શબ્દ વપરાયેલા જોવામાં આવે છે તેમનો ઉલ્લેખ આના સંબંધમાં અહીં કરી શકાય. ફ્લીટ કહે છે તેમ તે "લવાદથી તકરારનો

૩૩૧ ગ. એ. રી., ૧૯૧૦, પૃ. ૯૫, પરિચ્છેદ ૩૦.

૩૩૨ ગ. એ. રી., ૧૯૧૪, પૃ. ૯૬–૯૭.

નિર્ણય કરવો, કોઇ મહત્ત્વના કામે સાક્ષી થવું તથા મંજુરી આપવી, વગેરે કામને માટે એકત્ર કરેલ આધુનિક પંચાયત – પાંચ (કે વધારે) માણસના પંચ – જ " ગણી શકાય.[૩૩૩]

**(૨) ગામડાની શ્રેણીના વહીવટી અધિકાર**

ગામડાના લોકો જે વહીવટી અધિકાર ભોગવતા તેમાં આધુનિક સુબાના, ન્યાયાધીશના અને સુધરાઈના અધિકારનો સમાવેશ થતો હતો, એમ લાગે છે. પૃ. ૧૧૮ ઉપર ઉલ્લેખેલા "ખરસ્સર–જાતક" ઉપરથી એમ જણાય છે કે, મુખીને રાજા તરફે મહેસુલ ઉઘરાવવું પડતું અને સ્થાનિક માણસોની મદદથી દેશમાં શાંતિ જાળવવી પડતી. પૃ. ૧૧૮ ઉપર ઉલ્લેખેલા "કુલાવક-જાતક" ઉપરથી એમ સમજાય છે કે, ગામનો મુખી રહેતો તે છતાં પણ ગામના લોકો પોતાના વતનમાં કામકાજ સંભાળી લેતા. આથી એમ માની શકાય કે, આવાં કામ મુખીના હાથે થતાં તો પણ ખરૂં જોતાં ગામલોકોએ જ કરવાનાં હતાં. આના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, ગામડાની સંસ્થાઓ ચાલૂ રહી ત્યાં સુધી આ બે કર્તવ્યો તેમનાં મુખ્ય કર્તવ્યો ગણાતાં હતાં. ધર્મશાસ્ત્રોમાં ચોખ્ખું કહ્યું છે કે, પ્રાચીન સમયની ગામડાની સંસ્થાઓ ઉપર્યુક્ત બન્ને કર્તવ્યો કરવા ઉપરાંત સુધરાઈનાં કામકાજ પણ કરતી.[૩૩૪] "બૃહસ્પતિ-સ્મૃતિ" માં ગામડાની શ્રેણીનાં કર્તવ્યો પૈકી નીચેનાં કર્તવ્યો ગણાવેલાં છેઃ–"સભામંડપ બંધાવવો; (મુસાફરોને આપવાના) પાણી માટેના હોજ બંધાવવા; મંદિર બંધાવવાં;[૩૩૫] તળાવ બંધાવવાં; બાગબગીચા કરાવવા; ધર્મગ્રંથોમાં ફરમાવેલા

---

૩૩૩ ફ્લીટ–"ગુપ્ત ઇંસ્ક્રિપ્શન્સ," પૃ. ૩૨, પાદલેખ ૫.

૩૩૪ સરખાવો, નારદ, ૧૪, ૨૨–૨૪; આ ગ્રંથનાં પૃષ્ઠ ૧૨૪–૧૨૫.; સરખાવો વિ. સં., ૩, ૬ અને આગળ; મ. સં., ૭, ૧૧૫ અને આગળ.

૩૩૫ સરખાવો, પૃ. ૧૨૮–૧૨૯ ઉપર ઉલ્લેખેલો ગ્વાલિયરનો શિલાલેખ.

સંસ્કારો કરવા માટે નિરાધાર કે ગરીબ લોકોને રાહત આપવી; સરોવરો, કૂવા વગેરે ખોદાવવાં, અને પાણીનાં વહેણમાં બંધ બાંધવા."[૩૩૬]

આ કામો કરવા માટેનો ખર્ચ ઘણું કરીને સંયુક્ત ભંડોળ-માંથી કરવામાં આવતો હતો. જાતકકથાઓ (પૃ. ૧૧૮) તેમ જ પૃ. ૧૨૧ થી ૧૨૩ ઉપર આપેલાં કૌટિલ્યનાં વચનો એમ સાબીત કરે છે કે, શહેરો અને ગામડાં દંડ કરી શકતાં અને જકાત જેવાં લેણાં ઉઘરાવી શકતાં. ગ્વાલિયરના શિલાલેખ (પૃ ૧૨૮–૧૨૯) ઉપરથી એમ જણાય છે કે, શહેરની તેમ જ ગામડાની પોતાની સહિયારી મિલ્કત રહેતી હતી.

જે વહીવટી તંત્ર દ્વારા આ કામો થતાં હતાં તેનો વિચાર હવે આપણે કરીશું. સંસ્થાનો ઉપરિ મુખી હતો;

**ગામડાની સંસ્થા- અને તેનું વહીવટી તંત્ર**

અને તેને શિલાલેખોમાં 'ગ્રામાધિપ', 'ગ્રામણી', 'ગ્રામકૂટ', 'ગ્રામપતિ' અને 'પટ્ટકિલ' કહ્યો છે તથા જાતકોમાં 'ગામભોજક' કહ્યો છે. મુખીની જગ્યા ઘણા પ્રસંગે વંશપરંપરાગત રહેતી તો પણ કોઈક પ્રસંગે રાજા તરફથી પણ તેની નીમણુક થતી.[૩૩૭] બે, ત્રણ કે પાંચ સભ્યોની સભા તેને મદદ કરતી. આ સંસ્થાની બંધારણની રૂએની સત્તા "નારદસ્મૃતિ" (અધ્યાય ૧૦) માં અને "બૃહસ્પતિ–સ્મૃતિ" (અધ્યાય ૧૭) માં કાંઈક વિગતે આપેલી છે. શ્રેણીઓનો વિચાર કરતાં (પૃ. ૪૦ થી ૫૦ ઉપર) આ હકીકત આવી ગયેલી છે, એટલે તેનું પિષ્ટપેપણ કરવાની જરૂર નથી. શ્રેણીઓની બાબતમાં પ્રસંગાનુસાર જે કહેલું છે તે ગામડાની સંસ્થાને પણ તેટલા જ અંશે લાગૂ પડે છે. એટલું કહેવું બસ થશે કે, મુખી અને તેની મદદગાર સભા પુષ્કળ અધિકાર ભોગવતાં તો પણ આખરે તો તેઓ સામાન્ય પ્રજાને જવાબદાર રહેતાં. ગામલોકો પોતાનાં સહિયારાં કર્તવ્યો બજાવવાને સભામંડપમાં

---

૩૩૬ પૃ. ૩૯–૪૦ ઉપર આ ફકરાની પૂર્ણ ચર્ચા કરેલી છે તે જુઓ.

૩૩૭ "રેશ અંડ સિટ્ટે", પૃ. ૯૩.

નિયમિત રીતે મળતા. પોતાના પેટાનિયમો ઘડવાનો અને સભાસદોની હાજરી સંબંધી નિયમો ઘડવાનો અધિકાર તેમને હતો. સભામાં રીતસર વાદવિવાદ થતો; અને વાણીસ્વાતંત્ર્ય પણ અજાણ્યું ન હતું.

આવી સંસ્થાઓના વહીવટી તંત્રના કામકાજ વિષે મેગૅસ્થેનીસના વર્ણનથી બહુ રસિક માહિતી પૂરી પડે છે. પાટલિપુત્ર શહેરના વહીવટનું જે વર્ણન તેણે કરેલું છે તે સુપ્રસિદ્ધ છે. બીજી સ્થાનિક સંસ્થાઓને પણ એ વર્ણન ખુશીથી લાગુ પાડી શકાય. એ આખા તંત્રનું તત્ત્વ એ હતું કે, સાધારણ સભા તથા તેની નાનીનાની સમિતિઓ દ્વારા સુધરાઈનો વહીવટ ચાલતો, અને દરેક સમિતિને એકેક ખાતું સોંપવામાં આવતું. મેગૅસ્થેનીસના વર્ણનને ભત્તિપ્રોલુના દાબડા ઉપરના શિલાલેખથી ટેકો મળતો હોય એમ લાગે છે, કેમ કે તેમાં શહેરના રહીશોની સમિતિનો ઉલ્લેખ થયેલો છે. (જુઓ પૃ. ૧૨૬–૧૨૭.) દક્ષિણ હિંદુસ્તાનના બીજા અનેક લેખો ઉપરથી એમ સાબીત થાય છે કે, પ્રાચીન હિંદુસ્તાનના ઇતિહાસના છેક છેવટના સમય સુધી ઉક્ત તંત્ર ચાલુ રહ્યું હતું.

[ ૭ ]

**દક્ષિણ હિંદુસ્તાનમાંની ગામડાની સંસ્થાઓ.**

ગામડાની સંસ્થાઓના બહુ મનોરંજક દાખલાઓ દક્ષિણ હિંદુસ્તાનમાંથી મળી આવે છે. અનેક શિલાલેખો ઉપરથી એમ સાબીત થાય છે કે, તેમની વ્યવસ્થા બહુ ઊંચા પ્રકારની હતી અને જૂના વખતના રાજબંધારણના અતિ મહત્ત્વના અંગ તરીકે તેઓ મનાતી હતી. દાખલા તરીકે, "સાઉથ ઇંડિયન ઇંસ્ક્રિપ્શન્સ, પુ. ૩, ભાગ ૧ (પાન ૧–૨૨)"માં પ્રસિદ્ધ થયેલા ઉક્કલના વિષ્ણુમંદિરમાંના ચૌદ શિલાલેખો ઉપરથી આવી સંસ્થાઓના સ્વરૂપ અને બંધારણ વિષે બહુ બોધક માહિતી મળે છે. દરેક શિલાલેખના મહત્ત્વનાં ભાગનો સારાંશ શરૂઆતમાં આપીશું તો ઠીક થઈ પડશે.

(૧) વ્યાજના ઉત્પન્નમાંથી ૧૨ બ્રાહ્મણોને જમાડવાની અને બીજાં કામો કરવાની શરતે, કોઈ એક ગામના અધિકારીએ બીજા એક ગામની સંસ્થાને અમુક ભારના સોનાની થાપણ સોંપી હતી. (પૃ. ૩.)

(૨) કોઇ એક માણસે મહાસભાને જમીનનો કકડો એવી શરતે આપી દીધો કે, દેવને અમુક ભારના ચોખા ધરાવવામાં તેના ઉત્પન્નનો ઉપયોગ કરવો. એ શિલાલેખના છેવટના ભાગમાં આમ લખેલું છેઃ–"સભામાં મારી હાજરી હોવાથી અને મેં (તેનું) ફરમાન સાંભળ્યું હોવાથી (ફલાણા ફલાણા) મેં–મધ્યસ્થે–(આ) લખ્યું છે. (પૃ. ૫.)

(૩) કોઈ એક માણસે સભા કનેથી જમીનનો કકડો વેચાતો લીધો હતો, અને એક બગીચાના નીભાવ માટે તે કકડો ગામલોકોને તેણે સોંપી દીધો હતો. (પૃ. ૬.)

(૪) કોઇ એક દાનવીર માણસે લોકોને પાણી પૂરૂં પાડવાના હેતુથી હોજ બંધાવેલો તેના સંબંધમાં કામે લાગેલા વિવિધ માણસોને ચોખા પૂરા પાડવાનું કામ, એ માણસ તરફથી સભાને જમીનનો કકડો મળ્યાથી, સભાએ પોતાના માથે રાખ્યું હતું. (પૃ. ૭.)

(૫) સભાને અમુક વજનના ચોખા થાપણરૂપે મળેલા તેના વ્યાજ તરીકે દર વર્ષે અમુક વજનના ચોખા આપવાનું સભાએ કબૂલ કર્યું હતું. "જે તે વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો (**पेरुमक्कल**) (ચોખા) અપાવે. (પૃ. ૯.)

(૬) આ શિલાલેખમાં સભાની બેઠકનો ઉલ્લેખ થયેલો છે. એમાં ગામના "દાનો (?) (સંબંધી વ્યવસ્થા) માટે ચૂંટાયલા મહાજનો" અને "સત્તનના (મંદિરનો વહીવટ કરનારા) અધિકારીઓ" પણ હતા. ઘણું કરીને સભાએ મંદિરને દરરોજ પહોંચાડવાના ચોખાનું અને તેલનું પ્રમાણ ઠરાવી આપ્યું હતું. છેવટે એમ કહ્યું છે કે, પિડારીના મંદિર સિવાયના અન્ય સ્થળે ગામના પાનવાળા (પાન) વેચે તેમની

પાસેથી સરોવરના ભંડોળ ખાતે સોનાના (એક) 'કલંજુ'નો દંડ લેવાનો અધિકાર "સરોવર (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા મહાજનો"ને રહેશે. (પૃ. ૧૧.)

(૭) આ શિલાલેખ બહુ તૂટકતૂટક છે, અને તેનો ભાવાર્થ પુરેપુરો સ્પષ્ટ નથી. તેમાં "જે જમીન સભાની સામાન્ય માલીકીની મિલ્કત છે તે"નો ઉલ્લેખ થયો છે, અને સભા તરફથી અમુક શરતે એ જમીનનું વેચાણ કરવા સંબંધી જાહેરાત એ શિલાલેખમાં છે. "ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો" અમુક કામો કરતાં ચૂકે તો તેમનો દંડ થાય, એમ એમાં કહ્યું છે. પરંતુ એવાં કામો કયાં તે તેમાંથી સમજાતું નથી. (પૃ. ૧૨.)

(૮) વ્યાજમાંથી દરરોજ બે બ્રાહ્મણોને જમાડવાની શરતે સભાએ અમુક વજનના ચોખાનું દાન સ્વીકાર્યું હતું. (પૃ. ૧૩)

(૯) જે જમીનો બદલનું દાણ પૂરાં બે વર્ષ સુધી ભરાયું ન હોય અને તેથી જે જમીનો ગામની માલીકીની બની ગઈ હોય તે જમીનો વેચી નાખવાનો અધિકાર ગામને આપ્યા બદલનો રાજાનો હુકમ આ શિલાલેખમાં છે. (પૃ. ૧૫.)

(૧૦) આ શિલાલેખમાં એમ કહ્યું છે કે, ગામની સભાએ પોતાની સામાન્ય માલીકીની અમુક જમીનનો કકડો અને પોતાની માલીકીનો પાણીનો રેંટ રાજાના કોઈ નોકરને વેચેલા, અને તે માણસે ગામના સરોવરમાં ફરતી બે નૌકાના નીભાવ માટે એ જમીન બક્ષીસ તરીકે આપી દીધી હતી. (પૃ. ૧૬.)

(૧૧) "ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો" અને "સરોવર (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા મહાજનો" સુદ્ધાં મહાસભા એકત્ર મળી, અને મંદિરના વ્યવસ્થાપકની વિનતિના આધારે તેણે તાજેતરમાં ખેડવા લાયક કરેલી પડતર જમીનનો એક કકડો મંદિરના અંગના અમુક અમુક કામને માટે બક્ષીસરૂપે જૂદો પાડી આપ્યો. (પૃ.૧૮.)

(૧૨) મંદિરમાંની પૂજાના અંગની જરૂરિયાતો માટે ગામની

(૧) વ્યાજના ઉત્પન્નમાંથી ૧૨ બ્રાહ્મણોને જમાડવાની અને બીજાં કામો કરવાની શરતે, કોઈ એક ગામના અધિકારીએ બીજા એક ગામની સંસ્થાને અમુક ભારના સોનાની થાપણ સોંપી હતી. (પૃ. ૩. )

(૨) કોઇ એક માણસે મહાસભાને જમીનનો કકડો એવી શરતે આપી દીધો કે, દેવને અમુક ભારના ચોખા ધરાવવામાં તેના ઉત્પન્નનો ઉપયોગ કરવો. એ શિલાલેખના છેવટના ભાગમાં આમ લખેલું છે:–" સભામાં મારી હાજરી હોવાથી અને મેં ( તેનું ) ફરમાન સાંભળ્યું હોવાથી ( ફલાણા ફલાણા ) મેં–મધ્યસ્થે–( આ ) લખ્યું છે. (પૃ. ૫.)

(૩) કોઈ એક માણસે સભા કનેથી જમીનનો કકડો વેચાતો લીધો હતો, અને એક બગીચાના નીભાવ માટે તે કકડો ગામલોકોને તેણે સોંપી દીધો હતો. (પૃ. ૬.)

(૪) કોઇ એક દાનવીર માણસે લોકોને પાણી પૂરૂં પાડવાના હેતુથી હોજ બંધાવેલો તેના સંબંધમાં કામે લાગેલા વિવિધ માણસોને ચોખા પૂરા પાડવાનું કામ, એ માણસ તરફથી સભાને જમીનનો કકડો મળ્યાથી, સભાએ પોતાના માથે રાખ્યું હતું. (પૃ. ૭.)

(૫) સભાને અમુક વજનના ચોખા થાપણરૂપે મળેલા તેના વ્યાજ તરીકે દર વર્ષે અમુક વજનના ચોખા આપવાનું સભાએ કબૂલ કર્યું હતું. " જે તે વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો (**पेरुमक्कल**) (ચોખા) અપાવે. (પૃ. ૯.)

(૬) આ શિલાલેખમાં સભાની બેઠકનો ઉલ્લેખ થયેલો છે. એમાં ગામના "દાનો (?) (સંબંધી વ્યવસ્થા) માટે ચૂંટાયલા મહાજનો" અને "સત્તનના (મંદિરનો વહીવટ કરનારા) અધિકારીઓ" પણ હતા. ઘણું કરીને સભાએ મંદિરને દરરોજ પહોંચાડવાના ચોખાનું અને તેલનું પ્રમાણ ઠરાવી આપ્યું હતું. છેવટે એમ કહ્યું છે કે, પિડારીના મંદિર સિવાયના અન્ય સ્થળે ગામના પાનવાળા (પાન) વેચે તેમની

પાસેથી સરોવરના ભંડોળ ખાતે સોનાના (એક) 'કલંજુ'નો દંડ લેવાનો અધિકાર "સરોવર (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા મહાજનો"ને રહેશે. (પૃ. ૧૧.)

(૭) આ શિલાલેખ બહુ તૂટકતૂટક છે, અને તેનો ભાવાર્થ પુરેપુરો સ્પષ્ટ નથી. તેમાં "જે જમીન સભાની સામાન્ય માલીકીની મિલ્કત છે તે"નો ઉલ્લેખ થયો છે, અને સભા તરફથી અમુક શરતે એ જમીનનું વેચાણ કરવા સંબંધી જાહેરાત એ શિલાલેખમાં છે. "ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો" અમુક કામો કરતાં ચૂકે તો તેમનો દંડ થાય, એમ એમાં કહ્યું છે. પરંતુ એવાં કામો કયાં તે તેમાંથી સમજાતું નથી. (પૃ. ૧૨.)

(૮) વ્યાજમાંથી દરરોજ બે બ્રાહ્મણોને જમાડવાની શરતે સભાએ અમુક વજનના ચોખાનું દાન સ્વીકાર્યું હતું. (પૃ. ૧૩)

(૯) જે જમીનો બદલનું દાણ પૂરાં બે વર્ષ સુધી ભરાયું ન હોય અને તેથી જે જમીનો ગામની માલીકીની બની ગઈ હોય તે જમીનો વેચી નાખવાનો અધિકાર ગામને આપ્યા બદલનો રાજાનો હુકમ આ શિલાલેખમાં છે. (પૃ. ૧૫.)

(૧૦) આ શિલાલેખમાં એમ કહ્યું છે કે, ગામની સભાએ પોતાની સામાન્ય માલીકીની અમુક જમીનનો કકડો અને પોતાની માલીકીનો પાણીનો રેંટ રાજાના કોઈ નોકરને વેચેલા, અને તે માણસે ગામના સરોવરમાં ફરતી બે નૌકાના નીભાવ માટે એ જમીન બક્ષીસ તરીકે આપી દીધી હતી. (પૃ. ૧૬.)

(૧૧) "ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો" અને "સરોવર (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા મહાજનો" સુદ્ધાં મહાસભા એકત્ર મળી, અને મંદિરના વ્યવસ્થાપકની વિનતિના આધારે તેણે તાજેતરમાં ખેડવા લાયક કરેલી પડતર જમીનનો એક કકડો મંદિરના અંગના અમુક અમુક કામને માટે બક્ષીસરૂપે જૂદો પાડી આપ્યો. (પૃ. ૧૮.)

(૧૨) મંદિરમાંની પૂજાના અંગની જરૂરિયાતો માટે ગામની

સભાએ બગીચા સાથેનું એક ગામ મંદિરને લખી આપ્યું હતું. આ બક્ષીસની શરતો નીચે પ્રમાણે હતીઃ—

"આ ગામમાંથી કોઈ પણ જાતનો કર ઊઘરાવવાનો અધિકાર અમને રહેશે નહિ. ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા અમે (મહાજનો), સરોવર (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા અમે (મહાજનો) અને બગીચા (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા અમે (મહાજનો) આ ગામમાં વસેલા રહીશો પાસેથી સભાના હુકમથી વેઠ કરાવવાનો હક્ક ધરાવી શકીશું નહિ.

"(જો) કોઈ ગુનો (કે) પાપ જાહેર થાય તો ફક્ત દેવ (અર્થાત્, મંદિરના અધિકારીઓ) આ ગામના રહીશોને (તે માટે) દંડ કરી શકશે. (આ પ્રમાણે) કબૂલ કરીને અમે (અર્થાત્ સભાએ) પત્થર ઉપર (આ) કોતરાવ્યું.

"અમે બેદરકારીથી આમાં નિષ્ફળ નીવડીએ તો દરરોજ એકસો ને આઠ 'કાનમ્' દંડ તરીકે આપવાનું અમને (સભાને) કબૂલ છે." (પૃ. ૨૦.)

(૧૩) આ શિલાલેખ અધૂરો છે. જે ભાગ મોજુદ છે તેમાં કહ્યું છે કે, મહાસભાની એક બેઠક ભરાઈ હતી તેમાં "ચાલૂ વર્ષ માટે ચૂંટાયેલા મહાજનો, સરોવર (ઉપર દેખરેખ રાખવા) માટે ચૂંટાયેલા મહાભટ્ટો અને (બીજા બધા) પ્રતિષ્ઠિત માણસો" હાજર રહ્યા હતા. (પૃ. ૨૧.)

(૧૪) ગામમાંના એક ખેડુતના પુત્રે પાડોસની જમીનનો કકડો બક્ષીસ તરીકે લખી આપ્યો હતો તેના ઉત્પન્નમાંથી, જે મંડપમાં બ્રાહ્મણો ઘણુંખરૂં આવતાજતા હતા તે મંડપમાં પાણી તથા ઊનામણાં પૂરાં પાડવાનું તથા મંડપમાંના કુંડ આગળ રેંટ ઊભો કરવાનું ઠર્યું હતું.

દર વર્ષે જે મહાજનો ગામનાં કામકાજ સંભાળે તેમણે આ દાન ઉપર દેખરેખ રાખવી જોઈએ. (પૃ. ૨૧.)

નવમી, દસમી અને અગિયારમી સદીમાં એક જ ગામની સભાએ કરેલાં ફરમાનો ઉક્ત ચૌદ શિલાલેખોમાં નોંધાયેલાં હોવાથી, ઉક્ત ગ્રામસંસ્થાની વ્યવસ્થા અને મહત્તા વિષે તેમાંથી સારામાં સારા પૂરાવો મળી શકે છે.

ગામડાની આવી સંસ્થા વિષેની વધુ માહિતી બીજા શિલાલેખોમાંથી એકત્ર કરી શકાય તેમ છે. પરંતુ આવા શિલાલેખો જૂદાજૂદા સમયના અને જૂદાંજૂદાં સ્થાનના હોવાથી, તેમનામાંથી જે માહિતી મળે તે વડે એકસરખી અખંડ હકીકત ઊભી કરવાનું હિતાવહ લાગતું નથી. તેમ છતાં પણ આવા શિલાલેખોનો અભ્યાસ કાળજીપૂર્વક કરવાથી દક્ષિણ હિંદુસ્તાનની ગ્રામસંસ્થાઓનાં વિશિષ્ટ લક્ષણોનો સર્વ સાધારણ ખ્યાલ આપણે બાંધી શકીએ, એવી આશા રહે છે.

ઉક્લના શિલાલેખો ઉપરથી જણાય છે તેમ ગામડાંની આ સંસ્થાઓનું સૌથી વધારે મહત્ત્વનું અંગ સભા અગર મહાસભા ગણાતી હતી. ગામડાને લગતી બધી બાબતોમાં તે સર્વોપરિ અધિકાર ભોગવતી હતી; અને દક્ષિણહિંદુસ્તાનમાંના શિલાલેખોમાં તેનો ઉલ્લેખ વારંવાર થયેલો જોવામાં આવે છે. આ શિલાલેખોનો અભ્યાસ કાળજીપૂર્વક કરતાં એમ જણાઇ આવે છે કે, જૂદાંજૂદાં સ્થળે અને કદાચ જૂદાજૂદા સમયે પણ આવી સંસ્થાનું બંધારણ જૂદુંજૂદું રહેતું હતું. તિરુમુક્કુદલના મંદિરમાંના શિલાલેખમાં[૩૩૮] કહ્યું છે તેમ, સ્થાનિક સભામાં ગામના યુવકો તેમ જ વૃદ્ધો બેસતા. આથી એમ સમજાય છે કે, તે ગામડાના મોટેરા પુરુષોનો માત્ર સમુદાય હતી. પરંતુ અનેક શિલાલેખોમાં સભાને ગામલોકોથી

**સાધારણ સભા.**

**તેની રચના અને તેનો દરજ્જો.**

---

૩૩૮ ગ. એ. રી., ૧૯૧૬, પૃ. ૧૧૬.

અલાહેદી ગણેલી છે. કેટલાક ચોલવંશના શિલાલેખો[૩૩૯] ઉપરથી એમ જણાય છે કે, ગામના વિદ્વાન બ્રાહ્મણોની અને બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની બનેલી અનેક સમિતિ મળીને ગામડાની સભા બનતી હતી. આથી એમ સમજાય છે કે, કેટલાક પ્રસંગે અમુક ચુનંદા સભ્યો મળીને જ સભા બનતી હતી.

ઇસ્વી સનની આશરે નવમી સદીના મનુરના શિલાલેખમાં સભાના બંધારણ સંબંધી કેટલાક નિયમો આપેલા છે. " તેમાં એમ કહ્યું છે કે, (૧) ગામના ભાગદારોના પુત્રો પૈકીનો જે પુત્ર સદ્‌વર્ત-નવાળો હોય અને મંત્રબ્રાહ્મણનો અને એક ધર્મ( ધારાસંગ્રહ )નો અભ્યાસી હોય તે એક જ પુત્ર, ગામમાં તે પોતે જે ભાગ ધરાવતો હોય તે બદલ, ગામની સભામાં બેસી શકે, અને જેણે ( પોતાની પત્ની તરફથી ) સ્ત્રીધન તરીકે ભાગ ખરીદ્યો, બક્ષીસરૂપે મેળવ્યો કે પ્રાપ્ત કર્યો હોય તથા જે ઉપર્યુક્ત લાયકી ધરાવતો હોય તે એક જ જણ સભામાં બેસી શકે; (૨) સ્ત્રીધન તરીકે ખરીદેલા, બક્ષીસરૂપ મળેલા કે પ્રાપ્ત કરેલા (ભાગો)ના આધારે માણસ બહુબહુ તો સભાના પૂર્ણ સભ્ય તરીકેના અધિકાર પ્રાપ્ત કરી શકે; અને કોઇ પણ પ્રસંગે પા, અર્ધો કે પોણો સભ્ય કોઈ થઈ શકે નહિ; (૩) જેઓ ભાગો ખરીદે તેમણે પરિશિષ્ટો સાથે આખા વેદમાં પારંગત થયા હોય એવા જ માણસોને પોતાના ભાગો બદલના પ્રતિનિધિ તરીકે સભામાં બેસવા માટે ચૂંટી કાઢવા જોઈએ; (૪) બીજા નિયમમાં ઠરાવ્યા પ્રમાણે જેઓ પૂર્ણ સભ્ય ન હોય તેઓ ( ગામનાં કામોની વ્યવસ્થા માટેની ) કોઈ પણ સમિતિમાં બેસી શકે નહિ; (૫) જેઓ ઠરાવેલાં ધોરણોને અનુસરીને ચૂંટાયા હોય તેમણે સભા સમક્ષ રજુ કરવામાં આવેલી દરેક દરખાસ્ત બદલ 'નહિ ! નહિ !' કહીને (સભાના કામકાજમાં) દુરાગ્રહથી વિરોધ કરવો નહિ; અને (૬) જેઓ આમ કરશે તેઓ તેમ જ તેમને ટેકો આપનારા લોકો (જે બાબતમાં આમ

---

૩૩૯ ગ. એ. રી., ૧૯૦૫, પૃ. ૪૯, પરિચ્છેદ ૭.

વર્ત્યાં હશે તે ) દરેક બાબતને માટે પાંચ 'કાશુ'નો દંડ ભરશે, અને છતાં એ ને એ નિયમોનું પાલન તેમણે કરતા રહેવું પડશે."[૩૪૦]

પૂર્ણ સભ્ય થતા પહેલાં વેદોનું સંપૂર્ણ જ્ઞાન મેળવી લેવું જોઈએ, એવી જે શરત નાખવામાં આવેલી છે તે ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, લગભગ બ્રાહ્મણોથી જ વસેલા 'બ્રહ્મદેય' ગામને માટે ઉક્ત નિયમો ખાસ ઘડાયા હતા. તેમ છતાં પણ એટલું તો કહી શકાય કે, સાધારણતઃ અન્ય ગામોમાં પણ બાકીના ઉક્ત નિયમો અથવા તેમના જેવા બીજા નિયમો પ્રચલિત હતા.

ગામડાની સંસ્થાની કાર્યપદ્ધતિ વિષે ઉપર્યુક્ત છેલ્લા બે નિયમો ધ્યાનમાં લેવા જેવા છે. એ નિયમો અલબત્ત વિચિત્ર છે; પરંતુ દુરાગ્રહી સભ્યો ઉપર દાબ રાખવાના હેતુથી તે ઘડાયા હોવા જોઈએ, એ નિઃસંશય છે. બહુમતિના વિરોધને દાબી દેવાના હેતુથી ઉપલી પાયરીના થોડાક માણસોના હાથમાં એ નિયમોરૂપી શસ્ત્ર અપાયું હતું, એવો અર્થ કેટલાક વિદ્વાનો એમાંથી કાઢે છે; પણ આવી કલ્પનામાં બહુ વજુદ જણાતું નથી.

પ્રજા અને સભા વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો હતો, તેમ જ સભા ઉપર પ્રજા કેટલા અંશે દાબ રાખી શકતી, એ નક્કી કરવું મુશ્કેલ થઈ પડે છે. નીચે આપેલા મનલિક્કરાઇના શિલાલેખમાં[૩૪૧] કહ્યું છે તેમ, રાજાના અમલદારો, સભાના સભાસદો અને ગામના લોકો વચ્ચે રીતસર વાદવિવાદ થઇ રહ્યો ત્યારપછી રાજાનું મહત્ત્વનું શાસન પ્રસિદ્ધ થયું હતું. વળી, તિરુવિદવંદાઇ જેવાં અમુક ગામો સંબંધે આપણને એમ માલૂમ પડે છે કે, કેટલાક પ્રસંગે સભાને, અન્ય પ્રસંગે ગામલોકોને તથા અમુક પ્રસંગે સભાને તેમ જ ગામલોકોને ખાનગી થાપણો સોંપાતી હતી.

---

૩૪૦ ગ. એ. રી., ૧૯૧૩, પૃ. ૯૮, પરિચ્છેદ ૨૩.

૩૪૧ ઇ. ઍ., પૃ. ૨૪, પૃ. ૩ ૮ અને આગળ.